# સમાલોચક.

अनुद्वेगकर वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મું. ]  જાન્યુઆરી ઈ. સ. ૧૯૧૭.  [ અંક ૧ લો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલએલ. બી.

પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે




પુસ્તક ૨૨ મું.] જાન્યુઆરી ૯ મ ૧૯૧૭. [અંક ૧

# નિવેદન ૧૪૮૯૯

લેખ —રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

ઉચ્ચ જીવનના મનોરથોની પરમાળા થવી એ સ્વાભાવિક તેમ જ આવશ્યક છે. એવા મનોરથોના અંકુરનો બંધાતા બંધાતા, યોગ્ય સમય આવ્યે તેનો વેગ અને આતુરતા પામતા, વ્યવહારમાં ઉતરવાની ધન્ય ઘડીનો અનુભવ અવશ્ય કરાવે જ. સાંપ્રત સમયે આપણા દેશમાં સતત ચાલી રહેલી રાષ્ટ્રજીવનની જાગૃતિ અને સર્વ પ્રજાવર્ગ અંગોએ તેમાં પોતપોતાની શક્તિ યોગ્ય સમર્પવા જેવી કર્તવ્યના પ્રેરકના તત્ત્વોનો વિચાર કરતાં, આપણાં માસિકો કે જેઓ આમાં પોતાનો કર્તવ્યભાગ યથાયોગ્ય રીતે ભજવી શકે એમ છે, તેમના ઉચ્ચ જીવનના મનોરથો અને એ મનોરથોની સિદ્ધિમાં અપેક્ષિત સાધનો, આદિની વિચારમાળા અમારા વાચકો સમક્ષ ધરવાને હાલનો સમય વિશેષ અનુકૂળ છે અને તેમાં વર્તમાન અંક દ્વારા **સમાલોચક** ચાલીસમા વર્ષમાં પ્રવેશ પામે છે તે પ્રસંગે વિશેષ ઉચિત થઈ પડશે. કારણ ત્રણ વર્ષ ઉપર **સમાલોચકને** માસિક સ્વરૂપ આપતાં, કંઈક સ્પષ્ટ તો કંઈક અસ્પષ્ટ રૂપમાં પણ, આવા વિચારો અમારા વાચકવર્ગને સાદર કરવામાં આવ્યા હતા અને તે વિદ્વાન લેખક અને વિદ્વાન બંધુઓની સહાયતાથી તે અમલ કરવાની મનીષા પણ દર્શાવાઈ હતી અને તે પછીનાં બે વર્ષમાં તે દિશામાં યથાશક્તિ પ્રયાસ પણ અમે આદર્યો છે અને એ રીતે ગ્રાહક બંધુઓની કંઈક સહાનુભૂતિ મેળવી શક્યા છીએ એમ આત્મપ્રશંસાનો આરોપ વહોરી લઈને અમે માની શકીએ છીએ.

આજથી ત્રણ વર્ષ ઉપર ત્રિમાસિક સ્વરૂપમાં પ્રથમ **સમાલોચકનો** ઉદય થયો તે સમયે અને તે પૂર્વે મુખ્યત્વે સાહિત્ય અને ગૌણ અંગે ધર્મ, લોકવ્યવહાર તથા સમાજના નિયત સ્વરૂપો સંબંધી વિચારસામગ્રી વાચકો સમક્ષ ધરવી, એમાં જ આપણાં માસિકોનાં કર્તવ્યની પર્યાપ્તિ મનાતી હતી. પરંતુ તે સમય હવે બદલાયો છે, લોકોની વાચનરુચિ વધી છે તેમ જ વિવિધ ... થઈ છે તથા વિચારણા માટે તેમને જોઈતા વિષયોની અગત્યે પણ નવતનું સ્વરૂપ લીધું છે કિંબહુને, વિશ્વમાં પ્રવર્તતી નવા યુગની નવીન સંસ્કૃતિના ગાઢ સમાગમમાં આપણો

મધુબિન્દુ ૨ ૦-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

જનસમાજ વધુ ને વધુ આવતો જાય છે અને પ્રાચીન-અર્વાચીન સંસ્કૃતિઓના શુભ અંશોના સમીકરણથી નિષ્પન્ન થતા નવા ઘડતા માર્ગે આપણા વિશાળ જનસમૂહોને દોરવવાની એટલું જ નહી પણ આ માર્ગોએ તેમને જવાની અગત્ય સુજ્ઞ પુરુષોને વિશેષ સમજાતી જાય છે કેટલેક અંશે આ અગત્ય લોકભોગ્ય સાહિત્ય પૂરી પાડી શકે એમ છે, અને હાલનો સમય વિચારતા આપણા માસિકો આવું લોકભોગ્ય અને વાસ્તવ લોકચેતનને પ્રેરનારું, સાહિત્ય તૈયાર કરવાની અને લોકમાં તેનો વિશેષ વહોળો પ્રસાર કરવાની શક્તિ ધરાવે છે આમ સમય બદલાતાં માસિકનો કર્તવ્યપ્રદેશ અને કાર્યદિશા વિશાળ તેમ જ વિવિધ થતા છતા તેઓ હજી જોઈએ તેટલા આ દિશાનું કર્તવ્ય ઉપાડવાને તત્પર થયા જણાતા નથી

વર્તમાન સમયે સમસ્ત હિન્દમાં પ્રજાજીવનના અરુણોદયનો ઘૂઘવાટ છે, ને વિવિધ પ્રકારની ઉન્નતિની પ્રવૃત્તિઓ લોકે પોતે જ આદરવાની અગત્યના ઉદ્‌ઘોષો ચારે કોર પડી રહ્યા છે સામાજિક, વ્યાપારી, રાજકીય, સ્થાનિક વહીવટી, ઔદ્યોગિક કેળવણીવિષયક આદિ ઉપાડવા યોગ્ય, બહુ બહુ પ્રવૃત્તિઓના સ્વરૂપો અને તેને લગતા શ્રેણિમાર્ગોના નિરૂપણો આલેખનારી સચેત વિચારસામગ્રીઓ લોકભોગ્ય સાહિત્ય દ્વારા જ આપણા જનસમૂહો સમક્ષ ધરવાની અને એના ચેતનોથી તેમના હૃદયો હલમલાવવાની વાતો સર્વત્ર થાય છે પરન્તુ એમાની, લોકના આદરને પામે એવી, કેટલી સાહિત્ય-સામગ્રી તેમના સમક્ષ ધરવા આતુર પ્રયાસો થયા છે? અને આપણા માસિકો, કે જે ધારે તો આ કાર્ય સારી રીતે કરી શકે એમ છે, તેમણે તે માટે કેટલી તત્પરતા દાખવી છે? અને આપણા વિચારશીલ સુજ્ઞ વર્ગ તેમાં કેટલી સરળતા કરી આપી છે? આ પ્રશ્નો વિચારીશું તો તેનું સમાધાન નિરાશાજનક જ આવશે, એમ ગ્લાનિ સાથે કહેવું પડશે

અલબત્ત આ માટે કેવળ માસિકોને એટલે કે તેના તંત્રમંડળને જ શિરે બધો દોષ ઢોળવો એ યોગ્ય નથી, એમ અમારે સ્પષ્ટ કહેવું જોઈએ **સમાલોચકને** જ માસિકનું સ્વરૂપ આપતા અમે તેમ જ અન્ય કેટલાક માસિકકારોએ પણ યોગ્ય પ્રસંગે પ્રજાજીવનના ચેતનો વાચકોના હૃદયમાં જગવનારી વિવિધ લેખસામગ્રી વિદ્વાન લેખક વિચારક બંધુઓની સહાયતાથી ગુર્જર પ્રજાને સાદર કરવાનું જણાવ્યું હતું, અને એ જણાવેલું કામ કંઈક અંશે પાર પણ પડાયું છે પરન્તુ અમારે દિલગિરી સાથે એ કહેવું પડે છે કે થોડાક નામાંકિત અપવાદો બાદ કરતા અમને તેમ જ અન્ય પત્રકારોને આપણા સુશિક્ષિત વર્ગ આવી સહાયતા આપવામાં અતિમંદતા દાખવી છે આવી તેમની મંદતાના પણ કારણો છે એક પક્ષે સુશિક્ષિત વર્ગમાના ઘણા તો ગુજરાતી ભાષા તરફ માતૃભાષાને યોગ્ય અભિમાન ધરાવતા નથી, એમ વિના સંકોચે અમે કહી શકીશું તેઓ ઇંગ્રેજી ભાષાના સાહિત્ય તરફ જેટલી પ્રીતિ ધરાવે છે તેટલી જ બેપરવાઈ ગુજરાતી સાહિત્ય તરફ રાખતા જણાયા છે એટલે પોતાના અર્ધશિક્ષિત બાંધવો સમક્ષ પોતાના ગહન વાચન અને વિચારણાના ફલ રૂપ લેખો માતૃભાષા-દ્વારા ધરવાની અને ગુજરાતી સાહિત્યને સર્વાંગ સુંદર બનાવવાની તેમની તત્પરતા મંદ હોય, એ સ્વાભાવિક છે તેમ બીજે પક્ષે આપણો વિશાળ જનસમૂહ વ્યવસાયી છે અને જમાનો અતિ પ્રવૃ

ત્તિનો છે, એટલે તેઓ ગહન વિચારોથી ભરેલા લેખો વાંચવાને વિશેષ લલચાય એમ નથી, તો પછી એવા પુસ્તકો તો ક્યાથી વિચારવાને અને તે પ્રમાણે માર્ગ શોધવાને તત્પર થાય? તેમને તો વિચાર કરવાની કક્ષામા રુચિકર વાચન દ્વારા આણવાની સૌથી પહેલી જરૂર છે તેથી જો તેમના સમક્ષ રસભર રીતે તેમ જ મનોરંજક વિવિધ રૂપે, જૂદા જૂદા દૃષ્ટિબિન્દુઓથી નાના નાના નિબંધો, વાર્તાઓ, કાવ્યો, ભાષણો અને લઘુ લેખો દ્વારા સચોટ અને સરલ ભાષામા પ્રજા જીવનના પ્રશ્નો રજુ કરવાની આબાદ કળા આપણા લેખકો ખીલવે તો જ તેઓ તે વાંચવાને આકર્ષાય, એ અનુભવથી સિદ્ધ જણાયુ છે આ કાર્યની અનુકૂલતા કરવાની શક્તિ આપણા માસિકો ધરાવે છે અને તેમણે તે સત્વર પૂર્ણ ઉમંગથી ઉપાડી લેવુ ઘટે છે પરન્તુ વિચાર કરી શકે એવા જનસમૂહો ઘણી કોટિના હોવાથી, પ્રત્યેક કોટિના વાચકવર્ગને અનુકૂળ કક્ષાની લેખસામગ્રી રજુ કરનારા માસિકો પણ તે તે ભિન્નભિન્ન કોટિના હોવા જોઈએ અને એવા ભિન્ન કોટિના માસિકો કાઢવાની યોજનાઓ આપણા સુશિક્ષિત વર્ગે જ કરવાની અત્યંત અગત્ય છે

માસિકો પ્રજાજીવનના ચેતનો બદલાવવાને કેટલા સમર્થ છે, તેના દૃષ્ટાંતોની અપેક્ષા હોય તો ઈંગ્લાંડના જ આગેવાન માસિકો તરફ દૃષ્ટિ કરવાથી તે સંતોષાશે ત્યાંના 'રીવ્યુ ઓફ રીવ્યુઝ,' "ફોર્ટ નાઇટલી રીવ્યુ," "કાન્ટેમ્પોરરી રીવ્યુ" 'નાઇન્ટીન્થ સેન્ચુરી રીવ્યુ," "લેન્ડ એન્ડ વોટર" આદિ મહીને નીકળતા હોવા છતા હાલના વિગ્રહના સમયમા પણ તેની વિચારસામગ્રી જાણવાની અત્યંત ઉત્સુકતા ત્યાના વાચકોને રહે છે આવા ઉચ્ચ કોટિના માસિકો ઉપરાંત ઉતરતી કોટીનાગા ઘણા માસિકો અને અઠવાડિકો વ્યવસાયી વાચકોને માટે પણ નીકળે છે પરંતુ આપણા અણવિકસેલા ગુજરાતમા એવુ ઉચ્ચ કે ઉતરતા કોટિનુ યે એકપણ માસિક છે?

અલબત ત્યાના જેવી ઉંચી કક્ષાનુ કોઈ માસિક આપણે ત્યા ન હોય એ કુદરતી માનીએ પરતુ જે કક્ષાના વાચકવર્ગો આપણા ગુજરાતમા સામાન્ય અને પ્રજાજીવનના પ્રશ્નો કંઈક ઉંડા વિચારથી સમજી અને જીરવી શકે એવા છે તેમના હૃદયને અનુકૂલ વિચારસામગ્રી રજુ કરવાનો પ્રયાસ થવાની શું ઓછી અગત્ય છે? ફ્રાંસના નવા ક્રાન્તિયુગની ઘટના, જર્મનીની સુવ્યવસ્થિત ઔદ્યોગિક નવજીવનની રચના, જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજોન્નતિના સફલચેતનોનુ સવિધાન, બ્રિટીશ લોકતંત્ર અને વ્યાપારી પ્રગતિની સાધના આદિ અગત્યનામા એ દેશોના માસિકો, પત્રિકાઓ (*Pamphlets*) અને ક્રમિક પત્રો (*Periodicals*) એ પોતાના જનસમૂહોના હૃદયોને પ્રજાજીવનના ચેતનોથી બદલાવવાને અને અમુક પ્રજોન્નતિ કરવાને જે કાર્ય કર્યું છે, તેનો દાખલો લઈને તેના જેવા ધોરણે આપણા જનસમાજમા પ્રજાજીવનના ઉચ્ચ મનોરથો પ્રેરનારૂં પ્રજોન્નતિ સધાય એવી બહુબહુ પ્રવૃત્તિઓ તરફ લોકાદર જગવનારૂં અને જનસમાજને પ્રગતિના ઉચિત માર્ગે વાળનાર લોકસાહિત્ય તૈયાર કરવામાં આપણા માસિકો પણ પોતાનો હિસ્સો પૂરા ઉમંગથી આપે એવો અમારો ઉચ્ચ મનોરથ છે, આશા છે કે આ ઉચ્ચ મનોરથ સફલ કરવાની પ્રેરણા તાત્કાલ આપણા લેખક વિચારકના હૃદયમા સત્વર જાગશે

**આટલું નવા વર્ષે માસિકના ઉચ્ચ મનોરથો સંબંધી અને આ મનોરથોને વ્યવહારમાં ઉતારવાની** અત્યંત અગત્ય આવશ્યક સંબંધી સૂચન કર્યા પછી, **સમાલોચક**ની ગયા વર્ષની પ્રવૃત્તિનું સિંહાવલોકન અને વર્તમાન વર્ષની પ્રવૃત્તિનું કંઈક સૂચન કરવા અગત્ય રહે છે. આગલા વર્ષ કરતાં પણ ગયે વર્ષ નિયમિતપણું અમે વિશેષ બરોબર જાળવી શક્યા છીએ અને આ વર્ષ **મનોરંજન** પ્રેસના માલિકની અનુકૂલતાથી તે વધારે જળવાશે એમ લાગે છે. માસિકનું કદ અમે પ્રથમ કદ કરતાં વધારીને ગયા વર્ષ જણાવ્યા પ્રમાણે ફૉર્મ છ કીધું છે અને જો કે અંતમાં વિગ્રહની કાળ જબર જેવી અસર લાગ્યા છતાં અને તે કદ ટકાવી રાખ્યા ઉપરાંત **ચાલુ વર્ષે ચીસાત ફૉર્મ એટલે પદ પૃષ્ટ કરવામાં આવ્યાં છે.** જોકે અમારી ઉમેદ દર વખતે આઠ ફૉર્મનું કદ રાખવાની હતી, પણ અનુકૂળતા થતાં, નિયમ કરતાં વધારે પૃષ્ટ કઢાશે તો તે કાઢવાની અમારી ઈચ્છા હજી મોજુદ છે. મજકુરદાર છપામણી અને ચિત્રસામગ્રી સબંધમાં પણ અમે ગયા વર્ષ કરતાં જે સુધારો કરવાને નસિબવાન થયા છીએ તે ગ્રાહકો પોતે જ જોઈ શક્યા હશે. અમારી ઈચ્છા વાચકોના હૃદયમાં ઉચ્ચ ભાવ પ્રેરનારા, અને ચિત્રકારના આદર્શભૂત ચિત્રો અને નૈસર્ગિક દેખાવો રજુ કરવાની છે, જેમાંના ગયે વર્ષે કેટલાએક રજુ કર્યાં હતાં પરંતુ નાણાંની સંગીન સ્થિતિ અને ગ્રાહકોની બહોળી સંખ્યા હોય તો જ આ ઈચ્છા બહોળા પ્રમાણમાં સફલ થઈ શકે એમ છે. છતાં અંતમાં તવારીખી પ્રખ્યાતના વિગેરે સ્થળોના નૈસર્ગિક દેખાવોના ચિત્રો આપવાની જોગવાઈ કરવાનો વિચાર રાખેલો છે. **સમાલોચક**નો સત્કાર કરનારા ગ્રાહકબંધુઓના ઉત્તેજનથી પ્રેરાઈને મનોરંજક સાહિત્યસામગ્રીઓથી તેને દીપાવવાનું સાહસ કરવા અમે આમ ધાર્યું છે તો આશા છે કે તેઓ પોતાના ઉત્તેજનને વિશાળ પ્રમાણમાં પ્રસારશે અને અમારો ઉત્સાહ ટકાવી રાખવામાં સહાયભૂત નીવડશે.

પરંતુ આ સર્વમાં સૌથી વિશેષ મહત્વનો અને ખરો ઉપયોગી અંગ લેખસામગ્રી છે એ વિસરવું જોઈતું નથી. ગયા વર્ષે આ અંગ ખીલવવા તરફ અમે પૂરતું ધ્યાન આપવા ધારવું મથન કર્યું હતું, પણ હજી તેમાં મન સંતોષાય એવી પ્રગતિ કરી શકાઈ નથી, છતાં આગલા વર્ષ કરતાં ગયા વર્ષના લેખો કંઈક વિવિધતામાં, અને વિચારની સરળતામાં ઉંચી કોટિના છે અને મોટે ભાગે તેનો ઝોક સમાજનો, અને વિજ્ઞાન તથા કેળવણીના વિષયો તરફ હતો છે. એટલે આ અંશ કંઈક સંતોષકારક છે ખરો, પરંતુ વ્યાપાર-ઉદ્યોગ અને સ્થાનિક વહીવટ આદિ અગત્યની બાબતો સંબંધી અનેક પ્રશ્નોની ચર્ચા અને વિચારણાની વિશેષ અપેક્ષા જણાય છે. વિશેષ લોકોપયોગી બાબતો, ચર્ચવા અને નિરૂપવાની મહેચ્છા થાય, એ કુદરતી છે, પણ માસિકના કદની મર્યાદાઓ અને આ કાર્યની વિશાળતા તેમ તેના અભ્યાસનું ફલ પોતાના બાંધવોને આપવાની આતુરતાવાળા વિદ્વાનોની અલ્પજલ્પ સંખ્યા, આદિ અંશો પણ ધ્યાનમાં લેતાં અમારી મુશ્કેલી વાચકો સમજી શકશે. વર્તમાન વિગ્રહ અંતરાયરૂપ ન થયો હોત તો અમે આ કાર્ય કંઈક વિશાળ પ્રમાણમાં ઉપાડવા ધારતા હતા.

આગલા વર્ષ કરતાં ગયે વર્ષે 'ગુજરાતી રંગભૂમિના અવલોકનનું નવું અંગ **સમાલોચક**માં દાખલ થયું છે. રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠીએ આ અતીવ અગત્યનું અંગ

સદ્દમના તેમ જ તટસ્થતાથી ચર્ચું છે આપણા નાટકો, રંગભૂમિની સ્થિતિ, ઉર્દુ નાટકો સાથે અભિનય પાત્રભાવ અને નીતિમય વસ્તુનિર્દેશ, અને દૃશ્યવિધાનની કલા એ સર્વની દૃષ્ટિથી, અને મરાઠી નાટકો સાથે સંગીતની દૃષ્ટિથી સરખામણી, પામર લાગે છે નાટકો જનસમાજના હૃદય ઉપર સંગીન અસર કરવાનું સામર્થ્ય ધરાવે છે, તે જોતા આપણી નાટક કંપનીઓના માલિકોના તેમ જ લેખક કવિઓના આશયો વિશેષ ઉન્નત થવાની ઘણી અપેક્ષા છે વિદ્વાન વિચારકોએ લોકચેતનની આ ઉપયોગી દિશાનો ઘટતો ઉપયોગ કરવો જોઇએ છે

હાલમાં વાચકોની અભિરુચિ વાર્તા તરફ વળેલી હોવાથી અમે ગયે વર્ષે વાર્તાઓ બહોળા પ્રમાણમાં આપી હતી, પરન્તુ તેમાંની ઘણીક વાસ્તવ સાહિત્ય કલા અને ઉન્નત લોકાશયની ખામીવાળી હતી વર્તમાન સમય વિદ્યાર્થીઓની સ્થિતિરીતિનું નિરૂપણ કરનારી ચાતુરસિક વાર્તા પ્રસિદ્ધ લેખક રા ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા બી એ પાસે લખાવવાની યોજના અમે જાહેર કરી ચૂક્યા છીએ, અને તે ઉપરાંત બીજી નાની નાની વાર્તાઓ પણ આપીશું છતા ગયે વર્ષે નિવેદનમાં અમે જણાવ્યું હતું તેમ "લોકજીવનના ગુંચવણભર્યા પ્રશ્નોને રસિક અને બોધક વાર્તાઓમાં ગુંથવાની અને તે દ્વારા લોકની વાચન રૂચિને કેળવી તેને વિચાર કરવાની કલાએ ચઢાવવાની' અત્યન્ત અગત્ય છે બંગાળા જેમ ડૉ રવીન્દ્રનાથ ટાગોર, બાબુ બંકીમચંદ્ર, સર રમેશચંદ્ર દત્ત જેવા સહેતુક અને ઉન્નત આશય પ્રેરનારી વાર્તાઓના લેખકો મેળવવાને ભાગ્યશાળી થયું છે, તેમ ગુજરાત એવા ધન્ય પુત્રો પામશે ત્યારે જ વાર્તાનો પ્રદેશ ઉન્નત દશાને થવા પામશે

ગયે વર્ષ નિવેદનમાં જણાવ્યા પ્રમાણે પ્રજાજીવનને આંદોલિત કરનારી પ્રવૃત્તિઓ સંબંધમાં વિદ્વાન લેખકોના વિચારોને અંકિત કરનારો ખાસ અંક કાઢવાની યોજનાને અનુસરીને, ગુજરાતમાં કેળવણી સંબંધમાં લોકચેતન જગવનારી કેળવણી પરિષદના પ્રસંગે અમે કેળવણી ગુજરાત પરિષદ અંક બહાર પાડ્યો હતો તેમાં આપણા અનુભવી વિદ્વાનોએ અમને તત્પરતાથી સહાયતા આપી હતી અને તે માટે અમે તેમના અત્યંત આભારી છીએ અહીં અમારે વાચકોનું લક્ષ કૉંગ્રેસ અને પરિષદ અંક જેવા દળદાર અંકો રૂપીઆ બે જેવી લવાજમની નાની રકમમાં કાઢવાનું કેટલું ભારે પડે એમ છે, તે તરફ દોરવું ઘટે છે છતાં ગુજરાતની લોકચેતન જગવનારી પ્રવૃત્તિને પ્રસંગે તે સંબંધી વિચારસામગ્રી તેમની સમક્ષ ધરવાનું કર્તવ્ય અમે બજાવવામાં કચાશ રાખી નથી આટલુંયે કહેવું પડે છે તેનું કારણ એ છે કે આવા નમુનાએ વાચકો સમક્ષ આવી વિચારસામગ્રી રજુ કરવાની અગત્ય આપણા અન્ય માસિકો વધારે સમજશે અને એ રીતે લોકહૃદયોને પ્રજાજીવનના આવા વિષયો તરફ અભિમુખી કરવા તત્પર થશે

અન્તમાં અમે અમને અમારી પ્રવૃત્તિમાં સહાય આપનાર લેખકબંધુઓ અને ગ્રાહકોનો આભાર માનીએ છીએ આ વર્તમાન વર્ષમાં સમાલોચક ઇષ્ટ પ્રવૃત્તિ વિશેષ પ્રમાણમાં દાખવવા અને માસિક ઉન્નત જીવનના ઉપર નિર્દેશેલા મનોરથો યથાશક્તિ સફલ કરવા સમર્થ થાઓ અને એ રીતે ગુજરાતના પ્રજાજીવનના નવીન સંસ્કરણમાં યોગ્ય સેવા બજાવવા સમર્થ થાઓ, એવી પ્રાર્થના પરમાત્માને અમે કરીએ છીએ

---

# નૂતન વર્ષાભિનંદન.

લેખક—રા વિવિત્સુ.

( વસંતતિલકા વૃત્ત )

વ્હેજો શુચિ પ્રણયના ઝરણા ઉરે ને
સદ્‌વૃત્ત નીતિ સખીઓ સહચારિણી હો !
આશા બધી હૃદયની પરિપૂર્ણ થાઓ,
આ નૂતનાબ્દ ત્હમને સહુ ઈષ્ટ આપો ૧

ઉલ્લાસ યે જીવન નૂતન રેડજો ને
પ્રારમ્ભ સત્કૃતિતણા કરજો અથાગ,
વિધ્વંસ વ્હેમ રચી દુષ્ટ રિવાજનો હો !
આ નૂતનાબ્દ ત્હમને સહુ ઇષ્ટ આપો ૨

પ્રેમે દયાથી વળી સિંચિત વાટિકા આ
જ્યાં નર્મદે સતત આત્મીય નીર સિંચ્યાં
તે રાખના સતત ફુલ્લ સચિન્ત રહેજો !
આ નૂતનાબ્દ ત્હમને સહુ ઇષ્ટ હેજો ૩

અજ્ઞાન-ધ્વંસ કરીને થઈ અર્થજ્ઞાય
સ્વર્ગીય મોદ લહવા કરજો પ્રયાસ,
પ્રારબ્ધ કૃત્સ્ન તમ કર્મ સુસિદ્ધિ પામો !
આ નૂતનાબ્દ ત્હમને સહુ ઇષ્ટ આપો ૪

ભૂલી વિરોધ નિજ લક્ષ્મી સરસ્વતી યે
સક્રાન્ત આપ મહીં હો મુજ પ્રાર્થના એ,
સ્નેહેભરી દગથી ઈશ સદા નિહાળો !
આ નૂતનાબ્દ ત્હમને સહુ ઈષ્ટ આપો ૫

મહેસાણા,
૧૨ ૧૦ ૧૬

---

# રાજ્યશાસ્ત્ર *

લેખક—રા [illegible]રામ વાવાભાઈ મહેતા, બી એ

રાજ્ય અને તેની ગતિઓમા જે નિયમો અને સિદ્ધાન્તો રહેલા છે તેમનો અભ્યાસ જ્ઞાનની જે શાખા કરે છે તે રાજ્યશાસ્ત્રના નામથી ઓળખાય છે રાજ્યના અને તેના અસ્તિત્વ તથા વિકાસ માટે આવશ્યક સ્થિતિઓના અભ્યાસ સાથે જે શાસ્ત્રને નિસ્બત છે તે રાજ્યશાસ્ત્ર, એવી વ્યાખ્યા કરી શકાય બીજા શબ્દોમા, રાજ્યશાસ્ત્રના પ્રદેશમા રાજ્યની ઉત્પત્તિ, પ્રકૃતિ, સત્તવસ્થાના અસંખ્ય રૂપો, હેતુઓ સત્તાઓ નીતિની પદ્ધતિઓ અને તેના વિકાસને સાહાય્ય આપે અથવા પ્રતિબંધ કરે એવી સ્થિતિઓના અભ્યાસનો સમાવેશ થવો જોઈએ

સંસારમા રાજ્યનુ સ્થાન મહોટુ છે સંસ્કૃતિનુ પ્રધાન અંગ તે હતુ અને છે ઇતિહાસમા કેટલીક વાર જુલમ અને આપખુદીનુ ઓજાર એ નીવડ્યુ છે અને મનુષ્યજાતિને સહાયકારક થવાને બદલે હાનિકારક અનેકવાર થયુ છે, તો મનુષ્યજાતિના વિકાસમા એની પ્રતિષ્ઠા ઉત્કૃષ્ટ છે આ ૮ હજારો વર્ષ થયા આ સંસ્થાનો અભ્યાસ કરવામા વિદ્વાન તત્ત્વચિંતકો અને ત્રિયા નીતિ રાજપુરુષો રોકાયા છે અને હજૂ પણ પ્રાચીન લખાણોમાથી વર્તમાન રાજ્યકીય વિદ્યાના અભ્યાસ માટે આધાર મળે છે ભારતવર્ષમા મહાભારત, ચાણક્યનુ અર્થશાસ્ત્ર, બૃહસ્પતિનુ શાસ્ત્ર, શુક્રનીતિ, યૂરોપમા એરિસ્ટોટલનુ રાજ્યશાસ્ત્ર વગેરે ઉદાહરણરૂપે મશહૂર છે રાજ્યદ્વારી જીવનમા થતા અસંખ્ય મહત્ત્વભર્યા પ્રગતિશાલી ફેરફારોના યુગમા અત્યારે આપણે વસીએ છીએ, નિવાસસ્થાપના (*Colonisation*), રાજ્યવિસ્તાર, સમાગમયોજન (*Federation*) અને લોકશાસન અને સામ્રાજ્ય જગતની રાજદ્વારી સ્થિતિને એવા બળથી અસર કરે છે જેથી રાજ્યશાસ્ત્રનો અભ્યાસ ખાસ મહત્ત્વનો થયો છે જગતની રાજ્યનીતિની ચર્ચા અને રચના કરવાનુ ભાગ્ય જે મહાશયોને પ્રાપ્ત થયુ છે, તેમને આવા અભ્યાસની ઉદાસીન હેતુ પાલવશે નહીં

રાજ્યશાસ્ત્રના ઉપવિભાગોનો સુમાર નથી અને પ્રત્યેકની સીમાઓનો સ્પષ્ટ નિર્ણય થયો નથી તેથી ભિન્ન ભિન્ન લેખકોના દૃષ્ટિબિન્દુ પ્રમાણે ઘણા વર્ગીકરણ શક્ય છે તત્ત્વદૃષ્ટિએ રાજ્યનો વિભાગ કરીએ તો રાજ્યદર્શન (અથવા રાજ્યતત્ત્વવિદ્યા) નામનુ શાસ્ત્રનુ અંગ થશે, અને રાજ્યકીય જીવન અને વિકાસમા રહેલા સિદ્ધાન્તોની બુદ્ધિમાન્ય પર્યેષણા તેનાથી થશે બીજા સ્વનોની પેઠે રાજ્યકીય ઉપપત્તિનો ઇતિહાસ પણ સંભવે, આ વિષયપર લેખાન વાચ્ની રીતે ઘણુ લખ અપાય છે રાજ્યશાસ્ત્રનુ બીજુ અંગ રાજ્યના સ્થૂલ સ્વરૂપ પરત્વે, એના વિકાસ, એની સમૃદ્ધિને ઉત્તેજે અથવા ઘટાડે એવી સ્થિતિઓ અને એની વ્યવસ્થા અને

* ગુજરાતી ભાષામા રાજ્યશાસ્ત્ર વિષય ગ્રંથોની ન્યૂનતા હોવાથી યથાશક્તિ એ પ્રદેશનુ સાહિત્ય રચવાનો ઉદ્દેશ છે ૧૯૧૪ના સમાલોચકમા 'રાજ્યતંત્રના સિદ્ધાંતો' નામની લેખમાલા જેવી રીતે મે લખી હતી તેવીજ રીતે આ વર્ષે J Q Dealey કૃત The Development of the State ઉપરથી એક લેખમાલા લખવા ધારણા છે આ લેખ એ માલાનો પ્રથમ હપ્તો છે ર વા

વહીવટના અસંખ્ય રૂપોના અભ્યાસથી નજરમાં આવે છે વળી રાજ્યની ગતિઓ ઉપર કાર્યો પરત્વે, એમની તત્ત્વમીમાંસા પણ છે અને ઐતિહાસિક રીતે અથવા સામાન્ય રીતે જૂદાં જૂદાં રાજ્યોના ધડાઓના શિદ્ધાન્ત પર છે ઐતિહાસિક વિજ્ઞાન અને રીતિ કાયદો અથવા ધારાશાસ્ત્ર (*Jurisprudence*)ના મૂળ પ્રશ્નોના અભ્યાસ તરફ અને રાજ્યશાસ્ત્રની રચનાના અભ્યાસ તરફ પણ અને જે પદ્ધતિઓથી રાજ્ય પોતાની નીતિઓ ઘડી અમલમાં મૂકતાં મથે છે તેમના પરત્વે ઘણા અપાર રચનામાં, રાજ્યને એકબીજા સાથે વેહાર અને સંબંધો હોય છે, તેથી આંતરરાષ્ટ્રીય (*International*) ધારાનો પ્રબંધ અને સાધિવિગ્રહિમા *Diplomacy* ની કળા ધીમે ધીમે રચાતા છે મહાન રાજ્યો અને આંતરરાષ્ટ્રીય ભાવનાએ બન્ને અંગો અત્યંત આવશ્યક થઈ પડ્યાં છે આવા સામાન્ય વિષયોમાંથી પ્રત્યેકના ભાગવિભાગ સુમાર વિનાના થઈ શકે પરંતુ આપણા અભ્યાસ માટે વધારે વર્ગીકરણની જરૂર નથી રાજ્યશાસ્ત્રના વિષયપ્રદેશ અને અગત્ય પ્રત્યે લક્ષ દોરવા અને તેના સામાન્ય વિભાગોનો સંક્ષેપમાં નિર્દેશ કરવા પુરતું કહેવાયું છે

રાજ્યશાસ્ત્ર એ સમાજશાસ્ત્રનું અંગ છે મનુષ્યના જીવનમાં થતી ક્રિયાઓમાં રહેલા નિયમો અને સિદ્ધાન્તો પારખવા શોધન કરીને અથવા સામાજિક જીવનના વિવિધ રૂપોના સ્થૂલ અભ્યાસ કરીને, અરસપરસના સંબંધમાં એકત્ર રહેતી મનુષ્યજાતિ વિષે જ્ઞાન પ્રાપ્ત કરવું, એ સમાજશાસ્ત્રનો વિષય છે સામાજિક જીવનના પ્રસંગો નિકટ સગપણવાળા અને અન્યોન્યાશ્રયી હોય છે, પરંતુ, સગવડ ખાતર તેમનું જુદાં જુદાં વર્ગીકરણ કરવામાં આવે છે અને પ્રસંગોનો પ્રત્યેક વર્ગ કે જુથ ખાસ અભ્યાસનો વિષય બન્યો છે આ રીતે અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, સામાન્ય ધર્મમીમાંસા, શિક્ષણશાસ્ત્ર, ઇતિહાસ જેવાં સમાજશાસ્ત્રનાં અંગોનું જ્ઞાન પ્રવૃદ્ધિ પામ્યું છે

એટલું સ્પષ્ટ છે કે મનુષ્યોના અરસપરસના વહેવારથી કોઈ પણ રૂપના મનુષ્યસમાજ બંધાય છે પ્રકૃતિથી અને ટેવથી મનુષ્ય પ્રાણીઓનું નાના સમૂહોમાં સમષ્ટ થવાનું છે અને સામાન્ય લોહી, ભાષા, રીવાજો, ધર્મ અને ધંધારોજગાર જેવાં સ્થાયી અને સબળ બંધોથી આ સમૂહોના અંગભૂતો અણુઓના રહે છે આવા સમૂહોમાં કોઈ ખાસ સામાન્ય હેતુ અથવા હેતુઓના રક્ષણ અને વિવર્ધન માટે ખાસ મંડળો સ્થપાતાં બંધાય છે ઉચ્ચતર સંસ્કૃતિનું ખાસ લક્ષણ આવા મંડળવાળું હોય છે પણ સંરક્ષણ અને સામાન્ય કલ્યાણો માટે જ્યારે કોઈ સમૂહ ચોક્કસ અને સ્થાયી બની એક જેવો સુવ્યવસ્થિત થાય છે ત્યારે તે સમૂહની રાજ્યકીય રીતે સંવ્યવસ્થા થાય છે અને એ રાજ્યકીય શરીર કહી શકાય

સર્વે રાજ્યકીય શરીરો રાજ્યો નથી મનુષ્યોથી વસેલી દુનીઆમાં સર્વત્ર, નહાના મહોટા અસંખ્ય રાજ્યકીય શરીરો છે સામાન્ય રક્ષણ અને કલ્યાણ માટે રેડ સુસજ્જ હોય છે, રાજ્ય એના જેવી જ પણ એમનાથી મહોટી સંસ્થાઓને વશ આમાના ઘણાં ખરાં હોય છે આ મહોટી સંસ્થાઓમાંની કેટલીક સ્વતંત્ર અને સર્વોપરી ગણાય છે એવી સ્થિતિમાં

તેઓ રાષ્ટ્રીય રાજ્યકીય શરીર તરિકે ઓળખાય છે અને એમને રાજ્યો મ્હેનામા આવે છે તાબાના રાજ્યકીય શરીરો, પ્રાંતો, પરગણા, સુબા, ' ડીપાર્ટમેન્ટ્સ,' ' કાઉન્ટીસ,' નગરો, ' મ્યુનિસિપાલિટીઓ' કસ્બાઓ અથવા ' કોમ્યુન્સ જેવા નામોથી ઓળખાય છે રાજ્ય એટલે સર્વોપરિ રાજ્યકીય એકત્વ અથવા સ્થૂળરૂપે-તેની વ્યવસ્થા દ્વારા-જોતા સર્વોપરિતાવાળુ રાષ્ટ્રીય રાજ્યકીય શરીર, એની વ્યાખ્યા કરી શકાય રાષ્ટ્રીય રાજ્યકીય શરીરથી જે એકત્વ કહેવાય છે તેને રાષ્ટ્ર કહેવાય છે રાજ્યમા વસતા અને રાજ્ય પ્રત્યે વફાદારી રાખતા અને રાજ્ય પાસેથી રક્ષણ માટે હક્ક ધરાવતા રહેનારાઓના એકત્રિત સમૂહને લોક કહેવામા આવેછે રાજ્યની સત્તા પોતાના અગભૂતો ઉપર હોય છે એ વાતપર ભાર મૂકવામા આવે તો તેમને **પ્રજા** કહે છે, અથવા રાજ્યની અદર તે અગભૂતોને હક્કો છે, એ વાતપર ભાર મૂકવામા આવે તો તેમને **નાગરિક** ( દેશજન ) કહે છે જ્યા સરકાર બધારણવાળી હોય છે ત્યા પુખ્ત પુરૂષ નાગરિકોને, કેટલાક પ્રતિબધો સાથે, અમલદારો અથવા પ્રતિનિધિઓ પોતાના મનથી ચૂટણી કરવાનો હક્ક હોય છે આવા નાગરિકોનો એકત્ર સમૂહ **મતદારમડળ** ***(Eelctorate)*** તરિકે ઓળખાય છે સાધારણ રીતે આ મડળને લોકોનુ મ્હો અથવા લોકોના વિચાર દર્શાવનાર તરિકે લેખવામા આવે છે

—અપૂર્ણ



પૃષ્ઠ ૧૭ વાદાભ ે અ મગદાયી ર ૧-૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પ્રમાણે મુકત કેમ બનાવી શકાય ? તે વિષયની ઘણી ઉપયોગી શોધ તેણે પોતાના જીવનના અંતભાગે કરી છે

૧૮૪૫ ની સાલમા ખાકાફ પાસે આવેલુ ઈવાનાન્હા ગામ મેટ્કિન કૉફની જન્મભૂમિ છે તેનો પિતા એક લશકરી અમલદાર હતો અને નોકરી ઉપરથી નિવૃત્ત થતી વખતે તે 'મેજર જનરલ'ના પદ સુધી પહોચ્યો હતો તેને ઘોડેસ્વારીનો ઘણો શોખ હતો, પરતુ વિજ્ઞાન તરફ તેનુ લેશમાત્ર પણ વલણ હોય એવુ જણાયુ નથી મેટ્કિન કૉફની માતા યાહુદણ હતી અને પોતાની માનસિક શકિત તથા પ્રતિભા માટે તે તેનો રણી હતો નાનપણથી જ તેને સૃષ્ટિના અવલોકનનો પ્રબળ શોખ હતો ખાર્કોફની હાઇસ્કૂલમાથી પસાર થઈ સત્તર વર્ષની વયે તે યુનિવર્સિટીમા દાખલ થયો અને બે વર્ષમા એટલે ૧૮૬૪ મા તેણે તે યુનિવર્સિટીની અંતિમ ઉપાધિ પ્રાપ્ત કરી અને પછી વધુ અભ્યાસમાટે તે વિજ્ઞાનની જનનીરૂપ જર્મનીમા ગયો ૧૮૬૩-૬૪-૬૫-૬૬ એ સાલોમા પ્રતિવર્ષ તેણે પોતે કરેલી શોધોને પ્રસિદ્ધ કરી, આ બધી શોધો જુદા જુદા સૂક્ષ્મ કીટોના આકૃતિવર્ણન તથા જીવન-ઇતિહાસને લગતી હતી આ બધો સમય તે 'ગિસ્સેન'મા આવેલી લ્યૂકાર્ટની પ્રયોગશાળામા કામ કરતો હતો ૧૮૬૬ મા એવુ બન્યુ કે એક શોધ કે જે તેણે સ્વતત્ર રીતે કરી હતી તેનુ માન ખાના' તે શોધ મે કરી છે' એવો દાવો તેના ગુરૂએ તેને પ્રસિદ્ધ કરતા કર્યો હતો મતાપ્રિય મેટ્કિન કૉફે તે વાતનુ અસત્ય ઉઘાડુ પાડી આપ્યુ અને તે કારણથી તેને પોતાના પ્રથમ શિક્ષાગુરુ જોડે વિરોધ થયો આ પછી થોડા સમય તેણે નેપલ્સમા ગાળ્યો અને ત્યાના ઉપસાગરમા જોયલા કેટલાક પ્રાણીઓના વર્ણન તથા જીવન-ઇતિહાસ તેણે લખેલા છે આ બધા કાર્યમા તેણે પોતાની ચોક્કસ તથા બારીક અવલોકન કરવાની શકિત તથા **નવીનોત્પાદકતા ( ઓરિજીનેલિટી )** સિદ્ધ કરી આપેલી છે તેના આ સમયના લેખો ઘણી ઉત્તમ પ્રતિના છે ૧૮૭૦ મા તે ઓડેસા યુનિવર્સિટીમા **પ્રાણીવિજ્ઞાનનો ( ઝુઓલૉજી ) મહોપાધ્યાય ( પ્રૉફેસર )** નીમાયો અને ત્યા પણ તેણે પોતાની શોધખોળ ચાલુ રાખી આ સમયમા તેની ધર્મપત્ની ક્ષયની માદગીમા સપડાઈ અને જો કે હવાફેર માટે તેને મડીરા લઈ જઈ બે ત્રણ વર્ષ રાખવામા આવી તો પણ કાઈ ટીકી લાગી નહી અને તેના દેહનો અવસાન થયો આથી કેટલાક સમયસુધી તેના કામમા ભગાણ પડ્યુ ૧૮૭૪ મા તેણે 'કૉકેસિયન તથા મોગાનિયન જાતોની આખોના પોપચાની ખામીયત ' એ વિષયપર એક ઉત્તમ **માનવ-વિજ્ઞાનના ( એન્થ્રૉપોલૉજી )** વિષયનો લેખ લખ્યો, તથા વાદાની બે જાતમાની અમુક એક અમુક પ્રદેશમા બીજી જાતની સ્પર્ધામા કેમ સ્થાપિત થઈ શકી, એ વિષયપર પણ એક સુન્દર લેખ લખ્યો એ લેખમા ઉત્ક્રાતિવાદના 'સબળનો નિર્વાહ તથા નિર્બલનો નાશ' અથવા જીવનવિગ્રહ એ સત્ર ઉપર તેણે ઘણુ સારૂ અજવાળુ પાડ્યુ

૧૮૭૫ મા તેણે ઓલ્ગા બેલા કોહટોફ નામની સત્તર વર્ષની બાળા સાથે બીજી વારનું લગ્ન કર્યું આ બાઈ ચિત્રવિદ્યામા તથા પ્રતિમાવિધાનમાં ( સ્કલ્પચર ) ઘણી કુશળ

હતી પોતાના લગ્ન પછી તેણે પોતાના પતિને પ્રિય વિષયોનું શિક્ષણ તેની જ પાસે લેવા માંડ્યુ, અને ત્યારથી તે તેના મરણસુધી દરેક કાર્યમા તે પોતાના પ્રિય પતિની સહાયક તરીકે કાર્ય કરતી હતી વળી તેને અંગ્રેજી તથા બીજી પણ પરભાષાઓ આવડતી હતી, તેથી તે તેના ધણીને ઘણી વિવિધ રીતે ઉત્તમ સહાય આપી, તેના જીવનકાર્યમા ઉમંગભર્યો ભાગ લેતી હતી આ પ્રમાણે અન્યોન્યને કાર્યમા સહાય કરી શકે એવા દંપતી વિરલ જ જોવામાં આવે છે આપણા દુર્ભાગી દેશમા તો સમાન શિક્ષણ પામેલા અનુગુણ દંપતીઓનુ સ્વપ્ન પણ આવે એમ નથી ! જયા જોઈયે ત્યા વયના, વિદ્યાના કે તે બનેનાં કજોડા ! ભણેલી પત્નીને પથ્થરના ભમરડા જેવો પતિ, તથા વિદ્વાન ને રસિક પતિને કંઠે દોઢ ગજની લાજ તાણનારી વહેમી તથા રીસાળ પત્ની બાધેલા જણાય છે

ઉપર જણાવ્યુ છે તે પ્રમાણે મેટ્‌કિન કૉફનો ખાસ વિષય **ગર્ભવિજ્ઞાન ( એમ્બ્રીઑલૉજી)** હતો વિવિધ પ્રાણીઓની ગર્ભાવસ્થા તથા તે તે અવસ્થાના ગર્ભોની સૂક્ષ્મ રચનાનો તેણે ઘણી સૂક્ષ્મરીતે અભ્યાસ કર્યો હતો ૧૮૮૨ મા પારદર્શક શરીરવાળી **વાદળીઓનો ( સ્પોન્જીસ )** તથા **છત્ર-મત્સ્યોનો ( જેલીફિશિઝ )** અભ્યાસ કરતા, તેણે તે પ્રાણીઓના શરીરની અંદરની ભીંતોના કોશોનુ વર્તન ધ્યાનથી જોયુ હતુ, તથા એ જ અથવા એને મળતા વિષય ઉપર તેની પૂર્વે થઈ ગયેલા જીવ-વિજ્ઞાનીઓએ જે કાંઈ લખેલુ હતુ તે તેના જાણવામા હતુ એ અંદરના પડમાથી છૂટા પડી ભમતા કોશ શરીરના વિવિધ ભાગોમા જે કાંઈ બગાડો થયો હોય તે ગળી જઈ ખાઈ જાય છે, એ શોધ કરનાર જો કે તે કાંઈ પહેલો ન હોતો પણ તેણે એ સિદ્ધ કરી દેખાડ્યુ કે એ દૃશ્ય અપવાદ રૂપ નહી પરંતુ નિત્ય બનતા તથા ઘણા જ સાધારણ છે તથા શરીરના બીજા અંગોના કાર્યો જેવા જ તે ગણાવા જોઈયે તેણે સિદ્ધ કરી દેખાડ્યુ કે આ રખડતા અને બગાડો ખાઈ જતા કોશો કે જેને ‘ ભક્ષક કોશો ’ કહી શકાય એમ છે તેમનુ મુખ્ય કામ શરીરના બગાડાને ખાઈ જવાનુ છે ૧૮૮૪ મા તેણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું અને તેમા બતાવ્યુ કે મનુષ્યના શરીરના ભક્ષક કોશ, તેના શરીરમા દાખલ થતા વિવિધ ઝેરી સૂક્ષ્મ જંતુઓના વિનાશક કાર્યથી તેનુ રક્ષણ કરે છે ‘ **ડેફનીયા** ’ નામના જલ-ડાસના પારદર્શક શરીરમા તેણે ભક્ષક કોશોની બીજા રોગ પેદા કરનાર જંતુઓને ખાઈ જવાની ક્રિયા જોઈ હતી તથા બીજાને દેખાડી શકાય એવી તેને સિદ્ધ કરી હતી

આ ભક્ષક કોશોના કાર્યના અભ્યાસમા જ પોતાનુ બાકી રહેલુ જીવન વ્યતીત કરવાના નિશ્ચયથી તેણે પ્રાણીવિજ્ઞાન તથા ગર્ભવિજ્ઞાનની શોધો પડતી મેલી, અને ઓડેસામા સ્થપાયેલી નવીન **સૂક્ષ્મ જંતુશાળાનુ ( બૅક્ટિરિઓલોજીકલ લેબોરેટરી )** આધિપત્ય સ્વીકાર્યું, પરંતુ પોતાના કાર્યમા ખલેલ નાખે એવી તે નોકરીની સરતો જણાયાથી ૧૮૮૮ મા તેણે તે જગા છોડી દીધી પછી તેણે બર્લિન જઈ યોગ્ય સંજોગો મળે તો પોતાનુ કાર્ય આગળ ચલાવવાનુ ધાર્યું પણ ત્યાંથી કંઈ જવાબ મળતા તે પારિસમા **પેસ્ચર**ની પાસે

સ્નેહમુદ્રા રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આવ્યો પેસ્ચર તેના ગુણ તથા જ્ઞાનની કદર કરી, પોતાની પ્રયોગશાળાનો એક ભાગ તેને જુદો કાઢી આપ્યો તથા તેના કામમાટે જરૂરી બધી મદદ કરી આપી થોડા વર્ષ પછી નવુ 'પેસ્ચર ઇન્સ્ટિટ્યુટ' બંધાતા તેના મદદનીશ અધિપતિની જગા તેને આપવામા આવી તેના કામની ખ્યાતિથી મુગ્ધ થઈ સેંકડો યુવાન શોધકો તેના હાથ તળે શીખવા આવવા લાગ્યા

મેચ્નિકૉફ નિત્ય સયમા પ્રીતિ રાખનાર હતો વાદવિવાદોમા તેને નકામી છીણાછેડી અથવા ટાટા મારવાની ટેવ ન હોતી કોઈ પણ માન્યતા અથવા સિદ્ધાતનુ સત્યાસત્ય તારવી કાઢવાની મતલબથી જ તે વાદવિવાદોમા ઉતરતો હતો એણે પ્રતિપાદન કરેના સિદ્ધાંતોમા કોઈ કાઈ ન્યૂનતા અથવા ભૂલ દેખાતુ તો તેની જોડે અફળાઈ, વાગ્યુદ્ધ કરવાને બદલે, તેની ગફલતો દૂર થાય એવા નવા પ્રયોગો તે યોજતો હતો આપણા હાલનાં વતમાનપત્રોમા જે નનના સુ અને નકામા વાદવિવાદોને સ્થાન આપવામા આવે છે, અને જે વાચવામા ઘણા માણસો પોતાનો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવે છે તેમા અમુક વ્યક્તિના **સિદ્ધાતોની** ચર્ચા કરવાને બદલે અગત હલ્લા કરવામા આવે છે તથા ગાળગાળા ચલાવવામા આવે છે આર્યસમાજી તથા સનાતનીઓના વાદવિવાદો કે જે આપણા ગુજરાતના નવરા બેઠેલા 'એડિટરો' બીજી ઉપયોગી સામાજિક ચર્ચાને અભાવે પેપરના કાગળ બગાડી જગા ભરવા આપ્યા જાય છે, તેમણે આ ઉપરથી ઘણો ધડો લેવાનો છે

૧૮૯૨ મા '**સોજાઓનુ સાપેક્ષક રોગ-વિજ્ઞાન**' (**ધી કમ્પેરેટિવ પેથૉલૉજી ઑફ ઈન્ફ્લેમેશન**) એ નામનું અચિર પુસ્તક તેણે છપાવ્યુ અને તેમા પોતાના સિદ્ધાંતોનુ સમર્થન કરતા અવલોકનોને તેણે ઘણી યુક્તિપૂર્વક એકત્ર કરેલા છે એ પુસ્તકમા મેચ્નિકૉફે દેખાડ્યુ કે નીચી પક્તિના, કરોડ વિનાના પ્રાણીઓના શરીરમા ઝેરી જતુઓ દાખલ થતા વિવિધ વિકારો શરીરના તે ભાગોમા થવા માડે છે એ વિકારોને પરિણામે પેદા થતા દ્રવ્યોના રસાયણિક કાર્યથી તે પ્રાણીના શરીરના ભક્ષક કોશ તે ભાગ તરફ ઘણી મોટી સખ્યામા આકર્ષાય છે અને તે વિકારને પરિણામે પેદા થયેલા દ્રવ્ય તથા તે વિકારના કારણરૂપ જતુઓને ગળી જાય છે કરોડવાળા ઉંચી પક્તિના પ્રાણીઓમા લોહી, નીચી પક્તિના પ્રાણીના શરીરમા જેમ જ્યાં પોતાનુ હોય ત્યા વહે છે તેમ ન વહેતા બધ રક્તનળીઓમા જ વહે છે એ રક્તનળીઓની ભીંતોમા આવેલા સ્નાયુ વગેરે ઓધતતુઓને વશ છે મગજમાના અમુક ભાગમાથી આવતી આજ્ઞા અનુસાર રક્તનળીઓ વિકસે છે, અથવા સંકોચાય છે શરીરના કોઈપણ ભાગમા ઝેરી જતુ દાખલ થતા તે ભાગમા આવેલી રક્તનળીઓ ઓધજતુના કાર્યથી એવી સંકોચાઈ જાય છે કે ત્યા લોહીનો પ્રવાહ લગભગ અટકી જાય છે પછી એ સ્થિર થયેલા રક્તપ્રવાહમા જમા થયેલા ભક્ષક કોશોનુ સૈન્ય તે વિકારવાળા ભાગ તરફ ખેચાય છે ત્યા જઈ તેઓ વિકારથી બગડેલા શરીરના ભાગ અથવા ત્યા પેદા થયેલા ઝેર તેમ જ તે વિકારના કારણરૂપ સૂક્ષ્મ જતુઓને ગળી જાય છે આ દૃષ્ટિએ જોતા સોજા તથા

ચામડાં, એ આપણા શરીરમા દાખલ થયેના વિષ અથવા વિષ પેદા કરનાર જતુઓને દૂર કરવાના કુદરતના ઉપચારરૂપ છે

ભક્ષક કોશ, વિકારવાળુ સ્થાન, ઓષધજતુ તથા રકતનળીઓ એ બધાના ઘણા સારા સહકાર્ય વગર આ પ્રમાણે બનવુ શકય નથી, અને પ્રશ્ન એ ઉભો થાય છે કે આટલુ બધુ અટપટુ સહકાર્ય પૂર્ણ તથા સ્થિર શી રીતે થવા પામ્યુ? શુ એ પ્રમાણેનુ સહકાર્ય મનુષ્યજાતિમા પ્રથમથી જ સ્વત સિદ્ધ હતું કે એ પાછળથી પ્રાપ્ત થયેલી શક્તિઓમાની એક છે? હજુ પણ જતુઓની સામે ટકી રહેવાની શકિત બધા માણસોમા એકસરખા અશમા પ્રાપ્ત થઈ નથી, એ આપણે જાણીયે છીયે પ્લેગ અથવા કૉલેરા અથવા એવો કોઈ પણ ભયકર ચેપી રોગ કોઈ સ્થળે પૂર જોસમા ફાટી નીકળેલો હોય છે, ત્યારે આપણને જણાય છે કે તે સ્થળે રહેતા બધાં મનુષ્યોપર એ રોગ એકસરખી અસર કરતો નથી કેટલાકને તે રોગ ઘણી સહેલાઈથી સારુ પડી જાય છે અને બીજા કેટલાક પર તે રોગ ભાગ્યે જ કાંઈ અસર કરી શકે છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે વિવિધ રોગ પેદા કરનાર જતુઓ સામે ટકી રહેવાની શકિત બધા માણસોમા એકસરખી હોતી નથી, પરતુ તે ક્રમેક્રમે પ્રાપ્ત થાય છે હવે આ જાતની શકિત કઈ રીતે પ્રાપ્ત થાય છે, તે આપણે જોઈએ

એ તો નિર્વિવાદ વાત છે કે જો કોઈ ઉષ્ણ દેશમા વસનાર માણસને એકદમ શીત દેશમા લઈ જવામા આવે અને તે ત્યા ત્યાની હવાને અનુકૂલ ન હોય તેવા વસ્ત્ર પહેરે તથા ખાન પાન ઇત્યાદિ રાખે તો તેની ઉપર તે દેશની હવાની માઠી અસર થવાનો ઘણો સભવ રહે છે માછલાં તથા દેડકાંને પાણી બહાર જમિન પર લાંબો વખત રાખવાથી તેઓ મરી જાય છે આ ઉપરથી આપણને એટલી વાત સમજાય છે કે જીવતા રહેવા માટે પોતાની આસપાસના સજોગોને અનુકૂલ થવુ જોઇયે હાલ જે જે પ્રાણી તથા વનસ્પતિ આપણે આપણી આસપાસ જોઇયે છીયે, ત્યા તે જીવતી છે, કારણ કે તેની આસપાસની ઉપાધિ એટલે સજોગો તેને અનુકૂલ છે, પ્રતિકૂલ તો નથી જ જો તે સજોગો અથવા ઉપાધિઓ તેને પ્રતિકૂલ હોત તો તે ત્યાં જીવતી રહી શકી જ નહી હોત આ સિદ્ધાંત કે જેનુ કાર્ય સમગ્ર સજીવ સૃષ્ટિમાં જોવામા આવે છે, તેને **'અનુકૂલતાનો સિદ્ધાત'** **( પ્રિન્સિપલ ઑફ એડૉપ્ટેશન )** કહે છે સજીવ વનસ્પતિ તથા પ્રાણીઓના સબધમા બીજી વાત એ યાદ રાખવાની છે કે કોઈ પણ બે વ્યકિતઓ એકમેકને સર્વાંશે મળતી હોતી નથી પ્રત્યેક બે વ્યકિતઓ ઓછા વધતાં બિદુઓમા ભિન્નતા નિત્ય દેખાડે છે આમ હોવાથી માતાપિતામાથી થતા સતાનો કાંઈ સર્વાંશે માતાપિતાની જ પ્રતિકૃતિ અથવા છાયારૂપ થતાં નથી, પરન્તુ તેમનામા કેટલાક નવીન બિદુઓ ઉત્પન્ન થાય છે કે જે માતાપિતામા હોતા નથી આવા નવી પેઢીમા થતા નવા લક્ષણો 'નવલક્ષણ' ( વેરિએશન ) અથવા 'ભેદ' કહેવાય છે અને એ પ્રમાણે નવીન લક્ષણ પેદા થવાના પ્રકારને **'ભેદદર્શન અથવા નવલક્ષણોદ્‌ભેદ' (વેરિએશન)** કહે છે ત્રીજી વાત લક્ષમા એ રાખવાની છે કે સજીવ વ્યક્તિઓ ઘણી શીઘ્રતાથી સખ્યામા વધે છે દેડકાનુ એક જોડુ

એક જ મોસમમા કેટલા હજાર ઇડા મૂકે છે એક તળાવના કિનારા પર રમતા દેડકા એક મોસમમા જેટલા ઇડા મૂકે તેટલા જો પાકે તો થોડા જ વર્ષોમા તે આખુ તળાવ દેડકાથી જ ભરાઈ જાય ! એક ઝાડપર કેટલા બધા અસખ્ય બીજ થાય છે છતા તે વૃક્ષની કુલ સખ્યામા કેટલો સ્વલ્પ ફેર પડે છે ! આમ છે તેથી આપણે માનવુ પડે છે કે આ પ્રમાણે ઘણી મોટી સખ્યામા પેદા થયેલી પ્રજાની વ્યક્તિઓ વચ્ચે અન્ન, આધાર, જલ, પ્રકાશ ઇત્યાદિ જીવનને માટે જરૂરી સજોગો પ્રાપ્ત કરવા ઘણી તીવ્ર સ્પર્ધા ચાલતી હોવી જોઈયે એ દારુણ જીવન વિગ્રહ કે જે અતિદારુણ વગર અટક્યે ચાલ્યા જ કરે છે, તેમા ઘણાનો સદતર નાશ થાય છે તથા બીજા કેટલાક રણભૂમિ છોડી નાસી જાય છે જેનામા કાઈ ગુણ અથવા શક્તિ હોય તે જ તેમા ટકી રહી શકે છે આ દૃશ્યને 'જીવનવિગ્રહ' 'સ્ટ્રગલ ફોર એગ્ઝિસ્ટન્સ' કહે છે નવીન લક્ષણો ધારણ કરનારી વ્યક્તિઓમાથી જેનુ નવીન લક્ષણ તેને આ જીવનવિગ્રહમાં જય આપે એવુ હશે, એ જ વ્યક્તિ જીતતી નીવડશે અને એવા અનુકૂલ અથવા ઉપયોગી નવીન લક્ષણ વિનાની વ્યક્તિઓ ટકી ન રહી શકવાની જેમ આપણે ઘઉને ચાયણામા ચાળીયે છીયે ત્યારે ઘઉઘઉ રહી જાય છે અને કાકરા નીકળી જાય છે, તેમ આ કુદરતના ચાયણામા અનુકૂલ લક્ષણોવાળી વ્યક્તિઓ ટકી રહે છે અને અનુકૂલ નહી એવી વ્યક્તિઓનો વિનાશ અથવા સ્થાનફેર થાય છે આ દૃશ્યને **'નૈસર્ગિક વરણ'** અથવા **'કુદરતની પસદગી' (નૅચરલ સીલેક્ષન)** કહે છે

" હવે આ ઉપર જણાવેલા સિદ્ધાતો આપણે આપણા પ્રસ્તુત વિષયને લાગુ પાડીયે ધારો કે પહેલાના મનુષ્યમા કેટલાક કોશ એવા હતા કે તે અમુક એક સ્થને સ્થિરતાથી ચોટી નહી રહેતા, આખા શરીરમા રસળતા હતા અને માર્ગમા જ્યા જ્યા તેમને ખાવા લાયક વસ્તુ મળી આવે તે ખાઈ જતા હતા આ પ્રમાણે ભમતા ભક્ષક કોશો શરીરના જીવતા ભાગોને ખાઈ ન શકતા શકતા, પણ શરીરના મસ્ત કોશ અથવા બહારની સૃષ્ટિમાથી શરીરમા દાખલ થયેલા સૂક્ષ્મ જતુઓને સહેલથી ખાઈ શકતા હતા હવે આ પ્રમાણે શરીરમા ભમતા અથવા રસળતા કોશ હોવા રૂપ નવીનતાથી તેવા કોશ ધારણ કરનાર વ્યક્તિને ઘણો લાભ થતો હતો, કારણ કે તેમના કાર્યથી તેના શરીરનુ બહારથી આવતા વિવિધ જતુઓથી રક્ષણ થતુ હતુ આ પ્રમાણે આવા ભમતા, રસળતા કોશોને ધારણ કરવા એ તેની વ્યક્તિને લાભ કારી હતુ, કારણ કે તેથી મનુષ્ય કેટલાક રોગોથી બચવા પામે છે હવે ધારો કે મનુષ્યમાત્રના બે વિભાગ પાડેલા છે એકમા આવા ભક્ષક કોશ છે અને બીજામા નથી આવે પ્રસગે પહેલા વર્ગના માણસો જેટલી ખાતરીથી બચી શકે છે તેટલી ખાતરીથી બીજામા બચી શકતા નથી આમ હોવાથી પહેલા વર્ગના માણસોનો આવરદા લાબો થાય છે એટલુ જ નહિ પરતુ તેની પ્રજા પણ ઘણી ઝડપથી વધે છે આ પ્રમાણે ઘણા વર્ષો પછી પહેલા વર્ગના માણસોની સખ્યા બીજા વર્ગના માણસોની સખ્યાના પ્રમાણમા એટલી મોટી થશે કે તે વર્ગના માણસો બહુ વિરલ જ જોવામા આવશે એમ કરતા કરતા આખરે એ બીજો વર્ગ

નષ્ટપ્રાય થઈ જશે, અને રોગો સામે ટકનાર મનુષ્યોની નવીન જાત સ્થિર થશે આવા જ કોઈ પ્રકારે કેટલાક મનુષ્યોમાં અમુક અમુક રોગોથી મુક્ત રહેવાની શક્તિ પ્રાપ્ત થયેલી છે વિવિધ રોગોના જતુઓ સાથે દ્વંદ્વ કરતા ભક્ષક કોશો, મનુષ્યશરીરનો બચાવ કરતા હોવાથી તેમનો માણસના રક્તમા જમાવ થતો જાય છે અને એ રીતે માણસને ધીરે ધીરે રોગ સામે ટકવાની શક્તિ પ્રાપ્ત થતી જાય છે

૧૯૦૩ મા 'મનુષ્યપ્રકૃતિ' એ વિષયપર મેટ્કિન કૉફે એક પુસ્તક લખ્યુ, તેમા તેણે એવો મત દર્શાવ્યો છે કે પેટના નળી અદર વિનારી કહેવાણુ થવાથી તેમા જે વિષદ્રવ્ય પેદા થાય છે તે શરીરમા ચુસાતા તેની અસરથી રક્તનળીઓની ભીંતો તથા શરીરના અગો શિથિલ થઈ જાય છે અને પરિણામે વૃદ્ધાવસ્થાના ચિહ્ન મનુષ્યના શરીરપર દેખાવા માડે છે, પળીયા આવે છે, ચામડીપર કરચલીઓ પડી જાય છે તથા સાધા શિથિલ થઈ જાય છે અને અતે માણસનો આવરદા ટુકો થઈ જાય છે મેટ્કિન કૉફે પોતાના જાતિ અનુભવથી તથા પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યુ કે તાજી છાસનુ નિત્ય સેવન કરવાથી ઉપર વર્ણવેલુ વિકારી કહેવાણ થતું અટકે છે આનુ કારણ એ છે કે છાસ વાટે નળમા 'લેક્ટિક જતુ' દાખલ થાય છે, અને તે જતુના કાર્યથી જે લેક્ટિક ઍસિડ થાય છે તેમા ઉપર વર્ણવેલુ કહેવાણુ કરનાર જતુ જીવી શકતા નથી આ વિષયમા તેની પોતાની દૃઢ ખાત્રી થવાથી તેણે નિત્ય શેર છાસ પીવાનો અભ્યાસ રાખ્યો હતો

૧૯૦૧ થી તે ૧૯૧૬ મા તેનુ મરણ થયુ, ત્યાસુધી તેણે ઘણી ખતથી તથા ભગાણુ વગર પોતાની પ્રયોગશાળામા કામ કર્યા કર્યું સવારથી સાજ સુધી એમ આખો દહાડો તે પોતાની પ્રયોગશાળામા કામ કર્યા કરતો હતો અને તે એટલે સુધી કે સતત વાકા વળી સૂક્ષ્મદર્શક યત્રનો ઉપયોગ કરવાથી તેનો વાસા વળી ગયો હતો અને તેને વાકા વાકા રહી ચાલવુ પડતુ હતુ તેને પોતાનુ કામ એટલુ તો પ્રિય હતુ કે તે, તે ઓછી ભાગ્યે જ બીજે કોઈ સ્થળે મોજ મારવા જતો હતો

આવા આવા કર્મપરાયણ વિજ્ઞાનીઓની સતત તથા નિસ્વાર્થ મહેનત અને સત્યાન્વેષણના આગ્રહથી ઘણી ઘણી નવીન શોધો થયેલી છે કે જેનાથી મનુષ્યનુ જીવન પ્રથમ કરતા સહીસલામતીભર્યું તથા સુખી થવા પામ્યુ છે પ્રાચીન સમયમા આપણા ભારતવર્ષમા પણ આવા જ બલ્કે એથી પણ શ્રેષ્ઠ પ્રતિભાવાળા, તથા સત્યાન્વેષણમા દૃઢ આગ્રહવાળા શોધકો હતા કે જેના પ્રયાસથી આપણુ પ્રિય ભારત વિવિધ વિદ્યાકળાના મદિરરૂપ થયુ હતું તથા તેના વિદ્યાપ્રકાશથી હજારો પરદેશી વિદ્યાર્થીઓ ગ્રીસ, મિસર, જાપાન જેવા દૂર દૂર દેશોથી અહીં આવતા હતા વર્તમાન સમયમા પણ પ્રૉ પ્રફુલચદ્ર રૉય તથા જગદીશ ચદ્ર બોઝ જેવાઓએ વિજ્ઞાનના ક્ષેત્રમા પોતાની મહા શક્તિ સિદ્ધ કરી દેખાડી છે અને આપણી નિસ્તેજ તથા નિ સત્વ થયેલી ભારત માતાના મુકૂટને કાઇક અશે તેજસ્વી કરવાનો સફળ યત્ન કર્યો છે આવા આવા ઘણા નરરત્નો પાકી ભારત માતાના ખરા સતાન થઈ તે માતાની વિભૂતિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરો !

---

# નીલગિરી.

લેખક—રા ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી એ,

ઠંડા દેશમા રહેનાર લોકોને હિંદુસ્થાનનો ઊનાળો ઘણો પ્રખર લાગે છે, તેથી યૂરોપીયન લોકો તે દિવસોમા વિશ્રાંતિ તથા ઠંડી મેળવવા માટે પર્વતોમાના ઉંચા ઉંચા સ્થાનો તરફ દોડે છે, અને તેને લીધે જ આ સ્થાનો પ્રચારમા આવીને તેમના ફાયદા દિવસોદિવસ એતદ્દેશીય ધનિક લોક પણ લેવા લાગ્યા છે ઊનાળામા આબુ, માથેરાન, લાનોલી તથા મહાબલેશ્વરમા આપણા લોક પણ ઘણા જવા લાગ્યા છે આવા સ્થાનો હિમાલયની દક્ષિણ ઉતરાણપર ઘણા જ નિર્માણ થઈને તે મોટા શહેરો બને છે તે સર્વ સ્થાનોમા નીલગિરીનુ શિખર ઘણું જ હવાવાળુ, સુંદર તથા આરોગ્યકારક છે, એવી ખ્યાતિ છે હિમાલયમાના મુખ્ય સ્થાનો સિમલા, દાર્જીલિંગ પ્રમાણે આ સ્થાન પણ ઉંચુ છે અને અહીંઆંની હવા અતિ ઠંડી ન હોતા આખુ વર્ષ સાધારણ એકસરખી જ હોય છે બરફ પડવા જેટલી સખ્ત ઠંડી અત્રે ન હોવાને લીધે આ ઠેકાણાનુ ઘણું જ મહત્વ છે બરફના દેખાવો વિના સૃષ્ટિસૌન્દર્યમા આ પણ હિમાલયપરના સ્થાનોથી હારી જાય તેમ નથી

આ સ્થળ માટે આપણા ગુજરાતીઓને જ ઘણી માહિતી નથી પરતુ હવે ઠેઠ ઉટકામંડ સુધી રેલવે થવાને લીધે ત્યા જવાનુ સહેલુ થયુ છે, તથાપિ મ્હૈસુરની છેક દક્ષિણ સીમાપર જો કે આ સ્થાન છે તો પણ ત્યાથી રેલવે ન હોવાને લીધે થોડોક દ્રાવિડી પ્રાણાયામ કરીને જ અહીંઆં જવુ પડે છે જે લોક પુષ્કળ પૈસા ખરચીને મહાબળેશ્વર, માથેરાનાદિ ઠેકાણે ગર્દીમા રહે છે તેમને નીલગિરી જવુ વિશેષ હરકત અથવા ખર્ચવાળુ થશે નહિ આ પર્વતપર રહેવાના ત્રણ ચાર સગવડવાળા સ્થળો છે અને ત્યા પુષ્કળ નાનામોટા બંગલા ભાડે મળે છે આ વર્ણન પરથી આ પર્વત અત્રેના કોઈ પણ ગિરિશિખર કરતા ઠંડા, રમ્ય તથા ઉપદ્રવરહિત છે, એવી ખાત્રી થશે અને સામાન્ય સ્થિતિના લોકોને એશઆરામ અથવા આરોગ્યના હેતુ વિના કેવળ સૃષ્ટિનુ એક અતિ સુંદર સ્થાન જોવામાટે પણ આ પર્વતની મુસાફરી કરવાનુ ઇષ્ટ લાગશે

વિન્ધ્યાદ્રિની દક્ષિણ તરફનો જે હિંદુસ્થાનનો ત્રિકોણી પ્રદેશ છે તેની વચ્ચેનુ ઉંચુ મેદાન સહ્યાદ્રિ તથા પૂર્વ ઘાટ પર્વતો વચ્ચે છે આ બન્ને પર્વતો નીલગિરિમા મળે છે અને આ બન્ને હારોનો આ સગમ અતિશય ઉંચો હોવાને લીધે આ ઉત્તર તરફ જનારા ફાંટા અત્રેથી જ નીકળે છે, એમ કહીશુ તો પણ ચાલશે કારણ, અહીંઆથી દક્ષિણ તરફ કન્યાકુમારી પર્યન્ત જે પર્વતપંક્તિ જાય છે તે પાલઘાટની ૨૫ માઈલ પહોળાઈની ખીણને લીધે મૂળ સહ્યાદ્રિથી તૂટક છે

હિમાલયની દક્ષિણે નીલગિરી જેવડુ ઉંચુ બીજુ સ્થાન નથી આબુ, મહાબળેશ્વર, પંચમઢી, અથવા સીલોનની 'પેદ્રો તાલા ગેલા' કરતા પણ નીલગિરીનુ શિખર ઉંચુ છે તેની સરા

સરી ઉંચાઈ ૬૫૦૦ ફુટ છે તથા તેમા પણ ઉટી ( ઉટકામડ ) ની ઉંચાઈ ૭૩૦૦ ફુટ કરતા વધારે હોઇને કેટલાંક શિખરો તો લગભગ ૯૦૦૦ ફુટ ઉંચા છે ત્રાવણકોર સરસ્થાનમાંનુ 'આનેમનયા'નુ એક શિખર ફક્ત ૮૮૫૦ ફુટ ઉંચુ છે અને નીલગિરીના ' દોડુ બેટા ' શિખરની ઉંચાઈ ૮૭૬૦ ફુટ છે

આ પર્વતની ' નીલ મલય ' સંજ્ઞા પણ છે તામીલ ભાષામા ' મલય ' શબ્દ પર્વત વાચક છે ' નલ્લ મલય ' ' પલ્લ મલય ' 'આને મનય' 'ત્રિનો મલય' નામના પર્વત દક્ષિણ ભાગમા છે ' મલય મારૂત ' આ સંસ્કૃત શબ્દનો અર્થ-' દક્ષિણ પર્વત તરફથી આવતો પવન'-છે આ પર્વત નીચેના મેદાનમાથી જોનારને નીલ રંગની ઝાકળ જેવી વસ્તુથી ઢંકાયલો લાગે છે, આને લીધે જ આનુ નામ નીલગિરી પડ્યુ છે તે જ પર્વતની પેલી પાર પૂર્વે જે પર્વત છે તેનુ ' બિળી ગિરી ' ( સફેદ પર્વત ) નામ છે

સિમલા વગેરે જે પર્વતના શિખરોપરના હવાના સ્થાનો નિર્માણ થયા છે તે સર્વે કરતા નીલગિરીના શિખરનો વિસ્તાર ઘણો મોટો હોવાને લીધે અહીંઆ બે ચાર સારા શહેર તથા અનેક ગામડા પણ વસ્યા છે આ વસવાટ ૧૦૦ વર્ષની અંદરનો છે તે પૂર્વે અત્રે થોડા ગામડા હતા પરંતુ આ સર્વ પ્રદેશમા કુરુમ્બ તોડા વગેરે જગલી લોકોની વસ્તી હતી અને ખેતી પણ નહોતી ઇ સ ૧૮૨૦ ની સાલ પછી યુરોપીયન લોકોએ આ રમ્ય સ્થાન વસવાટ નીચે આણવાનો પ્રારંભ કર્યા પછીથી તેને તદ્દન નવીન જ સ્વરૂપ આવ્યુ છે

જે સ્થાનમા જગલી જાનવરો અને તેમની જ યોગ્યતાવાળા માણસો હતા, જ્યા અતિ શય ઠડી હોવાને લીધે મેદાનના લોકોને ઉપર જવાની ઇચ્છા પણ થતી ન હોતી તથા જ્યાની ગીચ ઝાડીમા પ્રવાસ કરવો પણ ઘણું જ દુર્ઘટ હતુ તે જ સ્થાન હવે એક સુદર કુદનમા જડેલા મરકતમણિ પ્રમાણે રમણીય થયુ છે અત્રે હવે ઉત્તમ ઘાટો, સડકો તથા આગગાડીના રસ્તા થયા હોવાથી ઠેકાણે ઠેકાણે ખેતી, બાગાયત તથા શાકભાજીની વાડીઓ થયા છે આ પર્વતપર ૧,૨૫,૦૦૦ કાયમની વસ્તી થઈ છે સ્વ હવામા તથા સર્વ ઋતુમાં થનારા ફળો, ફુલો તથા ભાજીપાલા અત્રે પાકતા હોવાથી અત્રે મોટમોટા સૅનીટેરિયમો તથા વિદ્યાલયો સ્થાપન થયા છે આશરે ૮૦૦ વર્ષથી તામ્રશાસનોપરથી આ પર્વતનો ઉલ્લેખ જણાય છે, તથાપિ ત્યા કાંઈ શહેરો તથા નગરો હતા, અગર સાંથી ગાગ, બલ્લાળ, વગેરે રાજાઓને બહુ વસુલ આવતુ હશે, એમ જણાતુ નથી ટીપુએ અત્રે એક શિખરપર નાનો કિલ્લો બાધ્યો હતો, પરંતુ તે મેદાનના લોકની નાકાબધી કરવાને માટે જ હતો

નીલગિરી પર્વત મ્હૈસુરની દક્ષિણે છે તથાપિ તેની વચ્ચે મોયાર નદીની પહોળી ખીણ છે પરંતુ તે જ નદીને લીધે તે પર્વત ખીજી હારથી તદ્દન જૂદો થયો છે આ પર્વતની દક્ષિણે ભવાની નદીની ખીણ છે અને તેની દક્ષિણે કોઈમ્બતુરના સપાટ અને ઉષ્ણ મેદાનો છે ઉપરની બન્ને નદીઓ પૂર્વમા મળે છે તેને લીધે આ પર્વત તેમની વચ્ચે પશ્ચિમતરફ નીલગિરીના માથા નીચે ત્રણચાર હજાર ફુટ નીચે મલબારનો વાયનાડ નામનો ડુગરાળ પ્રદેશ છે નીલગિરીના માથાનુ જ ક્ષેત્ર આશરે ૭૦૦ ચૌરસ માઈલ છે એની પૂર્વપશ્ચિમ લબાઈ

૩૫ માઈલ તથા ઉત્તરદક્ષિણ પહોળાઈ ૭૦ માઈલ છે હાલમા આ પ્રદેશનો એક સ્વતંત્ર જીલ્લો કર્યો હોવાથી તેમા મલબારના કેટલાક પ્રદેશનો પણ સમાવેશ કર્યો છે

મ્હૈસુર, મલબાર અને કોઈમ્બતુર જીલ્લામા આ પર્વતપર જનારા ઘણા સુંદર બાંધેલા ઘાટ છે અને તે પરથી પણ ઘણી અવરજવરી ચાલે છે પરંતુ હવે પર્વતના આગ્નેય ખુણામાથી ઠેઠ ઉપર પર્વત ૨૯ માઈલનો આગગાડીનો રસ્તો થયેલો હોવાને લીધે પ્રવાસી આ જ રસ્તે જાય છે પુનેથી બેંગલોર ૧૭૫ માઈલ છે ત્યાથી નીલગિરીની તળેટીનુ મેટાપોલિયમ સ્ટેશન ૨૮૩ માઈલ છે અને ત્યાથી જ નીલગિરિ રેલવેની શરૂઆત થાય છે આ રસ્તો મદ્રાસ રેલવે જેટલો જ પહોળો છે અને ઘણો મજબૂત બાંધેલો છે, તથાપિ ગાડી અતિશય ચઢાવપરથી જાય છે એટલે ત્રણ ચાર જ ડબ્બા હોય છે અને એન્જીન પછવાડે લગાડેલુ હોય છે આ પર્વતનો ચઢાવ મેટાપોલિયમથી જ એકદમ શરૂ થાય છે પહેલા ચારપાચ માઈલનો રસ્તો સાધારણ સપાટ છે, પરંતુ કલ્લાર (ખડકાળ) સ્ટેશનથી ઘણો ચઢાવ આવે છે ત્યાથી આ રસ્તો નીલગિરીની પૂર્વાભિમુખ પ્રચંડ ઉંડી ગુફાની બાજૂએ થઇને અનેક નિર્ઝર તથા પ્રવાહ ઓળંગીને ૬૫૦૦ ફૂટ ઉંચે માથાપરના કુનુર શહેર પહોંચે છે ચઢાવનુ પ્રમાણ ૧૨-૧૩ ફૂટમાં એક ફૂટ હોવાને લીધે બે પાટા વચ્ચે એક દાંતાવાળો પાટો હોય છે તેને આધારે આધારે ગાડી જાય અને સરખી ન જાય એવી યોજના કરી છે

આ રસ્તે જતા તળેટીએ ભયંકર તાપ લાગે છે પરંતુ ૪૦૦૦ ફૂટ ગયા પછી થોડી કડક ટાઢી પડવા માંડે છે અને કુનુરથી આગળ ઉપરિએ જતા ગરમ કપડા પહેરવા પડે છે પર્વતની તળેટીનુ જંગલ આપણી તરફના મલબારના જંગલના જેવું જ છે અને ત્યા આસપાસ સોપારી તથા નારિયેળના મોટા મોટા બાગ જણાય છે સમુદ્રની સપાટીથી ૨૦૦૦ ફૂટ ઉપર બાર્લિયારના સરકારી બગિચામા નિરનિરાળા ગરમ દેશોમાથી આણેલા મિરી, લવિંગ, તજ, કપૂર, મેહોગની, મંગોસ્ટિન, અનેનાસ, જાયફળ અને કોકો વગેરેના ઝાડો રોપેલા આવે છે આ તળેટીના જંગલમા વાંસના ઝાડ ઘણા જ છે અને વચ્ચે વચ્ચે મોટા મોટા જંગલી ઝાડો છે આ જંગલમાં સિંહ વિનાના સર્વ હિંસક પશુની વસ્તી છે અને ભવાની તથા મોયાર નદીની ખાડીઓમાથી તો જંગલી હાથીઓના ટોળા પણ મળી આવે છે

આ રેલવેના ઘણા ખરા સ્ટેશનોના નામ અંગ્રેજી છે કારણ, આ ભાગમા પુષ્કળ ઇંગ્લિશ લોક રહે છે તેને લીધે બંગલા, વાડીઓ, ગુફાઓ, ખીણો, નવીન ગામો તથા કૉફી ઓના ખેતરોને તે ભાષાના જ નામ આપવામા આવે છે રેલવેની એક બાજૂએ ઉંચા પહાડ તથા બીજી બાજૂએ ઉંડી ગુફાઓ છે તથા વાટમા કેટલાક બુગડા તથા પુષ્કળ પૂલો છે ત્રણ ચાર હજાર ફૂટ ઉપર ગાડી આવે એટલે વનસ્પતિમાં ફરક પડે છે અને અહીં આથી હમેશા લીલા રહેનારા રાન શરૂ થાય છે ડુંગરની બાજૂ પરથી અનેક જાતોના તથા રંગોના વૃક્ષવેલનાં ફુલો ભરેલા દેખાય છે અને વચ્ચે વચ્ચે ઉંચા પ્રદેશમાથી પડતા પાણીના સ્વચ્છ સફેત પ્રવાહ ફુટીને તુષારનો વર્ષાવ થતો લાગે છે આ ભાગમાની

ઝાડી ગીચ છે અને ઝાડ પણ ઘણા જ ઉંચા છે જે જે પ્રચંડ ખીણોની બાજુએ આ રસ્તો કાઢેલો છે તે જ બાજુએ ઘાટોની નાગપાશ જેવી કાઢેલી સડક મઝાની દેખાય છે આ ખીણની દક્ષિણ બાજુએ જે પર્વતનો ભાગ આવેલો છે તેની ટોચથી નીચે સુધી ચાર પાંચ હજાર ફૂટ ઉંચાઈની વૃક્ષાચ્છાદિત એક ભીંત જ દેખાય છે આ જ શિખરપર 'હળ દુર્ગ'નો કિલ્લો છે આના ઉતરાણપર ચહા કૉફીના ખેતરો દેખાવા માંડે છે કુનૂર શહેરની વસ્તી આઠ દસ હજાર છે અને ઉત્તમ બઝાર છે અને પર્વતની સપાટીપર અનેક બગના બાંધેલા છે એક સરકારી બગિચો તથા નજીક જ નવીન બાંધેલું પાસ્ટયૂર ઇન્સ્ટિટયૂટ પણ તદ્દન ઉંચા ભાગપર છે આ શહેરની આસપાસ પર્વતની કારપરથી સામેની વિસ્તીર્ણ ઉંડી લીલી ખીણો, ગુફાઓ, દક્ષિણ બાજુના કોઈમ્બતુર સુધીના લાંત સૂર્ય મેદાનો એક સામટા જોવાને મળે છે કુનૂરમા ઘણા તથા મીશનરીના વિદ્યાલયો છે, તેમા યૂરોપિયન તથા યૂરેઝીયન છોકરાઓની સગવડ થાય છે સાધારણ નિયમ પ્રમાણે હિંદુઓની વસ્તીનો ભાગ ઉંડી તથા ગલિચ જગ્યામા છે, પરતુ યૂરોપિયનોના બગના, હોટેલો, ચર્ચો તથા સરકારી ઇમારતો ઉંચી તથા ખુલ્લી જગ્યામા બાંધેલા છે ગામ, બઝાર તથા સ્ટેશન પણ જરા ખાડામા છે, પરતુ બાકી સર્વે વસ્તી ડુગરના મથાળાની ઉંચી જગ્યામા છે ત્યાંથી નીચેની ઉતરાણપરના ચહાના ખેતરો, કૉફીના ગીચ ઝાડો તથા સિંકોનાનો પાક પણ દૃષ્ટિએ પડે છે કુનૂરના ઉપરના ભાગમાથી દેખાતો દેખાવ ઘણો જ ભવ્ય તથા ભયાનક છે અહીંની હવા ઉટી કરતા વધારે ગરમ છે તેને લીધે તે શહેર કરતા આ હવામા રહેવાનુ ઘણાને પસદ પડે છે એતદ્દેશીય લોકને પણ ઉટી કરતા આ જ સ્થળ વધારે ગમે છે અહી મ્યુનિસિપાલિટિ છે, અને શહેરના આરોગ્ય તરફ ઘણ જ ધ્યાન આપવામા આવે છે ગામમા પાણીના નળ છે અને થોડા જ વખતમા વીજળીના દિવા થવાના છે 'સિમ્સ પાર્ક' નામનો બગિચો તથા 'પાસ્ટયૂર ઇન્સ્ટિટયુટ' જોવા લાયક સ્થળો છે

કુનૂરની આગળ એક માઈલ પર વેલિંગ્ટન સ્ટેશન છે અહીં યૂરોપિયન લશ્કર માટે પુષ્કળ બેરેકસ બાંધેલી છે અહીં પુષ્કળ બગના, અને હોટેલો છે અને દર સોમવારે મોટુ બજાર ભરાય છે આથી આગળ દોઢ માઈલ પર એક સુદર ખીણમા સરકારનુ 'કાર્ડાઇટ' તૈયાર કરવાનુ કારખાનુ હોઇને તત્સબધી પુષ્કળ ઇમારતો બાંધેલી છે અહીંયા જ સર્વ હિંદુસ્થાનના લશ્કર માટે કાર્ડાઇટ, ડાઇનેમાઇટ, વગેરે સ્ફોટક પદાર્થ તૈયાર થાય છે આ કારખાનુ કાવેરી નદીના ધોધથી ઉત્પન્ન કરેલી વિદ્યુચ્છક્તિથી ચાલે છે અહીં આગળ ગાડી ચડતી ચડતી થોડા વખતમા કેટી, લવડેલ, અને ફર્નહિલના સ્ટેશનો કરીને ઉટીની આસપાસના ડુગરોની હાર તોડીને તે શહેરના અતિ સુદર તળાવેથી જ સ્ટેશને પહોચે છે

કુનૂર કરતા ઉટીની સાધારણ ઉંચાઇ ૧૫૦૦ ફુટ વધારે છે કુનૂરનુ સ્ટેશન પસાર કર્યા પછી ઉપરનો દેખાવ બદલાય છે અહીંથી આગળ ઘણો જ સપાટ પ્રદેશ આવે છે અને ઝાડી પણ કમી થાય છે ગીચ ઝાડોને બ ને નાની નાની લતાગુ મોથી ડુગરોની બાજૂઓ ઢકાયલી

૩૫ માઈલ તથા ઉત્તરદક્ષિણ પહોળાઈ ૨૦ માઈલ છે હાલમા આ પ્રદેશનો એક સ્વતંત્ર જીલ્લો કર્યો હોવાથી તેમા મલબારના કેટલાક પ્રદેશો પણ સમાવેલ કર્યા છે

મ્હૈસુર, મલબાર અને કોઈમ્બતુર જીલ્લામા આ પર્વતપર જનારા ઘણા સુંદર બાંધેલા ઘાટ છે અને તે પરથી પણ ઘણી શાહદારી ચાલે છે પરન્તુ હવે પર્વતના આગ્નેય ખુણામાથી ઠેઠ ઉટી પર્યંત ૨૯ માઈલનો આગગાડીનો રસ્તો થયેલો હોવાને લીધે પ્રવાસી આ જ રસ્તે જાય છે પુનેથી બેંગલોર ૬૨૫ માઈલ છે ત્યાથી નીલગિરીની તળેટીનુ મેટપોલિયમ શહેર ૨૮૩ માઈલ છે અને ત્યાથી જ નીલગિરી રેલવેની શરૂઆત થાય છે આ રસ્તો મધ્યને મરાઠા રેલવે જેટલો જ પહોળો છે અને ઘણો મજબૂત બાંધેલો છે, તથાપિ ગાડી અતિશય ચઢાવપરથી જાય છે એટલે ત્રણ ચાર જ ડબ્બા હોય છે અને એન્જીન પછવાડે લગાડેલુ હોય છે આ પર્વતનો ચઢાવ મેદાનમાથી જ એકદમ શરૂ થાય છે પહેલા ચારપાચ માઈલનો રસ્તો સાધારણ સપાટ છે, પરન્તુ કલાર (ખડકાળ) સ્ટેશનથી ઘણો ચઢાવ આવે છે ત્યાથી આ રસ્તો નીલગિરીની પૂર્વાભિમુખ પ્રચંડ ઉંડી ગુફાની બાજૂએ થઈને અનેક નિર્ઝર તથા પ્રવાહ ઓળંગીને ૬૫૦૦ ફૂટ ઉંચે માથાપરના કુનૂર શહેર પહોંચે છે ચઢાવનુ પ્રમાણ ૧૨–૧૩ ફૂટમા એક ફૂટ હોવાને લીધે બે પાટા વચ્ચે એક દાંતાવાળો પાટો હોય છે તેને આધારે આધારે ગાડી જાય અને સરકી ન જાય એવી યોજના કરી છે

આ રસ્તે જતા તળેટીએ ભયંકર તાપ લાગે છે પરન્તુ ૪૦૦૦ ફૂટ ગયા પછી થોડી કડક ઠંડી પડવા માંડે છે અને કુનૂરથી આગળ ઉટિએ જતા ગરમ કપડા પહેરવા પડે છે પર્વતની તળેટીનુ જંગલ આપણી તરફના મલયાદ્રિના જંગલના જેવુ જ છે અને ત્યા આસપાસ સોપારી તથા નારિયેળના મોટા મોટા બાગ જણાય છે સમુદ્રની સપાટીથી ૨૦૦૦ ફૂટ ઉપર બર્લિયારના સરકારી બગિચામા નિરનિરાળા ગરમ દેશોમાથી આણેલા મિરચી, લવિંગ, તજ, કપૂર, મેહોગની, માંગોસ્ટિન, અનેનાસ, જાયફળ અને કૉફી વગેરેના ઝાડો રોપેલા આવે છે આ તળેટીના જંગલમા વાસનાં ઝાડ ઘણા જ છે અને વચ્ચે વચ્ચે મોટા મોટાં જંગલી ઝાડો છે આ જંગલમાં સિંહ વિનાના સર્વ હિંસક પશુની વસ્તી છે અને ભવાની તથા મોયાર નદીની ખીણોમાથી તો જંગલી હાથીઓના ટોળા પણ મળી આવે છે

આ રેલવેના ઘણા ખરા સ્ટેશનોના નામ અંગ્રેજી છે કારણ, આ ભાગમા પુષ્કળ ઇંગ્લિશ લોક રહે છે તેને લીધે બંગલા, વાડીઓ, ગુફાઓ, ખીણો, નવીન ગામો તથા કૉફી ઓના ખેતરોને તે ભાષાના જ નામ આપવામા આવે છે રેલવેની એક બાજૂએ ઉંચા પહાડ તથા બીજી બાજૂએ ઊંડી ગુફાઓ છે તથા વાટમા કેટલાક બોગદા તથા પુષ્કળ પૂલો છે ત્રણ ચાર હજાર ફૂટ ઉપર ગાડી આવે એટલે વનસ્પતિમા ફરક પડે છે અને અહીં આથી હમેશા લીલાં રહેનારા રાન શરૂ થાય છે ડુંગરની બાજૂ પરથી અનેક જાતોના તથા રંગોના વૃક્ષવેલનાં ફુલો ભરેલા દેખાય છે અને વચ્ચે વચ્ચે ઉંચા પ્રદેશમાંથી પડતા પાણીના સ્વચ્છ સફેદ પ્રવાહ જોઈને તુષારનો વર્ષાવ થતો લાગે છે આ ભાગમાની

ઝાડી ગીચ છે અને ઝાડ પણ ઘણા જ ઉંચા છે જે જે પ્રચ. ખીણોની બાજુએ આ રસ્તો કાઢેલો છે તેજ બાજુએ ઘાટોની નાગપાશ જેવી કાઢેલી સડક મઝાની દેખાય છે આ ખીણની દક્ષિણ બાજુએ જે પર્વતનો ભાગ આવેલો છે તેની ટોચથી નીચે સુધી ચાર પાંચ હજાર ફૂટ ઉંચાઈની વૃક્ષાચ્છાદિત એક ભીંત જ દેખાય છે આ જ શિખરપર 'હળ દુર્ગ'નો કિલ્લો છે આના ઉતરાણપર ચહા કૉફીના ખેતરો દેખાવા માંડે છે કુનુર શહેરની વસ્તી આઠ દસ હજાર છે અહે ઉત્તમ બઝાર છે અને પર્વતની સપાટીપર અનેક બગલા બાંધેલા છે એક સરકારી બગિચો તથા નજીક જ નવીન બાંધેલુ પાસ્ટ્યૂર ઇન્સ્ટિટ્યૂટ પણ તદ્દન ઉંચા ભાગપર છે આ શહેરની આસપાસ પવનની કોરપરથી સામેની વિસ્તીર્ણ ઉંડી લીલી ખીણો, ગુફાઓ દક્ષિણ બાજુના કોઈમ્બતુર સુધીના બાન સુંદર મેદાનો એક સામટા જોવાને મળે છે કુનૂરમા ઘણા તથા મીશનરીના વિદ્યાલયો છે, તેમાં યૂરોપિયન તથા યૂરેઝીયન છોકરાઓની સગવડ થાય છે સાધારણ નિયમ પ્રમાણે હિંદુઓની વસ્તીનો ભાગ ઉંડી તથા ગલિચ જગ્યામા છે પરતુ યૂરોપિયનોના બગલા, હોટેલો, ચર્ચો તથા સરકારી ઇમારતો ઉંચી તથા ખુલ્લી જગ્યામા બાંધેલા છે ગામ, બઝાર તથા સ્ટેશન પણ જરા ખાડામા છે, પરતુ બાકી સર્વ વસ્તી ડુગરના મથાળાની ઉંચી જગ્યામા છે ત્યાથી નીચેની ઉતરાણપરના ચહાના ખેતરો, કૉફીના ગીચ ઝાડો તથા સિંકોનાનો પાક પણ દૃષ્ટિએ પડે છે કુનૂરના ઉપરના ભાગમાથી દેખાતો દેખાવ ઘણો જ ભવ્ય તથા ભયાનક છે અહીંની હવા ઉટી કરતા વધારે ગરમ છે, તેને લીધે તે શહેર કરતા આ હવામા રહેવાનુ ઘણાને પસદ પડે છે એતદ્દેશીય લોકોને પણ ઉટી કરતા આ જ સ્થળ વધારે ગમે છે અહીં મ્યુનિસિપાલિટિ છે, અને શહેરના આરોગ્ય તરફ ઘણુ જ ધ્યાન આપવામા આવે છે ગામમા પાણીના નળ છે અને થોડા જ વખતમા વીજળીના દિવા થવાના છે 'સિમ્સ પાર્ક' નામનો બગિચો તથા 'પાસ્ટ્યૂર ઇન્સ્ટિટ્યુટ' જોવા લાયક સ્થળો છે

કુનૂરની આગળ એક માઈલ પર વેલિંગ્ટન સ્ટેશન છે અહીં યૂરોપિયન લશ્કર માટે પુ'કળ બેરેક્સ બાંધેલી છે અહીં પુષ્કળ બગલા, અને હોટેલો છે અને દર સોમવારે મોટુ બજાર ભરાય છે આથી આગળ દોઢ માઈલ પર એક સુંદર ખીણમા સરકારનુ 'કાર્ડાઈટ' તૈયાર કરવાનું કારખાનુ હોઈને તત્સબંધી પુ'કળ ઇમારતો બાંધેલી છે અહીંયા જ સર્વ હિંદુસ્થાનના લશ્કર માટે કાર્ડાઈટ, ગનકોટન, વગેરે સ્ફોટક પદાર્થ તૈયાર થાય છે આ કારખાનુ કાવેરી નદીના ધોધથી ઉત્પન્ન કરેલી વિદ્યુચ્છક્તિથી ચાલે છે અહીં આગળ ગાડી ચડતી ચડતી થોડા વખતમા કેટી, લવડેલ, અને ફર્નહીલના સ્ટેશનો કરીને ઉટીની આસપાસના ડુગરોની હાર તોડીને તે શહેરના અતિ સુદર તળાવેથી જ સ્ટેશને પહોચે છે

કુનૂર કરતા ઉટીની સાધારણ ઉંચાઇ ૧૫૦૦ ફુટ વધારે છે કુનૂરનુ સ્ટેશન પસાર કર્યા પછી ઉપરનો દેખાવ બદલાય છે અહીંથી આગળ ઘણો જ સપાટ પ્રદેશ આવે છે અને ઝાડી પણ કમી થાય છે ગીચ ઝાડોને બદલે નાની નાની લતાગુલ્મોથી ડુગરોની બાજૂઓ ઢંકાયલી

હોય છે અને વિધવિધ રંગના ફુલોના થોકના થોક ત્યાં દેખાય છે તે જ પ્રમાણે ઉંડી અને ભીની જગ્યામાંથી નાળાની ગર્દી હોય છે આ ઝાડોને અંગ્રેજીમા 'ફર્ન' કહે છે અને તેની અનેક સુંદર જાતો અત્રે છે કુનુરના ડુંગરોમા તો આના વૃક્ષ જ મળી આવે છે આ ઝાડોને ફુલો આવતા જ નથી તો પણ તેનો લીલો રંગ અને કોમળ પર્ણશાખા ઘણી જ સુન્દર દેખાય છે આ ભાગમા 'બડગા' લોકના પુષ્કળ ગામડા નજરે પડે છે તથા ચારે તરફ ખેતીવાડી જણાય છે જ્યા ખેતી માટે જમીન ખેડેલી નથી ત્યા લીલાછમ બારીક ઘાસનો ગાલિચો જ પાથરેલો દેખાય છે અહીંની ઝાડીમા એક જાતના જંગલી પેરના ઝાડ ઘણા ઉગે છે અને તેમના ગુલાબી રંગના ફુલો શોભીતા દેખાય છે હિમાલયના 'રોડોડેન્ડ્રન' નામના ઝાડો આ ભાગમાં પણ છે ઊનાળામા તેમને જાસુદીના ફુલ જેવા ગ્લાશ પડતા લાલ ફુલોના ઝુમખે ઝુમખા લાગેલા દેખાય છે આ ઉપરાન્ત યૂરોપ જેવા ઠંડા પ્રદેશમા થતા અનેક ફુલઝાડો અહીંઆ આપોઆપ ઉગેલા હોય છે કુનૂરની આસપાસનો દેખાવ જુદો અને અહીંનો દેખાવ જુદો જ દેખાય છે ત્યાની ભયંકર ખીણો, પર્વતોની તૂટેલી ઉંચી હારો, ધોધો તથા ગીચ અને ઉંચી ઝાડી જાણે અત્રેના દેખાવમા સૌમ્ય તથા મૃદુ સ્વરૂપ આવ્યુ છે અત્રેના નાના મેદાનોમા ઘાસ ઉગે છે અને કોઇક કોઇક સ્થળે થોડી ઝાડી પણ દેખાય છે તે પણ ખાસ વાવેલા બગિચા પ્રમાણે સ્વચ્છ દેખાય છે મેદાનોમાથી તથા નાની ખીણોમાથી કોઇક નાના તળાવ તો વળી કોઈક જોરથી તથા કોઇક મંદ ગતિથી જરા જરા વહેતા ઝરા તથા ખાબોચીયા દેખાય છે અહીંના ડુંગરો ઉંચા હોય તો પણ ઉઘાડા બોડકા ખડકાળ રોચવાળા નથી હોતા, તેમના શિખરો ગોળ હોય છે તથા સર્વત્ર મૃદુ તૃણથી ઢંકાયેલા હોય છે પવનના સપાટા તથા ઠંડી હવાનુ પરિણામ અહીંયાંની સૃષ્ટિસૌન્દર્યપર થયુ છે કેટલેક ઠેકાણે ફુલોથી ભરેલી સફેદ ગુલાબોની વેલ ઝાડોપર ચઢેલી હોય છે તથા તેવા જ સુવાસિક જીરેનીયમ, ડેઇઝી, વાયોલેટ તથા ફુલઝાડ ઈત્યાદિ વનસ્પતિ સ્થળે સ્થળે છે

સિમલા, દાર્જીલિંગ તથા ઉટકામંડની ઉંચાઈ સરખી જ છે, છતા હવાની દૃષ્ટિએ ઉટકામંડ જ ઉત્તમ સ્થળ છે ઉટકામંડમાં અતિ ઠંડી તથા અતિ ઉન્હાળા હોતા નથી અને બરફ તો ક્યારેય પણ પડતો નથી અહીંની હવાનુ પ્રમાણ આખા વર્ષમા સરખુ જ રહે છે સરાસરી શિયાળાના દિવસોમા પારો ૪૯° અંશપર હોય છે અને ઉન્હાળામા ૭૦ સુધી ચઢે છે ઉન્હાળામા રાત્રે પારો ૫૨ અંશ સુધી ઉતરે છે આને લીધે નીલગિરીની સમશીત હવા પૃથ્વીપરના થોડા જ સ્થળોમા મળી આવશે

વરસાદનુ પ્રમાણ પણ એવી જ રીતનુ છે પશ્ચિમ સમુદ્રથી ૧૦ માઈલ ઉપર આ ડુંગર છે તથાપિ અત્રે વરસાદ ઘણો જ માફકસર પડે છે અરબીસમુદ્ર તરફથી તથા બંગાળાના ઉપસાગર તરફથી આવતુ ચોમાસું અહીં સુધી પહોચે છે તથાપિ સરાસરી ૫૦ ઇંચ કરતા વધારે વરસાદ ઉટકામંડમા પડતો નથી કુનૂર તથા વેલિંગ્ટનમા પાંચ દસ ઇંચ વધારે વરસાદ પડે છે આ બન્ને ચોમાસાંને લીધે સરાસરી નવ મહિના થોડો ઘણો વરસાદ હમેશ પડે છે

બગિચો આ દેશમા બીજે નથી, એમ કહીએ તો ચાલે આ બગિચાની જગ્યા ડુગરોની વચ્ચે છે અને નીચેની સપાટીથી તથા ઉતરાણ પરથી ઠેઠ શિખરપર્યંત બગિચો કરેલો છે અહીં ઠેકાણે ઠેકાણે ઉચા વૃક્ષ અને ફુલઝાડની હારો તથા ગાલિચા, ચમત્કારિક પાનો તથા આકારોના સાઇપ્રેસ, નિરનિરાળી જાતોના કલ્પપુષ્પો, કમળોથી ભરેલા નાના સરો, ડુગરમાથી નીકળતા નૈસર્ગિક ફુવારા, તથા પાછળ મેઘમડળને પહોચતા બ્લ્યુગમના હજારો તટબધી તથા તેમનાપર પણ ક્યારેક ક્યારેક સર્વપ્રકારમા માણેકના ખડકો પ્રમાણે ચળકતા તથા ક્યાક ક્યાક સફેદ ટગનામા ગુચવાઈ ગયેલા ડુગરના ઉચા શિખરો હોવાને લીધે આ સ્થળ અત્યત આલ્હાદકારક દેખાય છે

આ શહેરમા તથા આસપાસ ફરવામાટે મોટર ગાડીઓ, ઘોડાગાડીઓ, તથા માણસોથી ખેચાતી 'રિક્ષા' ગાડીઓ પુષ્કળ છે આ જ રિક્ષા કુનૂરમા પણ પુષ્કળ છે, તથા રસ્તો ઉચો નીચો હોવાને લીધે તે પ્રવાસી લોકોને ઘણા ઉપયોગમા આવે છે

આ પર્વતપર તથા આસપાસ વિશેષત ઉટકામડની આસપાસ પરદેશના બ્લ્યૂગમ ઝાડોની રોપણી અતિશય કરેલી છે ખાનગી બગલાઓમા, સરકારી રસ્તાઓની બાજૂએ, રાખેલા જગાઓમા તથા ડુગરોના છેક શિખરોપર આ ઝાડોની ગીચ ઘટા દેખાય છે અને તેના પાનોનુ તેલ કાઢવાના કારખાના પણ અત્રે છે

આ વૃક્ષોની ઉચાઈ ઑસ્ટ્રેલિયામા ચારપાચસો ફૂટ હોય છે, પરતુ અહીં ૧૫૦ ફૂટ પર્યંત તે વધે છે એના પાદડા વિરલ, ખાચા કમી તથા વધ સરલ હોવાને લીધે તેમની શોભા દેખાતી નથી મૂળનુ જગલ કાપી નાખીને આની રોપણી અતિશય કર્યાને લીધે હવે ખરાબ લાગે છે આમનો મુખ્ય ઉપયોગ સરપણ માટે છે નીલગિરી જોનારના સ્મરણમાથી આ ઝાડો કદિપણ જશે નહિ ! ડૉરી તથા ચાના ખેતરોનુ સુસવાટ ભર્યા પર્વતથી રક્ષણ કરવામાટે પણ તેમને રોપે છે

ઉટકામડમા ગવર્નરસાહેબનો બગલો સરકારી બગિચામા જ છે અને આ બગિચામાં 'તોડા' નામના પ્રાચીન જગલી જાતિના લોકોના અર્ધ ગોળ ઝુપડા છે આ લોકોના વર્ણનમાટે એક સ્વતત્ર લેખ જ જોઈએ શહેરમા ખ્રિસ્તી લોકોના મોટા મોટા દેવાલયો, પાઠશાળા, લાઇબ્રેરી, નાટકગૃહો, હૉટેલો, કોર્ટો તથા બીજા સરકારી મકાનો, ખાનગી તથા ભાડે અપાતા પુષ્કળ બગલાઓ તથા યૂરોપિયન લોકોની મોટી મોટી દુકાનો છે શહેરનો વ્યાપાર ઘણો ખરો મલબારી મુસલમાન લોકના કબજામા છે ઉન્હાળામા તે પ્રાતમાના કેટલાએક રાજાઓ તથા જમીનદાર, તથા સરત-શિકારના શોખીન લોક અહીં ઘણા ભેગા થાય છે તે ઉપરાત હજારો લોક હવાફેર માટે જ આવે છે અહીં મુખ્યત રોમન કેથૉલિક તથા લ્યુથર પથના ખ્રિસ્તી સ્ત્રીપુરુષોની ઘણી વસ્તી છે, તેને લીધે ઘણા જ એતદ્દેશીયો ખ્રિસ્તીઓ છે કૉન્વેન્ટ તથા પાઠશાળા એમણે જ સ્થાપન કરેલી છે, પરતુ તેમા એતદ્દેશીઓને દાખલ કરતા નથી

આ પર્વતપર ચાહકૉફીના ખેતરોવાળા, મીશનરી, તથા પેનશન લઈને રહેનારા લોક ઘણા ખરા યુરોપિયન છે ખેતીવાડી વેપાર તથા શહેરમા ઘાટી ખરી રીતની મજૂરી કરનાર બડગા લોક છે એ શિવભક્ત હોય છે અને કાનડી તથા તામીલ મિશ્રભાષા બોલે છે બીજા દેશી લોક એટલે, સરકારી તથા યુરોપિયન સાહેબ લોકોના ખાનગી નોકરો તેના લીધે આ વસ્તી ઉગાન જ છે માથેરાન અને મહાબળેશ્વર પ્રમાણે મદ્રાસ ઈલાકામા મધ્યમ સ્થિતિના સુખી લોક અને ઘણા થોડા દેખાય છે એ આશ્ચર્ય છે

અત્રેના બીજા પ્રેક્ષણીય સ્થળો 'દોડુબેટા' આદિ પર્વતશિખરો નદીઓના આસપાસ મોટા મોટા ધોધ, તથા ચાકૉફી તથા સિંકોનાના ખેતરો અને કારખાના છે 'દોડુબેટા'ના શિખરપર એક બંગલો છે અને તેમા હવા, વરસાદ, પવન વગેરે માપવાના યંત્રો મૂકેલા છે આ મકાનની અગાસી પરથી નીલગિરિનુ મથાળુ, કુનૂર વેલિંગટન તથા ઉટી—આ સર્વ ચિત્રપટમા હોય તેવા લાગે છે, અને તેવી જ રીતે ઉત્તર તરફ મ્હૈસુર તથા દક્ષિણ તરફ કોઈમ્બતુરનો પ્રદેશ પણ જણાય છે સવારે તથા સાંજે જ ફક્ત આ દૂરના પ્રાંત બીલકુલ જ દેખાતા નથી તે વખતે ચારે તરફ સફેદ વાદળીનો સમુદ્ર જ પ્રસરેલો દેખાય છે તથા ખુદ આ શિખરપર પાણીના વાદળા આવીને વરસાદ પડવા માંડે છે આ શિખર ઉપરાંત ઉટીની નૈઋત્ય દિશાએ નીલગિરિની હારના છેવટના છેડાપર કુંદા નામની પ્રચંડ પર્વતની હાર છે તે થાળીની કોરની માફક ઉંચી આવી છે કેટલીક વખતે આ પર્વતની ખીણમાથી સફેદ વાદળાનો પ્રવાહ નીલગિરિના માથાપર ઉતરે છે ત્યારે તે હિમપ્રવાહ જ છે એમ ભાસ થાય છે આ હારોમા 'દોડુબેટા'ની બરોબર નીચે ઉંચાઈવાળા શિખરો ઘણા છે તેમા મુકર્તિ નામનુ ૮૪૮૦ ફુટ ઉંચુ શિખર છે આ શિખરપરથી જે દેખાવ દેખાય છે તેવો નીલગિરિમાં બીજે કોઈ પણ જણાતો નથી મહાબળેશ્વરમાં એલ્ફિન્સ્ટન પોઈન્ટથી જે ઉંડા ખોડકા તથા તરવારની ધાર જેવા ટેકરા તથા ટોચો દેખાય છે તેવો આ દેખાવ નથી અહીં અત્યંત ગાઢ જંગલ, આંખે ચક્કર આવે તેવી ઉંડી ખાઈઓ, ગુંબજની ભીંતો જેવા ઉંચા ટેકરા, તેનાપરથી નદી પડતા જળ પ્રપાત, તથા ધરતીકંપે ફેરવી દીધેલા પ્રમાણે નીચે ઉથલી પડતા પર્વતના ભાગ દેખાય છે ઉટીની નૈઋત્યે ૧૫ માઈલ પર જ આ હાર છે તથા ઠેઠ પશ્ચિમે [illegible] સુધી એકદમ ત્રણચાર હજાર ફૂટ નીચે વાયનાડ પ્રદેશ પ્રસરેલો છે ત્યાનુ જંગલ ગીચ, જમીનો ભીની, વરસાદ ૨૦૦ ઇંચ પર્યંત અને હવા રોગી છે, કુંદાપર્વત તથા વાયનાડની વચ્ચે એક મોટી ખીણ છે તેમાની વનશ્રી ખરેખર જોવા જેવી છે ત્યા કૉફી તથા ચાની પુષ્કળ રોપણી કરી છે વાયનાડમા સોનાની ખાણો જડી હતી પણ તેમા નફો ન થવાને લીધે પુષ્કળ કંપનીઓ ધુળમા મળી ગઈ તથા તે ધંધો તદ્દન જ બેસી ગયો જેની છાલમાથી તાવ ઉપર રામબાણ 'ક્વાયનેન' કાઢે છે તે સિંકોના ઝાડોના પુષ્કળ સરકારી તથા ખાનગી કારખાના છે અને તે ઔષધ આ દેશમા પૂરું પાડી શકાય તેટલું અહીં ઉત્પન્ન થાય છે

નીલગિરિની પૂર્વ તરફની બાજૂએ કોટગિરી નામે યુરોપિયનોનુ પહેલુ વસવાટનુ નાનુ શહેર છે તે પણ ઘણુ હવાવાળુ છે જેમને એકાંત પસંદ છે તેવા લોક ત્યા રહેવા જાય છે

**નીલગિરીપર** પૈ ગ, કલહટ્ટી, કાટેરી, કલાર વગેરે નદીઓના એમો ત્રણમો ફૂટ ઉ ચાઈના ધોધ જોવા માટે પ્રવાસી ખાસ જાય છે તે જ પ્રમાણે કોટગિરી પાસેના રંગસ્વામીનો ડુગર ટોચ જોવો છે તે પણ જોવા જોવો છે

**નીલગિરીપર** તામીલ, કાનડી, મલયાળી, બડગ, તેલગુ, હિંદી તથા ઇગ્લિશ ભાષા પ્રચલિત છે પહેલી ત્રણ ભાષાઓ જ્યા ચાલે છે તે પ્રાતોની વચ્ચે જ આ ડુગરાળ પ્રદેશ હોવાને લીધે એમ થવુ સાહજીક જ છે કાનડી તથા તામીલ મિશ્રિત પેટા ભાષા બડગ અહીંના બડગા ખેડુત બોલે છે બધી ખેતી એમના જ હાથમા છે તથા હલકી મજૂરીના કામો એ જ કરતા હોવાને લીધે હાલ એ લોક સુખી થયા છે એમના ઘરો ત્રણ્ચાર તથા નળીયા વાળા હોય છે એમના ગામની રચના વ્યવસ્થિત દેખાય છે એ ધર્મે અર્ધા લિગાયત છે તો પણ અત્રે જગમ નથી તોડા લોક આમને માન આપે છે આમના છોકરા માટે હમણા શાળા સ્થાપન થવાથી ૧૨૦૦ છોકરા હાલ શિક્ષણ લે છે અદરથી કામળા તથા ઉપરથી ધોળા ધોતીયા, માથે રૂમાલ અથવા કાનટોપી, કપાળે ભસ્મ તથા મહેંદ ચદન અને હાથમા ગોળ તાડની મલબારી છત્રી—આ તેમના ઠરેલા પોષાક પરથી આ લોક તરત જ ઓળખાઈ આવે છે એ ઘઉ, ઓટ, બટાકા, નાચણા, વરી, હરીક તથા ફુલફળાદિકની રોપણી કરે છે

હાલમા કોરી તથા ચાની વાવણી પણ એમણે શરૂ કરી છે અત્રે એમની વસ્તી આશરે ૩૫૦૦૦ ની છે તેમના ગૃહ્યસસ્કારના તથા પ્રેતવિધિના ચાલ ચમત્કારિક છે

એ લોક અત્રેની પ્રાચીન વસ્તીપૈકી નહિ હોય અને મ્હેસુર તરફથી આવ્યા હશે એવો તર્ક છે તે જમીનના સ્વામીત્વ માટે તોડા લોકને ધાન્ય આપે છે

ડુગરના પૂર્વ ભાગમા કોટા નામના અર્ધ જગલી લોક રહેનારા છે તેમની વસ્તી થોડી છે અને તે કારીગિરી તથા વાજિત્રનો ધધો કરે છે

ચિતન માટે શાત, નિર્જન તથા રમ્ય જગ્યા જ્યા જ્યા છે તે સર્વ ઠેકાણે, વિશેષત ઉચા ગિરિકદરોપર પ્રાચીન કાળથી દેવાલયો બાધવાનો સપ્રદાય આ દેશમા છે, એવી કોઇ પણ નૈસર્ગિક રમણીય જગા આ દેશમા નથી, કે જે ઠેકાણે આવા દેવાલયો નથી તથા તે સ્થળો પુણ્ય તથા પવિત્ર મનાયલા હોય પરતુ **નીલગિરીના** અતિ રમણીય તથા આજપર્યંત શાત શિખરપર કોઇ જૈન, બુદ્ધ તથા બ્રાહ્મણ ધર્મના દેવાલય નથી હાલમા માત્ર શહેરમા નાના નાના મન્દિરો બાધ્યા છે આ ઉપરથી પ્રાચીન કાળથી આ જગલી લોકની તથા ભૂત પિશાચાદિકની ભૂમિ છે એવી સમજણ હતી એમ લાગે છે તથા આ અનુમાન અહીંઆ જે તોડા નામના જગલી લોક છે તેમના ચમત્કારિક આચારવિચારપરથી સ્પષ્ટ થાય છે

આ લોક હિદુસ્થાનના કોઈપણ પ્રચલિત ધર્મમા નથી અને તેમનામા ચેટક, જાદુ વગેરે ઓછી સમજણોનુ પુષ્કળ પ્રાબલ્ય છે એ જગલી છે ખરા, પરતુ ખોડ, સાથાલાદિક જેવા હિસક તથા ક્રૂર નથી અને કેવળ ગોરક્ષ્ય વૃત્તિપર નિર્વાહ કરે છે કોટા લોક ગાયો

રાખે છે પણ તેમનુ દુધ કાઢતા નથી તોડા ફક્ત ભેસો તથા પાડા રાખે છે તથા તેમના દુધ વગેરે પર નિર્વાહ કરે છે એ ખેતી કરતા નથી પૂર્વ એમના મુખ્ય નિર્વાહના સાધનો જગલી કદમૂળ અને ભેસનુ દૂધ જ હતા હાલમા તેમને બડગા લોક પાસથી થોડુ થોડુ ધાન્ય મળવા માડયુ છે તેમની વસ્તી સઘળી હજારની અદર જ છે, પરતુ તે ગામમા રહેતા નથી પર્વતના સપાટ પ્રદેશમા જ્યા તેમના ભેસ પાડાઓને ચરવાપીવાની સગવડ હોય ત્યા જ નાના નાના બે ત્રણ ઝુપડા કરીને રહે છે ભેસો ચરાવવી તેમનુ દૂધ દોહવુ, તથા માખણ ઘી તૈયાર કરવા એ જ આ લોક ઘણો પવિત્ર આયુષ્યક્રમ સમજે છે તથા આ કામો ફક્ત પુરૂષ જ કરે છે સ્ત્રીઓને તે સ્થાન તરફ જવાની મનાઇ છે દહોવાની જગાને ઘણી જ પવિત્ર માને છે તે વિના બીજા દેવાલયો નથી કેટલીક ભેસો તથા પાડા પૂજ્ય મનાયા હોય છે અને તેમને રાખનારા જે લોક હોય છે તેમનુ ઘણુ માન છે આ ધધાવિના બીજો કાંઈ પણ ધધો પુરૂષો કરતા નથી તથા શીખ્યા નથી સ્ત્રીયો ઘરકામ ઉપરાત કાંઈ જ કરતી નથી લગ્ન, ગર્ભાધાન પ્રસુતિ તથા પ્રેતવિધિ ઇત્યાદિ વિષયમા આમનામા ઘણા જ વિલક્ષણ ચાલ છે પ્રેતવિધિમા પાડા મારવાનો એક મોટો સમારભ છે આમનામા લગ્નબધ ઘણો જ શિથિલ છે અને અનેક પતિત્વ સાધારણ છે એમના ઝુપડા અર્ધગોળ હોય છે અને તેમા દાખલ થવાનુ એક જ નાનુ બારણુ હોય છે તેમાથી સકોડાઇને ગયા વિના અદર જઈ શકાતુ નથી પુરૂષ તથા સ્ત્રીઓ કેશ બાધતા નથી સેથી પાડીને કેશ છૂટા ખભાપર રાખે છે સ્ત્રીઓનો તથા પુરૂષનો પોષાક સરખો જ હોય છે ચાદરા જેવા ધોળા તથા ગળાથી ઠેઠ પગે પહોચે તેવાં વસ્ત્ર, તે ઓઢે છે આ જાત ઘણી જ દેખાવડી, ઉંચી તથા મજબૂત છે તે અર્ધગોરી છે તથા બાલ ઇનાકાની ઘણી જ જાતો કરતા આમની સ્ત્રીઓ સુદર છે આ લોકની રીતભાત તથા ધર્મની સમજણ બાબત યૂરોપીયન લોકોએ ઘણી શોધ કરી છે અને તેનુ એક સ્વતત્ર સાહિત્ય જ થયુ છે એમનો પોશાક, બાધો તથા સીધુ નાક જોતા જ આ રોમન અથવા યાહુદી લોકના વશ જ હોવા જોઇએ એમ પ્રથમ લાગતુ હતુ તે સમજ ભૂલ ભરેલી હતી એમ હવે નક્કી થયુ છે હિંદુસ્તાનના પહાડી મુલકમા જે જગલી લોકોની હજી વસ્તી છે તેમાના જ આ લોક છે તથા જે લોકોની મદદ સુગ્રીવે લકાની સ્વારી માટે લીધી, તે 'વાનર' સેના પૈકી આ લોક પણ હોવા જોઇએ નીલ, નલ, જામ્બુવત જાતિવાચક નામો હોવા જોઇએ નલમલયના 'નલ', નીલમલયપરના 'નીલ', તથા એવા જ અન્ય ઠેકાણાના જગલી લોકોની નામસેના હતી *

---

* એક મરાઠી લેખના આધારે

# સંજીવની.

सञ्जीवनौषधिरसो नु हृदि प्रसिक्तः ।

લેખક—રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.

ભાવનગરની દશા બગડી હોવાથી અમારી કંપની ત્યાંથી એકદમ ઉપડીને કરાંચી આવી હતી. આ શહેર મ્હારૂં નવું હોવાથી ત્યાં મ્હારે પહેલી જ વાર આવવાનું થયાથી હું કોઈને ઓળખતી ન હતી, અને અમારી કંપનીના લોકો સાથે જ વસવાનું મને અનુકૂળ ન હતું. તેથી જો કે નાટક તો તેમની ભેગા ન્હા વિના છૂટકો ન હતો તો પણ અવકાશના વખતમાં હું કોઈ આબરૂદાર પડોશીઓના સહવાસમાં નાનું સારૂં મકાન ભાડે મળે તો તેની તપાસમાં ફરતી હતી. મ્હારી સાથે નાટકશાળાનો એક માણસ હતો તેને હું કોઈકોઈ ઘર મને ઠીક જણાતું તો તેના સંબંધી તપાસ કરવા ઘરની અંદર મોકલતી ને હું તો બહારના ભાગમાં જ ઉભી રહેતી. એક દિવસ સાંજના છએક વાગ્યાને સુમારે આમ હું તે માણસને કોઈ ખાલી મકાન મને લેવા જેવું લાગ્યું તેને લગતી પૂછપરછ કરવા મોકલ્યો હતો અને હું નાકે ઉભી હતી. તેવામાં મ્હારી નજર પાસેની એક પુસ્તકશાળા ઉપર પડી. તેમાંથી વાચનારાઓ હવે સૂર્યાસ્ત થવાનો સમય થવાથી ધીમે ધીમે બ્હાર આવતા હતા. તેઓ સ્વાભાવિક રીતે મ્હારા જેવી ઔરતની સામે આવે સ્થળે ઉભેલી જોઈને જરા ચમકતા. પણ હું તેથી કંઈ ગભરાઉં એવી ન હતી. તેમાંનો ઘણો ભાગ પસાર થઈ ગયો ને માર્ગ ઉપરનો અવરજવર પણ કંઈક ઓછો થવા લાગ્યો. એટલામાં મને કોઈક પાછળથી મ્હારૂં નામ દઈને બોલાવતું હોય એવું લાગ્યું. તે શબ્દ મ્હારે કાને પડતાં જ મ્હેં પાછા વળીને જોયું તો બોલાવનાર શખ્સ અમારી કંપનીનો એક એક્ટર હતો એમ મને જણાયું. આવે વખતે એ ક્યાંથી આવતો હશે એનો મને ખરો ખ્યાલ આવવા માટે જ જાણે આગળથી તેના મુખમાંથી પ્રસરતી દુર્ગંધે મ્હારા તરફ પ્રસ્થાન કર્યું. એની આંખો ફાટેલી હતી-વાળ વીખરાયેલા હતા-ગતિ સ્ખલિત હતી-મ્હોંમાંથી વળી પાનના લોહા જરા બ્હાર પડતા હતા તેને લીધે જાણે રૂધિર જ વમન કરતો હોય એવો ભાસ થતો હતો. તેને અચાનક આવા એકાન્ત સ્થળમાં મ્હારી સમીપ આવતો જોઈ મને જરા ત્રાસ ઉત્પન્ન થયો અને એની બેભાન જેવી સ્થિતિમાં મને એ કંઈ અટકચાળું કરી દેશે તો મ્હારી પુરી ફજેતી થશે એવી ચિંતા પણ થવા લાગી-મ્હારી સાથેનો માણસ કોણ જાણે કેમ હજી તપાસ કરીને પાછો આવ્યો ન હતો. અમારી નાટકશાળામાં હું તેના સામું પણ જોતી નહિ. તે કેટલીકવાર તે બોલવા આવતો તો હું એને તરછોડી નાખતી. તેના જેવા દુર્વ્યસની માણસો આવો પ્રસંગ આવે તો શું ન કરે એ હું સહજ સમજતી હતી. સદ્ભાગ્યે કોઈકોઈ માણસ હજી જતું આવતું તેથી મને જરા હિંમત હતી. તેના પ્રશ્નના જવાબમાં મ્હેં તેને જણાવ્યું કે હું મકાન ભાડે શોધવા આવી હતી, એટલે તો એણે ખડખડ હસવા માંડ્યું.

" હ્યો ! તમારા જેવાને તે વળી મકાનની શી ખોટ ! ચાનોની મ્હારી સાથે મ્હે કેવું ભપકાદાર ઘર હમણા જ રાખ્યું છે ! તમારી સગવડ ત્યાં ખુશીથી કરીશું આપણે નાટકશાળામાં સાથે જવાઆવવાનું થશે કેમ, છે પસંદ ?"

" તમારો ઉપકાર માનું છું "–મ્હે કહ્યું " પણ મ્હાર તો કોઈ ખાનદાન કુટુંબમાં બૈરાં હોય તેમની સાથે રહેવાનો વિચાર છે "

" મ્હારાથી આમ ભાગ ભાગ કરે શું વળવાનું છે ? મ્હારૂં કહ્યું માનશો તો સુખી થશો આ પરદેશમાં તમારૂં બીજું કોણ છે ?"

" મ્હે તમને એક કરતાં વધારે વાર નથી કહ્યું કે તમારે મ્હારી પચાત કરવી નહિ ? જાઓ તમારે જવું હોય ત્યાં "

" હે–એટલો નખરો મીજાજ ! ઠીક છે જોઈ લેજો હવે "

મ્હારા તિરસ્કાર છતાં એ જડ લઇને મ્હારો કેડો મુકશે કે નહિ એની મ્હારા મનમાં ગભરાટ થતી હતી એટલામાં સદ્‌ભાગ્યે પાછળથી એક પુખ્ત ઉમરના પુરૂષે આવીને એને એવો ધમકાવ્યો કે ત્યાંથી એ ઝટ લઇને પલાયન જ કરી ગયો મને લાગ્યું કે અધા રસ્તામાં અમારી પાછળ ઉભે ઉભે એમણે અમારી બધી વાતચીત સાંભળી હશે

આ અપરિચિત પણ ભલા ગૃહસ્થનો ઉપકાર મ્હારે કયા શબ્દોમાં વાળવો તેની હું ગડમથલમાં હતી એટલામાં એમણે જ મને પિતાતુલ્ય સ્નેહથી આશ્વાસન આપતાં કહ્યું કે– " બેન ! તું નાટકના ધંધામાં પડી છતાં કોઈ સારા કુળની હોય એમ મને લાગે છે અને તો આ દુષ્ટ સતાવતો હતો તેની ત્હેં હિંમતથી અવગણના કરી તેથી હું ઘણો જ ખુશી થયો છું તને એકલીને રહેવા યોગ્ય કોઈ મકાન આટલામાં મ્હારી પસંદગીનું તો મળે એમ નથી અજાણ્યા મુલકમાં કોઈ નિરાધાર બાળાએ ખાલી ભાડા ઉપર ઉપરથી સારા દેખાતા પડોશીઓના કે ઘરવાળાના મીઠા શબ્દોથી લલચાઈને તેમને ભરોસે રહેવું એ બહુ હાનિકારક છે માટે જો તને મ્હારો વિશ્વાસ આવતો હોય તો હું તને મ્હારા મકાનનો એક ભાગ ખુશીથી રહેવાને કાઢી આપું અમે માત્ર ધણીધણીઆણી બે જ છીએ તેથી આખું ઘર અમને ખાવા ધાય છે ત્હારા જેવી ગુણીયલ બાળાનો અમને સહવાસ થવાથી એ વખત નહિ આવે ત્હારે જુદું રહેવું હોય તો તેની પણ સગવડ છે ને અમારી સાથે જમવાનું રાખવું હશે તો તેમ પણ બની શકશે "

હું તો એમની આવી માયાળુ રીતભાત–મ્હારા જેવી એક અજાણી છોકરીને માટે દીલસોજી–મને દુઃખમાં નહિ પડવા દેવાની તમની કાળજી–વિગેરે જોઇને આભી જ બની ગઈ અને એમને મ્હારા બીજા પિતા રૂપે જ માનું તો એમાં કંઈ ખોટું નહતું એમ મને લાગવાથી તે રૂપે જ હું સંબોધન કરીને કહેવા લાગી કે—" પિતાજી ! આપ જે ઉપકારના બોજા તળે મને મુકવા માંગો છો તેનો બદલો મ્હારા જેવી એક ગરીબ છોકરીએ શી રીતે વાળવો તે હું સમજતી નથી આપ કહ્યું તેમ મ્હારૂં સગું કોઈ નથી અને પેટને માટે મ્હે નાટકમાં જોગ

ન્સાનુ કબુલ કર્યું છે પણ આપ જોશો કે હુ આપને કે મ્હારા માતાજીને કોઈ પણ વાતે ઓછુ આવવા દઈશ નહિ, તેમ જ લજવાવાનુ કારણ આપીશ નહિ આપને કોઈ પણ રીતે હુ ઉપયોગી થઈ પડીશ તો જ હુ કૃતાર્થ થઈ એમ સમજીશ પૂર્વજન્મનો કંઈ ઋણાનુબંધ હશે તેથી જ આમ મને આપે એક આફતમાથી બચાવીને આપના રક્ષણ તળે મુકી છે"

આ પ્રમાણે વાતચીત થયા પછી તેઓએ મને પોતાની સાથે આવવાનુ કહ્યુ તે પ્રમાણે હુ તેમની પછાડે પાછળાડે ચાલી ને થોડીવારે અમે એક નાના સરખા પણ સ્વચ્છ ઘાટના, હવા તથા પ્રકાશને અંતરાય ન આવે એવા મકાન પાસે આવી પહોચ્યા મને જરા બારણાપાસે ઉભી રાખી પોતે એકલા અદર ગયા ને પોતાની સ્ત્રીને મ્હારી હકીકત કહી આવ્યા હશે તેથી તે બીચારા ઉમગથી હસતે મ્હોએ મને તેડવા આવ્યા અને ખોવાઈ ગયેલા બાળકને પાછુ મેળવવાથી એક માતાને જેવો હર્ષ થાય તેવો જ તેમના દીલમા ઉભરાતો જોવામા આ વાથી મને ખાત્રી થઈ કે એ સ્ત્રીપુરૂષ બન્ને કોઈ સારા ખાનદાન કુટુબના જ હોવા જોઇએ તેમનુ વય ૪૦-૪૫ વર્ષનુ હતુ-શરીર સારુ બાધાનુ હતુ પરતુ ચિંતાથી કે મદવાડથી તેમના મ્હો ઉપર કરચલીઓ પડવા માડી હતી ઘરમા પેસતા જ મને જણાયુ કે તેમાની સર્વ સગવડ એક ગૃહસ્થને જોઈએ તેવી હતી ઘરનો એક ખડ અનગ કાઢી અપાય એવો હતો તે મને એમણે બતાવ્યો અને મ્હારી સાથે મ્હારા પૂર્વ કાલના ઇતિહાસની વાતો પૂછતા પૂછતા એ આમ તેમ મને ફરવીને પછી તેમની મેડીમા બેસાડી જો કંઈ પુસ્તક વાચવાનુ ગમે તો તે કબાટમાથી સુખેથી લેવાનુ કહીને રસોઈમાટે નીચે ગયા

એકલી પડતા હુ સ્વસ્થ થઇને પ્રથમ તો ત્યા લટકાવેલી છબીઓ જોવા મડી તેમા જે ગૃહસ્થ મને ત્યા તેડી લાવ્યા હતા તેમની તથા તેમના સ્ત્રીની છબીઓ હતી તે ઉપરાત એક ચિત્ર મને કંઈક પરિચિત આકૃતિનુ હોય એમ લાગ્યુ પણ તે મ્હારો ભ્રમ હશે એમ મ્હે મન વાળ્યુ કેમ કે આ ગામમા હુ કોઈને ઓળખતી ન હતી તેથી કોઇનો ચ્હેરો મ્હે કહીંક જોયેલા પુરુષને મળતો આવતો હશે ને તેથી જ આવો મને ભાસ થયો હશે એમ મ્હે નિર્ણય કર્યો એક તકતામા એ બન્ને સ્ત્રી પુરૂષની સાથે એક છોકરાનો પણ ફોટોગ્રાફ હતો તેથી એમને સતતિ તો હશે એમ મ્હારી ખાત્રી થઈ પણ આજ એ ઘરમા ત્રીજુ કોઈ ન હતુ તેથી તે બાળક કયા હશે-તેનુ શુ થયુ હશે-એ વિગેરે મને ઘણા પ્રકારની શકા થઈ નીચે ગયા પછી એ વાત કાઢવાનુ મ્હે ધાર્યું પેલા પુરૂષના ચેરો તરફ ફરીથી મ્હારૂ ચિત્ત આકર્ષાયાથી હુ તેની છબી નિહાળીને જોતી હતી એટલામા તે ગૃહિણી કંઈક કામે ઉપર આવ્યા હશે તેમનો પદસચાર મ્હે સાભળેલો નહિ પણ મ્હારી પાછળ તેમનો શ્વાસ આવવાથી હુ ફરીને જોવા લાગી તો મને જણાયુ કે તેમની આખોમા આસુ ભરાઈ આવ્યા હતા આથી મને કંઈક અનિષ્ટ સૂચન થતા હુ તેનુ કારણ પુછવા જતી હતી તેવામા તેમણે જ મને કહ્યુ કે -"બેન, તુ આ છબી જુએ છે તે અભાગ એકના એક વ્હાલા પુત્રની છે ન્હાનપણથી ત્હારી પેઠે એને પણ ગાવાનો શોખ હતો અને નાટકનો છદ લાગ્યો હતો એટલે ભણવા ગણવામા એનુ મન લાગતુ જ નહિં એનાપિતાએ એને ઘણુ ઘણુ સમજાવ્યો '

નાટકના ધંધામા આબરૂ જવાની સાથે સારી કમાણી ભાગ્યે કોઈકને જ થાય છે ને વિદ્યા સપાદન કર્યાથી મ્હોટી પદવીએ ચઢીને પ્રતિષ્ઠા પમાય છે વિગેરે ઘણુ ઘણુ એને કહીને સમજાવ્યો પણ થોડુ વાચતા લખતા આવડ્યા પછી એણે નિશાળે જવાનુ મૂકી વાળ્યુ એનો કંઠ એવો મધુર હતો કે અમને ન ગમતુ તે છતાં એને ગવૈયાનુ મન થતુ એકનો એક પુત્ર તેથી ખરુ તો અમે એને શુ કરી શકીયે પણ એનો વિવાહ નહિ થાય એ બ્હીકથી અમે એને ઘણુ ડરાવ્યો એણે એમ જાણ્યુ કે એને નાટકમા અમે જોડાવા તો દેવાના જ નહિ ને એના મનને એ વાત સર્વોપરિ હતી તેથી એક વાર ઘરનો માર્ગ કરવા ગયો હતો ત્યાથી ઘેર આવવાને બદલે એ ક્યાંક જતો રહ્યો ને અમે વાટ જોઇ જોઇને થાક્યા નાટકમા ઘણીએ તપાસ કરી, પણ ક્યાંઈ એનો પત્તો મળ્યો નહિ તેથી રાતદિવસ અશ્રુ-પ્રવાહથી અમારા શોકનો ભાર ખાલી કરતા અમે નિરાશ થઇને બેસી રહ્યા આવી રીતે અમારૂ-એકનુ એક-મહામોઘુ-પુત્ર-રત્ન ગુમાવવાથી અમને અમારી સખ્તાઈ માટે બહુ પસ્તાવો થયો પણ ઘર સળગ્યા પછી કુવો ખોદવો એ શા કામનુ? આ વાતને એક વર્ષ થઈ ગયુ તે પછી મુબઇથી અમને એક માણસનો કાગળ મળ્યો તેમા તેણે જણાવ્યુ હતુ કે કનૈયાલાલ કરીને એક એમ્બર સાની ગુજરાતી કપનીમા નોકર હતો તેણે ત્રણ ચાર દિવસની માદગીમા દેહ છોડયો છે તે તેના ખબર એના પિતાને ફલાણે ઠેકાણે આપવાનુ તે અમને કહેતો ગયો છે તે વેળા અમે પોરબદરમા હતા

"આ છાતી ફાડે એવા ખબર મળતા અમારા શોકનો તો પાર રહ્યો નહિ વચ્ચે વચ્ચે અમને આશા રહેતી હતી કે એ કોઈક કપનીમા હશે ત્યાથી વર્ષે છ મહિને કે બે ચાર વર્ષ પણ મ્હોં જોવા વારો આવશે પણ આ તો સદા કાળને માટે અમારે એનો વિયોગ થયો-હવે પછી એનુ દર્શન અમારે આ લોકમા તો કરવાની આશા રાખવાની જ નથી અમારા સુખદુ ખનો સાથી વૃદ્ધાવસ્થામા આધારને માટે જેના ઉપર અમે સર્વ હવાઇ તરંગો બાંધેલા તે અમારા કુળનુ રત્ન-અમારો લાડવાયો આમ અમે ખોઈ બેઠા તેથી અમારી તેની સાથેની નિષ્ઠુર વર્તણુકને માટે અમે અમારો પોતાનો જ તિરસ્કાર કરવા લાગ્યા, ને ત્યારથી આ જ ઘડી અમે એના પુણ્ય-સ્મરણમા જ અમારો વખત ગાળીએ છીએ પ્રથમ તો અમને લાગતુ હતુ કે આ કારી ઘા પડવાથી અમારા શરીર પણ ટકી શકશે નહિ પણ વિધિના લેખ કોઇથી મિથ્યા થતા નથી અમારે આમ રીબાઇ રીબાઇને મરવાનુ હશે-કોણ જાણે કઇનાએ બીજા દુ ખ ભોગવવાના હશે તે હજી અમારો અત આવતો નથી પણ પ્રભુ જે કરે તે સારાને માટે જ એમ મનવાનુ કઠણ લાગવા છતા એની ઇચ્છાને અધીન થઇને અમે માત્ર ઉદર નિર્વાહ માટે જોઈતો શ્રમ કરીને હરિકથા શ્રવણ કરવામા અમારો કેટલોક કાળ ગાળીએ છીએ તેથી આવ્યાથી, બેન, અમારૂં દુ ખ કઇક વિસારે પડ્યુ તુ અમારી જ્ઞાતિની જ છે એ અમારે મન મ્હોટી વાત છે હવે તો તુ એને જ સ્થાને છે પુત્રી છતા પુત્ર રૂપે તને માનીને અમારા મનને અમે આશ્વાસન આપીશુ તને અગાઉ કોઈ દહાડો નહિ દીઠેલી છતા કોણ જાણે મ

મ્હારુ હૃદય ત્હારી તરફ પ્રેમના ઉમળકાથી દોડે છે પ્રભુએ તને અમારું દુખ દૂર કરવા જ કોણ જાણે મોકલી હશે ”

તેમનો આવો કરુણારસ ભરેલો વૃત્તાન્ત સાંભળીને મ્હારું હૈયું પણ ભરાઈ આવ્યું ને તેમના મનનું સમાધાન કરવું તો કઠિન હતું છતાં મ્હારાથી બની શકયા પ્રમાણે દીલાસો આપવા મ્હેં તેમને કહ્યું કે —

“ માજી ! આમ ગઈ ગુજરી વાત તાજી કરાવીને તમને દુખ આપવાનું કારણભૂત હું થઈ પડી તે માટે આપની ક્ષમા માગું છું પ્રભુએ જે સુખદુખ ભોગવવાનું આપણે માટે નિર્માણ કરી રાખેલું છે તે તો ગમે તે વખતે આપણે ભોગવ્યા વિના છુટકો નથી ગમતા પદાર્થની ઇચ્છા ને તે માગ્યું મળતું નથી તેમ તેનાથી દૂર રહેવાથી–જગતનો વૈભવ વિજ્ઞાન ભોગવવાની–ઇચ્છા રાખનારથી તે દૂર રહેતું નથી જેનો જેટલો સંબંધ તમારી સાથે તમારા પુત્રને આટલા થોડા વખત જ રહેવાનું સર્જેલું હશે તેથી તે તમને આમ ટળવળતા મુકીને ચાલ્યો ગયો પણ એ તો પ્રભુની બક્ષીસ તેથી તેને આપવી હોય ત્યારે આપે ને લેવી હોય ત્યારે લઈ લે તેમાં આપણે હર્ષ–શોક ન કરવો એ જ ખરું ડહાપણ છે માટે અત્યાર સુધી જેમ તમે એ દુખ વીસારે પાડયું હતું તેમ જ પાછું એને ગાળી દઈને તમારા ઉદ્વેગ શમાવી દેશો એવી મ્હારી પ્રાર્થના છે ”

બળાત્કારે–આંસુ ખાળવાને પ્રયત્ન કર્યા છતાં એમની આંખમાંથી ધારા વહેતી હતી તેથી વિશેષ કંઈ બોલી નહિ શકવાથી તેઓ મ્હારો હાથ પકડીને મને નીચે જમવા તેડી ગયા મોડી રાતે મ્હારી સાથે આવીને મ્હારે માટે ઠરાવેલા ઓરડામાં તેઓ મ્હારે સારુ સુવા બેસવાની સર્વ સામગ્રી તૈયાર કરીને મને સુવા મુકી ગયા તે પછી એકલા પડતા મને આ પવિત્ર યુગલને સાથે આવી પડેલા સંકટને માટે બહુ લાગણી થઈ અને પ્રભુ એમને કંઈક પણ સંતાન દઈ આપે તો એમનું મન તેને ઉછેરવામાં રોકાય તેથી પાછી વાત કંઈક વીસારે પડે એમ વિચાર આવવાથી તેવી માગણી પ્રભુ પાસે હું ખરા દીલથી કરતી કરતી નિદ્રાવશ થઈ

સ્વપ્નમાં મને જાણે એમનો પુત્ર જ જીવતો જાગતો મળ્યો હોય—અમે બંને એક જ નાટક ભજવવામાં ભાગ લેતા હોઇએ–એવો દેખાવ જોવામાં આવવાથી હું ઝબકીને જાગી તો સવાર થવા આવેલું જણાયું ને હમણા જ જેનો સ્પર્શ તાજો હતો તે યુવક એકાએક કેમ અદૃશ્ય થઈ ગયો તે વિચાર આવતા મ્હારા હૃદયમાં કંઈક અવર્ણનીય ખેદ પણ થયો મ્હેં એને ક્યાંક જોયો હતો કે કેમ–અમે પહેલા કદી મળ્યા હઈશું કે નહિ એ સંકલ્પ વિકલ્પ કરતે કરતે હું ઉઠી અને નિત્ય કર્મ કરી નીચે જઈ તેના માતાજીને મળી તેમના કામમાં સામેલ થઈ ગઈ તેથી તેમનો અર્ધો શ્રમ દૂર થયો અને મ્હારી કામ કરવાની છટા તથા સ્વચ્છ રીતભાત જોઇને તેઓ વિશેષ પ્રસન્ન થયા

નાટકશાળામાં જવાનો વખત થવા આવતાં મને ગઈ કાલનો બનાવ પાછો યાદ આવ્યો જનાર્દનનો મ્હારાથી તિરસ્કાર થયેલો–તેને મ્હારા ઉપકારને ઠપકો આપેલો–તેથી તે



મ્હોટો ઈમામવાડો અને મસ્જિદ—લખનૌ.

અવશ્ય મો મનાવશે એવી બ્હીક હવે લાગવા માંડી પણ એકદમ તો કંઈ તે કરી શકશે નહિ એ તો વળીના કોઈ માણસને લઇને ( આવીશ એવો નિશ્ચય કરીને ) ત્યાં ગયો થોડા દિવસ આમ અમારૂં કામ ચાલ્યુ પણ અમારા મેનેજરને જણાયુ કે જનાર્દન વિષે દિવસે વધારે બગડતો જાય છે તેથી કોઈ દિવસ અણીને વખતે એ બેભાન થઈ જશે ને પાર્ટ નહિ ભજવી શકે તો મ્હોટી મુશ્કેલી ઉભી થશે તેથી તેઓ તેને બદલે કોઈ હોશીયાર એક્ટરની શોધમાં હતા તેવામાં તેમને એક સારો એક્ટર નોકરીની પેરવીમાં મુંબઇમાં ફરે છે એવી બાતમી મળતા તેમને તેમણે તાર કરીને બોલાવ્યો, ને ચાર દિવસમાં તો તે અમારા મુકામપર આવી પહોંચ્યો

જનાર્દન ધાર્યા પ્રમાણે જ સુસ્ત રહેતો ને વચ્ચે વચ્ચે આવતો પણ નહિ તેથી શેઠે તેનો પાર્ટ આ નવા એક્ટરને આપ્યો "રીહર્સલ" વખતે અમો બધા ભેગા થયા અને પાસે આવવાનો પ્રસંગ મળતા મને આ નવા એક્ટરના ચહેરામાં અને મ્હારા ઉપકારના ઘરની મેડીએ મેં જે ફોટો આફ જોયો હતો તેમાં કંઈક મળતાપણુ જણાયુ તેની સાથે મેં તેને પહેલા કોઈક સ્થળે ચોકસ જોયા છે, એ વિચાર વધારે દૃઢ થવા લાગ્યો ફોટોગ્રાફ જેનો હતો તે તો હવે અસ્તિત્વ ધરાવતો ન હતો એમ મને એના મલાએ કહ્યુ હતું તેથી તે અને આ એક હોય એ તો સંભવિત જ ન હતુ ત્યારે આ સાદૃશ્ય શા કારણથી હશે એ વિષે મેં ઘણો વિચાર કર્યો પણ મ્હારી કંઈ ખાત્રી થઈ નહિ પાર્ટ ભજવવામાં, મને લાગ્યુ કે એ ઘણો ચાલાક અને કુશળ હતો તેમ એનો કંઠ એટલો તો મધુર અને સુરીલો હતો કે જો એ સ્ત્રીનો પોશાક પહેરે તો કોઈ એને ખરેખરી સ્ત્રી જ હશે એમ માને આવી રીતે એના લક્ષણો કાંઈક મનભાવતા હોવાથી મને સ્વાભાવિક રીતે એનો પરિચય કરવાની ઇચ્છા થવા લાગી પેલા દારૂડીઆ જનાર્દનનો "પાર્ટ એક એ પ્રવેશમાં મ્હારી સાથે આવતો હતો અને જ્યારે એ બીમાર પડીને ગેરહાજર રહ્યો ત્યારે એને બદલે આ નવા એક્ટરને જ તેનુ કામ સોંપાયેલુ હોવાથી તે અને હું બંને એક જ પ્રવેશમાં ઉતરીશુ એમ મને નિશ્ચય જણાયુ તેથી મને વિશેષ આનંદ થયો રીહર્સલ થઈ ગયા પછી અમે સાસાને ઠેકાણે ગયા અને રાત્રે નાટક વાસ્તવિક ભજવવાનો સમય થતા અમે સર્વ મળ્યા ત્યારે મને જણાયુ કે એનુ મન પણ કંઈક મ્હારા તરફ આકર્ષાયું હતુ મ્હારી રચના એને રૂચિકર લાગી હશે તેથી માણસજાણે સાથી એ મ્હારા સામુ વિશેષ જોવા લાગ્યો અને અમે બંને જ્યારે સુશોભિત વસ્ત્રાલંકાર પહેરીને રંગભૂમિ ઉપર ઉતરી આવ્યા ત્યારે અમારી નવી જોડી જોઇને જ પ્રેક્ષકોએ તાળીઓની ગર્જનાથી અમને વધાવી લીધા તેનો આ જ પ્રથમ જ દેખાવ હતો અને તેના આવવાની વાત શહેરમાં બધે પ્રસરી હતી તેથી તે કેવુ કામ કરે છે તે જોવા લોકો તલપાપડ થઈ રહ્યા હતા અમારૂં સંભાષણ શરૂ થતા જ એનો અભિનય, એની બોલવાની છટા, અતરનો ભાર વગર મોને પણ જણાવવાની ખુબી એવા તો અવનવા હતાં કે પ્રેક્ષકોએ તેને માટે જ સદ્‌વિચાર બાંધ્યો હતો તે દૃઢ થવા લાગ્યો, તેમાં વળી જ્યારે એના સંગીતનો પ્રથમ પ્રસંગ આવ્યો ત્યારે તો એણે એની ચીજ એવી વનડારીને તાન તથા આલાપ સાથે શુદ્ધ રાગનુ ભાન કરાવે એવી મધુરતા તથા રસ

ગાતાથી ગાઈ કે જોનાર સર્વ આંખો ફાડીને અનિમેષ દૃષ્ટિથી તેના સામુ જોઈ રહ્યા આખી નાટકશાળા જાણે સ્તબ્ધ-ચિત્રિત મનુષ્યોથી જ ભરેલી હોય એમ શૂન્યવત્ ભાસવા લાગી અને ગાયન સમાપ્ત થતાં તે અંતર્હિત થતા જતો હતો તેનામાં " વન્સમોર " ના પોકાર એવા જોરથી થયા કે નાટકશાળાઓને પોતાના ગ્રાહકોની મરજી રાખવા-તેમને વધારે આકર્ષવા અને પોતાની કમાણી વધારવા ખાતર-વાહવાહ આખા શહેરમાં ફેલાવવા ખાતર તેને ફરી પાછો રંગભૂમિ ઉપર આણી તે જ ગાયન ફરીથી ગવરાવવું પડ્યું આ પ્રમાણે બે નહિ પણ ત્રણ વાર થયું તેથી અસાધારણ લોકપ્રિયતાનું બીજ તે વેળા રોપાયું એમ અમે મન એ માન્યું હમણાં તો એનું શરીર નિરૂદ્યમી હોવાથી કે કોણ જાણે બીજા કોઈ કારણથી કાંઈક કૃશ થયેલું જણાયું પરંતુ સારો પગાર મળેથી ખાવા પીવાની બરદાસ, માનજત, અને ચિંતાનો ક્ષય થતાં એની શક્તિ હજી પણ વધારે ખીલી નીકળશે એમ અમારા મેનેજરને પણ લાગ્યું તેથી એમણે એને તરત રૂ ૧૦૦ નો પગાર કરી આપીને પોતાને ત્યાં રહેવાની ગોઠવણ કરી દીધી આ પ્રમાણે પોતાની ફતેહ જરા અણધારી થવાથી એનું મન પ્રફુલ્લ થયું અને અમારે બેને જરા બોલવાનો પરિચય વધ્યો એટલે મ્હેં એમના સંબંધી કેટલીક હકીકત જાણવાની મ્હારી તીવ્ર ઇચ્છા દાબી નહિ શકાયાથી, એઓ પહેલાં ક્યાં હતા, મૂળ ક્યાંના વતની, નાટકનું કામ ક્યારથી કરવા માંડ્યું છે વિગેરે પ્રશ્ન પૂછ્યા તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે, " તેઓ પોરબંદરના રહીશ હતા બાળપણમાં ત્યાં જ અભ્યાસ કરતા પણ નાટકનો શોખ લાગવાથી ભણવું ગણવું મુકીને ગવૈયાઓની સાથે જ હરતા ફરતા તેમના માતપિતાએ બહુ વાર્યાં છતાં એ સંગ નહિ છોડીને આખરે તેઓ તેમને કહ્યા વિના ત્યાંથી, એકાએક આગબોટમાં બેસીને મુંબઈ ગયા હતા ત્યાં કોઈનું ઓળખાણ નહિ તેથી એકદમ તાલીમ આપનાર કે નોકરીએ રાખનાર કોઈ મળ્યું નહિ ને સાથે ચારપાંચ રૂપૈયા લાવ્યા હતા તે ખર્ચાઈ ગયા એટલે વગર પગારે એક ગુજરાતી કંપનીમાં નોકર રહ્યા ત્યાં તેમના કામથી લોકોને સંતોષ થવા લાગ્યો તેથી તેમને ધીમે ધીમે થોડો પગાર કરી આપ્યો પણ તેનાથી તેમનું ખર્ચ નભે એમ ન હતું અને વધારે પગાર થાય એવી આશા ન હતી, તેથી હવે આ જગતમાં નિરર્થક જીવન ગાળવા કરતાં દેહત્યાગ કરવો એ વધારે સારું છે એવી કંઈક ભ્રમણા થવાથી તેમણે નિરાહાર રહીને પોતાનો અંત આણવાનો નિશ્ચય કર્યો આ વાત તેમણે કોઈને જણાવી નહિ પણ પોતાના માતાપિતાને કોઈ બીજાના નામથી પત્ર લખીને જણાવ્યું કે તેમનો પુત્ર એકાએક વિસની માંદગી ભોગવીને સ્વર્ગવાસી થયો છે પોતાનો વિચાર તેમને ફરી મ્હો જ બતાવવાનો ન હતો અને ખાધા વિના પ્રાણ ટકી રહેતો જ નહિ એ તો સર્વ કોઈના જાણવામાં હોય તેથી તેણે એમ માન્યું કે થોડા દિવસમાં પોતે પરલોકવાસી થશે, પણ વિધિની ઘટના વિચિત્ર હોય છે, મનુષ્ય સવળું ધારે છે તેમાંથી અવળું થાય છે અને અવળા માંથી સવળું થઈ જાય છે તેમ જ્યારે એની આવી દશા એના એક મિત્રના જોવામાં આવી ત્યારે એ એનું ખરૂં કારણ કલ્પી શક્યો અને તરત પોતાની તરફથી એને સારી આર્થિક મદદ ખાનગી રીતે અપાવીને એને જાણે કોઈ સારી નોકરી મળવાની વાત નક્કી થઈ હોય

એવી ખબર આપી તેથી એનો ઉલ્લાસ પાછો જાગૃત થયો, અને પુષ્ટિકારક ખોરાક મળવાથી એનુ શરીર પણ ઠેકાણે આવવા લાગ્યુ થોડા વખતમા દૈવેચ્છાથી કોઈ પારસી નાટક કંપનીમા તેના જેવા એકટરની જરૂર હોવાથી ત્યા એનુ કામ જોઈને એને રુ ૭૫) ના પગારથી રાખી લેવામા આવ્યો અને દિવસે દિવસે એની પ્રતિષ્ઠા એ ખાતે વધતી ગઈ પણ વળી પાછી દશા ફરવાની હશે તે એ કંપનીનુ સર્વસ્વ અચાનક આગમા બળી ગયુ અને બધા એકટરોને થોડા વખતને માટે રજા આપવામા આવી તેથી પાછા એ તો હતા તેવા થઈ ગયા. અત્યારસુધીની આવક માથી સહજ બચાવેલુ તે વપરાઈ ગયુ ને બીજી નોકરીની તે શોધમા હતા તેવામા અમારી કંપનીના મેનેજરનો તાર આવવાથી અહીં આવવાનુ થયુ”

આ બધી વાત સાંભળતા મ્હારા તો રૂવેરવા ઉભા થઈ ગયા જે શરીર બળીને ખાખ થઈ ગયુ મનાતુ તે હાલ પ્રભુ-કૃપાથી સજીવન છે-જે વ્હાલા પુત્રનુ દૃષ્ટિથી તેના માતા પિતાએ આ જગતમા મ્હો નીહાળવાની સર્વ આશા મુકી દીધી હતી-અને જેના વિયોગથી તેઓ ઝુરી ઝુરીને પોતાનો પ્રાણુ કાઢી નાખવાને તત્પર હતા-જેના વિના તેમનુ સુંદર મકાન તેમને સ્મશાન જેવુ ભયંકર અને શૂન્ય લાગતુ હતુ-તે જ પુત્રને તેઓ ફરીથી અણધાર્યો નિહાળશે-આલિંગશે-ત્યારે તેઓને કેવો અવર્ણ્ય આનંદ થશે-એ વાતનો વિચાર આવતા મ્હારા આનંદનો પણ પાર રહ્યો નહિ વળી આ યુવક પણ પોતાના માતાપિતા પોરબંદર હશે એમ માનતો હતો ને ફરીથી તેમને મ્હો દેખાડતા શરમાતો હતો-તેને જ્યારે અણચિન્તવ્યો જ તેમનો મેળાપ થશે-હવે તેની રોજી સારી ચાલવાથી જ્યારે તે તેમની સમક્ષ ઉભો રહેતા કઈ પણ ક્ષોભ પામે એવી સ્થિતિમા ન હતો પણ તેથી ઉલટો પોતાના પગારમાથી તેમની આજીવિકાના સાધનમા વૃદ્ધિ કરવાને સમર્થ થયો હતો અને તેથી જ સર્વને વધારે પ્રિય થઈ પડે એવો હતો તેને તેના પ્રિયજન એકદમ ઓળખશે, તેમના ફરીથી થવાના મેળાપનુ કારણ મને જ માનશે-ત્યારે મ્હારૂ પણ ઋણ કંઈક અંશે વળી રહેશે એમ મને લાગ્યુ આમ મને તેમના સુખનુ સાધન બનાવવામા પ્રભુએ મ્હારા ઉપર કેટલી મોટી કૃપા કરી હતી એ પણ મ્હારા સમજ્યા બહાર ન હતુ તેથી હુ તે મહાન્ પિતાનો આભાર માનવા લાગી કોઈનુ પણ ભલુ કરાવવામા નિમિત્ત થવુ એના જેવુ પુણ્યનુ કામ બીજુ કોઈ નથી એમ હુ સમજતી હતી અને હવે મ્હારે મ્હારો 'પાર્ટ' થોડા વખત સુધી જરા સભાળથી ભજવવાનો હતો એમ મને લાગ્યુ મ્હારા મિત્રનુ મૂળ નામ તો કનૈયાલાલ નટવરલાલ હતુ પણ હવે તેમણે કેશવલાલ ગણ્યુ હતુ એ પણ એમની વાતમાથી હુ સમજી ગઈ એમની માતાનુ નામ નર્મદા હતુ તે પણ મળતુ આવ્યુ મને જે એમની આકૃતિ પરિચિત જેવી લાગતી હતી તેનુ કારણ પણ મુંબઈમા મ્હે એમને નાટકશાળાઓમા કોઈક કોઈકવાર રંગભૂમિ ઉપર જોયેલા એની મને હવે સ્પષ્ટ પ્રતીતિ થઈ પોરબંદરથી એમના માતાપિતા થોડા વર્ષ થયા જ ફરવા આવ્યા હશે એમ મ્હે તર્ક કર્યો કનૈયાલાલે કરાચીથી રજા મેળવીને પોરબંદર જવાનુ ધાર્યુ હતુ એવુ મેં એમની વાતચીત ઉપરથી જાણ્યુ પણ પ્રભુએ પ્રસન્ન થઈને તેમનો તે શ્રમ ઉગાર્યો હતો એ એકલી હુ જ સમજતી હતી

તેમના માતાપિતાને ઠગીને દુઃખી કરવા માટે હવે તેમને બહુ પશ્ચાત્તાપ થતો હતો જેમણે પોતાને પાળીપોષીને મ્હોટો કર્યો હતો, જેઓ પોતાના હિતને માટે જ સર્વદા પ્રયાસ કરતા હતા—ને નાટકના ધંધામાં નહિ પડવાની જેમની સલાહ કેવળ નિઃસ્વાર્થ તથા શુભચિન્તક હતી—તેમને હવે જો ફરીથી મળવાનું થાય તો તેમની પાસે તે ખરા અંતઃકરણથી ક્ષમા માગે એમ એ કહેતા, પણ એ દિવસ કોણ જાણે ક્યારેયે આવશે ? આવા આવા વિચારમાં એ કેટલીકવાર એટલા તો ગરક થઈ જતા કે આસપાસની સ્થિતિનું ભાન ભુલી જતા હતા હું એમને દીલાસો આપવા માટે બીજી ત્રીજી વાતે ચઢાવતી અને તેમાં મ્હેં એક વખત લાગ જોઈને મ્હારે મકાને ચા પીવાનું આમંત્રણ કરતા કરતા મકાન ધણી તથા તેમના ધણી યાણીની ભલમનસાઈ, માયા, મમતા, સુજનતા, મ્હારા ઉપરનું વાત્સલ્ય વિગેરે એવી અસર કારક રીતે વર્ણવ્યા કે એમને પણ એવા સારા માણસો સાથે ઓળખાણ કરવાનું મન થાય નાટકના ધંધામાં પડેલાને સ્વાભાવિક રીતે સમાજનો કેટલોક ભાગ હલકા ગણીને તરછોડે છે તેથી અજાણ્યાને ઘેર જતા અમારા જેવા અચકાય છે પણ આ સ્ત્રીપુરૂષને તો અમારા જેવા સાથે ઘણી સહાનુભૂતિ છે—તેઓ અમારી કળાને ઉત્તેજન આપવાને તત્પર છે અને મને વગર ઓળખાણે તેઓએ મકાનમાં લઈ જઈને એક પુત્રી તરીકે આજ સુધી પાળી હતી એટલું જ મ્હારા કહેવાના સમર્થન માટે બસ હતું તેથી એમણે મ્હારી વિનતી સ્વીકારી અને હું મ્હારા એક ઓળખીતા સભ્ય યુવકને આજ મ્હારી સાથે ચા પીવા લાવનારી છું એવી વાત મ્હેં એમના માતુશ્રીને મોઘમ કરી રાખી હતી તેથી તેઓ પણ કોઈ નવા માણસને જોવાને તત્પર થઈ રહ્યા હતા

સાંજે અમે બંને અમારા મકાને પહોંચ્યા ત્યારે એમના માતાપિતા હમેશના કરતા કંઈક વધારે સજ્જ થઈ રાખીને અમારી વાટ જોતા બેઠા હતા તેમણે જ્યારે મ્હારી પાછળ એમને ઉમરો ઓળંગીને અંદર આવતા જોયા ત્યારે તેઓ એકદમ ઉઠીને ગભરાગભરા બની સામા આવ્યા—આ તે સ્વપ્નું કે સાચું—પોતાનો નાસેલો પુત્ર પાછો પોતાની મેળે એવું તો કોઈ દહાડો તેમણે ધાર્યું પણ નહિ તેથી એકદમ તેમને જોઈને વળગી પડતા જરા અચકાયા પણ અંતઃકરણે સાક્ષી પૂરવાથી બંને જણ ગળગળા થઈને—“કોણ—મ્હારો કનૈયાલાલ ! ઓ ભાઈ ! શ્રી પ્રભુની કૃપા ! તું તો નવે અવતારે જ આવ્યો લાગે છે અમારા આંધળાની આંખ આજ સતેજ થઈ ” એમ અનેક રીતે પોતાના હર્ષના ઉદ્‌ગાર કાઢતા તેને છાતી સરસો ચાંપી ખુબ આનંદાશ્રુ પાડીને પોતાના હૈયાનો ઉભરો એ શમાવવા લાગ્યા કનૈયાલાલ તો ઝંખવાણા જ પડી ગયા અને અહીં મ્હારા માતાપિતા ક્યાંથી એ વિચાર આવવાથી એ પણ જરા ગભરાયા તો ખરા પણ મ્હારી તરફ કિંચિત્ હાસ્યયુક્ત દૃષ્ટિ કરીને મ્હારી છેતરપડીનો ભરમ પોતે સમજી ગયા હોય એમ મને જણાવતા જણાવતા—તેમની બાથમાંથી છુટા થયા કે તરત તેમને ચરણે પડ્યા સાષ્ટાંગ દંડવત્ કરતે કરતે તેમણે અશ્રુપૂર્ણ નયને તેમની ક્ષમા માગી પણ તેમને એમણે વધારે બોલતા અટકાવ્યા ને પોતાની સાથે જ બેસાડી તેમના શરીરની કુશળતા આદિના સમાચાર પૂછવા માંડ્યા આજ સુધી ક્યાં હતા—પોરબંદરથી ગયા પછી આવો જુદો કાગળ કેમ

ફરજ ૩ ૧-૮-૦ એન એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

લખ્યો હતો વિગેરે સર્વ ખુલાસા માગ્યા તેના ઉત્તર તેમણે મને આપ્યા હતા તે જ પ્રમાણે તમને આપવાથી આખરે તેમને પરિપૂર્ણ સતોષ થયો

માતાપિતાને પુત્રનો વાંક ક્યાંથી વસે? તેમણે તો ઉલટો પોતાની સખ્તાઈનો દોષ કાઢ્યો અને આટલે વર્ષ ફરી પાછો પ્રભુએ તેનો અણધાર્યો ભેગો કરાવ્યો એ જ કોઈક પોતાના પૂર્વજન્મના મહત્ પુણ્યનો પ્રભાવ હશે-આટલા વર્ષ મહા સંકટ વેઠવાનું ફળ પ્રભુએ આવું આલ્હાદિત આપ્યું તેથી તે સર્વ હવે પોતે વીસરી જશે—એમ કહેવા લાગ્યા અને હવે જીંદગી પર્યંત ફરીથી તેમનો વિયોગ ન થાય એટલુ જ પ્રભુ પાસે દીનતાથી એ માગવા લાગ્યા

મને આમ તેમનું પરસ્પર સુખ જોતાં વિશેષ આનંદ થાય એ સ્વાભાવિક હતું અને તેમની વાતમાંથી જરાક તેઓ પરવાર્યા ને મને દીઠી એટલે તેઓ કેમ જાણે મને છેક જ ભુલી ગયા હોય તેમ યાદ આવવાથી દોડીને મ્હારી પાસે આવ્યા ને પુત્રને જેમ આલિંગતા હતા તેમ મને પણ આલિંગીને—"બેન—ત્હેં જે અમારા ઉપર ઉપકાર કર્યો છે તેનો બદલો તો અમે વાળી શકીએ એમ છે જ નહિ—ત્હારા વડે જ અમે અમારા પુત્રના સમાગમનું સુખ પુનરપિ અનુભવીએ છીએ—તું ન હોત તો અમને એની સાથે કોણ મેળાપ કરાવત—પાસે છતાં અમે શું જાણત કે એ અહીં હશે—અને અમે આ ગામમાં છતાં એ કેવી રીતે ખબર પડત કે અમે અહીં રહેવા આવ્યા છીએ—મહીનાના મહીના નીકળી જાત પણ કોઈને કોઈની બાતમી પણ મળત નહિ ને કપની ઉપરી જાત તથા અમે જે દુઃખ ભરેલ સ્થિતિમાં પડ્યાં હતા તે જ ભોગવતાં અમારો કાળ પૂરો કરત પ્રભુએ તને અમારે ત્યાં મોકલી તે અમારાને માટે, ત્હારા પગલાં કંકુનાં થયાં તેથી અમે તો ત્હારા સદા પગ ધોઈએ છીએ તો પણ ત્હારા ઋણમાંથી મુક્ત થઈએ એમ નથી ત્હેં જે પુત્રીભાવ સ્વીકાર્યો છે તે કાયમ રાખીને અમારા ઉપર વિશેષ ઉપકાર કરીશ તો જ અમે કૃતાર્થ થઈશું"

- તેમની મ્હારા પ્રતિ આવી મમતા જોઈને મને હર્ષાશ્રુ આવ્યાં ને મ્હારા ઉપર તેમણે કરેલો ઉપકાર તેઓ ભુલી ન જાય તેટલામાટે મ્હેં તેમને જણાવ્યું કે—" માતાપિતા—મ્હારા જેવી રખડતી—નિરાધાર—વગર ઓળખાણની એક છોકરીને માત્ર દયાની ખાતર આપે આપના આવાસમાં સ્થાન આપ્યું એટલુ જ નહિ પણ પોતાની પુત્રી ગણીને સર્વ લાડ લડાવો છો એ શું મ્હારા ઉપર આપનો થોડો ઉપકાર છે? પરમકૃપાળુ પ્રભુએ મને આ શુભ પ્રસંગના નિમિત્તરૂપ બનાવી તેથી હું મ્હારો જન્મ સફળ થયો એમ માનુ છું અને આપની આવી કૃપાને સદાકાળ હું પાત્ર રહું એવી પ્રાર્થના કરૂં છું"

આ પ્રમાણે અમે સર્વ સુખની સીમાએ પહોંચ્યા આપીને નાસ્તો કરીને અમે બનેએ અમારા કામ માટે નાટકશાળામાં જવાની આજ્ઞા માગી કનૈયાનાએ હવે નાટકશાળામાંથી ઉતારો ફેરવીને પોતાને ઘેર જ રહેવા આવવાનું હતું એ તો કહેવાની જરૂર જ નથી તેથી અમે બન્ને સાથે પાછા આવીશુ એમ કહીને ત્યાંથી ચાલ્યા રસ્તે મને કનૈયાલાલે પોતાની

પ્રીતિ જણાવતા-આવી રીતે છેતરવા માટે જરા મર્મોક્તિથી ઉપાલભ આપતા હોય તેમ પણ મીઠા સ્વરે કહ્યું કે-" યશોદા-તું આટલી બધી ચતુર હોઈશ એમ હું ન્હોતો જાણતો ત્હારા ગુણથી તો હું મોહિત થયો જ હતો પણ ત્હારા આ ઉપકાર તળે હું એવો દબાઈ ગયો છું કે હવે તેમાથી કેમ કરીને નીકળવું તે હું સમજતો નથી ત્હારી આવી મદદથી જ મને મ્હારા માતપિતાનો ફરીથી અચાનક સમાગમ થઈ ગયો નહિ તો હું ભટકી ભટકીને થાકત પણ ક્યાએ તેમનું મુખ જોવા પામત નહિ ને એ બીચારા મ્હારા વિયોગથી ચિરકાલ દુખ પામીને અંતે પ્રાણત્યાગ કરત ત્હારા આ અપ્રતીમ ઉપકારનો બદલો મ્હારાથી શી રીતે વાળી શકાશે ?"

"તમારા માતાપિતાએ મને જે વગર ઓળખાણે આશ્રય આપ્યો છે તેથી એમની હું સદાને માટે ઓશીયાળી થઈ છું તેથી મ્હારી તો ફરજ હતી કે આવો અણધાર્યો પ્રસગ આવે ત્યારે તેમને સુખી કરવા આપની દ્વારા તે બની શક્યું તેમા મ્હે કઈ વિશેષ કર્યું નથી આપના સમાગમમા મ્હારે પણ હવે રહેવાનું થશે એ મને ઓછો લાભ છે ? આપની પાસેથી તો મ્હારે ઘણએ શીખવાનું છે"

આમ વાત કરતા કરતા અમે નાટકશાળાએ પહોચ્યા અને ત્યા અમારા "પાર્ટ" રોજ કરતા અધિક ઉત્સાહથી ભજવીને અમે બેન પૂરો થતા પાછા મકાને આવ્યા

દિવસે દિવસે અમારો સબધ વધારે ગાઢો થતો ગયો અને મ્હારા આશ્રયદાતાઓને એમ લાગ્યું કે **समानशीले व्यसनेषु सख्यम्** એ નિયમ પ્રમાણે અમારી બનેની એક રીતે ગાઢ તો બધાઈ હતી તો પછી અમને લગ્નની પવિત્ર ગાંઠથી જોડીને વર-વધુના સબધમા પોતાના બને બાળક બનાવી દેવામા આવે તો શું ખોટું ? તેથી તેમણે અમારી મરજી પૂછી, અને મ્હારે તો હું આ સસારમા એકલવાઈ હોવાથી કોઈની સમતિ લેવાની ન હતી-હવ્યે આગ ળથી એમને મ્હારા પ્રાણેશ નીમી દીધા હતા-એમના ગુણથી મોહિત થઈને સદાકાળ એમની દાસી થવાને હું તત્પર થઈ રહી હતી, તેથી મ્હે તે વાત તરત સ્વીકારી અને એમણે પણ સુભાગ્યે મ્હારા પ્રતિ સદ્ભાવ દર્શાવી હા પાડી તેથીસ્વલ્પ કાળમા અમે બને સહધર્મચારી બની અમારા માતાપિતાની સેવા પૂર્ણ શ્રદ્ધાથી કરવાની સાથે અમારા ધધામા પણ વિશેષ કુશળતા મેળવવા લાગ્યા

તેજપ્રભા રૂ ૧-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# જિવ્હાકુંવર.

લેખક—રા હરનાથ અમુલખરાય દેસાઈ, બી એ

રાત્રિ ભાષણ ૯ મુ

સંવત ૧૯ ના શ્રાવણ સુદ આઠમને રોજ સ્હવારના ૭ વાગેથી સૌ જીહ્વાકુંવરના મામીઆઈ મામાના ફુવા ૮૦ વર્ષની ઉમ્મરે ગુજરી ગયા તેથી ઉતાવળા ઉતાવળા તે કુટવા જવાની તૈયારી કરતા હતા તે વખતે ગજેશ્રી પોચાલાને કરડાકી કરેલી તેનો રાત્રિએ ફુરસદની વખતે આપેલો અ સૌ જીહ્વાકુંવરનો જવાબ

"સ્હવારના તમે શુ કહેતા હતા? હવે યાદ નહિ આવે? મતલબની હોત હોત તો યાદ આવે ભૂલી ગયા? બોનોને હવે

ક્યારે બોલ્યા હતા ? કેમ સ્હવારે બોલેના—હુ મારા મગન મામાના છોટુફુવાને કુટવા જતી હતી ત્યારે હજુ યાદ નહિ આવતુ હોય, કેમ? તમ જેવા બોલ બોલવા અને પછી ભૂલી જવુ યા ભૂલી જવાનો ઢોગ કરવો! મારે તો માણસનુ માણસ ગયુ ને તમને ટીકા કરવાનુ જડ્યુ!

ટીકા કેમ ન કરે? તમારૂ હૃદય પણ શેનુ બનાવેલુ છે? ઠીક વખત જોઈ બોલ્યા! મરે તેને ત્યા રડવાકુટવા પણ ન જવુ? આપણુ માણસ જાય અને આપણે તેને આસાયેશ આપવી નહિ? તેના દુખે દુખી છીએ એમ બતાવવા ખાતર તેની સાથે રોવાકુટવામા સામીલ ન થઈએ તો આ શરીર શા કામના છે?

હવે આખો ન કહાડો સ્હવારે વખત ન હોતો, નહિ તો તે જ વખતે જવાબ આપત વખત મળ્યો છે તે કહેવાની જ છુ તમને ન કહુ તો કોને કહુ? તમે સ્ત્રીઓના હક સબન્ધી નામીચોડી વાતો કરોછો મોટી સભાઓમા બાર ગજ લાંબા ભાષણો સભળાવો છો, ને ઘરમા બધુ વાહ! વાહ! કઈ થયુ કે અમારા કામમા ટીકા તમારી ક્લબ, તમારા ભાઈ વગેરે દોસ્ત દોસ્તોમાના કેટલાકના નાક કાન જડથી ક્હાડી નાખવા જોઈએ, તમારી રમત ગમત, નાના છોકરા ની માફક દડા ઉછાળવા અને પછી હાથમા મારા ધોયકણા જેવુ લઈને દોડવુ, તમારા ધુમાડા, તમારી તોફાન મસ્તી, તમારી છેનાઈ એ વિષે મેં તમને કદી પણ કઈ કહ્યુ છે? તમે અમારા કામની ટીકા કરવાની છે શુ કહો છો? અમે બધા ઢોગ કરીયે છીયે? છાતીમાં ધમ ધડમ ધડ્ધડ ખાળી ચાદા પાડવા, આખમાથી આખ કરતા મોટુ આસુ ખેરવવુ તે અમારો ઢોગ? અમારૂ પત્થર ફાટે એવા સ્વરે રાડ્યા ગાવુ તે શુ? બોલો, બોલો હસો છો શાને? મને યાદ છે તમે શુ કહેતા હતા તે તમે તેને નાચ કહેતા કેમ? એ ગરબા ગાવાનો વખત હતો ખરો ને? ત્યા તો આનંદ નરસૈયો તે નાચ કરવા ગયેલા? જરાક શરમાઓ તમારૂ હૃદય તો શેનુએ બનેલુ છે! પત્થર પીગળે એવુ મરણ ? તમને ત્યા નહિ! તમારે તમારા જ જેવા કઠોર હૃદયની સ્ત્રી જોઈતી હતી તો મને શુ કામ પરણ્યા? (રડે છે )

વાતની જ પ્રજાએ નહિ પરન્તુ મુંબાઈના આપણા આગેવાન લોકનાયકોએ પણ પ્રશ્ન વિગે ઉઠાવવાની અગત્ય હતી પરન્તુ તેમ નહી કરતા એ અવિવેક સર્વે કોઈ ગળી ગયુ અને જાણે કા જ થયુ નથી એ રીતે એ આખા પ્રસંગ ઉપર જે પ્રકારની ગફલતી ખવાઈ ગઈ તે ખરેખર અત્યન્ત શોકની વાત છે નામ. ગવર્નર-ઈન-કાઉન્સીલને પ્રાતિક ધારાસભામા આ પ્રશ્ન ઑ. મી. પટેલે પૂછ્યો હતો પરન્તુ તેનો ઉત્તર પ્રજાને સંતોષ આપે એવી રીતે મળ્યો નહિ, એ વાતથી અધિક દિલગીરી થાય છે આવી વાતો ઉપર કોઈ પણ પ્રકારનો ઢાંકપિછોડો કરવાની પદ્ધતિથી પ્રાન્તના અને તેની પ્રજાના સન્માન, ગૌરવ અને પ્રતિષ્ઠા ઓછા થાય છે આ જ દૃષ્ટાન્તને અનુસરીને ડીસેમ્બર માસમા લખનૌના ઉપરી અધિકારીએ રાષ્ટ્રી પરિષદના સત્કારક મંડળ તરફ એક એવો ચેતવણીપત્ર મોકલ્યો હતો, કે જેની રૂએ આડકતરી રીતે એવુ સમજાવવામા આવ્યુ હતુ કે કૉંગ્રેસના વક્તાઓમાથી કોઈ પણ વક્તા, પોતાની જીભ ઉપર અંકુશ મૂકી બોલશે નહિ તો તેના ઉપર ફોજદારી કાયદાનો ભંગ કર્યાનો આરોપ મૂકવાની નાખુશ ફરજ સ્થાનિક અધિકારીવર્ગને શિરે આવશે આવી ચેતવણી ત્યાના મુખ્ય અધિકારી સર જેમ્સ મેસ્ટને કેવળ કૉંગ્રેસના જ તરફ મોકલી હતી, લખનૌમા ભરાનારી અન્ય પરિષદો તરફ નહિ! અમે સમજી શકતા નથી કે એ નામદારશ્રીએ અન્ય પરિષદો અને કૉંગ્રેસ વચ્ચે આટલો પણ ભેદ કેમ રાખ્યો હશે? લખનૌમા નાતાલના તહેવારોમા અનેક ન્હાની મોટી જાહેર હિલચાલોની સમિતિઓ ભેગી થવાની હતી તેમાથી કૉંગ્રેસને જ આમ ચુંટી કાઢવામા સર જેમ્સ મેસ્ટનનો ગૂઢ આશય શો, તે કળી શકાતુ નથી કૉંગ્રેસમા બોલનાર વક્તાઓનો મ્હોટો ભાગ અનુભવી, દીર્ઘદર્શી, ડહાપણવાળો અને કાયદાકાનુનોનો સમજનાર, દેશના પ્રસિદ્ધ વક્તાઓનો છે અને તેમના હક્ક ઉપર આમ અંકુશ મૂકવાનો અધિકાર કૉંગ્રેસના પ્રમુખ સિવાય અન્ય કોઈને પણ નથી તો ઉપલા આશયનો ખરીતો સ્વાગતમંડળના પ્રમુખ ઉપર મોકલવામા કાંઈ અર્થ સચવાયો હોય એવુ લાગતુ નથી કૉંગ્રેસમા બોલનાર વક્તાઓનો એક મ્હોટો ભાગ સરકારની કાઉન્સીલોના ઑનરેબલ સભ્યોનો છે અને એમને કાયદાનુ જ્ઞાન ઓછુ સચોટ હોય છે? એ લોકો અમર્યાદિત થઈ જઈને પ્રજાના હિત વિરુદ્ધ જાય કે કૉંગ્રેસ જેવી મહાન સંસ્થાને કાંઈ પણ રીતે લેશ પણ હાનિ થાય અને તેની પ્રતિષ્ઠા અને ગૌરવ જરાભાર પણ ઓછા થાય, એ પ્રમાણે એવી વ્યક્તિઓ વર્તશે એ એમની નીતિમાન પ્રામાણિકતા ઉપર શંકા લાવવા જેવુ ગણાય એવી આશંકાથી એ જવાબદાર વ્યક્તિઓને વિના કારણ અન્યાય થવાનો સંભવ રહે છે ત્રીસ વર્ષની કૉંગ્રેસની અમર કારકિર્દીમા કાંઈ પણ વિષે આવા પગલા લેવાને કાંઈ પણ અધિકારી પ્રેરાયો નથી છતા સર જેમ્સ મેસ્ટનને એ પ્રેરણા શી રીતે અને એવા કયા સબળ કારણોને લીધે થઈ હશે એ કલ્પનામા પણ આવી શકતુ નથી. કૉંગ્રેસના સત્કારક કમિટીના પ્રમુખ ઑ. રા. જગતનારાયણ પંડિતે જે ઉત્તર તેની સરકારને મોકલ્યો છે તેથી કૉંગ્રેસનુ ગૌરવ ઓછુ થયુ છે, એવુ અમારૂ દૃઢતાથી માનવુ છે જે વાતનો અધિકાર એ સજ્જનને ન હતો તેમાં તેમણે આવુ નિષ્પ્રયોજન માથુ મારી કૉંગ્રેસનુ સન્માન ખંડિત થવા જેવુ કર્યુ છે સર જેમ્સ મેસ્ટનના આ પગલા સામે અમે અમારો સખ્ત અણગમો દર્શાવતા અને અમારો વિરુદ્ધ અભિપ્રાય.

અને રજુ કરતા જણાવીએ કે જીએ નામદાર વૉઇસરૉય-ઇન-કાઉન્સીલ પાસે વડીધારાસભામા આવા પ્રશ્નોના ઉત્તર માગી તેના સંતોષકારક નિર્ણય લાવવામાટે આપણા દેશનેતાઓએ પ્રયાસ કરવો ઘટે છે દેશની વિકાસ પામતી આવી અનેક ન્હાનીમોટી પ્રવૃત્તિઓ ઉપર બિનકારણ અંકુશ મૂકવાની રાજ્યપદ્ધતિ સામે પ્રજાના અગ્રગણ્ય નેતાઓએ પ્રજા તરફથી તેમના સંરક્ષણ અર્થે યોગ્ય વિરોધ કરવાની તુરત અગત્ય છે કે જેથી ભવિષ્યમા આવા પ્રસંગો બનતા અટકે એટલુ જ નહિ, પરન્તુ કાયદેસર ગણાતી આ રાજકીય પ્રવૃત્તિઓના સૂત્રધારીઓના માર્ગમા આવી પડતી અનેક વિઘ્ન અડચણો સદાને માટે દૂર થઈ જાય આ રાજકીય પ્રવૃત્તિઓમા રાજ્ય-વિરોધના ગાઢ તત્ત્વો હવે એટલા બધા તો આમજ થઈ વણાઈ ગયા છે કે તેને રાજ્યદ્રોહનો ગન્ધ હવે લાગી શકે તેમ નથી એ અમારી દૃઢ માન્યતા છે

નામદાર વૉઇસરૉય લૉર્ડ ચેમ્સફર્ડ પોતાના શાસનના સિદ્ધાન્તો તરીકે વિશાલ દૃષ્ટિબિન્દુઓ સ્વીકારી, આ દેશની પ્રજામા આવા આવા પ્રસંગોથી જે ગેરસમજ ઉભી થઈ લોકલાગણી ઉશ્કેરાય છે જનસમાજમા જેથી નાહક ઘણોજ અસંતોષ ફેલાય તેવી અનુસરાતી આ રાજ્યનીતિ બદલીને આ દેશની પ્રજાના વધારે વિશ્વાસ અને સન્માનને પાત્ર થાય, એવા રાજ્ય-તંત્રના અતિ વિશાલ અને દીર્ઘદર્શી તેમ જ લોકપ્રિય સિદ્ધાન્તો સ્વીકારશે તો તેથી આ દેશનું અને રાજ્યનું ઘણું કલ્યાણ થઈ શકશે એ નિઃશંક છે પ્રાન્તિક સરકારોના કેટલાક અધિકારીઓની સંકુચિત દૃષ્ટિમર્યાદાને વધારે વિસ્તૃત અને લોકપ્રિય બનાવવાની દોરી નામદાર લૉર્ડ ચેમ્સફર્ડ હાથમા લે તો તે આ દેશની પ્રજાને વધારે હિતાવહ થશે તેથી જ રાજા અને પ્રજાના પ્રેમાળ સમ્બન્ધો વધારે ગાઢ અને સંગીન બનશે એવુ અમારૂ માનવુ છે

## ૨ પટના યુનિવર્સીટી બીલ—

ગઈ તા ૨૧ મી ડીસેમ્બરની સાંજે મુંબાઈની યુનિવર્સીટીમા પટના યુનિવર્સીટી બીલ સમ્બન્ધમા અત્યંત રસાકસીભરી ચર્ચા થઈ હતી વૉઇસ-ચૅન્સૅલર રે ડૉ મેકીન પ્રમુખ-પદે હતા અને ઉપયુક્ત બીલ સમ્બન્ધમા મ નારાયણ ચંદાવરકરે અત્યન્ત જોસદાર પરન્તુ યથાયોગ્ય ભાષામાં સંગીન અને વાજબી ટીકા કરી હતી પટના યુનિવર્સીટી બીલની એ ખાસ યુનિવર્સીટીના ચૅન્સૅલરને દેશની અન્ય યુનીવર્સીટીઓ કરતા અતિ વધારે પડતા વિશાલ અધિકારો અને તેના તંત્ર ઉપર સખ્ત અંકુશની સત્તાઓ આપવામા આવનાર છે તે અધિકાર એટલા બધા તો આગળ પડતા છે કે તેની રૂએ ચૅન્સેલર સીન્ડીકેટની ચુંટણી સમ્બન્ધમા કે પણ સભ્ય માટે વાંધો લેવામા આવે તો તેનો છેવટનો નિર્ણય કરે યુનિવર્સીટીના કારોબારના સર્વ પ્રશ્નોના અંતિમ નિર્ણય કરવાનુ કાર્ય તથા એ કારોબાર સમ્બન્ધમા જે ન્હાનામોટા હુકમો કરવા હોય તે પણ ચૅન્સેલર જ કરે ને ઉપરાંત સીન્ડીકેટમા સભ્ય ચાર જ સભ્યો નીમવામા આવે અને યુનીવર્સીટીના અન્ય કારવાહકો પણ નીમવામા ચૅન્સેલર ને જ હક્ક મળે આવા કારણોને લીધે સેનેટ તો માત્ર એક નામની જ ચર્ચા કરવાની મંડળી ગણાય અને તેને કોઈ પણ પ્રકારના ઉપયોગી અંગ તરીકે સ્વીકારવામા આવી નથી

વળી આ બીલની રૂએ ફક્ત સાત જ કૉલેજો અને તે પણ યુનિવર્સીટીની આસપાસના એક માઈલના પ્રદેશની હદમાં હોઈ શકે તેમ ઉભી કરવી, એવું ઠરાવવામાં આવ્યું છે

આમ લોકતંત્રના વિકાસ વિરૂદ્ધ આ બીલ ઘડાયું છે અને તેથી આ બીલ પ્રજાના લાભની વિરૂદ્ધ છે એટલું જ નહિ પરન્તુ કેળવણીના આ મહાન પ્રગતિમાન યુગને સર્વ રીતે પ્રતિકૂલ હોઈ સર નારાયણ ચન્દાવરકરે એ બીલ સ્વીકારવાને માટે સાફ ચોખ્ખી ના પાડી હતી હિન્દુસ્તાનમાં હજી અન્ય નવી યુનિવર્સીટીઓ ભવિષ્યમાં ઉભી કરવામાં આવશે અને આ રીતે પટના યુનિવર્સીટીના બીલનું ધોરણ સ્વીકારવામાં આવે તો ભવિષ્યની નવી સંસ્થાઓને જબરદસ્ત ધોકો પહોંચે, અને કેળવણીને ડગલાપર ડગલાં પાછા ફરવું પડે, એવી સ્થિતિ આવે તેથી સર નારાયણ ચન્દાવરકરે એ યોગ્ય જ કહ્યું હતું કે આ પ્રમાણે સેનેટને જો કોઈ પણ અધિકાર આપવામાં ના આવે અને ચૅન્સેલરને જ સર્વોપરિ સત્તા આપવામાં આવે તો પટના યુનિવર્સીટી એ એક Debating club ચર્ચાઓ કરવા માટેની ન્હાની સંસ્થાના અધોગત સ્વરૂપમાં જ ઘડાઈ રહેશે સેનેટને તો કેવળ સૂચનાઓ જ કરવાની અને એ સૂચનાઓ સીન્ડીકેટે સ્વીકારવી જ જોઇએ, એવું બન્ધન ના હોવાથી અને સીન્ડીકેટ ચૅન્સેલરને જ માન આપતી હોવાથી અને ચૅન્સેલર જ સર્વોપરિ સત્તાધિકારી હોવાથી, યુનિવર્સીટીનો કાર્યવ્યવહાર વ્યવસ્થિત રીતે ચાલે છે કે નહિ તે જોવાનું કાર્ય પણ તેનું હોવાથી, અને એ વ્યવસ્થામાં કોઈ પણ પ્રકારની ખામી નીકળે તો પોતાને યોગ્ય લાગતા માણસો નીમી તેનો નિકાલ પોતાને કરવાનો હોવાથી, સર્વ બાબતોનો છેવટનો નિર્ણય પણ ચૅન્સેલરે જ કરવાનો હોય છે આવી વ્યવસ્થા તદ્દન વિચિત્ર અને હિન્દી યુનિવર્સીટીના ઇતિહાસમાં કદી ના જોયેલી એવી છે આ પ્રમાણે યુનિવર્સીટીને જો સરકારના એક ખાતા જ તરીકે ઉઘાડવાની હોય તો પછી એક સ્વતંત્ર યુનિવર્સીટીનું તેને મિથ્યા નામ આપવાની કાંઈ પણ જરૂર નથી રહેતી સર નારાયણ ચન્દાવરકરે યુનિવર્સીટીના સન્માન અને પ્રતિષ્ટાને ઝાંખી લાગે એવા, એટલું જ નહિ પરન્તુ યુનિવર્સીટીના સ્વાતન્ત્ર્યવિકાસની વિરૂદ્ધ જતા લક્ષણો આ બીલમાં ઘડાઈ મૂકાયેલા હોવાથી તે વિરૂદ્ધ પોતાનો સબળ અભિપ્રાય આપવા સેનેટને તદ્દન વ્યાજબી રીતે મજબુત ભલામણ કરી હતી

તે પછી ઑ. ભા ચીમનલાલ સેતલવડે સર નારાયણના કથનને ટેકો આપ્યો હતો ઑ ભા રઘુનાથ પરાંજપેએ બિહારવાસીઓની દયા ખાતા અસરકારક શબ્દોમાં કહ્યું હતું કે આ ખરડામાં ચૅન્સેલરને એટલા બધા તો વિશાલ અધિકાર આપવામાં આવ્યા છે અને તેમાં તેને એક પગારદાર નોકર તરીકે રાખવામાં આવે છે કે તેથી પટના યુનિવર્સીટીનું ગૌરવ ઓછું થાય છે આખા દેશમાં જ્યારે કૉલેજોમાં વિદ્યાર્થીઓનો ધસારો વેગથી વધ્યા જ જાય છે તે વખતે નવી કૉલેજો ઉઘાડવાના કાર્યમાં આ બીલથી મ્હોટો અવરોધ ઉભો કરવામાં આવે છે બિહારવાસીઓ જ્યારે ફક્ત રોટલાનો એક ટુકડો માગે છે ત્યારે તેમને જાણે પત્થરનો ટુકડો આપવામાં આપવામાં આવતો હોય એવું બનતું જણાય છે ટુંકમાં પટના યુનિવર્સીટીના બીલનું બંધારણ સર્વ રીતે પ્રજાના જ્ઞાનના વિકાસ વિરૂદ્ધનું છે આ પ્રમાણે મુંબઈની યુનિવર્સીટીની સેનેટના પ્રજાપક્ષના આગેવાન પુરૂષોએ મહત્વના આ પ્રશ્ન ઉપર જે ચર્ચા કરી હતી તે ઘણી જ ઉપયોગી હતી યુનીવર્સીટીના

કાર્યવ્યવહાર માટે નાણા પ્રજાજન આપે છે અને તે ઉપર અંકુશની ઘટની સત્તા પ્રજાને હોવી જોઇએ, તેને સ્થળે બધુય સરકારી તત્વ આવી રીતે આમેજ કરી પ્રજાજનના અભિપ્રાય ઉપર તરાપ મારવાની આવી અનિષ્ટ પદ્ધતિ આપણો અધિકારીવર્ગ ક્યારે છોડશે? લોકશાસનના આ યુગમા પ્રજાને જ્યારે પોતાના તત્રો ચલાવવાયોગ્ય બનાવવા માટે શિક્ષણ આપવાની જરૂર છે, લોક પોતે જ્યારે તેની માગણીઓ કરે છે ત્યારે પણ તેમને તેની ના પાડી નિરાશ કરવા કે તેમના અધિકારની વચ્ચે આવી તેમના વિકાસને અતરાયરૂપ થવુ, એ કોઈ રીતે ઠીક નથી મૈસુરની યુનિવર્સીટીનો એક તાજો જ દૃષ્ટાન્ત લઇએ એના બધારણ અને પટના યુનિવર્સીટીના બધારણ વચ્ચે કેટલો બધો અતરાય છે! ડૉ મૅને આ સબન્ધમા યોગ્ય કહ્યુ હતુ કે,

He thought that if a University was to be of any use it ought to be autonomous *The fact that the Government was to support the* University had nothing to do with the question The Government supported it from the public funds, which was money belonging to the people and the people should have control over that University '

સક્ષિપ્તમા એમ ઇચ્છીએ છીએ કે નામદાર વૉઇસરાયની ધારાસભામા આ બીના ઉપર બહુ જ ગભીરપણે વિચાર ચલાવવામા આવશે એટલુ જ નહિં, પરન્તુ પ્રજાજનના હકકોનુ સપૂર્ણ રીતે સરક્ષણ થઈ પટનાની યુનિવર્સીટીને એક આદર્શભૂત સસ્થા તરીકે ઉભી કરવામા આવશે, અને નહિં કે એક નામની સસ્થા પ્રજાના જીવનને વધારે પોષકતત્વો આપવામા સગીન, દૃઢ અને પ્રજાની દૃષ્ટિએ લાગતી ઉપયોગી કેળવણીની જ પ્રજાને જરૂર છે

૩. ફરજીયાત પ્રાથમિક કેળવણી—

"મુબઈ ઇલાકામા જે જે શહેરમા મ્યુનિસિપાલીટીઓ હોય ત્યા ત્યા ફરજીઆત કેળવણી શરૂ કરવા માટે પગલા ભરવા અને તે માટે અધિકારી અને બીનઅધિકારી વર્ગની એક મિશ્રિત કમીટી નીમવી કે જે આ સબન્ધમા ચોકકસ નિર્ણયો તૈયાર કરે"—આ મતલબનો એક ટૂકો પણ ઘણો જ અગત્યનો ઠરાવ ઑ મી વિઠ્ઠલભાઈ પટેલે નામદાર ગવર્નરની ધારાસભાની છેલ્લી બેઠકમા રજુ કર્યો હતો અને આશ્ચર્યની વાત તો એ છે કે આ ઠરાવ ઉપર પુષ્કળ રસાકસીભરી ચર્ચા થયા પછી 'ઇમ્પીરીઅલ કાઉન્સીલ'ના ઠરાવ વિરુદ્ધ પ્રાન્તિક સરકારને પગલા ભરવાનો કોઈપણ પ્રકારનો અધિકાર નથી' એવી એક દલીલ સાથે ઑ મી પટેલનો ઠરાવ 'નાપાસ' થયો! ઑ મી પટેલનો ઠરાવ બહુ જ મોળો હતો છતા એવો એવો પણ સ્વીકારવાની નામદાર ગવર્નર-ઇન-કાઉન્સિલને જરૂર ના જણાઈ એ અત્યત ખેદની વાત છે મ્યુનિસીપાલીટીઓને મફત અને ફરજીઆત કેળવણી આપવાના સીધા કે આડકતરાયે અધિકાર નથી અને એવી રીતે જુદી જુદી મ્યુનિસીપાલીટીઓને એ હક્ક અપાવવા માટે ઑ મી પટેલે જે અતિ નમ્ર ઠરાવ મૂકયો હતો તે અત્યત આવશ્યક હતો એ નિશક છે એ ઠરાવ કેટલો બધો નરમ હતો તેનુ એક લક્ષણ એ હતુ કે એ ઠરા-

થયો તે પહેલાથી, તારી બાલ્યાવસ્થાથી અત્યાર સુધી મેં તારા પર પ્રેમ રાખ્યો, તારી સભાળ રાખી, તેનો તુ કાંઈ વિચાર નહિ કરે ?"

રાલ્ફના નીચા નમેલા નેત્રોમા તીવ્ર વેદના જણાઈ તે લાનચોળ થઈ ગયો

"માતા ! હુ સઘળુ જાણુ છુ ખુલાસો આપવો મુશ્કલ છે, પણ એ મુશ્કેલીને અજી જ મારે જવુ છે તારે ખાતર મારે જવુ છે "

" રાલ્ફ ! મારે ખાતર ? મને કાંઈ સમજણ પડતી નથી જો તને કાંઈ કાંઈ થાય તો હુ પણ મરુ, એ તને ખબર નથી ?"

"પણ બીજી માતાઓ પણ છે તેમની પણ તેવી જ દશા થશે " તેણે ધીમે અવાજે કહ્યુ

" રાલ્ફ ! તને મારે માટે બિલકુલ લાગણી નથી ? "

આખમા આસુ સહિત તેણે કહ્યુ -" માતા ! તુ શા માટે આમ બોલે છે ? મને ઘણુ દુખ થાય છે, પણ યુદ્ધમા જવુ એ મારી ફરજ છે "

તેણે ઝપ્ લઇને જવાબ આપ્યો - " તારે અહીં રહેવાની જરૂર છે જો તને કાંઈ થયુ તો પછી થઈ રહ્યુ પછી બ્રુસનુ નામનિશાન રહેશે નહિ "

રાલ્ફે જવાબ દીધો -"જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે કોઈ ને કોઈ બ્રુસ પોતાના દેશને માટે પ્રાણ અર્પણ કરવાને, મરવાને બહાર પડ્યા છે. માતા! સાભળ, તુ મને કહે છે કે તુ મને ચાહ્ય છે રાલ્ફ નામર્દ છે, બ્હીકણ છે બાયલો છે, એમ લોકો કહેશે તે તને ગમશે ?" વળી, તેણે કાંઈક હસીને કહ્યુ " એવુ કાંઈ નથી કે હુ મર્યો જ જઈશ હુ બચી જાઉ પણ ખરો અને કદાચ હાથ પગ ભાગે અગર બીજી રીતે અપગ થાઉ, એ જ "

આખમા આસુ લાવી, મિસિસ બ્રુસે કહ્યુ – " રાલ્ફ ! તુ નિર્દય છે, હુ જેને વધારેમા વધારે પ્રિય ગણુ છુ તે બાબતને તુ હસી કાઢે છે મારા હૃદયના કકડે કકડા કરવાને, મને ભમારા કરવાને તુ અન્ય લોકોના અભિપ્રાય મને કહી સભળાવે છે "

તેનાથી હવે રહેવાયુ નહિ મુક્તકંઠે ડુસકા ખાઈ તે રડવા લાગી

રાલ્ફે કહ્યુ —" માતા રડીશ નહિ મારે ખાતર પ્રભુને ખાતર રડીશ નહિ "

બારણુ ઉઘડયુ અને મિ બ્રુસ અદર આવ્યા મિસિસ બ્રુસને તેણે રડતા જોયા તે તેની પાસે જઈ બેઠા અને ખભે હાથ મૂકી રડતી પત્નીનુ સાન્ત્વન કરવા લાગ્યા રાલ્ફ હોઠ કરડતો પાછો ફરી ગયો

મિસિસ બ્રુસે કહ્યુ – " ક્લોડ ! તે આપણને છાડી યુદ્ધમા જવા માગે છે " ડુસકા ખાતા ખાતા વળી તેણે કહ્યુ – " મારા દિલના ચૂરેચૂરા થાય છે તેની તેને દરકાર નથી "

બ્રુસે, છોકરા તરફ નજર કરી

" ક્લોડ ! તમે તેની સાથે વાત કરો, તેને સમજાવો, કદાચ તે તમારૂ માનશે "

પિતા પુત્ર એકલા પડ્યા

" રાલ્ફ ! આ બધુ શુ છે ?" કઠોરતાથી તેના પિતાએ કહ્યુ

"મેં મારી માતાને કહ્યુ કે મારે યુદ્ધમા જવુ છે તે મારી ભાવના સમજી શકી નથી" તરફડાટ કરીને બોલતા અટકી પડયો

"તે શુ સમજી શકી નથી ?"

"**યુદ્ધમા જવાની મારી ફરજ બાબત** સ્ત્રીઓના-માતાઓના હૃદય પોચા હોય છે"

"મારી ફરજ એટલે શુ ?"

રાલ્ફ બોલતા બોલતા અચકાયો પણ તેણે બોલવાનુ ચાલુ રાખ્યુ –"**જે યુદ્ધમા જઈ શકે તેણે જવુ એવી શુ દરેકની ફરજ નથી?**"

ક્ષણવાર શાતિ ફેલાયા પછી કર્નલ બ્રુસ બોલ્યો –"રાલ્ફ! બેસ, આપણે આ બાબત કાઈક વિચારથી વાત કરીએ તુ જઈશ અગર રહીશ તેથી લડાઈમા જયપરાજ્ય થવાનો નથી"

"પિતાશ્રી! દરેક જણ તેવો વિચાર કરે તો —"

"બીજાઓના અભિપ્રાયને આપણે હાન શુ કરવા છે? તારી વાત અપવાદ રૂપ છે તુ મારો એકનો એક છોકરો છે, મારે નજીકનુ કોઇ બીજુ સગુ નથી જો મારે કોઈ વારસ ન રહે તો, કોઈ ગમે તે આવી મારી મિલ્કત ભોગવે એટલુ જ નહિ પણ આ આપણી જાગીર ઉપર આધાર રાખતા ઘણા માણસની કમબખ્તી થાય તેમની સ્થિતિ સુધારવી એ મારા જીવનનો ઉદ્દેશ છે આ રીતે તો તેઓ કેવળ નશીબને અધીન થઈ પડે"

'પિતાશ્રી! આમા કોઈ નિશ્ચયાત્મક દલીલ મને જણાતી નથી તમારા કામદારોની સભાળ લે તેવા કોઈ વારસને તમે પસદ કરી લો તો પછી ?"

"રાલ્ફ! કેટના જમાનાથી આ જાગીર આપણે ભોગવતા આવ્યા છીએ? મારી મહેનતના ફળ, મારો છોકરો ન ભોગવે, બીજુ કોઈ ભોગવે, સુધારેલી જાગીર પર બીજા લોક તેમના છોકરા આવી વસે, મજા કરે, તે શુ તારા ખ્યાલમા આવતુ નથી? તારે માટે અમે કેટલુ કર્યુ છે? તને કૃતજ્ઞતા નથી?'

રાલ્ફે જરા ક્રોધથી કહ્યુ —'પિતાશ્રી! તમારી તરફ કૃતજ્ઞતા બતાવવા માટે મારે બીકણ બનવુ, નામર્દમા ખપવુ? **માણસના પોતાના જાતના સુખ કરતા સમગ્ર દેશના સુખનો સવાલ વધારે મહત્વનો છે.**"

"રાલ્ફ!" ઘેર રહી કરવા જેવા ઘણા કામ તારે માટે છે હુ તને તે નક્કી કરી આપીશ રાલ્ફ યુદ્ધમા જવા કરતા કોઈ કોઈ વખત, ઘેર રહેવુ, એમા વધારે બહાદૂરી રહેલી હોય છે"

"પિતાશ્રી! ઘરકામ કરવાને જેઓ વધારે લાયક હોય તે ભલે કરે હુ યુવાન છુ બળવાન છુ, ઘેર રહી હુ વધારે ઉપયોગી કામ કરુ તેવી કેળવણી મને મળી નથી **આવા વખતમા ઘેર રહેવાનો મને હક્ક નથી.**"

પિતાએ હવે ક્રોધ ચઢ્યો તેણે કહ્યુ —"રાલ્ફ! તુ ચઢ્યુ ચઢ્યુ કેમ બોલે છે? નાટકના કોઈ નાયકની પેઠે તારા હક્કની વાત કરવી બધ રાખ અને આ ખૂબ ધ્યાનમા રાખ કે, લશ્કરમા જોડાવા અગર તે વિષે વિચાર કરવાની હુ તને મના કરુ છુ"

રાલ્ફ ઝાંખો ઝપ પડી ગયો તેના મ્હો ઉપરનું નૂર ઉડી ગયું, તેણે લાચાર બની કહ્યું "પિતા શ્રી!—"

"મેં તને સમજણની વાત કહેવા મારી, પણ તે નિષ્ફલ ગઈ જો તને મારી લાગણી માટે સન્માન નહિ હોય તો મારે બીજા ઉપાય લેવા પડશે"

કેટલાક દિવસ આ તકરાર ચાલી પણ તેવામાં મિસિસ બ્રુસ સખ્ત બિમાર થઈ જતા, યુદ્ધમાં જવાનો વિચાર છોડી દેવા માટે, માદગીને બિછાને રાલ્ફ પાસેથી વચન લેવામાં આવ્યું.

* * *

ક્રિસ્ટમસની સાંજ હતી મિસિસ બ્રુસ બેઠા બેઠા એક પત્ર વાચતા હતા

મિ બ્રુસે પૂછ્યું, 'કોનો કાગળ છે?"

"વ્હાલા! એ કાગળ હેલન વેબ્સ્ટરનો છે"

"બિચારી હેલન! બોબી રાલ્ફની સાથે જ અભ્યાસ કરતો હતો," મિસિસ બ્રુસની નજીક જઈ તેણે કહ્યું, આપણે રાલ્ફને ઘેર રાખ્યો, તે સારૂં ન કર્યું? તે જરા ખિન્ન રહે છે, પણ બોબી વેબ્સ્ટરના મરણ કરતાં તે સ્થિતિ ઘણી જ વધારે સારી છે

મિસિસ બ્રુસે જવાબ આપ્યો નહિ તે પોતાના હાથમાંનો કાગળ વાચતી હતી—

'મારી જીવન નૌકામાં જે ગાબડું પડ્યું છે તે પૂરી શકાય એમ નથી મારા પુત્રના વચનના ભણકારા મને વાગ્યા કરે છે—**'માતા' યુદ્ધમાં જવાનો મને પ્રેમ છે, મને હોંશ છે**—પોતાના દેશને માટે મરવુ એ આત્મભોગ કાંઈ નાનોસૂનો નથી અને એ આત્મભોગ મારા બહાદુર દીકરાએ આપ્યો, એ અભિમાનથી મારા નબળા સ્ત્રીહૃદયને નબળું પણ આશ્વાસન મળે છે

આ વાચતાં **મિસિસ** બ્રુસને થરથરાટ થયો અને પત્ર તેમણે વાળી દીધો ઘરનાં બારણાં ઉઘડ્યાં અને ખિદમતગારે કહ્યું —"ડા° હર્વિ"

"કેમ ડાકટર! શું છે?" **મિ.** બ્રુસે પૂછ્યું પણ ડાક્ટરનો ખિન્ન ચહેરો જોઈ તેણે વધારે પૂછ્યું નહિ

"હું તમારી પાસે ઘણા માઠા સમાચાર લઈ આવ્યો છુ તમારા રાલ્ફને અકસ્માત્ થયો છે"

મિસિસ બ્રુસે સ્હેજ બુમ મારી પૂછ્યું, "રાલ્ફને?"

ડાકટરની ખબર કહેવાની ઢબ ઉપરથી તેઓએ અનુમાન કર્યું કે રાલ્ફનું મરણ થયું હશે

ડાકટરે કહ્યું —"મોટરોની અથડાઅથડીમાં રાલ્ફ માર્યો ગયો છે"

* * *

રાલ્ફના મરણ પછી તેના માતપિતા એક દિવસ એકના એક હતા તેઓ તદ્દન શાન્ત હતા એવામાં થોડી વારે એકદમ મિસિસ બ્રુસ બોલી ઉઠ્યાં —"ક્લોડ! રાલ્ફને યુદ્ધમાં જવા આપણે ના પાડી તે હમેશને માટે આપણને ખટખટશે"

ક્લોડ બ્રુસના હોઠ ઉપરનું લોહી ઉડી ગયું તેણે જવાબ આપ્યો —"લડાઇના જવાનો, દેશસેવાનો, એનો હક્ક આપણે પડાવી લીધો, તેની હોંશ ભાગી નાખી તે આપણે ખોટું કર્યું છે તેને આપણે જવા દીધો હોત તો હેલન વેબ્સ્ટરને મળેલું આશ્વાસન આપણને મળત, આપણા બહાદૂર છોકરા માટે આપણે પણ અભિમાન ધરાવી શકત"*

* અંગ્રેજી ઉપરથી થોડા ઘટતા ફેરફાર સાથે

સિદ્ધરાજ જેસંગ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# જિંવ્હાકુંવર.

લેખક—રા હરરાય અમુલખરાય દેસાઈ, બી એ

(ગતાંકથી ચાલુ)

ભાષણ ૧૦ મુ

સપ્તાહ.

**સાંભળોછો કે** ' તમને બહુ કહેવાની જરૂર નથી તમે કયે દહાડે ના કહોછો ? પણ અમને કહ્યા વગર બહારોબહાર કઇ પણ કરવુ એ તમારો પતિધર્મ નહિ માટે કહુ છુ હુ જાણુ છુ કે આ નાહકની તસ્દી છે હે ઇશ્વર ! પતિ મળો તો ભવેભવ આવા જ મળજો ખરેખર હુ તો જેને તેને તે જ કહુ છુ મારા સમ જો ખોટુ કહેતી હોઉ તો

દહાડે વાત કરવાની નવરાશ નહિ તમને જ્યારે જોઉ ત્યારે કામમા ને કામમા ખાતી વખતે સહેજ નવરા ને તે વખતે બધુ વાત કરીએ ત્યારે એવી કરમ કથા કરવાથી તમારા ખાવાનો રસ જાય. સવાર, બપોર, સાજ તમે કામમા ને કામમા—ત્યારે રહી અમારે ભાગ આ રાત હવે મારી વાત સાભળીને પછી ઉઘજો એમને એમ નહિ ઉઘાય

**આજ વાત ન કરૂ ?** આજ ન કરૂં તો પછી વખત જ કયા છે ? આજે ચૌદશ ને કાલે તો સમાપ્તિ છે **સવારે વાત કરૂ ?** વળી જાણે તમે સવારના નવરા હો તેમ રાત્રે જ આ ઘરમા ટકોછો તે ભૂલી ગઈ શુ ? શુ બોલ્યા ? **બહાર નાશી જવુ છે ?** કારણ અહિ કોઈ તમને અણગમતુ બોલે છે ? તમને કઇ અહીં તુરગમા ઘાલ્યા છે ? તુરગ ખરી ? હા હા, તુરગ તો ખરી જ તો આપ મહેરબાન મારા કેદીજી ને હુ પહેરેગીર યાને કોટવાળ, આ તુરગ તો પ્રેમબધન થયેના મારા આ કેદીજી મારા પ્રિયતમને રહેવાને માટે પ્રેમગારેથી ચણેલી સમજ્યા ? હવે નાટક જવા દો બહુ થયુ આટલા છોકરા આસપાસ ને હવે નાટકનો વખત છે ? એ ચેટકના વખત ગયા હવે તો રાઇના પાડ તો વહી ગયા

**શુ—બધ કરૂ ? બોલતી બધ રહુ ? ઉંઘવુ છે ?** આમ નાહક શુ કામ તરછોડો છો ? મારા જેવી સ્ત્રી આ બોલોને લાયક નથી હો ! જ્યારે જ્યારે વાત કરવા આવુ ત્યારે ત્યારે તમે મને ઉતારી પાડો છો તમે મારૂં સાભળતા જ નથી તમને મારૂ બોલવુ ગમતુ જ નથી બધુ, મુગા તે કેમ રહેવાય ? ને તમારી સાથે વાત ન કરૂ ત્યારે શુ હુ ભીંતોને સભળાવુ ?

**મુગી અવતરી હોત તો ઠીક થાત ?** વાહ ! શાબાશ ! ઠીક ઇચ્છા દેખાડી હુ મુગી અવતરી હોત તો તેમા તમને શો લાભ ? ધીમે ધીમે મારા તરફની સર્વે લાગણીઓને તમારા હૃદયમાથી દૂર કરી હવે તો તમને તમારી જાત જ વહાલી છે તમને ખબર છે કે સપ્તાહ બેઠી છે ! તમે જાણો છો ? ત્યારે ઠીક હુ ને કાકીઓ ભાગવતની કથા સાભળવા જઇયે છીએ તે ખબર છે ! શુ સરસ કથા ! અરે શુ તેનો સાર ! જે કથા પરીક્ષિત રાજાએ સાભળેલી તે ! તેનાથી સર્વે પાપ ધોવાઈ જાય છે

**પાપ કર્યાં શુ કરવા?** પાપ કઈ જાણી જોઈ કરતા હઈશુ? સહેજમા જાણેઅણજાણે પાપ થઈ જાય તમે આ બોલ્યા તે પાપ, ને મારે તમને કહેવુ પડે છે તે પણ પાપ

**ત્યારે બોલુ છુ શુ કરવા?** ભન થઈ મુદ્દાની વાત કયા એ રહી ગઈ! આતો ધન મગ ને કુભ ને બીનાડી પાડે છુમ કરી બીનાડીની વાતપર ઉતરી ને જોશ બાજુએ રહ્યા જુઓ કાને સપ્તાહ ઉકલવાની છે

**મારૂ થયુ કે ઉઠશે? બિચારો આગડતો ભટયો?** તમે તદ્દન નાસ્તિક છો હુ ધારતી હતી કે કઈ પણ શ્રદ્ધા હશે પણ આ તો છે-જ કબ્રસ્તાન ખરેખર જેવો આહાર તેવો જ ઓડકાર, જેવી સોબત તેવી જ અસર તમારી ક્લબ, તમારા દોસ્તો વગેરે તમારા જેવા ભોળા મનવાળાને આડે રસ્તે દોરી જશે એ મારી ફિકર ખરી પડી

**જે કહેવુ હોય તે કહી દઉ?** હુ તો તે જ કરતી હતી પણ તમે વચ્ચે બોલો છો, હુંકારા કરોછો, ઉંઘવાના ઢોંગ કરોછો ને પછી કહોછો કે બોલીનાખ હું કોની આગળ બોલુ? મારૂ સાભળતા હોય ત્યારે બોલુ ની? જુઓ **માધવ પુરાણી**—

શુ બોલ્યા! **તે આદમી તમને પસદ નથી?** એમા વળી પસદગીનુ કામ જ શુ છે? ન્યાત આખી લા જાય છે એટલે હુ પણ જઉછુ જો જો વધારે બોલતા જાણુ છુ તમે શુ કહેશો તે તમે કહેશો કે 'વાદે પાપડ વાદે વડી ને વાદે મુરખી ગધેડે ચડી' એ તો મને ખો પર છે એ બ્રાહ્મણ છે બ્રાહ્મણના ઠેકરાની નિંદા મહા પાપ છે તેમ કરતા તમે કેમ આચકો નથી ખાતા? ઈશ્વર કેમ સાખી રહેશે? તેનો ડર રાખો તે પુરાણી કેવા છે?

**તે પાપી છે?** આ તો ધોળી ધુએ ગુવે ને તમે ધુએ વણસુવે શુ તેમનુ જ્ઞાન! સસ્કૃત તો ચટચટ બોલે છે શુ તેમના હાવભાવ! કેવી તેમની બોલવાની છટા! કેવુ સરસ સમજાવવુ! મીઠી વાણી, નરમાશ, તેજસ્વી આખો, પવિત્રતા, શુદ્ધ આચારવિચાર એ બધા તેમનામા આવા પુરૂષની નિંદા કરતા જરા અચકાઓ, જરાક શરમાઓ

**તે પુરાણીનુ મારે નામ જ ન દેવું?** કઈ કારણ? તમારો વાધો જણાવો ને? તે વ્યાજ ખાઉ છે? **મારવાડી છે?** આવી નીચી દૃષ્ટિ કેમ કરોછો? શુ કામ પાપ વાવોછો? હવે તો પાપના ઝાડ ઉગશે તમે પૈસાવાળાને પાપી મારવાડી ગણોછો તો તમે તમારા પૈસા ઉરાડી દીધા? પોતાની પાસે પૈસા હોય તો ઠીક ને બાપડા બ્રાહ્મણના બાળક પાસે દમડી હોય તે ના ખમાય તમારૂ તો ગમે તેમ થયુ પણ આ રીત છોકરા ન શીખે તેમને તેનો ચેપ ન લાગે

**મહેરબાની કરી વધારે ન બોલો.** પુન્ય કરવા જઇએ ત્યારે પાપ ન કરો રોકીને ન વાવો ઈશ્વરનો તો ડર રાખો તમારા આવા બોલોથી આ ઘર ધ્રુજે છે કાલે જ કથામા બ્રહ્મ ને બ્રાહ્મણ વચ્ચેના સબધની વાત આવી હતી ને બ્રાહ્મણની નિંદાથી બ્રહ્મ કેવા કોપાયમાન થાય છે તે સમજાવ્યુ હતુ મને તો તમારી ફીકર થયા કરે છે અરે રામ! રામ! આમને કઇ તો સારી બુદ્ધિ આપ

શુ બોલો છો? હોય તો દા યા, ત્યારે મેલી દોને રખેને કઈ પેટમા ગરી જાય નથી બોલતુ? ઠીક કર્યુ કે ન બોલ્યા નહિ તો મારા કાન અપવિત્ર થાત કથા સાભળીને પવિત્ર થયેલા કાનમા વળી બ્રાહ્મણની નિંદાના શબ્દો જવાથી મારૂ સર્વે પુન્ય નષ્ટ થાત તમારા મોને બોલતા કાગળમા શેરાઈ જાય છે તે કિસ્મની વાત કહુ કે? પેલા બ્રાહ્મણને પચભાગ આપ્યો હતો એ વખતે તુ બોલ્યા હતા? યા છે કે? હસ્યા! હસ્યા એટલે પત્યુ

**તમે નથી બોલતા?** અરે મોનો છો અને બાળો છો બ્રાહ્મણના દીકરાને મુઠી ધાન્ય આપ્યુ કે નાક ડુગરાયુ પોતાનુ પેટ ભરવુ છે ? બેગીની પેઠે પડી રહેવુ છે આ અવતાર જે કરશો તેનુ ફળ મળશે આવતે અવતાર ને, છે તે નથી થશે ગયા જ મમા કર્યુ છે તેથી આ જન્મે પામ્યા છો પણ આવતે અવતાર તો હમ્મેશા જ તો પચભાગનો શુ તમારો વિચિત્ર અર્થ! જેના પાચે ભાગેના હોય તેને આપવુ એ પચભાગ તમારા તે દીવસના ગમ તો દ્રાગ્નાની છાપ માફક હ્યયપર પડેલા છે પાચે ભાગેના? પાચે અવયવો જેના ન હોય તેને આપવુ? જેના આખ, જીભ, કાન, હાથ ને પગ ન હોય એવાને આપવુ તે પચભાગ એવી ખોડીલાઓ બ્રાહ્મણ થાત એવી ઈશ્વરની જ કેમ થાય 'બ્રાહ્મણને આપશો નહિ આપીએ તો તે જશે ક્યા? આપણને ઈશ્વરે આપ્યુ' છે તો બીજાને આપીએ છીએ

**તેઓ આપણુ લોહી ચુસે છે?** તમે તો હ ારી તમારા પોતાના છોકરાં તમારા આવા વિચારો જાણી લજવાઈ જશે તમો પાપે ચોમેર ઘેરેલા છે ઈ C.I.ડી. ક વાની નથી મને પણ ઘર વહાલુ છે કાને ફકત અપ્તાહ ઉ૦ે ત્યાર પોથી પુજા કરી **તમારી પુજા કરૂ?** રોજ તો તમારી પુજા કરૂ છુ આ જીવતા દેવને તો મગના બોમ રાજભોગ શયનભોગ એમ રોજ ધરાવુ છુ હવે કેવી પુજા કરૂ તે સમજાવો દેવની વાતમા પોતે આગળ નાના બચ્ચાઓના મનપર ધર્મની અસર કરવા અરે ધર્મની છાપ પાડવા પ્રયત્ન ચાલ્યો કે તમારૂ ભાષણ તેમને ઉધે રસ્તે ચડાવે એને પત્યુ મારે તો બધુ ધુળપર લીંપવુ તે બધા નાસ્તિક બનશે તો દુનિયા કેમ ચાલશે અમે બૈરા તો અવિનાશી, અનત, સર્વથી શ્રેષ્ઠ એવા ઈશ્વરના ભજન રોજ ગાઈશુ તમે તમારે પાપ કરો-પાપના ભારા બાધો સારૂ છે કે પુરૂષના પાપની સ્ત્રીઓ ભાગીદાર નથી નહિ તો તમે તો મારાપર પાપની પેઠે લાદત

**ખર્ચ ઘણુ થાય છે?** એ તો હુ જાણતી જ હતી આટલુ મોઢુ મોલ્યા એ જ મહે બાની તમારા બીડી-દોસ્ત, જ્યાફત-દોસ્ત, વગેરે આવે તો તેમની સરભરા વગરપૈસે થાય છે? તેમો ત્યા વાસ્તહેવાર મીઠાઈઓ કેમ મોકલાય છે? દેવસ્થાન કથા, વાતા, બ્રહ્મભોજન દાન વગેરેનુ ખર્ચ ગાતીએ લાગે છે ઠઈક બોલતા લજવાઓ અજ્ઞાનને દુર કરનાર આ પવિત્ર કથા સાભળીને આત્મા પરમાત્મામા મળી જાય છે તે તમને ખબર છે?-એવી કથારસના રસા ચખાડનાર પુણ્ય બ્રાહ્મણને દાન પણ ન કરવુ? પોથી પુજા કરીશ ને કરાવીશ અને છોકરીઓ પામે તે સાથે પણ લેવડાવીશ જેથી પરીક્ષિત જેવા

રાજાઓના પાપ ટળી ગયા, જેને મોટા મોટા માણુસો મોક્ષ આપનાર માને છે, જે શ્રીભગવાનના ખરા પ્રતાપનુ ભાન કરાવી જપ તપ આદિ કર્યા હોય એવા પાપીઓના મનનો મેલ ધોઈ નાખી તેમને શુદ્ધ કરે છે તેવા ભગવાનની કથા સાભળ્યા પછી શુ તમારા ફુગારાથી ડરી જઈ મારૂ લીધેલુ વ્રત હુ પુરૂ નહિ કરૂ ?, ૯ તો બ્રાહ્મણને આપીશ જ તમને પાપ કરવા નહિ દઉં

,તમે હવે ના ન કહેતા—દરેકના ફક્ત બે રૂપીયા જ ખર્ચ આવશે" આટલામાં નાની કીકીએ ઉંઘમા 'બા મને પાણી' કરી બૂમ મારી તેથી સભામા ભગાણુ પડયુ ભાષણકર્તા સ્થાનક ભ્રષ્ટ થઈને પાણી પાવા ગયા એટને મ્હેં નિદ્રાદેવીનુ આરાધન કર્યું મને તે પાછળથી હવેળી વાત કરતા હતા પણ અર્ધઉંઘમા 'પોથી ઉંચકાવીશ' 'માગ બે રૂપીયા' એવા કોઇક ઉદ્‌ગારો મગજને પહોચતા પણ તેથી કઈ મારી મીઠી નિદ્રા મને તજી ગઈ નહિ'

આ સ્થળે પોથીપુજા થઈ કે નહિ અને પોથી માથે લઈ તેમની પુત્રીઓ વ્યાસજીની પાછળ ગાતીગાતી ગઇ કે નહિ તેનો કઇ પણ ઇશારો રા પોચાલાલે પોતાની નોધપોથીમા કર્યો નથી પણ મારા મિત્ર પોચાલાલના પત્નિની સાથના મારા પરિચયથી હુ કહી શકુ છુ, કે તે એવા દ્દઢ વિચારના હતા કે તેમણે કરેલો મનસુબો તે ફેરવે જ નહિ અને એવુ મારૂ ખાસ ધારવુ છે કે તેમણે પોથીપુજા કરી જ હશે ને તેમની છોકરીઓ તે ધીરે ધીરે અતુલ્ય પુન્ય થાય છે તે પુન્ય મેળવવા ભાગ્યશાલી થઇ જ હશે

—અપૂર્ણ

# દેશી રાજ્યોમાં રાષ્ટ્રીયત્વ

## લેખક—રા. હિમતસિંહજી સિસોદિઆ.

" પ્રજાનો વિચાર મ્હારાથી નથી થયો પણ તમે હવે આ ૨૬ પ્રજાના કલ્યાણનો વિચાર કરજો પ્રજા ૨૬ છે-બોલતી નથી પણ મ્હારાથી એને સારૂ કઈ થયુ નથી-તમે ભુલશો નહિ-પ્રજા અન, પાન અને શરીર ત્યજી પ્રજાને જાળવજો પ્રજા તમને બાળવધું પ્રજા ભીચારી પ્રજા પ્રજા" —સરસ્વતીચંદ્રભાગ ૩ પા ૧૮-૩૧૯ ૩ ( બીજી આવૃત્તિ)

ના. વૉઇસરૉયના પ્રમુખત્વ નીચે દિલ્હીમા મળેલી હિન્દના દેશીરાજાઓની છેલ્લી પરિષદ્ વિષે આપણા આખા દેશમા ચર્ચા થઈ છે આ પરિષદ્‌ના ખાસ ઉપયોગી પરિણામો શુ આવ્યા અગર આવશે તે કાંઈ નક્કી થયુ નથી તેથી તેનુ કેવુ બંધારણ યોજવાનુ હશે તે કાંઈ કહી શકાય નહિ બાકી આવી પરિષદ્‌થી એક વાત સિદ્ધ થઇ શકે કે આપણા દેશીરાજાઓમા પરસ્પર મિત્રતા વધતી જશે, એટલે અમદાવાદની છેલ્લી પ્રાતિક પરિષદ્‌મા દેશીરાજાઓને હવે મિત્રરાજાઓ તરીકે ઓળખવાની વાત મૂકાઈ-ચર્ચાઈ હતી તે સર્વત્ર સ્વીકાર પામશે રાજાઓની પરિષદ્‌નો અતિમ હેતુ અને યોજના ગમે તેવા હોય પણ આ પરિષદે રાષ્ટ્રીય દૃષ્ટિએ શુ કરવુ જોઇએ તેની ચર્ચા અત્રે અપ્રાસગિક નહિ ગણાય

હિન્દરાષ્ટ્રીયદષ્ટિએ દેશી રાજ્યોમા જે હિલચાલ કે ચળવળ થવા જોઇએ તેમાનુ કાંઈ થતુ લાગતુ નથી આપણા દેશી રાજ્યોમાં પ્રજાહિતના વિચારો અને યોજનાઓને સ્થાન મળ્યુ નથી વડોદરા એ આ દિશામા પગલા ભર્યાં છે અને મહીસુર ત્વરાથી અનેક પગલાં ભરતુ જાય છે, તેમ બીજા બધા દેશીરાજ્યોએ પણ પ્રગતિમાન્ થવાની જરૂર છે મનલ બેસી રહેવાથી રાજાઓનાં કર્તવ્ય શીલ જીવન કલંકિત બનશે એ વાત સર્વ દેશીરાજાઓએ યથાર્થ રીતે સમજવાની જરૂર છે વડોદરા પ્રગતિ આરંભનામા સહુથી પ્રથમ છે છતાં પણ તેણે હમણા મહીસુરની પ્રવૃ *તિને અનુસરવાની જરૂર છે વડોદરા ગુજરાતમા ખાસ અનુકરણીય છે, તેથી કોઈ કોઈ રાજ્યને* તેવુ થવાની ઇચ્છા થાય ખરી પણ તેમને કોણ જાણે કંઈ નિર્બળતાઓ નડે છે વડોદરાએ મહીસુરની પ્રવૃત્તિ સ્વીકાર્યાં ઉપરાંત એક બહુ જ મોટી ફરજ ધ્યાનમાં લેવી જરૂરની છે ના. ગાયકવાડ દેશી રાજાઓમા અગ્ર છે અને તેમણે ગઇ પરિષદ્મા મુખ્ય પાઠ ભજવ્યો છે તેઓ રાજાઓની એ પરિષદ્મા હિન્દનુ પ્રચંડ રાષ્ટ્રીયતત્વ દાખલ કરવા પ્રયાસ કરી દેશના અનેક ન્હાના મોટા રજવાડાઓને અનેક કલ્યાણમાર્ગ દર્શાવી પ્રગત કરવા ઘણુ કરી શકે તેમ છે આ બાબતમા તેઓની અમૂલ્ય સૂચનાઓ રાજાઓ સ્વીકારશે જ હિન્દના કલ્યાણ અર્થે રાજાઓનુ ઐક્ય થવુ જોઇએ અને તેમણે પોતાના રાજ્યોમા અનેકધા રાષ્ટ્રીયત્વ પ્રજાકીયત્વને પોષણ આપી દેશીરાજ્યોના નામને સાર્થક કરવુ જોઇએ

દેશીરાજ્યોની રૈયતની અને બ્રિટિશ પ્રજાની સ્થિતિમા ઘણો જ ફેર છે બ્રિટીશ-પ્રજામા હવે એકપ્રજાત્વનુ લક્ષણ વિકાસ પામતુ થતુ જણાય છે, ત્યારે દેશીરાજ્યોમા એકપ્રજાપણુ આવ્યુ નથી અને સ્વતઃ સહેલાઇથી આવવા અવકાશ કે સંભવ નથી દેશીરાજ્યોમા પ્રજાપણુ તે રાજાપણુ છે, પ્રજા અને રાજા બે પક્ષો નથી-ભિન્ન નથી દેશીરાજ્યોની પ્રજા પોતાના રાજાની ઇચ્છા વહવાનુ અનુરૂપ-અનુકૂળ સાધન છે આ ભાવના પ્રાચીન સમયથી ચાલી આવે છે પ્રાચીનરાજત્વ ટકી રહ્યું છે એમ કહેવા કરતા પ્રાચીન પ્રજાત્વ નભી રહ્યુ છે એ કહેવુ વધારે અર્થસૂચક છે દેશીરાજ્યોની પ્રજા બીજના માફક પોતાનુ પ્રજાપણુ મેળવે તો કેવુ સારૂ? ખરૂં પ્રજાપણુ એ રાજાપણુ જ છે પ્રજા અને રાજાને એક બીજાની જરૂર છે, માટે બન્નેએ જાગૃત થવુ જોઇએ પરસ્પરની એમની સુષુપ્તિઅવસ્થા ક્યારે વિરમશે એ એક પ્રશ્ન છે, જો કે બ્રિટિશ પ્રજાની સહાયવડે દેશીરાજ્યોની પ્રજા પોતાના રાજાને જગાડી શકે ખરી પ્રજાને સુષુપ્તિકા નથી *જેટલો ભય છે તેટલો રાજાઓને નથી એ નિર્વિવાદ છે માટે જ દેશીરાજાઓને જગાડવાનુ* દુર્ઘટ કાર્ય દેશીપ્રજાને શિર છે અને તે પ્રજા નહિ જાગે તો તેથી તેને નુકશાન વધારે છે ના જાગવાથી રાજાને પણ નુકશાન છે પણ તે હાનની પોતાની દષ્ટિએ, પોતાને થયુ છે એમ નહિ લાગે આ દષ્ટિથી તે કદાચ નહિ જાગે પણ તેથી પ્રજાને કટની હાની થશે તે ખ્યાલ પ્રજાએ જાગી રાજા સમક્ષ મુકવો જોઇએ કેટલાક રાજાઓ જાણીજોઇને પ્રજાની હાજતો તરફ દુર્લક્ષ્ય આપતા હશે તેમને પ્રજાએ જાગૃત કરવાની જરૂર છે રાજાઓને તેમના કર્તવ્યોનુ ભાન પ્રજાએ કેટલીકવાર કરાવવુ પડે છે, પ્રજાના કલ્યાણઅર્થે રાજાઓએ અનેક પ્રવૃત્તિઓ અનેક સંકટો વેઠીને પણ કરવાની જરૂર છે

, દેશી રાજ્યોની પ્રજાને જાગૃતિ ગુણ—તત્ત્વ—તે જ હવાના પ્રજાકીય તત્ત્વમાંથી મળી શકશે. તે પ્રજાકીય તત્ત્વ સ્વીકારી યોગ્ય ફેરફારો સહિત તેના માર્ગોએ ચાલવા તેઓએ તૈયાર થવું જોઈએ. પ્રથમ ભિન્ન ભિન્ન દેશી રાજ્યોમાં એકપ્રજાપણાની ભાવના કેળવવી અને એકપ્રજા તરીકે તેઓએ અમુક હક્કોની માગણી કરવાની શરૂ કરવી જોઈએ. શરૂઆતમાં રાજ્યકીયતત્ત્વથી દૂર રહી તે હાથ ધરવાની શક્તિ અને યોગ્યતા મેળવવા શિક્ષણ લેવું જરૂરનું છે. અમુક પગથિયે પહોંચ્યા પછી, ધીરે પણ દૃઢતાથી બીજા ક્ષેત્રમાં તેઓ વધવું જોઈએ. હાલની સ્થિતિમાં રાજાઓ પ્રવેશ કરવાની પેઠે ઉચ્ચ ઉદ્દેશો ધારણ કરી દેશીરાજ્યોની પ્રજાએ પોતાની એક પરિષદ્ સ્થાપવી અને જેમ કોંગ્રેસ અને રાષ્ટ્રીય પરિષદો બ્રિટિશ સરકારની સમક્ષ પોતાની હાજતો દૃઢતાથી અને વજનથી રજુ કરે છે તેમ દેશીપ્રજાજનો આ પરિષદ્ના દ્વારા દેશી રાજાઓ પાસે જ પ્રજાકીય બળના પ્રભાવથી અમલમાં મુકાવશે. આ પરિષદ્ ગણ્ટ્રાન્તિ કરવામાં આવે તો સફળ થશે.

નામદાર વૉઈસરૉયનો ઉદ્દેશ રાજાઓની પરિષદ્માંથી ભવિષ્યમાં રાજાઓનું એક મજબુત મંડળ બનાવી તેઓને બ્રિટિશ હિન્દના કારોબારમાં ભાગ લેતા કરવા એવો છે એમ જાહેર થયું છે. આથી વૉઈસરૉય રાજાઓ ઉપર બહુ પ્રીતિ રાખે છે એમ જણાય છે, પણ તે રાજાઓની પ્રજા તરફ તેના પ્રેમની લાગણી હશે એ સમજાય તેમ નથી. દેશીરાજાઓનો મ્હોટો ભાગ પર પ્રજાહિત કરવામાં તદ્દન બેભાન છે. પણ જ્યારે ના. વૉઈસરૉય તેમના માટે આવું ઇચ્છે છે તેવું તેઓ સમજશે કે તરત તેઓને બ્રિટિશ કારોબારથી સંપૂર્ણ માહિતગાર થવાનો પ્રયાસ કરવાની જરૂર પડશે એ ખરૂં, પણ ભય છે કે તેઓ બીજી બહારની નકામી ધમાલોમાં પડશે અને જ્યાં આવવામાં ઘણું વ્યર્થ ખર્ચ કરશે. આથી પ્રજાહિત શું થશે? બ્રિટિશ સરકાર જેમ પોતાની પ્રજાનું હિત કરવા બંધાયેલ છે તેમ દેશીરાજ્યોની પ્રજાનું હિત વિચારવાની પણ તેની તેટલી જ ફરજ છે. એટલા માટે જ દિલ્હીપરિષદ્ વખતે ના. ગાયકવાડે જે વિચારો દર્શાવ્યા છે તે સ્વીકારી સત્ય ચર્ચાની બુદ્ધિ ધારણ કરી રાજાઓને ઉત્કૃષ્ટ ભૂમિકામાં લાવવા માટે એવી પ્રગતિમાન પ્રવૃત્તિઓ તેમણે હાથ ધરવી જોઈએ. ના. ગાયકવાડ પ્રજાની નાડીના પ્રખ્યાત હકીમ છે તેથી દેશીરાજાઓ પોતાના રાજ્યો ઉત્તમ બનાવવામાં પ્રવૃત્તિપરાયણ રહે એમ તેઓ ઇચ્છે એ સ્વાભાવિક છે. ના. વૉઈસરૉય આ પરિષદ્ને અંગે આવી ભાવનાને પોષવા—ઉત્તેજન કરવા પ્રવૃત્ત થાય તો તેથી વધારે સંગીન લાભ થવા સંભવ છે. આ પરિષદ્થી વસ્તુતઃ યથાર્થ લાભો પ્રત્યક્ષ થવા માટે રાજાઓની પરસ્પર દૃઢ મૈત્રીની જરૂર છે. ભાવિદૃષ્ટિએ જોતાં પણ હિન્દના અનેક ભિન્ન ભાગોમાં આ પરિષદ્ની શાખાઓ સ્થાપવી જોઈએ, અને રાષ્ટ્રીયપરિષદ્ના ધોરણ-ધારણ અનુસાર નિયમપૂર્વક સતત ઉત્સાહી સંગીન કાર્ય થવું જોઈએ. તેના પરિણામ ગમે ત્યારે આવે તે જોવાનું નથી પરન્તુ મહીસુર અને વડોદરાને બરાબર અનુસરવા પ્રજાહિતના કાર્ય કરવા રાજાઓને હમણાં તો તરત એ બાબતો તરફ પોતાનું લક્ષ્ય દોરવાની ખાસ જરૂર છે.

દેશીરાજ્યોની સમસ્ત પ્રજાના કલ્યાણ માટે જે બે પ્રાથમિક સુધારા લાહોરનું 'ટ્રિબ્યુન' પત્ર સૂચવે છે તે તા ૧૩-૧૦-૧૬ ના "કૉમનવીલ"મા આપ્યા છે તેનો નીચે ઉતારો કરવામા આવ્યો છે —

( ૧ ) "રાજાઓમાં પરસ્પર દસ્તર સબધ-મૈત્રી, અને

( ૨ ) સમસ્ત દેશી રાજાઓ-રાજ્યોનો ( સયુક્તરીતે ) પ્રાતિક સરકારોને બ ને હિન્દ સરકારસાથે સબધ "

"હાલ દેશીરાજાઓ પરભારા-છુટથી પરસ્પર મળી શકતા નથી આ અવરોધની વ્યાવહારિક મુશ્કેલીઓ અનેક છે માટે જો તે લઈ લેવામા આવે તો દેશીરાજાઓના કલ્યાણમાર્ગ અનેકરીતે વધારે ત્વરાથી ખુલ્લા થવા માડશે એ નિ સશય છે વડો દરા અને મહીસુરના રાજ્યોની પ્રવૃત્તિઓનુ ઘણાઓ અનુસરણ કરશે એક બીજાને તપાસતા ખામીઓ દૂર કરવા પરસ્પર અનુભવી અધિકારીઓની લેવડદેવડ થશે આવો આતરિક સમધ કેવો ઉપયોગી છે તે આ દૃષ્ટાન્તથી જણાશે મહીસુરના અને વડોદરાના હાલ માજી દીવાન શ્રીયુત **વિ. પિ. માધવરાવે** મહીસુરની ઇકોનોમીકલ કૉન્ફરન્સથી ઉત્તમ ફળો નીપજ્યા છે એવુ જાણ્યુકે તરત તેઓએ ત્યાનુ કામકાજ જોવા એક અમલદારને ત્યા મોકલ્યો થોડા વખત પછી તેઓએ પોતાના અમલમા વડોદરામા એક ઇકોનોમીકલ કમિટી સ્થાપી જે મહીસુર પ્રમાણે હમણા કામ કરે છે આથી રાજ્યને ઘણા લાભ થાય છે અને થશે જો બન્ને રાજ્યો આ દિશામા સયુક્ત કાર્ય કરે તો તેથી ઘણો જ ફાયદો થાય '

"મોટા રાજ્યો કરતા નાના નાનાઓને આવી સયુક્તતા-સહકારિતાની ઘણી જ જરૂર છે વડો દ રા તો એકલુયે કરી શકે, પણ બીજા નાના રાજ્યો કરી નકે નહિં તેમને મહીસુર જેવાની મદદ થી ઘણો લાભ થાય "

"આગના વખતની માફક હવે સરકારને દેશીરાજ્યોના પરસ્પરના સબધથી કાંઇપણ ભય રાખવા જેવુ નથી કારણ કે હાલના વિગ્રહમા આ રાજાઓએ જે મૈત્રભક્તિ બતાવી છે તે કદી ભૂલી જવાય તેવી નથી આવી સ્થિતિમા ઉપરોક્ત અવરોધ કે જે દેશી રાજ્યોની એક યા બીજી રીતે પ્રગતિ અટકાવે છે, તેને ચાલુ રાખવો કાંઇપણ રીતે વ્યાજબી નથી '

"બીજો સુધારો મુશ્કેલીથી બને એવો છે આ મુશ્કેલીઓ દૂર કરવાની ખાસ જરૂર છે કારણ કે જ્યા સુધી દેશીરાજ્યો જુદા જુદા-હિન્દ સરકાર પ્રાતિક સરકાર અને જિલ્લા અમલદારોની નીચે છે ત્યા સુધી તેમની ઇચ્છિત સહકારિતા થઈ શકશે નહિં આવી સહકારિતા આપે તેવા જ સુધારા જરૂરના છે "

આ બે બાબતોની સર્વએ સયુક્ત રહીને માગણી કરવી જોઈએ પહેલી વાત બહુ સહેલી છે અને તેને માટે રાજાઓની દૃઢ ઇચ્છા અને માગણીઓ જ આવશ્યક છે રાજાઓની પરિષદ્‌ના યોજક તરીકે ના. વૉઇસરૉય લૉર્ડ બીજી બાબત પણ વગર મુશ્કેલીએ તેમની સહાનુભૂતિથી સફળ થાય તેમ છે જણ કહેવુ જોઈએ, કે ના. વૉઇસરૉયનો એવો પણ આતરિક વિચાર

હોય કે રાજાઓની આવી પરિષદ્ યોજી તેમને પરબારા હિન્દ સરકાર સાથે સબધિત કરવા આવા વિચાર હો એમ કોણ ન ઇચ્છે ? દેશી રાજ્યોને વચ્ચે જે ડખલગીરી—આળ પપાળ ભોગવવી પડે છે તેથી તેઓ પોતાની સ્વતંત્ર પ્રગતિ કરી શકતા નથી પરિષદે ના વૉઇસરૉય પાસે આ માગણીઓ મૂકવી અને જો તે સ્વીકાર પામે નહિ તો પરિષદ્ના યોજકત્વ ઉત્પાદકત્વ—મા ખામી—ઝાંખપ આવશે દેશીરાજ્યોનો પરબારો સબધ થયા પછી આ પરિષદ્ રાજાઓને તેમ જ સરકારને બહુ જ ઉપયોગી થશે કારણ કે પરિષદ્દ્વારા જ દેશીરાજાઓના અવાજ સરકારે સાભળવાના રહેશે અને હાલ જે મહેનત—પચાત દેશીરાજ્યો માટે સરકારને જુદી જુદી રીતે કરવી પડે છે તે મટી જશે એજન્સીઓની મોટી ધડમથન પણ દુર થશે ના ગાયકવાડે આના જ આશયથી એક બીજાના આતરિક રાજ્યતંત્ર—વહીવટમા ભાગ નહિ લેવા સબધે કઇંક કહ્યું હતુ હાલનો દેશકાળ પ્રજાની વકીલાત કરવામા રાજાઓ પાસે ઓછો ઉતરે તેમ નથી તો પરિષદ્ની ફરજ સાર્થકતા પ્રજાનુ હિત સાધવામા જ છે દેશી રાજ્યો આદર્શ રૂપ બન્યા પછી જ રાજાઓ બ્રિટિશ વહીવટમા ભાગ લે તો તે ધર્મ્ય ગણાય આવુ થયા પહેલા તો રાજાઓએ *Charity begins at home*—સિદ્ધાતને મનન કરી વળગી રહેવુ જોઇએ આ સિદ્ધાતનો અનાદર ઉત્તમ રાજ્યનીતિ વિરુદ્ધનો છે આદર્શ રાજ્યનીતિપટુ થવા માટે ઉત્તમ રાજ્યનીતિઓના માર્ગે ચાલવું જોઇએ હિન્દની રાષ્ટ્રીયપરિષદ્ આવા સમર્થ પુરૂષોની બુદ્ધિ અને શકિતનુ ફલ અથવા વપરાના—ખર્ચાવાનુ સ્થલ છે તો ઉપર કહ્યું છે તેમ રાજાઓની પરિષદ્નુ બધારણતત્ર તે અનુસાર કરવા રાષ્ટ્રીય ઉદ્દેશ દૃઢતાથી સ્વીકારી લેવા—તે યોજવાનો ઠરાવ પરિષદ્મા સભ્યતાથી સપૂર્ણ રીતે ચર્ચાઈ મજુર થવો જ જોઈએ આ માટે હુ મારો માનસિક વિચાર દેશમા ફેકુ છુ અને યોગ્ય સ્થળે તેનો સત્કાર થશે—નિભાવ પણ થશે

દેશી રાજ્યોની પ્રજાની દરેક પ્રકારની સ્થિતિનો ઉંડો વિચાર શુ બ્રિટિશ પ્રજાના ઉદાર નેતાઓ અને પ્રજાકીય ચળવળના હિમાયતીઓ નહિ કરતા હોય ? તેઓને દેશી રાજ્યની પ્રજા માટે લાગણી—દેશ દાઝ નહિ હોય ? તેઓને ખામીઓ અને સુધારા નહિ સુઝતા હોય ? તેઓ બધુંયે જોઈ શકે છે તેઓના પોષકતત્વો દેશીરાજ્યોમા નથી હશે તો તે સ્વતંત્ર સબળ નહિ હોય, છતા તેઓ દેશીરાજાઓ પાસેથી મોટી મોટી આશાઓની અને સિદ્ધિઓની અપેક્ષા રાખે છે આ અપેક્ષા દેશીરાજાઓ અથવા તો તેમની પ્રજા એ સયુક્ત વા વિયુક્ત રહીને સપૂર્ણ કરવા સમર્થ છે આ અપેક્ષાને દેશી રાજ્યોમા જો ન્યાય ન મળે તો તેઓને કેવડો ઉંડો ઘા પડે ? બ્રિટિશ રૈયત રાષ્ટ્રીયત્વ તરફ ઢળવા લાગી છે અને તે પોતાના ઉદ્દેશો સફળ કરવાની સ્થિતિમાં આવે ત્યારે દેશી રાજ્યોની પ્રજાને પોતાની સાથે જ ઉભેલી જોવાને આતુર છે દેશી રાજ્યોનો વિસ્તાર આખા હિન્દના ચોથા ભાગનો છે તો તેઓ આવી સ્થિતિમા ન આવે—પછાત રહી જાય તો હિન્દ રાષ્ટ્રીય ઉદ્દેશમા—તેની સિદ્ધિમા—ખામી આવે, અને આ ખામી માટે રાજાઓ જવાબદાર છે તો તેઓ પ્રમાદી નહિ રહે તે માટે પાડોશી પ્રજા—બ્હેન ચિંતા કરે તો તેમા શુ નવાઈ ? આવી ચિંતાના વિચારથી બ્રિટિશ રૈયતના નેતાઓ પણ દેશી રાજાઓ બ્રિટીસ કારોભારમા ભાગ લે તેવુ ઇચ્છતા નથી વળી બધા રાજાઓ મહીસુર

અને વડાદરા માફક સ્વતન બુદ્ધિ અને અભિપ્રાય તથા ઉદાર કર્તવ્યવાળા નથી કે જેઓ સુપ્રીમ કાઉન્સીલમાં યોગ્ય અને વિવેક-સમભર્યો ભાગ લઈ શકે બ્રિટિશ રૈયત અને તેના નેતાઓની ના આવા કારણોથી છે અને નહિ કે તેઓને રાજાઓ માટે માન નથી તેથી રાજાઓના ઉપર આશ્રય અને નરનારિનાની તો તેઓ રાહ જોઈ બેઠા છે ઘણા જાહેરખબરોમાં રાજાઓએ મદદ પણ માગી કરેલી છે તેથી તેમના વિષે બ્રિટિશ રૈયત અનિષ્ટ ઇચ્છે જ નહિ ધાર્મિક સામાજિક વગેરે બાબતોમા તો ઉભય પ્રજાઓ પણ એક જ છે, જુદી નથી આ પ્રજાને રાજાઓ સાથે તો જુના વખતથી સબન્ધ છે પણ સરકાર સાથે તો હમણા મૈત્રી (સબધ) થઈ છે બ્રિટિશ ડાયરામા માત્ર દેશી રાજાઓ ભળે તો બ્રિટિશ રૈયતને "મામાને ત્યા વિવાહ અને મા પીરસે' તેવુ થાય, અને રાજાઓ પણ બ્રિટિશ રૈયતપર પોતાની પ્રજાવત્ વત્સલતા રાખે. ઉભય રૈયતો ભિન્ન પ્રજાઓ નથી-એક જ છે-પણ ભિન્ન અધિકારો નીચે છે ગમે તેમ હોય પણ " જાગે માયા પાપી જુઓ પડતા નથી " ઉપર દર્શાવેલી ચિંતા સિવાય બીજુ કશુ કારણ નથી પણ હવે ના ગાય વાડના ઉત્તરથી તો આ ચિંતાએ ચાલ્યા જવુ જોઈએ, પણ આ ઉત્તર-વિચારની સિદ્ધિમા શ્રદ્ધા શી રીતે રાખવી?

આ શ્રદ્ધા રાખવી એ ઠીક છે તો તેમ કરવા સાથે બ્રિટીશ રૈયત-મ્હોટી બ્હેને નાની બ્હેનને અને તેના પતિને ભલામણ વિનતિ કરી આ વિનતિ જેમ કરવી એ મ્હોટી બ્હેનનુ કર્તવ્ય છે તેમ તે સાભળવી એ પણ નાની બ્હેનનુ કર્તવ્ય છે, તો મ્હોટી બ્હેન એટલે હિન્દરાષ્ટ્રીય પરિષદ દેશી રાજાઓ, પ્રજાઓને અને સરકારને વિનતિ કરે તો શુ ખોટુ? રાજાઓએ અથવા તેમની તરફે આ વિનતિ અને સુચના અવશ્ય સ્વીકારવી જોઈએ જ પ્રસ્તુત વિષય માટે રાષ્ટ્રીય પરિષદની સૂચના જો થાય તો તે ઘણી જ વ્યાજબી છે અને તેથી તે રાજાઓની પરિષદને સ્વીકારવી જ પડે પણ રાજાઓ પ્રજાના પાલક છે તે બાબતનો ઉડી નજરે વિચાર કરીને તેઓ એ રાષ્ટ્રીય પરિષદના ઉદ્દેશ પોતાની પરિષદમા સત્વર સ્વીકારવા અથવા તેમ નહિ તો તેમણે તે પોતાના રાજ્યોમા અમલમા મૂકવા સતત અને દૃઢ પ્રયાસ-યોજનાઓ કરવી જોઈએ, એ તેમનો ધર્મ છે આ ધર્મના પાલનથી પોતાની પ્રજાને પ્રમાણે હિન્દની મફત અને ફરજીયાત કેળવણીની બાબતમા વડોદરાની માફક સલાહ બતાવી આપવુ કે કેળવણીના પ્રસારથી પ્રજામા પ્રજાપણુ લાવી શકાય છે-આવી રીતે છે કહેવત છે કે ' ઢોર કર્યે ઢોર થાય અને માણસ કર્યે માણસ થાય " આખા હિન્દનો ઉદ્દિષ્ટ માર્ગ સરળ કરવાની લગામ રાજાઓના હાથમા રહેલી છે તો પોતાના વર્તમાનની અથવા રાષ્ટ્રીય પરિષદ સાથે અમલ અનુભવવાથી તેઓ આખા હિન્દને આબાદી ને પોતાનુ સગર્વ દિવ્ય રાજ્યત્વ સિદ્ધ કરી બતાવશે

અન્તમા હુ એટલુ ઇચ્છુ છુ કે નજીકના ભવિષ્યમા રાજાઓની પરિષદ અને રાષ્ટ્રીય પરિષદ પરસ્પર સહાનુભૂતિ-સહકારી-ઉપયોગી અને લાભદાયી નિવડે આવી રીતે બન્નેઓમા વિશ્વસ્તતા સમય તત્વોને વિનતિ-સૂચના કરવી જોઈએ કે આવતી રાષ્ટ્રીય પરિષદે દેશી રાજ્યોની પરિસ્થિતિ સબધી ઉડો વિચાર કરી ઉભય રૈયતોની દરેક

બાબતમા અપૂર્વ ઐક્તા થાય તેના માટે યોગ્ય-વ્યવસ્થિત યોજનાઓ-ઉપાયો-પગલા લેવા જોઇએ-રાજાઓની પરિષદ્ અને હિન્દ રાષ્ટ્રીય પરિષદનુ ઓતપ્રોતપણુ-તાદાત્મ્ય કરવા માટે ઉભયે પ્રયાસ કરવા જોઈએ અને સમપ્રવૃત્તિક-સહચારી જ બનવુ જોઈએ એ સહચારિતામા ભારતનુ અહોકલ્યાણ છે ભારતવાસીઓને ભારતનુ કલ્યાણ એ જ હેમનો સત્યધર્મ છે, હેમના હૃદયમા એ જ પવિત્ર ધર્મભાવના અખંડ જ્યોતિથી પ્રકટો, પ્રકાશવાન્ બનો અને વિશ્વની અનેક પ્રજાઓમા પોતાનુ પ્રધાનત્વ સ્થાપી ભારતને આદર્શ-ભૂમિ બનાવી ભારતના પુત્રો તરીકે જન્મ્યાનુ સાર્થક્ય કરો! પ્રભુ પ્રગતિમાનને નિત્ય સાહાય્ય આપે છે, ભારતવાસીઓની અનેક પ્રગતિઓમા પ્રભુ હમેશા સાથે જ છે!

---

# પિતાનો પરાભવ.

( થોડાક પત્રો )

સંપાદક-રા મેવાધર્મી.

પરમ પ્રિય પિતાજી!

આપનો પ્રેમભર્યો પત્ર મળ્યો છે એલએલ બી મા પાસ થવા માટે મને અભિનંદન આપો છો તેથી ઉપકાર માનુ છુ આ વખતે પ્રશ્નપત્ર સારા હતા, એટલે ફર્સ્ટ ક્લાસમા આવી શકાયુ તેમા કાઈ હુ એટલા બધા વખાણને પાત્ર નથી

હવે ભવિષ્યનો વિચાર કરવાનુ તમે લખો છો તે તદ્દન વ્યાજબી છે તમારી મુખ્ય સૂચનાઓ ત્રણ છે—૧ ઍડ્વોકેટની પરીક્ષા આપી મુબાઈમા ધંધો કરવો, ૨ અમદાવાદમા વકીલાત કરવી ૩ મુનસફની નોકરી માટે પ્રયત્ન કરવો

૧ ઍડવોકેટની પરીક્ષા આપીને પાસ થયા પછી ધંધો કરવામા મુખ્ય સહાયતા સૉલીસીટરોની જોઇએ છીયે, અને આપણને હાથ દે તેવો કોઈ સાલીસીટર હોય તેમ લાગતુ નથી એટલે તમારા ઉપર બોજારૂપ થઈ, વર્ષોના વર્ષ સુધી ઘેરથી પૈસા મગાવી, ફૅશનેબલ કપડા પહેરી મુબાઇમા નહેર સપાટા મારવા તે પસદ કરવા યોગ્ય નથી

૨ અમદાવાદમા વકીલાત કરવાની તમારી બીજી સૂચના છે તમે લખો છો કે તમારા દરજ્જાને લીધે અમદાવાદમા સારી પ્રેકટીસ મેળવી શકાશે વળી એકાદ બે કજીયાદલાલ તમારી ઓળખાણના છે, તથા એક માજીસ્ટ્રેટ સાહેબ તમારા આળમબધી છે એટલે સફલ

થવાનો સભવ ઘણો જ રહે છે હુ ઇચ્છુ છુ કે આપે આ રીતે મને લખ્યુ હોત નહિ કદાચ રેવેન્યુ ખાતાના વાતાવરણમા આ બધુ તમને ઘણુ શુદ્ધ લાગતું હશે પરતુ કચ્ચા દલાલો ધિક્કારના યોગ્ય છે તેમ જ ન્યાયના ધધામા પક્ષપાતનો વિચાર કરવો તે કામ પાપનુ છે મારા ટુકા અનુભવ ઉપરથી હું કહી શકુ છુ કે રોમના વખતમા કાયદાના સનાહકારનુ કામ જેવુ ઉદાત્ત હતુ, તેટલુ જ હવે તે નીચ થઈ ગયુ છે હવે પક્ષાપક્ષી અને લાગવગની બધી વાતો કરે છે, એટલુ જ નહિ પણ વકીલોના તથા પોતાના પેટ ભરાય તે માટે ગુમાસ્તાઓ અને ફરિયાદનાનો, નવા કજીયા ઉભા કરાવે છે કોઈ ડોશીઓનુ ખોળી કાઢી એકાદ કાગળ ઉપર સહી કરાવી લઈ કોઈ મિથ્યાગ કાયદેસર હક્ક ઉપર પજવે છે આપણા વકીલો ન્યાય ક્યા છે તે ખોળવા ન્યાયાધીશને મદદ કરતા નથી પરતુ ગમે તે રસ્તે પોતાનો કેસ ખરો જ છે તેમ ઠરાવવા મથે છે ખરૂ જોતા બન્ને પક્ષના વકીલો તે પક્ષકારો નહિ પરતુ ન્યાયાધિશના મદદગાર હોવા જોઈએ, અને ન્યાયના પક્ષકાર હોવા જોઇએ, તેને બદલે ઘણા વકીલો હવે લુચ્ચાઇના મદદગાર થવાનુ કામ કરે છે હલકા, નીચ, અને ધર્મહીન કજીયાદલાલોના દબા ણના તથા લાગવગવાળા ગુમાસ્તાથી ઉતરતા દરજ્જાના થવાનુ હુ જરાયે પસદ કરતો નથી અને તે ધધાનુ વાતાવરણ જ હવે એવુ બદલાઈ ગયુ છે કે મારા જેવા વિચારવાળાને તમે બધાં "દુનિયાદારી"ના માણસો નકામો જ ગણો પરતુ મારા મનથી હુ એ વાતાવરણને ધિક્કારું છું, તુચ્છકારું છુ **મારા પેટ કરતા મારા આત્માને હુ વિશેષ ગણુ છુ.**

૩ મુનસફની નોકરી ઉપર ન્યાયનો જે વિચાર આપ્યો છે તે ઉપરથી મુનસફ તે ન્યાય વધારે કરતો હશે કે અન્યાય, તે એક પ્રશ્ન છે મારો વાધો બીજો છે મુનસફ તે સરકારી નોકર છે અને અહિંની સરકાર પોતાના નોકર પાસે ફક્ત કામ માગે છે એટલુ જ નહિ પણ તે ઉપરાંત બીજુ ઘણુ માગે છે અને તેમની સૌથી કઠણ માગણી તો એ છે કે કોઈ પણ અમલદારે રાજકીય હિલચાલોમા ભાગ લેવો નહિ આ મારાથી ન ખમી શકાય તેવુ છે, રાજકીય હિલચાલ એટલે દેશોદયની હિલચાલ દેશનો ભણેલો વર્ગ જ સરકારી નોકરીમા હોય અને તે લોકો આ દેશોદયની હિલચાલોમા ભાગ લેતા અટકે ત્યારે તેમા ભાગ કોણ લે? સરકાર પોતાના નોકરો તરફ અવિશ્વાસની નજરે જુવે છે એમ તો દેશોદયની હિલચાલમા ભાગ લેવાતો નહિ અને વળી વફાદારીના સોગન લેવાના !! આનો અર્થ શો ? એટલો જ કે, સરકારને શક છે કે તમે વફાદાર છો કે નહિ શુ કોઈ પણ સ્વમાનવાળો માણસ આ ખમી શકે ? વળી નોકરીમાં આટલેથી પતતુ નથી ખાતાના ઉપરીને મળવુ જોઈએ, એટલુ જ નહિ પણ કારોબારી અમલદાર, કલેક્ટર સાહેબ કે કમિશનર સાહેબ આપણા ગામમા આવે એટલે આપણે તેમ સલામ ભરવા જવુ જોઈએ અને તેમને ઉતારે રાહ જોતા, અણગમતા પરોણાની માફક કલાકો સુધી ઓટલે ઉભા રહેવુ પડે આ શુ કોઈના પણ સ્વમાનને છાજે છે ?

ઉપના કારણોસર આપની બધી સૂચનાઓ સાથે હુ સમત થઈ શકતો નથી, માટે મને માફ કરશો બીજો કોઈ હુકમ ફરમાવશો લી છોરૂ —

---

પરન્તુ તેવો ધંધો ખોળવાનુ પણ મે માંડી વાળ્યુ છે હુ જુદા જ નિર્ણય ઉપર આવ્યો છુ આપણો દેશ અત્યારે ઘણો જ પછાત છે રાજ્યદ્વારી, વ્યાપારી, પૈસા સબંધી - કેળવણી સબંધી પ્રગતિનો વિચાર કરીએ, તો તે સ્થિતિ ખરે જ નિરાશાજનક છે દસ પુરુષમાથી ફક્ત એક જ જણ લખી વાચી શકે છે સોમાથી ભાગ્યેજ સ્ત્રીઓ નિરક્ષર છે જ્યા ત્યા નિશાળોની તાણ છે અને છે તેટલામા પણ અભ્યાસક્રમ બરાબર નથી રાજ્યવ્યવસ્થામા પણ લોકમત અસર કરતું નથી ગરીબાઈ તો દેશમા વધતી જ જાય છે હુન્નર ઉદ્યોગની ખીલવણી થતી નથી અને સંસારના સુધારમા પણ અસંખ્ય સડા છે નસાર વધતી જ રહી જ લાખો વિધવાઓ દેશમા નજરે પડે છે, તો યે પણ બાળલગ્ન થયા જ કરે છે ઇસ્પીતાલના કે નિરોગી રહેવાના સાધનના દેખાવા નથી તો પણ દવા વગેરેના પાછળ લાખો રૂપિયા ખર્ચાઈ જાય છે બાળમરણ વધતા જાય છે સ્ત્રીઓ નબળી ફીક્કી પડતી જાય છે ક્ષયરોગનુ પ્રમાણ જબરૂ થઈ ગયુ છે અને વળી જાતજાતના વ્હેમોના પાશમા આપણા દેશીઓ બધાયલા છે

પિતાજી! તમે આ બધુ સારી રીતે જાણો છો મારા કરતા દુનિયા તમે વધારે જોઈ છે અનુભવ પણ તમને વિશેષ થયો છે અને આ બધી સ્થિતિનો ખ્યાલ તો તમારી સાથેની જ વાતચીત ઉપરથી મને આવ્યો છે આવી આપણી સ્થિતિ હોય ત્યારે સમજુ માણસોનુ કર્તવ્ય શુ છે? પોતાથી બને તેટલો પ્રયત્ન કરી આ સ્થિતિ સુધારવી, તે શુ દરેક ભણેલા મનુષ્યની ફરજ નથી? હવે તો દરેક જણે એમ જ વિચારવાનુ છે કે આમાની હુ કઈ બાબતમા પ્રયત્ન કરી શકુ તેમ છે મે આ બાબતમા ઘણા વિચાર કર્યા છે મને આ વિચાર કરવામા ખરો ઉત્સાહ ક્યાથી મળ્યો તે આપ જાણો છો? આપણી જ રાજ્યકર્તી પ્રજા તરફથી ત્યાની હાલની સ્થિતિ તપાસો ત્યાની હમણાની જરૂરીયાતો જુઓ અને ત્યાની પ્રજા તરફથી તે કેવી રીતે પૂરી પાડવામા આવે છે તે પણ તપાસો યૂરોપના પ્રચંડ વિગ્રહને લીધે પૈસાની તેમ જ લડવૈયાની ઈંગ્લાંડને જરૂર પડી પૈસા તો ખાના લખ તમા બધા કાઢી આપે, પણ લડવૈયા પણ જેટલા બધા તેમને મળ્યા છે તે જોઈ મને ઘણો ઉત્સાહ આવ્યો દેશના બચાવ માટે, ઉત્કર્ષ માટે, ત્યાના યુવકો પોતાના પ્રાણ પણ આપવા તત્પર થયા છે ત્યાની માતાઓએ પોતાના કુમળા બાળકોને-નવયુવકોને ફક્ત દેશને જ ખાતર ઉમંગથી લડાઈમા મોકલ્યા છે અને તે પણ ક્રૂર, વિકરાળ લડાઈમા!! શુ આ ઉપરથી ભાઈને પણ ઉત્સાહ આવે તેવુ નથી?

ઈંગ્લાંડના યુવકો આટલી મોટી સંખ્યામા દેશને ખાતર સ્વાત્મભોગ-આહુતિ આપે તો શુ હિંદમા તેના યુવકો નથી? ત્યાનો આત્મભોગ ઉત્તમોત્તમ છે ખરેખરો ભોગ જ આપવાનો છે, આપણે ત્યા તેમ નથી આપણે તો ફક્ત થોડી ઘણી સગવડનો, એશઆરામનો કે મોજ મઝાનો જ ભોગ આપવાનો છે ઈંગ્લાંડને પ્રુશીયન મીલીટેરીઝમનો ભય છે પણ આપણા દેશનો કબજો તો અજ્ઞાન અને વ્હેમરૂપિ શત્રુઓએ ક્યારનો લઈ પણ લીધો છે આ શત્રુઓને પાછા હઠાવવા માટે ઘણા મોટા લશ્કરની જરૂર છે અને તે માટે, એકત્રીસથી તે ચાળીસ વર્ષના

અસખ્ય યુવકોયે સૈનિકો તરિકે નામ નોધાવવા જોઇએ જેમ નિગ્રહમા ચાળીસ પીસ્તાળીસ વર્ષ પછીના માણસોને સૈનિકો તરિકે લેવામા આવતા નથી, તેમ આ આપણા પ્રગતિસૈન્યમા પણ નવયુવકોની જ જરૂર છે પુખ્ત અનુભવીઓ તો ઑફીસમા બેસ સીખામણ જ આપી શકે ખરા કર્તવ્યક્ષેત્રમા તો યુવકો જ જોઇએ મેં નિશ્ચય કર્યો છે કે મારે પણ આ પ્રગતિસૈન્યમા દેશની મુક્તિની ફોજમા—જોડાવુ જોઇએ વિલાયતના માબાપ પોતાના દેશની ખાતર પોતાના વ્હાલા સતાનોને તોપના ગોળા સામે પણ મોકલતા ડરતા નથી તો શુ તમે, મારા સુશિક્ષિત પિતા, આવી તદ્દન ભય વિનાની, શાન, પ્રગતિસાધક, હિલચાલમા મને જતા અટકાવશો? આમા જોખમ કાઈ જ નથી જીન્દગી તેમ જ તદુરસ્તી એમાથી એકને પણ નુકશાન થાય તેમ નથી અને ભોગ શો આપવાનો છે? ખરૂ પૂછતા કાઈ જ નહિ હા, મ્હેલ સપાટા અને એશ-આરામ તજવા પડે લક્ષાધિપતિ થવાના સ્વપ્ન મૂકવા પડે પણ ભૂખે મરવાનુ તેમા કાઈ કહેવુ નથી અને મહર્ષિ ગોખલેયે જે સૈન્ય ઉભુ કર્યું છે, તેમને માથેથી તેમના પેટની ચિંતા તેમણે લઈ લીધી છે મ્હેં તો નિશ્ચય કર્યો છે કે આ સૈન્યમા, આ હિંદ સેવકસમાજમા, મારે સામાન્ય સૈનિક તરિખે જોડાવુ આપના આશિર્વાદ ચાહુ છુ

પિતાજી! હુ તો તમને પણ વિજ્ઞપ્તિ કરૂં છુ આપણા શાસ્ત્રમા પણ વાનપ્રસ્થાશ્રમ વિષે લખ્યુ છે તો આપ પણ આવા જ કાઈ કાર્યમા પડો આપનો અનુભવ દેશને બહુ ઉપયોગી થઈ પડશે ધર્મની વાતો કર્યા કરતા, ધર્મને ફક્ત ધર્મમંદિરમા જ રાખી મૂકવા કરતા, તે આપણા જીવનમા ઉતારવો શુ યોગ્ય નથી? દુનિયાના દુખ દૂર કરવા, દેશની સર્વદેશીય પ્રગતિ સાધવી, દેશસેવા માટે જ જીવન ગાળવુ, તેથી ઉત્તમ ધર્મ કયો હોઈ શકે?

મ્હેં મારા ભવિષ્યના ઘણા વિચાર કર્યા છે સુખદુખ અને આશાઓના પણ વિચાર કર્યા છે સગાસબધી, અને આશ્રમધર્મના પણ વિચાર કર્યા છે સસ્થાઓ પ્રત્યે અણવિશ્વાસ આણી બૂરામા બૂરા પરિણામોનો પણ વિચાર કર્યો છે તો પણ હુ એવા નિર્ણય ઉપર આવ્યો છુ કે

"નિર્બળ ભલે રહી જાય આ, છોને નહિ વનહીનતા
"નિશ્ચય ધરૂ મન સાથ હુ, કરવા કઈ કઈ સેવના,
"ફકીરી જ કફની આદરૂ, મુજ દેશસેવા માટ તો
"કદીય કટાળુ નહિ, જાણુ નહિ કઈ થાક તો

"આપી જ શક્તિ ઇશ્વરે, આપ્યા જ એણે સાધનો,
"ઉપયોગ તે સૌનો કરૂ, ને લક્ષ્ય તો પરમાર્થનો
"આ દેશ મારો, લોક મારા, દુખિયા બહુ બહુ દિસે
"કઈ કઈ પ્રયત્નો આદરી, દૂઝુ જ હુ સેવા વિષે"

લી છોરૂ

---

ચિ. ભાઈ !

તારો લાંબો કાગળ મળ્યો છે દુનિયા દેખ્યા વિનાના ભિન હેવારૂ વિચારો તેમા જોવામા આવે છે જુવાનીનો જુસ્સો કાંઈ બધો કાળ ટકતો નથી અને તે જુસ્સો નરમ પડી જતા, તેમ જ સસારની અગવડો પડતા, ઉતાવળમા કરેલો નિર્ણય ભારે પડી જવા સભવ છે મને લાગે છે કે મુબાઈમા એકના રહેવાને લીધે તારૂ મગજ ઘણુ ચકડોળે ચડી ગયું છે તારે કાંઈ મોબતની જરૂર છે માટે તુ હાલમા અમદાવાદ આવી પહોચજે વળી થોડા દિવસ પછી અહિં પ્રાંતિક કૉન્ફરન્સ વગેરે મળનાર છે તેથી તારૂ મનગમતુ કામ પણ તને મળશે માટે હાલમા જરૂર અહિં આવજે ઘરમા પણ તને બધા બહુ સભારે છે દેશ કાંઈ આપણા એકનાના આધાર ઉપર બેરી રહ્યો નથી લડાઈની વાત જુદી છે નકામા વિચાર કર્યા કરતા ડીકન્સની વાર્તાઓ કે એમ. ૮ નૉવેલ વાચ્યાથી મનને સારો આરામ મળશે તુ ક્યારે આવનાર છે તે જણાવજે

લી શુભેચ્છક ના આશીષ

---

પરમ પૂજ્ય પિતાજી !

આપની ઇચ્છાનુસાર હુ અમદાવાદમા આવી ગયો છુ આપના લખવા મુજબ અમદાવાદમા ખરેખર મને મનગમતુ ઘણુ હતુ કૉન્ફરન્સના પ્રમુખો મી ઝીણા તથા મી સેતલવડને, તથા લોકમાન્ય તિલકને પ્રજાએ જે ઉત્સાહથી વધાવી લીધા હતા તે જ બતાવી આપે છે કે પ્રજા નગુણી બેકદર નથી એટલુ જ નહિ પણ દેશસેવાના કાર્ય તે ઉત્તમ કાર્ય છે તેમ સૌ માનતુ છે, તે પણ સાબિત થાય છે મારા કહેવાથી આપ પણ પ્રેક્ષક તરીકે દરેક કૉન્ફરન્સમા હાજર રહ્યા હતા તેથી હુ આપનો ઉપકાર માનુ છુ આપે ઑ શ્રીનીવાસ શાસ્ત્રીનુ ભાષણ સાભળ્યુ હતુ ? શી તેમની છટા ! શી વિદ્વત્તા ! તેઓ મહર્ષિ ગોખલે પછી હિંદસેવક સમાજના પ્રમુખ નિમાયા છે એવા માણસો જે કાંઈ કરતા હશે તે વગર વિચારે કરતા હશે ? સસારસુધારાસમાજના પ્રમુખ ઑ મી પ્રાંજપે પણ દેશસેવા ખાતર જ ફર્ગ્યુસન કૉલેજના પ્રીન્સીપાલનુ કામ કરે છે શુ સરકારી ભારે પગારની નોકરી પાછી ઠેલતી વખતે તેમણે કાંઈ વિચાર નહિ કર્યો હોય ?

વળી પરિષદ્‌ના ભાષણો સાભળીને આપણા દેશની દુખસ્થિતિનો ખ્યાલ આપણા મગજમા પાછો તાજો થાય છે લડાઈ કરતા પણ શુ આ ભયકર સ્થિતિ નથી ? ત્યારે આ જ સ્થિતિ બદલવા મજબુત સૈન્યની જરૂર નથી ?

આપે મને સીધી રીતે કાંઈ જ કહ્યુ નથી પણ આપની વાતચીત ઉપરથી મને એમ લાગે છે કે આપની ઇચ્છા એવી છે કે મારે હાલમા ધધામા પડવુ વીગેરે વર્ષ ધધો કરી પીસ્તાળીસની ઉમર થાય ત્યાર પછી દેશસેવાનો વિચાર કરવો.

---

આ સામે મારે ઘણા વાંધા છે પ્રથમ તો જે સઘળુ આપણુ ઉત્તમમા ઉત્તમ છે તે, આપણા દેશને માટે જ હોવુ જોઇએ આપણી જીંદગીના ઉત્તમમા ઉત્તમ વર્ષ પણ દેશસેવામા જ ગાળવા જોઇએ શુ યુરોપમા લડાઈ માટે ચાળીસ વર્ષ ઉપરનાનો ભરતી કરવામા આવે છે? નહિં જ ત્યારે આપણા હોમરૂલસૈન્યમા પણ તે ઉમરના શી રીતે વધારે લાભકારી થઈ શકે? બીજુ આપ જ લખો છો કે હવે તો આપને કાંઈ વાંચવા પણ ફુરસદ મળતી નથી, તો મારી પણ તેવી જ દશા થઇ જાય તો? એ જોખમ લેવા હુ ઇચ્છતો નથી

વળી આપનુ એમ પણ કાંઈક ધારવુ લાગે છે કે મારા કુટુંબને આ મારા કૃત્યથી દુઃખ ભોગવવુ પડશે હુ મારા કુટુંબ તરફની પૂરી જવાબદારી માથે લેવા તયાર છુ લગ્ન કરવા પણ મારે ચાહ્યો નથી. આપની મિલ્કતની જે આવક છે તે હોય તો તો કોઈ પણ જાતની અડચણ જ નથી પણ તે ન હોય તો પણ મારા દેશની ખાતર મોજમઝાનો ભોગ આપવા તો મારા કુટુંબે તૈયાર રહેવુ જ જોઈએ દેશની અત્યંત **મોટા ભાગને** બે વખત પેટપૂરતુ ખાવા પણ મળતુ નથી તે વખતે મોજમઝાનો વિચાર કરવો તે પણ પાપ છે મારા કુટુંબીઓની સાધારણ રીતસરની જરૂરીયાતો પૂરી પાડવા હુ તૈયાર છુ, તેમને ખાવા પહેરવાની કે કેળવણીની અડચણ પડશે નહિ.

બધા વિચાર કર્યા છતા પણ મારો નિશ્ચય કાયમ રહે છે સ્વયંસેવકસૈન્યમા એક સૈનિક તરિકે જોડાવામા હવે આપ વધુ વાંધો નહિ લ્યો એમ આશા છે એમા ધર્મ છે, એમા ઉદારતા છે, ને એમા જ કર્તવ્ય છે આ સૈન્ય બનો તેટલુ મોટુ કરવાની જરૂર છે અને મેં તો વિચાર જ કર્યો છે કે મારૂ એક કામ *Recruiting agent* ના સૈનિક આણુ ધારતુ થશે, આપ મ્હારો આમા મદદ નહિ કરો? દેશનો વિચાર કરો દેશના દુખોનો વિચાર કરો, અને તે જ સેવા કરવા માટે પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રયત્નો આદરો

લી આપની આજ્ઞા માગતો
આપનો બાળક

---

મારા સાધુચરિત દિકરા !

હુ હાર્યો છુ નવજીવનનો સંચાર સરલ થઈ ગયો છે અને અમારા જેવા જુના માણસોને પણ તે ભિંજવે તેટલી તેની પ્રબળતા પ્રાપ્ત થઈ છે તે જે નિશ્ચયો મારી સાથે ગાળ્યા છે તેથી મારામા ઘણા ફેરફાર થયા છે કૉન્ફરન્સમાથી—તમારા ભાષણોથી—અને તે વખતના ઉત્સાહથી મારા ઉપર બહુ જ અસર થઈ છે તારા વિચાર-મનન અને વાચન વિષે આ ટુક સમયમા મેં ખરૂ જાણ્યુ છે ખરે, તારા જેવા યુવાનોની દેશને ઘણી જરૂર છે આખા સૈન્યની જરૂર છે, એટલુ જ નહિ પણ દરેકેદરેક ઉમરના અને જુદા જુદા અનુભવવાળા માણસોની પણ જરૂર છે *Men—more men & still more men* ની બૂમ દેશસેવકોના સૈન્ય માટે પણ ઉપાડવી જોઈએ તે સિવાય દેશની પ્રગતિ શકય જ નથી ગમે તે દિશામા સાચુ



શાન્ત સંધ્યા.

ફરવો તો કરવાના કામ અને લોકોના દુખ નજરે પડે છે હુ તને આનદથી આશીર્વાદ આપુ છુ કે દેશસેવાના સૈન્યમા જોડાઓ, અને અતિ ઘણુ ઉપયોગી કાર્ય કરો એટલુ જ નહિ પણ હુ પે સ્વદેશસેવાનુ વ્રત લઉ છુ સમયની બલિહારી છે યુવકો દોરે છે અને અમે ખુશીથી દોરાઇયે છીયે *Youth leads, age follows* હુ તારી માફક સૈન્યમા તો નહિ જોડાઈ શકુ પણ પહેલી તકે જ પેન્શન લઈ, મારી જાત સમય અને ધન દેશસેવા માટે જ વાપરવાનુ પણ લઉ છુ આપણા શહેરની દરેક હિલચાલમા રસ લઈશ, અને તેને બનતો ટેકો આપીશ ઇશ્વર મને મદદ કરો

શ્રી શુભેચ્છકના–આશીર્વાદ

---

# શાન્તિ.

લેખક–પ્રો બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર, બી

( હરિણી )

ગતિ વહન સૌ થવી ઝપી નિશાઉદરે શમ્યા,
નગ મૃગ ખગો મત્સ્યો જન્તુ,–ન નામ નિશાન ત્યા
નભમુગટનો નીનો તણુ નમે સ્થિર મસ્તકે,
જનપટ મહા નીનો સૂનો નમે લસતો દગે

અવનિ અવનીદશ્યો કાર્યો નિનાદ ભયો જ્યો,
દિન દિનતણા રંગો ઢંગો પરાક્રમશો અહો,—
સરી ગળી જતા સત્યો એ ને અસત્ય જ એ સઉ
ઉર નરનુ એ રાગદ્વેષો વિદાય થતા લહુ

અનુભવ ન આ ચાને લાગો, શુ એ હુ ન જાણતો ?
ઘડી દશ મહીં પાછો જાગે ખરે રવિ મ્હાલતો.
ઘડી દશ મહીં પાછો હુંયે દિનેશ–સવારીમા,
અવનિદિનના કોપે પૂર્યો, છુટી શકુ જ જ ક્યા.

---

તદપિ દર્ગે નિ શ્વાસોના સહી નહતા દિનો
ભવસફર મધ્યે આજે આ પ્રતાન ઝીનું નવો
ખનકભરના શાન્તિ-માનર્ જુવે શિશુ આપને,
જલનભનિશાજ્યોત્સ્નાદેહા, નમે શિશુ આપને

જલપટ લમે આ તે, અમ્બા, ચુમુ તવ પાનડી,
વિધુ અગ્વ તે નીલ નેત્રે ભરૂ મિટ માનડી
દ્યુતિઘન લમે નચ્ચે નીળુ લપેટતુ વિશ્વને,
ઉદર, જનની ત્હારૂ એ તો ઉદાર, સદાશિવે

ઉરમહીં એ પામુ આજે સમાસ, અહો ઘડી!
રગ રગ સુધા વ્યાપે ત્હારી, દયામય માવડી
ભવ દરદ ને નિ શ્વાસોના શમે સઉ તાપ જ્યે,
દ્યુતિ પ્રસરતી ચક્રે ચક્રે,-વિલક્ષણ વિદ્યુતો

વળી નવલ ને સૌથી મોટી-અહા શી ચમત્કૃતિ!
ઉર-કુહરમા શાતિજ્યોતિ વતી સહસા છતી!

* * *

ઘડી દશ ભલે જાયે ચાલી યથા ક્રમ વિશ્વનો,
ઘડી જરા મહીં ઊગે પાછો ભલે રવિ મ્હાલતો
અવનિદિનના રાગદ્વેષી પરાક્રમણો ભલે
ઘડી દશ પછી હુને પાછા વીંટી ડુબવી વળે

ઉર ગયુ હતુ ખટકી થભી, યથાક્રમ વિશ્વનો,
-ફરી વિચરશે ધીમે જલ્દી યથા ક્રમ વિશ્વનો —
નહિ પણ કદાપિ તે પાછા જયાજય પૂર્વના,
અવનિદિનના રાગદ્વેષો ન તે ફરી પૂર્વના

ઉરકુહરમા શાતિજ્યોતિ ફરીફરી રાજશે,
નભજલનિશાજ્યોત્સ્નાદેહા ન બાળ વિસા

---

# ગુજરાતની એકતા.

લેખક—રા રણજીતરામ નાનાભાઈ મહેતા, બી એ

' All nations dream—some more thın others, while some are more ready than others to follow their dreıms ınto action"

—*F S Oliver-Ordeal by Battle*

ગુજરાતીઓને પણ સ્વપ્ના આવે અને સ્વપ્ન સાચુ કરવા તેઓ પ્રવૃત્ત થાય એવા ઉદ્દેશથી આજના વિષયનુ આપ સૌની સમુખ નિરૂપણ કરૂ છુ

ગુજરાત એટલે માત્ર ભૂગોળની સીમાઓમા આવેલી જમીન માત્ર નહીં, એ જમીન પર વસતા લોકોનો સમૂહ માત્ર નહીં પણ એ સર્વની સાથે જેઓ ગુજરાતી કહેવાય છે તેમાંના પ્રત્યેક અને તેમના સમગ્ર સમુદાયમા નિરન્તુ ચેતન એ ગુજરાત છે ગુજરાતીઓ ગુજરાતને ચહાય છે અને ગુજરાત ગુજરાતીઓને ચહાય છે વર્તમાન ગુજરાતીઓનું જ ગુજરાત નથી પણ અતીત અને ભવિષ્યત્ ગુજરાતીઓનુ પણ ગુજરાત છે આ ગુજરાતમા એકતા છે? હોય તો કેવી છે? ન હોય તો કેવી રીતે આવે? એકતા શા માટે જોઈએ છીએ? ગૌરવ માટે? એકતાથી કેવુ ગૌરવ પ્રગટે? આવા આવા પ્રશ્નો મારા દિલમા ઉઠે છે એમના સબધમા જે કાઈ મને સુઝયુ છે તે આપને નિવેદન કરી આપની ચર્ચાથી અધિક પ્રકાશ મેળવવાની આશા રાખુ છુ

પહેલા ગુજરાતના સ્થૂળ દેહની વાત કરીશ ભારતવર્ષના પશ્ચિમસ્થ પ્રદેશના એક ભાગને ગુજરાત કહેવામા આવે છે એ આપને સૌને વિદિત છે એનુ ક્ષેત્રફળ ૬૫,૫૮૯ ચોરસ માઈલ છે એની વસ્તી ૯૮,૩૩,૫૫૧ થી મેજ વધારે છે ગુજરાત બહાર ગુજરાતીઓ કેટલા છે તેમની સખ્યા જાણી શકયો નથી માટ દિલગીર છુ

ક્ષેત્રફળ ૬૫૫૮૯ માઈલ છે તેમા બ્રિટિશ ગુજરાત ૧૦,૧૪૩ અને દેશીરાજ્યોવાળુ ગુજરાત ૫૫૨૭૪ અને ફિરગી ગુજરાત ૧૭૨ માઈલ છે **આમ રાજ્યવહીવટની એકતા નથી.** બ્રિટિશ ગુજરાત એકસ્થળે અને એકજથ્થે નથી પણ વહેચાયુ છે દેશી રાજ્યોમા કચ્છ ( ૭,૬૧૬ માઈલ ) અને વડોદરા ( ૮,૧૮૨ માઈલ ), કાઠીઆવાડ ( ૨૦, ૮૮૨ માઈલ ) અને મધ્ય ગુજરાતના દેશી રાજ્યો ( ૧૮,૫૬૪ માઈલ ) છે એમા પહેલા બે બાદ કરો તો પાછળના બે નાનામોટા ભાગોનો સુમાર નથી રાજ્યવહીવટની જ્યા જુઓ ત્યા ભિન્નતાનો ચણુઓની છે આજની નથી યુગોની પણ સૈકાઓથી તેનો વારસા કેવો ભોગ વીએ છીએ તેનુ વર્ણન હવે પછી કરવાનો છુ

બીજી નજરે જોતા જમીનની એકતા પણ નથી દ્વીપકલ્પસ્થ અને ખડસ્થ ગુજરાતમાં ફેર છે કચ્છકાઠીઆવાડ અને 'ગુજરાત'ની જમીનમા, ને હવાપાણીમા ફેર છે તેથી વસ્તીના

૧ ગુર્જર સભા સમક્ષ તા ૨૦-૭-૧૬ ને રોજ કરેલુ ભાષણ

હતુ પણ પારસીઓ આવ્યા ત્યારે તે રીવાજ તદ્દન બંધ પડયો હતો સાથે બીજી મહત્ત્વની વાત ધ્યાનમા રાખવાની છે કે પારસીઓ મુસલમાનોથી પોતાના ધર્મનુ રક્ષણ કરવા હિન્દુસ્તાનમા આવ્યા હતા આમ છતા પણ જાતિની વિવિધતા રાષ્ટ્રીય ઐક્યના સાધનામા અંતરાય રૂપ થઈ પડતી નથી એવો આ જમાનામા ઘણા દેશોનો અનુભવ છે ઘણી વાર ધર્મ, સસ્કારિતા, આબોહવા, લગ્નસબંધ વગેરેને લીધે એ વિવિધતા ઓગળી જાય છે ગુજરાતમાં જેટલી બ્રાહ્મણોની નાતો છે તેમને માનવશાસ્ત્ર(*anthropology*)ની દૃષ્ટિએ તપાસવામા આવે તો જાતિની ભિન્નતા પુષ્કળ જણાશે છતા કેટ બ્રાહ્મણ મુસ્લિમ, કમકાઠી હિન્દુ નથી એમ કોણ કહેશે? બેલ્જીયમમા બે જૂદી જાતિઓ વસે છે છતા દેશપ્રેમના પ્રેમને લીધે એકરાગ છે

ગુજરાત એક દેશ છે છતા સર્વ ગુજરાતીઓના દિલમા હજૂ તે એ સ્થાન પામી શક્યો નથી ગુજરાતીઓ એટલે જેમની જન્મભાષા ગુજરાતી છે તેઓ કચ્છમા, કાઠીઆવાડમા, 'ગુજરાત'મા અને નાગમા ગુજરાતી ભાષા બોલાય છે, છતા કચ્છીઓ પોતાને ગુજરાતી ગણતા નથી, કાઠીઆવાડીઓ પોતાને ગુજરાતી ગણતા નથી, સુરતી ભરૂચીઓ પોતાને ગુજરાતી ગણતા નથી ગુજરાત એટલે આબુથી માંડી લગીનો અને પાળ઼વાથી ગોઘના લગીનો દેશ એક વખતે આ વાત સાચી હતી પણ હવે ભાષાને ધોરણે નહિ લેખી આપણે આપણુ રાષ્ટ્ર કરવુ હોય તો એ ભેદ કહાડી નાખવા જોઈએ અને ગુજરાતીઓ છીએ એવી પ્રતીતિ સૌને થવી જોઈએ કરાચીમા ગુજરાતીઓ કચ્છીઓ તરિકે ઓળખાય છે મુંબાઈ ઈલાકા બહાર નામ પ્રમાણે ઓળખાય છે દક્ષિણી, બંગાળી કે પંજાબી પેઠે ગુજરાતીઓ તરિકે નહીં આના બે કારણો છે જે રાજ્યદ્વારી પ્રતિષ્ઠા એ લોકોએ મેળવી છે તે આપણે નથી મેળવી અને એમનામા પ્રાન્તિક રાષ્ટ્રભાવના જેવી જાગૃત છે તેવી આપણામા નથી **બીજા પ્રાન્તોની સાથે આપણે મોભાથી સામેલ થઈ ભારતવર્ષનો ઉત્કર્ષ સાધવો હોય તો ગુજરાત માટેની લાગણી પોષવાની ઘણી જ અગત્ય છે.** જેમને દેશ નથી, દેશમાટે લાગણી નથી, તેમનામા રાષ્ટ્રત્વ નથી આ લાગણી કેળવવામા અત્યારે બે મહોટા સાધનો ઉપસ્થિત થયા છે કૉલેજોમા જૂદા જૂદા પ્રદેશના વિદ્યાર્થીઓ ભેગા મળે છે ત્યારે ભિન્નતા એકતાનુ રૂપ લે છે પરદેશમા વેપારરોજગાર માટે એકઠા થાય છે ત્યારે પણ આવો ભાવ ઉપજે છે આ સિવાય એ ભાવના જાગૃત કરી પોષવા માટે વિચારપૂર્વક હિલચાલ થવી જોઈએ સાહિત્યપરિષદ્ એવી એક હિલચાલ છે પણ હજી તે ગુજરાતમા સર્વત્ર ફરી વળી નથી કેળવણી પરિષદ્‌ની નવી હિલચાલ ઑક્ટોબરમા અમદાવાદમા શરૂ થવાની છે જૂદી જૂદી નાતોની પરિષદો ગુજરાતનુ ઐક્ય પ્રગટાવે છે આમ હજૂ ઘણ કરવાની જરૂર છે હજૂ વધુ જાતજાતની પરિષદો, સાહિત્યસભાઓ ગુર્જરસભાઓ, સેવામડળો અને કેળવણીમડળો જેવી ઘણી સસ્થાઓ સ્થપાવાની જરૂર છે અમે ગુજરાતીઓ છીએ એવી જ્વલંત લાગણી પ્રદીપ્ત થવી જોઈએ

ગુજરાતમા જેટલા મૂ। ધર્મો છે એટના કોઇ સ્થળે નહીં હોય દુનીઆના સર્વે મોટા ધર્મો-બૌદ્ધધર્મ સિવાય-ગુજરાતમા પ્રચલિત છે હિન્દુ, જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, આમ ધર્મની એક્તા નથી એક વાર એવો હતો કે ધર્મની એક્તા હોય તો જ રાષ્ટ્રનુ ચૈતન્ય જળવાતુ અને પોષાતુ પણ હવે ના'ટભાવના પોષનાર બીજા એટલા બધા બળો ઉપન્ન થતા જાય છે કે ધર્મની ભિન્નતા અંતરાય રૂપ નીવડતી નથી ઇગ્લંડમા રોમનકેથોલીક અને પ્રોટેસ્ટંટ વસે છે છતા સ્વદેશપ્રેમની પ્રીતિ બન્નેની સરખી છે બગાળામા હિન્દુ અને મુસલમાનો છે, છતા બન્ને વચ્ચે સારો એખલાસ છે પણ ધર્મો પરસ્પર વિરોધી હોય ત્યારે પચાતી પડે છે આપણે ત્યા છે એવુ જ હિન્દુ, ઇસ્લામ, ખ્રિસ્તી ધર્મ પરસ્પરના વિરોધી અને વિઘાતક છે જૈન અને પારસી ધર્મ હિન્દુ જેવા એકમાર્ગી છે, તેમની સાથેનો ઇસ્લામ અને ખ્રિસ્તિ ધર્મનો વિરોધ પણ જેવો તેવો નથી સત્યનુ મૂળ સ્થાન ઈશ્વર હોવાથી વિરોધો શમાવનાર પ્રયત્નોની પ્રેરણા પણ ત્યાંથી આવે છે હિન્દુ અને જૈન ધર્મનો, હિન્દુ અને ઇસ્લામનો, હિન્દુ, ઇસ્લામ અને ખ્રિસ્તિનો, હિન્દુ, જૈન, પારસી ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મોના એકરાગ અને એકમેળ કરવા પ્રયત્નો થયા હતા અને થતા જાય છે અક્બર અને કબીર રામમોહનરાય અને કેશવચંદ્રસેન, દયાનંદ સરસ્વતી, રાજચંદ્ર, મેમ બ્લાવટ્સ્કી અને મિસિસ બેસંટે એ ઉદ્દેશ સાધવા કરેલા પ્રયત્નો મશહૂર છે આ ઉપરાત દેશ માટેનો પ્રેમ, સરખી કેળવણી અને તેમાથી જન્મતી સરખી સંસ્કારિતા, એકભાષા અને સાહિત્યનો પરિચય, એ રાજ્યવ્યવસ્થા, સરખી આર્થિક વ્યવસ્થા ધર્મોના વિરોધો શાંત પમાડી દે છે

આ ધર્મો ધારે તો ગુજરાતની એક્તા એમના વિરોધો છતા સાધી શકે દરેક ધર્મના મેંબરો ગુજરાતમા ભિન્નભિન્ન પ્રેગયના હોય છે ધર્મને લીધે એમના મેળાવડા, ઉત્સવો, વગેરે થાય ત્યારે સ્થળે સ્થળેથી એકત્ર થઈ ભિન્નભિન્ન જન કરતી વખતે અમે ગુજરાતીઓ છીએ એવી ભાવના ધારે તો કેળવી શકે ચકરાજ્યતિ સ્થળે સ્થળે ઉજવાય ત્યારે માત્ર અદ્વૈતવાદનુ સમર્થન થાય કે બ્રાહ્મણોની એક્તા અનુભવાય એમ નહીં પણ સાથે ગુજરાતની અને ગુજરાતીઓની એક્તા પણ અનુભવાય આવુ જ વૈષ્ણવ અને જૈન અને આર્યસમાજની પરિષદોના સબંધમા બની શકે ધર્મના મંદિરો બંધાય ત્યારે માત્ર ધાર્મિક લાગણીનો આવિર્ભાવ થાય એટલુ જ નહીં પરતુ સાથે ગુજરાતનુ રાષ્ટ્રીય ચૈતન્ય પ્રગટ કરવુ જોઇએ સ્થાપત્યની કળા તેની છાપથી અંકિત હોવી જોઇએ મદિરોની ક્રિયાઓ* અને સતાનતો ગુજરાતને જેબ આપે ગૌરવ વધારે,સુખી કરે બળ આપે એવા થવા જોઇએ કોઈ મદિરથી કે ધાર્મિક ક્રિયાઓથી ગુજરાતીઓને પોતાના અથવા પરદેશમા શરમાવુ પડે તો ગુજરાતને નાલેશી લાગે માટે એવી વસ્તુઓ ફેરવવી જોઇએ

ધર્મોમા અવારનવાર સમાજેન થતુ રહે-ચડેલા મળ ઉતારી નાખવામા આવે અને ચૈતનપ્ર-

* ડાકોરનુ મદિર ગુજરાતીઓની લક્ષ્મી અને ભક્તિના પ્રમાણમા ભવ્ય નથી ત્યા થતી ક્રિયાઓમા શું ધર્મ પ્રતાપ રહસ્ય નથી ? ગુજરાતીઓને ઓછુ લજ્જાસ્પદ છે ?

માના મરણ પછી વૌક વિમે સ્મૃતિની હાલત ચિંતાજનક થઈ પડી તેના મુખ ઉપર હાસ્ય નહિ, શરીરે સ્ફુર્તિ નહિ, દિવસે દિવસે તે મ્લાન થવા લાગી હુ યથાસાધ્ય ઉપાયો કરતો, પણ સઘળુ પરિણામ રહિત તે દિવસે દિવસે વધારે સુકાવા લાગી સુકાઈને હાડપિંજર થઈ ગઈ દુખી દીલે ડાકટરને બોલાવ્યો ડાકટર સાહેબ તપાસી બોલ્યા—"કંઈ રોગ નથી, સારી રીતે ખનરાના પીવરાવાની સભાળ રાખો, એટલે સારૂ થઈ જશે" અનેક ઔષધો અને પથ્યની વ્યવસ્થા થઈ, પરતુ પથ્ય તુ કરે ? યત્નપૂર્વક સઘળુ હુ મારી જાતે તૈયાર કરતો, છતાં સ્મૃતિને સારૂ થયુ નહિ સ્મૃતિને મોસાળે લઈ જવા તેની માતામહી બહુબહુ કહેવા લાગ્યા પરતુ તેને અળગી રાખવી, એ મારે માટે અસભવિત હતુ સસારમા સ્મૃતિ સિવાય મારૂ કોણુ ? સ્મૃતિ જ મારૂ સર્વસ્વ !

માની અતિમ આજ્ઞા યાદ આવી તે શબ્દો સાભર્યાં—"તુ પુરૂષ માણસ સતાનપાલનમા શુ જાણે" સત્ય વાત તે આ જ સુકોમળ નારીહસ્ત સિવાય એ—કોમળ બાળ—પુષ્પની ખીલવણી અન્ય કોઈને પણ સાધ્ય નથી સ્મૃતિના મુખ સામુ જોઈ મનનો દ્વિધા ભાવ કાઢી નાખી, નિર્ણય પર આવ્યો મનમા મનમા શોભાને ઉદ્દેશી બોલ્યો—"દેવિ ! માફ કરજે તારી સ્મૃતિ સિવાય આ હૃદયમા અન્યને સ્થાન નથી તારા સ્નેહધનના મુખ સામુ જોઈ, આ કાર્ય માટે પ્રવૃત્ત થવુ પડે છે"

સતાનસ્નેહમા મુગ્ધ હુ, એકે વાર વિચારી ન શક્યો, કે બદના વિના સેવા ગ્રહણ કરવી એ મહા પાપ છે

એક આત્મીયની પાસે મનોભાવ જણાવ્યો, તેણે ઉત્સાહપૂર્વક મારી પીઠ થાબડી કહ્યુ—"આનુ નામ તે બુદ્ધિમત્તા ! ગૃહિણી વિના શુ ગૃહ હોય ? નહિ પોતાને સુખ, નહિ આત્મીયની અનુકૂળતા !" મેં કંઈ ઉત્તર આપ્યો નહિ, ગભીર થઈ બેસી રહ્યો મારા અતકરણમા ઉત્સાહનો અશ પણ ન હતો

કેટલાક દિવસ પછી બધુએ કહ્યુ—"તારે યોગ્ય એક પાત્રની શોધ કરી છે કન્યા પ્રકાશની ભત્રીજી છે તેઓ અત્યત ગરીબ છે, તે આપણે જાણીએ છીએ પરતુ તને તે સબધે કંઈ વાધો નથી કન્યા દેખાવમા અતિ ફુટડી નથી, તો પણ તેને કોઈ કદરૂપી કહી શકે તેમ નથી મોટી વયની, ધીરજ વાળી, નમ્ર અને સેવાપરાયણ છે જોકે તે હજુ પદર વર્ષની છે, છતા પોતાના નાના ભાઈભાડુને એવા યત્નપૂર્વક સભાળે છે, કે તેની વાત નહિ ! મારા ધારવા પ્રમાણે એ કન્યા તારે યોગ્ય પત્ની અને સ્મૃતિને યોગ્ય માતા થશે તુ ચાલે તો આપણે એક દિવસ કન્યાને જોઇ આવીએ"

મેં કહ્યુ—"કન્યા જોવા જવાનુ કંઈ પ્રયોજન નથી તે કહ્યુ તે પુરતુ છે, તુ બધી ગોઠવણ કર વિલબ થવો ન જોઇએ" મારો આગ્રહ જોઈ મિત્ર મુખ મલકાવી હસ્યો. જાણે મનમાં બોલ્યો—"હમણા શુ, હુ તો પહેલેથી જ ધારતો હતો"

* એકનુ જીવનચરિત્ર રૂ ૧-૪-૦ એમ એમ ત્રિપાઠી, એન્ડ કપની મુબાઈ

તે પછી શરદ્‌ની એક નિર્મળ સંધ્યાએ હૃદયના ભાર સહિત જીવનના એ મહાન પરિવર્તન માટે યાત્રા કરી ભૂતકાળનો તે પ્રસંગ યાદ આવ્યો. યૌવનના પ્રભાતમાં જે માંગલિક દિવસે, વાદ્ય અને ગીતના મંગલ ધ્વનિ વચ્ચે શોભાને વરવા શોભાયાત્રા કરી તેજ એક દિવસ અને આજે એક દિવસ !! તપ્ત અશ્રુના બે બિંદુઓ ટપકી પડયા

( ૩ )

ઉમા વિષે સુધીરે જે કંઈ કહ્યું હતું, તે જ પ્રમાણે તેના કર્તવ્યમાં પણ જ્યાંલગી ધર રહીને રહ્યો તે જ દિવસે સ્મૃતિને તેના ખોળામાં મૂકી કહ્યું – " ઉમા ! આ જ એક માત્ર મારા સ્નેહનું અવલંબન, આની સંભાળ રાખજે સ્મૃતિવ્યતીત મારા જીવનમાં કંઈ નથી. " ઉમાએ કંઈ પણ બોલ્યા વિના મારા પગની રજ મસ્તકે ચડાવી

વળતા દિવસથી જ તે મારી અને સ્મૃતિની સેવામાં ગુંથાઈ પ્રાતઃકાળથી સંધ્યાકાળ પર્યંત અમારી-પિતાપુત્રીની સેવામાં પોતાનો વખત ગાળતી સ્મૃતિ વખતો વખત રાત્રે રડતી ઉમા તે વખતે તેને છાતી સરસી ચાંપી, તેડીને આખી રાત ફેરવતી સ્મૃતિ થોડા જ સમય આ ઉમાની અત્યંત ભક્ત થઈ પડી તે સારો દિવસ " બા " " બા " કરી તેની પાછળ પાછળ ફરતી, લાડતી, અને લાડમાં આવી જીદ્દ કરી ભોય પર આળોટી પડતી ઉમા તેની સાંસારિક વિડંબના છતાં તેને ખોળામાં બેસાડી વારંવાર ચુંબન કરતી. ૭ માસની અંદર આગ ઘરની શોભા પાછી ફરી, સ્મૃતિની સુખશ્રી પણ પાછી ફરી.

ઉમા, તેના આ સતત પ્રયત્નના પ્રતિદાન તરીકે મારી પાસેથી કંઈ જ મેળવી શકી નહતી મારી અને સ્મૃતિની સેવા ઉઠાવવામાં તે તેના કર્તવ્ય કરતાં કંઈક વિશેષ કરે છે, એમ એક દિવસેય હું સમજી શક્યો નહિ ઉલટું હું મનથી માનતો –" ઘર અને સ્મૃતિની સંભાળ માટે તો તેને હું લાવ્યો છું, નહિ તો ફરી વિવાહનું શું પ્રયોજન હતું ? " તેના કાર્યથી સંતોષ માની કૃતજ્ઞ થવું તો દૂર રહ્યું પરંતુ કોઈ કોઈ વાર સ્મૃતિની ખાતર તેનો તિરસ્કાર કરતાંયે ખચાતો નહિ તે કંઈ જ બોલતી નહિ માત્ર તેની મોટી મોટી આંખો અશ્રુથી ભરાઈ જતી તેની આંખમાં આંસુ જોઈ હું વધારે ગુસ્સે થતો, મનમાં વિચારતો કે, " એમ અશ્રુપાત કરી મારૂં હૃદય પીગળાવી, તે શોભાનું સ્થાન મેળવવા ચેષ્ટા કરે છે સારો દિવસ પરિશ્રમ કરી, રાત્રે પગચંપી કરતાં કરતાં હું ઉંઘ્યા પછી, પથારીને બીજે છેડે સ્મૃતિની બાજુમાં તે સુતી સ્મૃતિ મારી બાજુએ ન હોય તો મને નિદ્રા આવતી નહિ

આમ બે વર્ષ પસાર થયા તે બે વર્ષમાં હું નથી કહી શકતો કે કોઈ વાર પણ મેં એને આનંદથી બોલાવી હોય કે પાસે બેસાડી હોય તે મારી આ ઉદાસીનતા વગર બોલ્યે સહન કરતી હતી, એટલું જ નહિ પણ એક દિવસે તેણે તે સંબંધી મને કંઈ કહ્યું નથી. તો પણ આટલું તો ખરૂં કે તેના મુખ ઉપર કદી હાસ્યની ઉર્મિઓ ફુટતી નહિ અને આમ મ્લાન મુખે ફરતી જોઈ મને લાગણી ઉદ્‌ભવી ન હતી ઘરમાં પૈસાનો તોટો ન હતો તેને અન્નવસ્ત્રનો અભાવ ન હતો. ગૃહમાં દાસદાસીની તાણ ન હતી શારીરિક મોજશોખની વસ્તુઓ અપાવવામાં મેં

અમારા જીવનમાંની કેટલીક ચાદગીરીઓ રૂ ૧-૮-૦ એમ એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

એકે વાર કૃપણતા બતાવી ન હતી, ત્યારે એનુ મ્લાન મુખ કેમ ? કોઈ કોઈ વાર તો તે વધી જ ઉદાસી જણાતી

એક વાર મધ્ય રાત્રિએ ઉધમા અને ઉંઘમા પાસુ ફરતા કઈંક અથડાવાથી જાગી ઉઠ્યો ઉઠીને જોતા આશ્ચર્ય પામ્યો ઉમા, પગ તળાસતા તળાસતા, પગની પાસે જ ઉંઘી ગઈ છે તેના ઉંઘતા મુખ સામે જોતા, મુખમડળ શુષ્ક, ગાલની લાલી ઉડી ગયેલી અને આખમા આસુ! સહસા પસ્તાવાનો એક ચમકારો હૃદયમા પસાર થઈ ગયો તે એક સ્ત્રી-હૃદય, પોતાના હૃદયનો પ્રેમ મારા ઉપર ઢોળતા બના પ્રતિદાન તરીકે કઈ જ નહિ! વિના પ્રતિદાને શુ તેના હૃદયો તૃપ્તિ થાય ? ક્ષણભર અન્યત્ર ભૂ યો મુખ નમાની તેના ઓષ્ઠ પર ચુમ્બન કર્યું તે જ તેના જીવનનો પ્રથમ અને અતિમ લ્હાવો ! તે જ તેના ઇહ જીવનનુ સૌભાગ્ય!! ઉમા ચમકી જાગી ઉઠી વિસ્મયભર્યા નેત્રે કઈ વાર જોઈ રહી, તેના બને હસ્તે મારા પગદ્વય ગ્રહણ કરી, ચુબનપરપરા કરતા અટકાવી, ભુજમા ધારણ કરી મેં કહ્યુ –" ઉમા! આ હતભાગ્યને પનારે પડી સુખી થઈ નહિ-થઈશ નહિ"

ઉમાએ મારે મુખે હાથ ફેરવ્યો મને તે અત્યત ઉષ્ણ લાગ્યો તેને કપાળે હાથ મૂકતા તે અતિ તપેલુ જણાયુ આશ્ચર્ય પામી મેં કહ્યુ –" તને તાવ આવ્યો છે ?" ઉમા નીચે જોઈ બોલી – "રોજ રાત્રે તાવ આવે છે" કાતર થતા મ કહ્યુ –' આટલા દિવસ કહ્યુ કેમ નહિ ?" " તને દુ ખ થતુ હોય તો ઓસડવેસડ કરવાને શુ હુ અશક્ત છુ ? શા માટે શરીર તરફ આટલી બેદરકારી ?"

ઉમા વિના બોલ્યે નીચુ જોઈ રહી હૃદયહીન હુ સમજી શક્યો નહિ કે તે શુ બોલે ? કોને કહે ? મેં કદી સ્નેહભરી દૃષ્ટિ તેના તરફ કરી છે ?

આ પછી ત્રણચાર દિવસ ઉમા ઉત્સાહમા જણાઈ તેના મુખ ઉપર પ્રફુલ્લતા આવી લાગી પરતુ આ સ્થિતિ બહુ દિવસ ટકી નહિ ફરી તેને તાવ આવવો શરૂ થયો સાથે સાથે ઉધરસ પણ આવવા લાગી એક દિવસ ડાક્ટરને બોલાવ્યો ઉમાને તપાસી તેણે કહ્યુ – "લાબા સમયથી તાવ હોય એમ લાગે છે, સ્થિતિ ચિતાજનક થઈ પડવાનો ભય છે, માટે હવા-ફેર કરવા મોકલો "

ડાક્ટરના મનોભાવ ઉપરથી મને જણાયુ કે ઉમાને આરામ થવો કઠિણ છે તેને હવા-ફેર માટે મોકલાવવાની ચિતામા હુ પડ્યો તેને ચાહી શક્યો ન હતો–શકવાનોયે ન હતો, છતા તેના પ્રતિના અન્ય સર્વ કર્તવ્યનુ પાલન કરવાને હુ સદા તત્પર હતો

પ્રથમ તો ઉમાએ ક્યાઈ જવાની આનાકાની કરી જ્યારે મે તેને જણાવ્યુ કે " સારવાર સબધી મારે માથે જવાબદારી હોવાથી હું મને યોગ્ય લાગે તે ગોઠવણ કરીશ અને તે પ્રમાણે તારે વર્તવુ જ પડશે ' ત્યારે તે વિના બોલ્યે મારી આજ્ઞાને અધીન થઈ

આત્મીય તેમ જ ડાક્ટરની સલાહ પ્રમાણે તેને દેવલાલી મોકલવાની ગોઠવણ થઈ સ્મૃતિ પણ સાથે જવાની હતી કેમ કે તે તેની 'બા' વિના રમી શકે તેમ નહતુ ઉમાની સારવાર માટે મારા સાસુસસરાએ સાથે જવાનું સ્વીકાર્યું હતુ

ઘેરથી નીકળતા પહેલા ઉમા મારી પાસે આવી મારી પગરજ માથે ચડાવી, મ્લાન મુખે વિદાય માગી મે કહ્યુ –" શરીર સભાળજે, મનને આનદમા રાખવુ, સ્મૃતિને સભાળજે તેને કોઈ તરેહની અડચણ ન પડે તે મારૂ અરમાન છે, તે તુ જાણે છે' ઉમા કઈ ઉત્તર નહિ આપતા મારા મુખ સામે જોઈ રહી તેની દૃષ્ટિમા જાણે તેના ભીતરની અનેક અતૃપ્ત આકાક્ષા અને વાસનાઓ સ્ફુટ થતી હતી, પરતુ હુ અધ!

તેને ટ્રેનમા બેસાડી હુ ઘેર આવ્યો સ્મૃતિનો આ પ્રથમ-વિયોગ હતો તેના વિના ઘર શૂન્ય ભાસવા લાગ્યુ મહાકષ્ટે મારા દિવસો જવા લાગ્યા ચોથે દિવસે ઉમાનો એક પત્ર મળ્યો

"પ્રિય! અમે નિર્વિઘ્ને પહોચ્યા છીએ રસ્તામા કઈ અડચણ પડી નહતી કઈક ઠીક લાગે છે કાલ રાતે તાવ નહોતો આવ્યો સ્મૃતિ મઝામા છે યથાશક્તિ તેને સભાળુ છુ, અને અતપર્યંત સભાળીશ, તે વાતનો નિશ્ચય રાખજો તમે સ્મૃતિની ચિતા કરી હેરાન થશો નહીં તમારી કુશળતા જણાવશો તમને અડચણ પડતી હશે તેનો વિચાર આવતા દુ ખ થાય છે, પણ લાચાર! પત્ર લખશો દાસીના પ્રણામ સ્વીકારશો.

ઇતિ નિ　તમારી–ઉમા

ઉમાને તેના પત્રનો ઉત્તર લખ્યો

"ઉમા!

"તારો પત્ર મળ્યો આરામ થતો જાણી સતોષ થયો સ્મૃતિના વિયોગથી ઘણુ લાગે છે અન્ય કઈ અડચણ નથી મારી અગવડની ચિતા કરી મન દુખવતી નહિ, તારૂ શરીર સભાળજે યાદ રાખવુ કે તારૂ શરીર બગડતા સ્મૃતિને અડચણ વેઠવી પડશે દરરોજ પત્ર લખજે સ્મૃતિના સમાચાર સવિસ્તર જણાવશે તો વિશેષ સતોષ થશે નાણાભીડ વેઠશ નહિ સ્મૃતિને મારી વતી સ્નેહ ચુબન કરજે ઇતિ તારો—પ્રમોદ"

આ જ ઉમાને મારો પ્રથમ પ્રેમપત્ર! દેવનાલી ગયા પછી પદરેક દિવસ પહેલા ઉમાને સારૂ થતુ જણાયુ તાવ બધ પડયો ખાસી પણ ઓછી થતી જણાઈ મારી ચિતા ઓછી થઇ આમ એક મહીનો ઠીક રહ્યુ પરતુ ત્યારપછી તેને ફરી તાવ ચડવા લાગ્યો શ્વશુરના પત્રથી જાણ્યુ કે તાવ વધતો જાય છે, એટલુ જ નહિ પણ ખાસી એટલી બધી આવે છે કે શ્વાસ બરાબર લેવાતો નથી હવે ઉદાસીન રહેવુ ચાલે તેમ ન હતુ ત્રણ દિવસની રજા લઈ દેવનાલી ગયો જઈને જોયુ તો ઉમાને ન ચેન હતુ બીજે જ દિવસે નાસિકના સિવિલ સર્જનને બોલાવ્યો સાહેબે ઉમાને બરાબર તપાસી મને ખાનગીમા બોલાવી કહ્યુ –" તેનો રોગ ક્ષયમા પરિણત થયો છે તેનુ મન પ્રફુલ્લ રાખવાનો પ્રયત્ન કરવો," ડાક્ટરની વાત સાભળી હુ ધ્રુજી ગયો સ્મૃતિના અદૃષ્ટનો વિચાર કરી દુ ખી થયો ઉમાને હજુ ત્યા જ રહેવા દઈ ડાકટર જોડે દવાનો બદોબસ્ત કરી, હુ મુબઈ આવ્યો સાસુસસરાને આગ્રહ કરતો આવ્યો કે સારવાર કરતા નાણાનો કઈ સકોચ ન રાખે તાત્કાળિક જરૂર પડે તો તાર દ્વારા પૈસા મગાવવાનુ કહેવા ચૂકયો ન હતો ઉમા

પથારીવશ હોવા છતા પોતાના પિતા દ્વારા સ્મૃતિના સમાચાર લખાવતી હું પણ વખતો વખત પત્ર લખતો તેમા તેનુ મન પ્રફુલ્લ રાખવાનુ લખતા ભૂલ્યો ન હતો મૂર્ખ હુ? સમજી ન શક્યો કે અનાદર અને ઉપેક્ષાથી જેનુ હૃદય તલતલ થઈ કપાઈ ગયુ હોય તે પ્રફુલ્લ શી રીતે થઈ શકે? કેવળ ઔષધ, પથ્ય અને પૈસાના વ્યયથી શુ ભગ્ન હૃદય સધાય?

( ૫ )

એક દિવસે પ્રસગવશાત્ ઉમાની ટ્રંક ઉઘાડી તેના એક ખુણામા એક નાની નોંધપોથી જોઈ સહજ પાનુ ઉઘડતા " મનની વાત—શ્રીમતી ઉમાદેવી " એમ લખેલુ જોયુ કૌતુહલ આટલેથી અટક્યુ નહિ એક આરામ ખુરસીમા પડી " મનની વાત " વાચવી શરૂ કરી લગ્ન પછી ના છ સાત માસ વીત્યા પછી, પોતાના મનોભાવ આમા લિપિબદ્ધ કરવા તેણે શરૂ કર્યા હતા પૃષ્ટે પૃષ્ટે હત ભાગિનીની મર્મવેદના અને નિરાશા મૂર્તિમતિ થઈ ઉઠે છે, તેમનો કોઈ કોઈ ભાગ અત્રે ઉદ્ધૃત નહિ કરવાનુ મનોબળ દર્શાવી શકતો નથી

પ્રતિપદા, વૈશાખ ૧૯૭૦.

" મારા પ્રભુ ! તમને કેટલા ચાહુ છુ, તે કેની રીતે જણાવુ? તમે જ મારૂં સર્વસ્વ. તમારા ચરણોમા સ્થાન પામી સ્ત્રીજન્મ સફળ કર્યો છે પરતુ દુખ એટલુ જ કે એક દિવસેય તમારૂં હસતું મુખ જોઈ રાખી નહિ આ હતભાગિનીને પરણી સુખી થશો નહિ. મારૂં કર્તવ્ય પાલન કરવાના સેંકડો પ્રયત્નો કરૂં છુ, પરતુ લાગે છે કે યથારીતિ થયુ નથી નહિ તો શુ એક પણ સતોષનુ ચિહ્ન જોઈ શકત નહિ? દયામય ! મને મનુષ્યત્વ આપ કે જેથી મારા સ્વામીને હું સુખી કરી શકુ "

સુદ ૧૦ આષાઢ ૧૯૧૦

" મેં સર્વ જાણ્યુ મારા દેવ મારા ઉપર પ્રસન્ન થઈ શકશે નહિ, તેના હૃદયમા મારે માટે સ્થાન નથી, તે અન્યાના સ્મરણોથી પૂર્ણ મારી પૂજાથી પણ તે સતુષ્ટ નથી, દયાળુ પ્રભુ! મનને બળ આપ, કે જેથી મારા કર્તવ્યનુ પાલન હુ કરી શકુ પ્રભુ ! એવી શક્તિ આપ કે મનની જ્વાળાથી સ્વામી પ્રત્યેના કે માતાહીન શિશુ તરફના કર્તવ્યથી ભ્રષ્ટ ન થાઉં "

વ. ૧ આષાઢ ૧૯૭૦

"પ્રાણેશ્વર ! આ દુખણીને નહિ ચાહી શકો? જો ચાહી શકો તેમ ન હતુ, તો સ્વીકારી શા માટે? તમને શો દોષ દેવો? મારા જ નસીબનો દોષ શાન્તિદાતા ભગવાન ! મારૂં હૃદય ઘણુ નિર્બળ, તે સહજ તૂટી જશે, હૃદયને બળ આપ પ્રભુ !"

પૂર્ણિમા, શ્રાવણ ૧૯૭૦

"જે સુખ સસારમા મારે માટે સરજાયલું નથી, તેને માટે હૃદય આટલુ કેમ તલસે છે? ન મળવાથી આટલુ દુખ શા માટે? સ્વામીનો પ્રેમ આ જન્મે મેળવી શકી નહિ—જે મળી શકે તેમ નથી જ—તેને માટે આટલી આકાક્ષા કેમ? મગલમય પરમેશ્વર ! મારા હૃદયમા બળ સચાર કર, કે તે તૂટી પડે નહિ"

સુ ૧૦ આશ્વિન ૧૯૭૦

"આજ મારા લગ્નને વર્ષ પુરૂં થયુ મારા દેવને તેં યાદ પણ નથી, ક્યાથી હોય? હું તેની કોણ? હે પરલોકવાસીની! તુ જ ખરી ભાગ્યશાળી? સ્વામીનો સકળ પ્રેમ નિ શેષ ભોગ યો અરે! તારો દોષ શો? મે પૂર્વજન્મે અનેક પાપ કર્યાં હશે, માટે જ આ દુ ખ? મારી અવસ્થા જોઈને તને સુખ થાય છે કે દુ ખ તે તો કોણ જાણે? તારા સ્નેહધનને સો હુ છાતીસમુ રાખુ છુ ત્યારે દોષ શો? જો કઈ અપરાધ હોય તો તેનુ કરડામા કરડુ પ્રાયશ્ચિત્ત કરવાને–ખમવાને તૈયાર છુ પરતુ શો અપરાધ કહેશો? કરુણાસિ ધો! રસ્તો બતાવ"

પ્રતિપદા, કાર્તિક ૧૯૭૧

"ભગવાન્! ભગવાન્! સહન થતુ નથી આ વ્યર્થ સ્ત્રીજન્મ હવે સહન થઈ શકતો નથી આ અપરાધ માટે આ શિક્ષા? કહો! દો પ્રભુ? મન સયમ કરવાને એટલો પ્રય ન કરૂં છુ કે હૃદય ફાટી જાય છે પ્રભુ! તારી દુ ખી કન્યાને હૃદયે બળ સચાર કર, રક્ષા કર!"

સુદ સાતમી ફાગણ ૧૯૭૧

"૭ માસ સુધી આટલો આટલો પ્રયત્ન કરતાયે મનને શીખામણ આપી શકી નથી મનને હજુયે હાથમા રાખી શકુ, પણ શરીર હવે ભાર ખમી શકશે નહિ તે તનતન થઈ તૂટતુ જાય છે ધિક્! ધિક્! એટલુ એ મનોબળ નહિ? વૃથા મનુષ્ય, મનુષ્યજન્મ! પિતાશ્રી પાસેથી સાભળ્યુ છે કે દયામય પ્રભુ આપણી પરીક્ષા કરવા દુ ખ નાખે છે પરીક્ષામા વિજયી ન થઇએ તો બીજે જન્મેયે એના એ દુ ખ! અને એના એ કષ્ટ! હુ બહુ પાપી તે જાણી શકતી નથી આજથી પ્રતિજ્ઞા કરૂં છું, કે મનમા કઈ લાવવુ નહિ પિતાજીએ આપેલુ સર્વ શિક્ષણ શુ વ્યર્થ જશે?"

સુદ ૧૪ જ્યેષ્ઠ ૧૯૭૧

"પ્રતિજ્ઞા પાળી શકી! હે વિશ્વનાથ! મારી પ્રાર્થના શુ પૂર્ણ નહિ કરે? તુ જો બળ નહિ આપે, તો તે ક્યાંથી મળશે? પ્રભો! મારા દેવ પ્રસન્ન થાઓ વા ન થાઓ મારા હૃદયની પૂજા હુ તેમને અર્પીશ, તે ગ્રહણ કરે તો ઠીક, ન કરે તોપણ ફીકર નહિ **બદલાની આશા વિના જે દાન કરે તેના જીવનને ધન્ય. સેવા કરવી એ જ સ્ત્રીજીવનનુ સુખ છે, એ મારે** ભુલવુ ન જોઇએ"

સુદ ૨ ભાદ્રપદ ૧૯૭૧

ના! આ જીવનમા આથી વધારે મનુષ્યત્વ મેળવવાની આશા નથી. કોઈ રીતે મનનુ સમાધાન થતુ નથી. અત કરણ તૂટી જાય છે–સાથે સાથે શરીર પણ કેટનાક દિવસથી રાત્રે તાવ આવે છે શરીર બહુ અશક્ત જણાય છે હે અબામા! ચરણોમા સ્થાન આપ"

સુદ ૩ કાર્તિક ૧૯૭૨

"કાલ મારા જીવનમા એક મહાન ફેરફાર બન્યો. ગઈ રાત્રે સ્વામીસેવા–જપી–કરતા કરતા ત્યા જ ઉંઘી ગઈ સહસા ઓષ્ઠે કોમળ સ્પર્શ અનુભવી જાગી ઉઠી જોયુ તો સ્વામી–મારૂં સર્વસ્વ–મારી સામે જ જોઈ રહ્યા છે આ કુરુપાના અધરે અધરનો સ્પર્શ કરાવી મારો

સ્ત્રીજન્મ સાર્થ ત્યા પરસેવે શરીર ગળી ઉઠ્યુ, હૃદયનો વેગ સહન નહિ થવાથી તેના ચરણોમા પડી, તે ચરણો વારવાર ચુમ્યા આવુ સુખ શુ મારા ભાગ્યમા છે?"

પૂર્ણિમા, કાર્તિક ૧૯૭૨

"માના દેવ! માના સર્વસ્વ! આ શુ કર્યું? જે મનને અતિ કષ્ટે સયમની લગામ ચડાવી હતી, તેને ક્ષણિક કરૂણા બતાવી ના માટે ખોલી દીધી? તમારો કઈ અપરાધ ક્યા હતો? જો ફરી પૂર્વ પ્રમાણે જ વર્તન રાખવુ હતુ, તો તે દિવસે શા માટે અભાગણી પ્રતિ ગેટલી દયા દેખાડી? આ વખતે હૃદય ફાડી જાગે નારીહૃદયશુ આ શા ખેદ ગાડયા છે? હવે સહન થશે નહિ હૃદયમા બળતો અગ્નિ ગંદો ધારો ફરી સળગી લોહીને ભસ્મ કરી નાખે છે દ્યામય ભગવાન્! આ વખત મરણુ આપ પ્રભુ! આ વ્યર્થ જીવનનો ભાર લઈ વધારે બચવુ અસાધ્ય છે"

આગળ વાચી શક્યો નહિ આસુથી આખો ભરાઈ ગઈ મનનો ભાર અન્યને નહિ જણાવતા, ઓછો કરવા માટે તેણે આ રસ્તો લીધો છે અહો! સ્ત્રીહૃદય આટલુ કોમળ! આટલુ સુદર! એ સુદરતાને હુ પગની લાતે મારૂ છુ અધ, સ્વાર્થપરાયણ, હૃદયહીન હુ મહાપાપ કરુ છુ એમ ન સમજ્યો આમ એક સ્ત્રીજીવન વ્યર્થ કરવાનો મને શો અધિકાર છે? મારે લીધે જ તે આજે મૃત્યુ મુખે પડી છે અરે હુ અત્યાચારી જ નહિ પણ હત્યારો. જેનુ સ્મરણ હૃદયમાં રાખી મેં આટલુ પાપ કર્યું, તે પણ પરલોકમાથી મારા તરફ ધિક્કાર વર્ષાવતી નહિ હોય? અરે બસ! હવે મારી આખો ઉઘડી છે અવશિષ્ટ જીવનમા હુ મારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરીશ જે પ્રેમ અને આદરના અભાવે ઉમા આજ મૃત્યુશય્યાએ પડી છે. તેનાથી શતગણુ પ્રેમ-આદરે તેને મૃત્યુમુખમાથી બચાવવાના પ્રયત્ન કરીશ, જોઈશ

કેટલો વખત સ્તબ્ધ રહ્યો તે જાણતો નથી નોકરના બોલાવવાથી સ્તબ્ધતા તૂટી તારનો પટાવાળો આવ્યો છે હાફળોફાફળો ટેલીગ્રામ લઈ જોઉં છુ તો શ્વશુર તરફથી જ આવેલો "એકાએક ઉમાની તબીયત વધારે બગડી છે, તમને જોવાને ઈચ્છે છે, એકદમ આવો" કાગળ હાથમાથી પડી ગયો હુ પડતો હતો તે નોકરે બાથમા પકડી લીધો અહીંથી જ મારા પ્રાયશ્ચિત્તનો આરભ!

રાતની કલકત્તા મેઈલમા નીકળ્યો સ્ટેશને ઉતરી ટાગો કરી બગલે ગયો, બગલા પાસે આવતા આવતા જ મારા સાસુજીનો હૃદયભેદક રુદનધ્વનિ મારે કાને પડયો બગલામા જતા જતા વરડામા જ બેસી ગયો હાય ભગવાન! પગે પડી ક્ષમા યાચવાનો, મેળવવાનો અવસર મળ્યો નહિ!!!

અનાદૃત, ઉપેક્ષિત પુષ્પ હૃદયહીનના પાપનિશ્વાસથી અકાળે કરમાઈ ખરી પડ્યુ

સ્મૃતિને તેના મોસાળમા મૂકી મન શાંત કરવા, હુ યાત્રાએ નીકળ્યો કઈ દેશદેશાવર ફર્યો પણ હૃદયમા બળતી ચિતાનો અગ્નિ હોલાયો નથી હાય! દેવિ! પાપનુ પ્રાયશ્ચિત્ત કરવાનોયે પ્રસગ આપ્યો નહિ! ચિરકાળ પશ્ચાત્તાપમા મને બળતો રાખીને ચાલી ગઈ *

---

*બગાળી ઉપરથી

# ગ્રન્થાવલોકન.

**૧. ચિત્રરામાયણ**—પ્રયોજક અને ચિત્રકાર, સંસ્થાન ઔન્ધના શ્રીમન્ત ભવાનરાવ શ્રીનિવાસરાવ પંડિત ઉર્ફે બાળાસાહેબ પંત પ્રતિનિધિ, બી એ, મૂલ્ય રૂ ૧૨–૦–૦

આપણા દેશમા ઉંચા પ્રકારની ચિત્રકલા નથી, એવી એક બહુ અર્થવાળી ફરિયાદ ઘણી દિશા તરફથી રજુ કરવામા આવે છે દક્ષિણી ચિત્રકારો દેશના અન્ય ચિત્રકારો કરતા વધારે સારી ચિત્રકલા રજૂ કરે છે અને તેમ નહિ તો પણ એકંદર રીતે સારા પ્રમાણમા સારૂં દાક્ષિણ્ય દર્શાવે છે એ કથન વધારે સયવાજુ છે એમા શક નથી ગુજરાતમાથી તો ચિત્રકળાયે રૂસણુ લીધુ છે અને નવીન યુગમાયે જે કોઈ એકાદ બે વિરલ દૃષ્ટાન્તો પ્રજા સમક્ષ રજૂ થયા છે તેમનામા તેમને આગળ આનવાની ભૂખ નથી કંઈક પરમાર્થ વૃત્તિએ દક્ષિણી ચિત્રકારોને પ્રસિદ્ધિમા આણ્યા છે, એ આપણા ગુર્જર ચિત્રકારોએ ભૂલના જેવુ નથી

ચિત્રરામાયણનુ પુસ્તક એકરીતે ઘણુ ઉપયોગી છે તેમા ત્રણ રંગમા છાપેલા સાઠ સુંદર અને અતિ મનોહર ચિત્રો ખાસ પ્રસંગો તારવી કાઢીને રજૂ કર્યાં છે રામાયણના ૭ કાણ્ડમાથી ઘણા ઔચિત્ય ભાનથી ભિન્નભિન્ન પ્રસંગો શોધી કાઢીને શ્રીમાન્ બાળાસાહેબે તે પ્રત્યેક પ્રસંગને ઘણી જ નાજુક અને મનોહર પિંછીથી ચિત્રી ઉત્તમ ચિત્રકળાનુ આપણને દર્શન કરાવ્યુ છે પ્રસંગોની તારવણી પણ એટલી જ સુરમ્ય અને મનોહર છે

ચિત્રોમા ઘણી જ ઉત્તમ રીતિએ ભાવદર્શન રજૂ કરવામા આવ્યુ છે, એટલુ જ નહિ પણ કવચિત્ કવચિત્ તો એ ચિત્રોની ભુમિકાઓ અને એ ચિત્રોના નિરૂપણ એટલા તો સુંદર અને તાદૃશ્ લાગે છે કે પુરાણના એ સમયનુ આપણે સારૂં ભાન કરાવે છે નવીન મુખાકૃતિઓ કે અંગ્રેજી ચ્હેરાઓ ઉપર આપણા પોષાક પહેરાવીને રામલક્ષ્મણના રૂપ દેખાડતા આ ચ્હેરા નથી, પરન્તુ અહિ સ્વાભાવિક તેમના દર્શન થઈ શકે છે

પુસ્તકનુ મૂલ્ય પાતળા પણ ગ્લેઝ સારા કાગળો વાપરીને વધારે ઓછુ થઈ શકત અને તે રીતે પુસ્તકના સૌન્દર્યમા કોઈ રીતની ઉણપ ના લાગત, એમ અમારૂં દૃઢ માનવુ છે અમને આશા છે કે પુસ્તકની દ્વિતીય આવૃત્તિ વખતે શ્રીમન્ત બાળાસાહેબ આ તરફ વધારે ધ્યાન આપશે અને આવા પુસ્તકો લોકગમ્ય થાય તે તરફ પણ જરા વધારે લક્ષ્ય આપશે તો પુસ્તકનો ફેલાવો વધારે સારો થવાના પ્રત્યેક માર્ગ ખુલ્લા છે

એકંદર રીતે જોતા આ પુસ્તકને હરેક ગુજરાતી પુસ્તકશાળાઓએ તેમ જ શ્રીમન્ત વર્ગે ઉત્તેજન આપવાની અગત્ય છે શ્રીમન્ત બાળાસાહેબના આ સ્તુતિપાત્ર સાહસને માટે અમે તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ

૨. ગો.

---

વિદેશી ગુર્જર સાક્ષરો રૂ ૧–૮–૦ એન એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

૨. બગ-ભાષોપદેશિકા. પ્રથમ ભાગ, મૂલ્ય ૦-૧૦-૦, કર્તા-પંડિત વાડીલાલ ડાહ્યાભાઈ, શ્રી કાશી

ભારત વર્ષની વર્તમાન ભાષાઓમા બગાળી ભાષાનુ સાહિત્ય વિપુલ, સમૃદ્ધ અને વિવિધ પ્રકારનુ છે આજ વર્ષો થયા એ સાહિત્યના ગ્રથોના ભાષાતરો આપણી ભાષામા થયા કરે છે, નારાયણ હેમચદ્રે શરૂ કરેલો પ્રવાહ દિવસે દિવસે વધતો જાય છે આમ છતા બગાળી લિપિ જૂદી હોવાથી શીખનારને શિક્ષકની જરૂર પડતી હિંદી મારફત બગાળી શીખવાનુ પુસ્તક છપાવાથી કેટલીક રીતે સગવડ થઈ હતી તો પણ ગુજરાતી મારફત બગાળી શીખવે એવા પુસ્તકની ખોટ રહી જ હતી રા રા. નર્મદાશકર બાળાશકર પડ્યાએ (સુરતવાળા) એવુ એક પુસ્તક તૈઆર પણ કર્યું હતુ અને કનકત્તે છાપવા મોકલ્યુ હતુ પણ કેટલાક કારણોસર તે પ્રસિદ્ધ થયુ નથી પરતુ હાલમા એ ખોટ કાશીમા વસતા ગુજરાતી જૈન પડિત વાડીલાલ ડાહ્યાભાઈએ બગ-ભાષોપદેશિકાનો પ્રથમ ભાગ પ્રગટ કરી દૂર કરી છે આનદની વાત છે કે એમણે ઉક્ત ગ્રથનો બીજો ભાગ અને બગાળી-ગુજરાતી કોષ પણ તૈયાર કર્યા છે આથી ગુજરાતીઓને બગાળી ભાષાનો અભ્યાસ કરવાનુ અને બગાળી સાહિત્યનો સહવાસ સેવવાનુ સુગમ થશે જેમની શક્તિ અને વૃત્તિ બગાળી સાહિત્યના રત્નોને ગુજરાતી ભાષામા લાવવાની હશે તેમને પણ આ ગ્રથો મદદગાર થશે પડિત વાડીલાલના ગ્રથને આ રીતે વધાવીએ છીએ તેમ જ પરદેશમા રહ્યા છતાં પોતાની જન્મભાષાની સેવા કરવા ખાતર પણ એઓ ધન્યવાદને પાત્ર છે

અમે આખો ગ્રથ વાચ્યો છે પ્રારભકની સર્વે જરૂરિયાત એનાથી પૂરાય છે અને મુશ્કેલીઓ દૂર થાય છે ગ્રથની રચના એવી સારી કરવામા આવી છે કે બગાળી શીખનામા હવે પ્રત્યવાય રહે એવુ નથી જેઓ ઓછુવત્તુ બગાળી શીખી ગમે તેમ ભાષાતરો કરવા માડે છે તેઓ આ ગ્રથની મદદથી પોતાનુ જ્ઞાન વધારે સગીન કરશે અને પોતાના ભાષાતરોને વધારે ખરા અને શુદ્ધ કરશે તો પડિત વાડીલાલનો પ્રયત્ન કૃતકૃત્ય થશે

બગાળી વ્યાકરણના ઘણા પ્રશ્નો અટપટા છે અને તે સર્વનુ નિરાકરણ આ ગ્રથમા નથી, તેથી વખતે આરૂઢ અભ્યાસીઓને આ ગ્રથથી અસતોષ થવાનો સભવ છે પણ અમને આશા છે કે પંડિતજી બીજા ભાગમા વ્યાકરણ અને રૂઢિ(*idiom*)ના ગૂઢ પ્રશ્નો સરળતાથી ચર્ચશે-જે ઉચ્ચ ભાષાપ્રેમ અને દેશપ્રેમથી પંડિતજીએ આ સેવા કરી છે તે સેવાનો ગુજરાત ઉચિત સત્કાર કરશે, એટલી વિનતિ કરી વિરમીએ છીએ ૨. વા.

# મર્હુમ સર. ટી. લૉડર બ્રંટન.

લેખક—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.

ગયા સપ્ટેમ્બરની ૧૬ મી તારીખે આ સુપ્રસિદ્ધ ડાકટર લંડનમા ૭૩ વર્ષની ઉમ્મરે દેવલોક પામ્યા. એમના મરણથી જગતને આ જમાનાના એક મહાન વૈદની ખોટ પડી છે, એમ મનાય છે

આપણા કોઈ કોઈ વિદ્વાન અને આગેવાન લોકો પણ એમ માને છે કે વૈદક શાસ્ત્ર એટલે અટકળથી ચિન્હો જોતા જઈને દવાઓ કેમ આપવી તે જેમા તારન્યુ હોય એવી વિદ્યા પણ એમ ધારનુ તે વૈદકશાસ્ત્રનુ કેનુ અપમાન કર્યા બરાબર છે અને ખરૂ વૈદક શાસ્ત્ર શુ છે તેનો ખ્યાલ આ મહાન ડાકટરના જીવનચરિત્ર પરથી કઈક આવશે, એમ આશા રહે છે

તેમણે મેળવેલી અનેક "ડીગ્રી"ઓ* ઉપરથી જ ડૉ. લૉડર બ્રટનનુ વિદ્યાર્થી-જીવન કેનુ યશસ્વી હશે તેની ખાત્રી થાય છે વિદ્યાભ્યાસમા ઉત્તમ લાયકાત મેળવી રહ્યા બાદ પહેલી નોકરી એમણે સેંટ બારથેલોમ્યુ હોસ્પીટલમા મેળવી ત્યા એમને (મેટીરીયા મેડીકા અને થેરા પ્યુટીક્સ) "ઔષધો અને એમના ઉપચાર" એ વિષયના પ્રોફેસરનુ કામ કરવાનુ હતુ આ જગાપર એમની પહેલાંના પ્રોફેસરો આ વિષય જાણે ગોખણપટ્ટીનો જ હોય એમ સમજી વેઠ ઉતારવાની હોય એ રીતે જ શીખવી જતા હતા તેમા એમણે બહુ સુધારો કર્યો અને એમના હાથે એ શુદ્ધ વિષય રસિક થઈ પડયો

અમારી વૈદકશાળામા પણ આ વિષય અમે ભણતા ત્યારે શિક્ષક ઝોકાં ખાતા, "મોનીટર" ચોપડીમાથી પાના વાચી જતો અને કલાક ક્યારે પૂરો થાય તેની જ અમે બધા રાહ જોતા હતા પરીક્ષાઓ પાસે આવે ત્યારે આ વિષયને માટે અમને બધાને અતિશય કંટાળો તે એટલે સુધી કે એકઠા મળીએ ત્યારે એને વિષે પરાપૂર્વથી ઉતરી આવેની એક બેત લલકારીએ ત્યારે ચેન પડે બેત નીચે પ્રમાણે હતી

"મેટીરીયા મેડીકા બડી બેવફા
શ્યામ કુ યાદ ઔર ફજર મે સફા"

આવો કંટાળાભરેનો વિષય ડૉ. બ્રટને રસ પડે એવો બનાવ્યો

વૈદક શાસ્ત્ર મુખ્યત્વે કરીને રસાયણવિદ્યા, પદાર્થવિજ્ઞાન અને શરીરરચનાશાસ્ત્ર ઉપર રચાયલુ છે શરીર સાજા સારા હોય ત્યારે એની ક્રિયાઓ કેમ ચાલે છે તે શરીર રચના શાસ્ત્રનો વિષય છે જગતના પદાર્થોના સ્વરૂપ, શરદી, ગરમી તેજ અને કુદરતમાં રહેલી શક્તિ વગેરે સબધનું સપ્રયોગ જ્ઞાન પદાર્થવિજ્ઞાનમા અપાય

* મહુમ સર ટી. લૉડર બ્રટન બેરોનેટ એમ ડી સી એમ ડી એસ સી (એડીન.) એમ. ડી આર યુ આઈ (ઑન) એલ એલ. ડી (એડીન) અને (આબર) એફ આર. સી. પી (લડન) એફ આર એસ.—સેટ બારથેલોમ્યુ હોસ્પીટલના સલાહકાર વૈદ

છે અને રસાયણવિદ્યા કુદરતના ઉંડા ભેદો તારવે છે અનેક મિશ્રતત્ત્વો અમુક નિયમો પ્રમાણે જોડાઈ જગતની ન્હાના પ્રકારની વસ્તુઓ બનાવે છે પંચમહાભૂતોના જેવા-મૂળતત્ત્વો કીયા કીયા છે તે રસાયણવિદ્યા તારવી આપે છે હવા, પ્રવાહી પદાર્થો, નક્કર વસ્તુઓ તથા શરીર અને વનસ્પતિ તથા ખનીજ પદાર્થો શેના શેના બનેલા છે તેનુ પ્રયોગ સહિત જ્ઞાન રસાયણ વિદ્યા આપે છે સૃષ્ટિના મૂળતત્ત્વો, મૂળતત્ત્વોના અણુઓ, અણુઓના પરમાણુઓ અને પરમાણુઓના ઈલેક્ટ્રોન્સ, વળી ત્યાથી પણ આગળ ઈલેક્ટ્રોન્સની રચના અને તે ઉપરથી મૂળ તત્ત્વોની એકતા તથા કેહેવાતા સ્થૂળ પદાર્થ માત્રની માયા આ બધુ જ્ઞાન રસાયણવિદ્યા દ્વારા અને પદાર્થવિજ્ઞાન દ્વારા મેળવાય છે ડૉકટર થનારને આ ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીવિદ્યા, જંતુવિદ્યા વગેરે વિષયો પણ શીખવા પડે છે

આટલી વિદ્યાઓ શીખ્યા બાદ રોગો શાથી થાય છે, શરીરના કીયા કીયા ભાગમા કેવા કેવા બગાડથી અમુક અમુક રોગો ઉત્પન્ન થાય છે, વગેરે બાબતો શીખવાની હોય છે રોગોની પરીક્ષાનુ શાસ્ત્ર ( પેથોલોજી ) એ વૈદકનો એક ભાગ ગણાય છે અને દવાઓના ગુણદોષ એનુ રાસાયણિક પૃથક્કરણ વનસ્પતિશાસ્ત્ર પ્રમાણે વર્ગીકરણ, શરીરના અમુક અમુક ભાગો પર દવાઓની અને વસ્તુઓની અસરો અને તેના કારણો વગેરે જેમા સમજાવ્યા હોય છે તેવી ઔષધોપચારવિદ્યા (મેટીરીયા મેડીકા અને થેરાપ્યુટીક્સ) એ વૈદક શાસ્ત્રનો બીજો વિભાગ છે

આ બધા ઉપરથી સહજ ખ્યાલ આવશે કે રોગોની પરીક્ષાનુ શાસ્ત્ર અથવા ચિકિત્સાશાસ્ત્ર પ્રમાણે રોગો પારખ્યા બાદ એના કારણો સમજી ઔષધો કેવી રીત કામ કરશે તે વિચારી પછી દવાઓ આપવામા આવે છે એમા ઉટાંગ નથી, જાદુ નથી "મેલી વિદ્યા" જેવુ કશુ નથી એ વિદ્યાના ખોટા નામ નીચે ઊંટ વૈદો, લોભીયા લોકો અને લુચ્ચા માણસો ગપ્પા મારી વગર સમજે માણસોના અમૂલ્ય શરીરોપર ભયંકર પ્રયોગો કરે તો એમા શુદ્ધ વૈદક વિદ્યાનો દોષ નથી મનુષ્યનુ જ્ઞાન હજી અપૂર્ણ દશાએ પ્હોંચ્યુ નથી, તે પ્રમાણે વૈદકવિદ્યામા પણ ન્યૂનતાઓ, છે પરન્તુ જે જે વિષયોમા પૂરી ખબર પડી નથી હોતી તે પ્રામાણિકપણે વૈદક શાસ્ત્ર કબુલ કરે છે આડંબર કે અસત્ય ખરા શાસ્ત્રમા રહી શકતા નથી

હાલના વૈદકશાસ્ત્રે, જે જે દવાઓ નક્કી કરી છે તે ગોઠવાયા પેહેલા હજારો પ્રયોગશાળાઓમા લાખ્ખો પ્રાણીઓપર તરેહ તરેહ વારના પ્રયોગો થયેલા છે અનેક તરહેના પ્રત્યક્ષ પ્રમાણથી એકેક એક દવાના ગુણ, કાર્ય કરવાની રીતો, શરીરપર થતી અસરો વગેરે તારવવામા આવ્યુ છે

ડૉ. ભ્રટને આ રીતે, દવાઓના ગુણદોષ તારવવામા અને ઔષધોપચારવિદ્યાની ખીલવણી કરવામા ઘણો ભાગ લીધો છે નોકરી મળી કે તરત જ એમણે પોતાની જાત ઉપર અને બીજા પ્રાણીઓપર ઘણી દવાઓના પ્રયોગો ચલાવ્યા, રાસાયણિક શોધખોળ માટે પ્રયોગશાળાઓમા ઘણો વખત ગાળ્યો અને ત્યાર બાદ એ શોધોને લગતા પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યા-

પહેલીથી જ એમનુ લક્ષ પાચનક્રિયા શરીરની અદરના પ્રવાહી રસો અને હૃદયની ક્રિયા એટલી બાબતોપર ખાસ દોરાયુ હતુ, અને આ જ વિષયોને લગતી ઘણી નવી શોધખોળો એમણે કરેલી છે

ઈ સ ૧૮૮૫ મા એમનુ 'ઓસડો તૈયાર કરવા સબધી, દવાઓના ગુણદોષ સબધી અને કયા રોગોપર કેવી દવાઓ વાપરવી' એ વિષયને લગતુ એક મ્હોટુ પુસ્તક બ્હાર પડયુ એ પુસ્તક એટલુ બધુ વખણાયુ કે એની ઘણી આવૃત્તિઓ લડન અને અમેરિકામા પ્રસિદ્ધ થયેલી છે, એટલુ જ નહીં, પણ ફ્રાન્સ, ઇટલી, સ્પેઈન, અને જર્મનીની ભાષાઓમા પણ એના ભાષાન્તરો થયા છે



મર્હુમ મર. ટી. લૉડર બ્રટન.

આ પુસ્તકથી વિજ્ઞાન શાસ્ત્રના શોધકોમા અને વિચારકોમા એમને બહુ ઉચ્ચ સ્થાન મળ્યુ અને દવાઓના ગુણ દોષ'ની ચર્ચામાથી 'તન્દુરસ્ત શરીરપર જુદા જુદા પદાર્થોની અસરો'નો વિષય છૂટો પાડી એને લગતી ખાસ શોધખોળ જૂદી ચલાવવી, એમ નક્કી કરવામા આવ્યુ તન્દુરસ્ત શરીર પર દવાઓની ક્રિયાઓ કેવી થાય છે, તે જુદી તારવવાનુ માન ડૉ લૉડર બ્રટનને ઘટે છે એમનુ શિક્ષણ સ્પષ્ટ અને સરળ બનતુ હતુ અને સાધારણ બાબતપરથી શરુ કરી છેક છેલ્લામા છેલ્લી રાસાયણિક શોધખોળો સુધીનો સપૂર્ણ સમાવેશ એમના ભાષણોમા આવે છતા સમજવામા જરાયે હરકત પડે નહીં એવી એમની શૈલી હતી

દવાઓની મેળવણી - ના બાબત એમણે બહુ જ ખુલાસાવાર સમજણ પાડેલી છે અને આમા તેમ જ બીજા વિષયામા પ્રમાણભૂત પુસ્તકોના એમણે જે આધાર લીધા છે તે પણ પુષ્કળ છે

ઈ સ ૧૮૮૧ મા એમણે રૉયલ કૉલેજ ઑફ ફીઝીશીઅન્સ આગળ આ જ વિષયને લગતું એ ઉત્તમ ઈનામી ભાષણ આપ્યુ ૧૮૮૯મા બીજુ આપ્યુ અને "લેન્સેટ" નામના સુપ્રસિદ્ધ વૈદક માસિકમા પુષ્કળ લેખો પ્રસિદ્ધ કર્યા ૧૮૯૭મા "દવાઓની અસર" એ વિષે પુસ્તક બ્હાર પાડ્યુ અને પછીથી "પાચનક્રિયાના વિકારો" અને "લોહી ફરવાના રોગો અને તેમના ઈલાજો" અનુક્રમે બ્હાર પાડ્યા આ પુસ્તકોથી દાકતરોને અને વૈદક વિદ્યાના અભ્યાસીઓને બહુ જ લાભ થયો

ત્યાર બાદ "ડીજીટેલીસ" (એક જાતની વનસ્પતિ), "સ્ટ્રીકનાઈન" (ઝેરકચોળાનુ સત્વ), "કેફીન" (બુદદાણાનું સત્વ) વચ્છનાગ અને "નાઈટ્રાઈટસ" (નાઈટ્રોજનના ક્ષારો) ની હૃદયપર અને લોહીની નળીઓ પરની અસરો એ બાબતની સપૂર્ણ શોધખોળ કરી અને એ વિષયનુ સાહિત્ય બ્હાર પાડ્યુ

વૈદકવિદ્યામા પોતાના ખાસ વિષયો લગના ઘણા જાહેર ભાષણો, નિબંધો અને પુસ્તકો સબંધી એમની પ્રવૃત્તિ ઉપર જણાવી પરન્તુ પોતાના ખાસ અભ્યાસ ઉપરાત પ્રજાની નીતિ સુધારવાના, આરોગ્યને લગતા અને કસરત સબધી વિષયોપર પણ એમણે ઘણુ ધ્યાન આપ્યુ હતુ સાધારણ રીતે એમ મનાય છે કે ડાક્ટર લોકો અને વિજ્ઞાનશાસ્ત્રીઓ નાસ્તિક હોય છે, પરન્તુ ડૉ. બ્રટન એ માન્યતા ખોટી પાડે છે શરીરવિદ્યાના ઉડા અભ્યાસથી એ ધાર્મિક વૃત્તિના બન્યા હતા અને એમની એ વૃત્તિ એમના ઘણા લખાણોમા જોવામા આવે છે એક વિદ્વાન પુરૂષનુ વચન છે કે નાસ્તિક માણસને એક આખની રચના બતાવો અને એ આસ્તિક થઈ જશે હવે જો માત્ર આખ જોવાથી આસ્તિક થવાય તો આખુ મનુષ્યશરીર, બહુ બારીકાઈથી જેણે અનેક રીતે જોયુ છે, એની સુવ્યવસ્થા, સુન્દરતા અને ભવ્યતાનો ઉંડો વિચાર કર્યો છે, તે નાસ્તિક કેમ રહી શકે?

ઇ સ ૧૮૮૯મા એ હિન્દુસ્તાન આવ્યા હતા અને હૈદ્રાબાદના નિઝામે એમને (શસ્ત્રક્રિયા વખતે બેભાન કરી નાખવાના કામમા વપરાય છે તે) "કલોરોફોર્મ" સબધી શોધખોળનુ કામ સોપ્યુ હતુ તે વખતે ૧૫,૦૦૦ રૂપીયા તો એમને ફીના મળ્યા હતા, અને એ રહ્યા ત્યા સુધી નામદાર નિઝામના જ પરોણા તરીકે રહ્યા હતા તેમ છતા એ શોધખોળનુ કઈ નિશ્ચિત પરિણામ આવ્યુ ન્હોતુ

ધીમે ધીમે ડૉ બ્રટનની કીર્તિ ઘણી વધી એમના દેશમા એમના જેવા સલાહ લેવા લાયક દાક્તર બીજા કોઇ પણ ગણાતા ન્હોતા તેથી પગાર ઉપરાત એમની ખાનગી કમાણી પણ ઘણી વધી ગઈ હતી છતા પુણ્યના કામોમા એ વણો વખત ગાળતા ગરીબ દરદીઓની સભાળ લેવામા અને વિદ્યાર્થીઓને ભણાવવામા એમને બહુ રસ પડતો

ઊંડી શોધક બુદ્ધિને લીધે દવાખાનાના દરદીઓનુ કામ એમને બીલકુલ ફાવતુ ન્હોતુ ચિકિત્સા કરવામા અને દવા ગોઠવવામા એ એટલા બધા ઉંડા ઉતરી જતા કે એમના કરતા તદ્દન ઓછી શક્તિના પણ વધારે વ્યવહારકુશળ દાક્તરો એ કામ એમનાથી વધારે સારુ

કરતાં એવાં ચિન્હ કે નકામી જેવી દરદીની એકા ફરીયાદ પર એ બહુ જ ધ્યાન આપતા અને પછી એ ઉપર જ મનન કરવા એમના પરિણામે આની વિદ્વત્તાને લીધે રોગ પારખવામા તો એમની તેજસ્વી બુદ્ધિ સફળ થયા વગર રેહેતી નહીં, પરન્તુ રોગ પારખ્યા પછી પણ દરદીને ઘણુ કરવાનુ રેહે છે, તે એમનાથી ભુલાઈ જતુ

જ્યા જુદા જુદા દુખદાયક ચિન્હો જ ધ્યાનમા લઈને રોગોનુ નિદાન કરવાનુ હોય છે અને તે તે ચિન્હોના મરણ તારની બધબેસ્તી દવાઓ ગોઠવવાની હોય છે, એવા રોગોમા તો એમની વિદ્વત્તા ઝળળી ઉઠતી

એમની વક્તૃત્વશક્તિ સારી હતી અને ભાષણકર્ત્તા તરીકે એમના શિષ્યોમા તેમ જ જાહેર પ્રસંગોએ લોકોમા એમના બહુ જ વખાણ થતા હતા એમના ઉત્તમ ઉત્તમ પુસ્તકો એમણે સ્થળે સ્થળે આપેલા ભાષણોપરથી જ તૈયાર થયેલા છે જે વિષયપર એ ભાષણ કરતા તે બહુ જ રસિક અને સ્હેલો કરી શકતા એમના ભાષણોમા દ્દષ્ટાંતો, પ્રયોગો અને પોતાના અનુભવની ખરી બીનાઓ ઘણી આવતી તેથી ઘણી વિદ્વત્તાવાળા છતા એમનાં ભાષણો શુષ્ક થઈ જતા ન્હોતા નિયમિતપણ તો એમનામા એટલુ બધુ હતુ કે ઘડીયાળના કાંટાની માફક વખતસર એ કામપર આવી જતા ભાષણનો વખત થયો કે ક્લાસ પાસે સમાસ્થાન પામે વિષય બરાબર તૈયાર કરીને એ આવ્યા જ હોય

ધધાના ગુણો ઉપરાંત દુખી લોકો તરફ લાગણી અને ઘણી જ ઉદારતા—એ બે, એમના મુખ્ય ગુણો હતા દરદીઓ તરફ એ અતિશય પ્રેમાળ વૃત્તિ રાખતા અને તેથી દરદીઓની પણ એમની તરફ અતિશય ભક્તિ રહેતી બીજા કોઈ ડાક્તર એમના જેટલો વખત, પૈસો તન કે મન લોકહિત સારૂ ગાળ્યા નહીં હોય !

પ્રજાસમસ્તના આરોગ્યને માટે, શાળાઓની સુધારણામા અને યુવકવર્ગને લશ્કરી તાલીમ આપવાની હિમાયતમા એમણે ઘણો વખત ગાળ્યો છે ધધાની શોધખોળને અંગે યૂરોપખડ અને ખાસ કરીને જર્મનીના ભાગમા એ ઘણા આવ્યા હતા, તેથી યૂરોપનુ રાજકીય વાતાવરણ એ બરાબર પારખી શક્યા હતા જર્મની અને ઇગ્લંડને મહાન વિગ્રહમા જરૂર ઉતરવુ પડશે, એમ ઘણા વખતથી એ સમજ્યા હતા અને તેથી જ પ્રજાસમસ્તને લડાઈમાં ઉતારવાનો ફરજીયાત લશ્કરી કાયદો કરાવવા, એ બહુ ઉત્સુક હતા

ઈ સ ૧૯૧૫ ના ઓગસ્ટમા આપણા હાલના સેનાધિપતિ સર ડગ્લાસ હેગે, બ્રટનના ઉપર એક પત્ર લખેલો તેમા લખ્યુ હતુ કે —

"તમે અને મ્હે, આ લડાઈ નક્કી થવાની એવુ ભવિષ્ય ભાખી એ વિષે ઘણી વાતો કરેલી છે અને આપણે બન્ને જણે પોતપોતાનાં ક્ષેત્રમા એને વિષે બની શકે એટલી તૈયારીઓ કરી છે "

ડા. મીસ્ત્રી બ્રુસ જેની "મટીરીયામેડીકા અને થેરાપ્યુટિક્સ" અહીંની વૈદક શાળા પાઠશાળાઓમાં ઘણો વખત પાઠ્ય પુસ્તક તરીકે રહેલી તે ડા. બ્રટનના સબધમા લખે છે કે —

" નમ્રતા, પ્રીતિભાવ અને સ્વાર્થત્યાગમા એમના જેવો કોઈ માણસ મ્હે જોયો નથી સ્વભાવે હમમૂખા, શુદ્ધ અંતઃકરણપૂર્વક કામ કરનારા અને બહુ જ ગભીર પ્રકૃતિના હતા બાઈબલની કથાઓ અને સ્કૉટલેન્ડના લોકગીતોથી એમનુ બાળપણુ ઘડાયુ હતુ ખ્રિસ્તી શાસ્ત્રો ઘણુંખરા એમને મ્હોંડે હતા અને જરૂર પડે એના ફકરા બોલી જતા " સાયન્સ " અને ધર્મની એકરૂપતા કરવાના એમના પ્રયત્નો તો એવા કે સદાકાળ યાદ રહી જશે ઘણા ચમત્કારોના ખુલાસા એ પદાર્થવિજ્ઞાન અને શરીરવિદ્યા મારફતે કરી આપતા અને સૃષ્ટિજ્ઞાન તરફ એમનુ વલણુ આસ્તિક માણુસના જેવુ રેહેતુ કોઈપણ બનાવ એમને સાધારણુ લાગતો ન્હોતો સામાન્યમા સામાન્ય જણાતી વણી બાબતો એમને અર્થપૂર્ણ લાગતી અને વિજ્ઞાનની કે શરીરવિદ્યાની ભાષા દ્વારા જ્યા એ બાબતોના એ ખુલાસા આપતા કે એમા અતિશય રસ વધી જતો હતો

વૈદક વિદ્યાને અગે એમણે જે શોધો કરી છે તેમા " ડીજીટેલીસ " નામની દવાની હૃદય અને લોહીની નળીઓપરની અસરો અને " અમીલ નાઈટ્રસ"ની હૃદય*ના મૂળના રોગમા અકસીરતા, એ બે મુખ્ય છે

હૃદયનુ સળ ચાલે છે તે વખતે શુદ્ધ લોહીની નળીઓ તગ થઈ ગયેલી હોય છે " એમીલનાઇટ્રસ"મા એવો ગુણુ છે કે તે આ તગ નળીઓને એકદમ પ્હોળી કરી નાખે છે અને દરદીને તરત સળમાથી અને ગભરામણુમાથી મુક્ત કરી નાખે છે મધુપ્રમેહ "ડાયાબીટીઝ"મા કાચુ માસ ખોરાક તરીકે આપવાની એમણે જે ભલામણ કરી છે, તેનુ પણ કારણુ એ જ મુદ્દાપર–કે તે વખતે બીલકુલ સાકર વગરનો ખોરાક આપવો જોઇએ અને કાચા માસમા સાકર બિલકુલ નથી

મેકેન્ડ્રીક સાથેની શોધોમા એમણે સિદ્ધ કર્યું છે કે જે રોગો જતુઓ મારફતે ઉત્પન થાય છે તે જતુઓ શરીરમા પ્રવેશ કર્યા બાદ એક જાતનુ ઝેર બનાવે છે અને એ ઝેરની મદદથી જે સ્થળે એ હોય છે તે ભાગને ખાઈ જાય છે, એટલુ જ નહી પણ એક જાતના ઝેરથી શરીરનો નાશ કરવાનુ કામ સફળ ના થાય તો એ ઝેરનુ સ્વરૂપ બ નવાની અને એ બદલેના ઝેરથી શરીરના તે ભાગનો નાશ કરવાની શક્તિ પણુ આ જતુઓ ધરાવે છે જતુઓના આ ઝેરો મનુષ્યશરીરના રેસા તોડવામા કેવા કેવા કામો કરે છે તે એમણે શોધી કાઢ્યુ છે અને આ ઝેરોના નાશ કરવાની ઔષધિઓ પણ એમણે કેટલીક શોધી છે

જીવનની શરૂઆતમા એમણે હૃદયનુ દમાણુ દૂર કરવાના ઈલાજો શોધ્યા, અને પાછલા કાળમા જતુઓના ઝેરોનો નાશ કરવાની પેરવી કર્યા કરી

ઔષધિઓ અને એમની શાસ્ત્રીય શોધખોળ કરનાર તરીકે એમનુ નામ જો કે પ્રસિદ્ધ છે, તેમ છતા સર્વ સ્થળે દવાઓ ઉપર જ એમને આસક્તિ હતી એમ ન્હોતુ દવાઓ વગર પણુ રોગો મટાડવાના ઘણા ઈલાજો એમણે પ્રચલિત કર્યા છે હવાફેર, કસરતો, કુરો, કસરત,

* એ નાઈના પેરાજીસ

પગચપી અને એવા ઘણા ઈનાન્તેની એમણે આગ્રહપૂર્વક ભનામણો જ્યા જરૂર લાગી ત્યા કરી છે " ખોરાકની યોગ્ય-અયોગ્યતા " અને "દારૂનો ઔષધિ તેમ જ ખોરાક તરીકે ઉપયોગ " એ બાબત એમણે વિષે ઘણુ વિચાર્યું છે અને પુષ્કળ લખ્યુ છે ઇગ્લિડ અને યૂરોપખડના ઘણા વિદ્વાનો સાથે એમને અગત મિત્રતા હતી

બાહોશ અને નૈસર્ગિક શોધક જ્ઞા રેગોપયોગી વિષયો તરફ એ ઘણુ ધ્યાન રાખતા અને રાષ્ટ્રીય ઉન્નતિના પ્રશ્નો વિચારતા હતા આ મહાન્ ચિકિત્સક ઘણા વર્ષોથી પોતાનુ હૃદય બગડેલુ છે એ સમજ્યા હતા અને તે બાબત નિરભિમાનપણાને લીધે પોતાથી ઘણા ઉતરતા દાક્તરોની સલાહ પણ વારવાર લેતા અને તે પ્રમાણે વર્તતા

વારવાર એ નવા નવા કામ ઉપાડતા અને મદદો મેળવવાની આવડતથી સુવ્યવસ્થાપૂર્વક પુરા પણ કરી શકતા પહેલેથી ઠેઠ સુધી એમણે બહુ જ ઉદ્યોગમા પોતાનુ જીવન ગાળ્યુ છે અને અપૂર્વ બુદ્ધિબળથી તથા ઉચ્ચ સસ્કારથી મળતા સુખને લીધે ભારે ભારે કામોનો પણ એમને કદી કટાળો લાગ્યો નથી કુદરતના વિવિધ સ્વરૂપોમા એમણે નવો નવો રસ અનુભવ્યો છે મિત્રો તથા દરદીઓ તરફ એકસરખી પ્રીતિમા અને કુટુબના પણ અનુપમ સુખમા એમનુ લાબુ જીવન બહુ લોકોપકારક અને યશસ્વી નીવડ્યુ છે

" ડીજીટેલીસ'ની ખરી પરીક્ષા કરવા એમણે પોતાની જાત ઉપર પ્રયોગો કરેલા, અને એને પરિણામે ૭ મહિના સુધી લાગટ દુખ વેઠ્યુ હતુ પોતાના ન્હાના દીકરા લેફટેનટ ઈ એમ. વી. બ્રટન આર એ એમ એસ ને એમણે આ લડાઈમા મોકલ્યો હતો, તે ૧૯૧૫ ના ઓક્ટોબરની ૮ મી તારીખ યુદ્ધમા મૃત્યુ પામ્યો મહિનાના મહિનાઓ સુધી લાગટ "પ્રેક્ટીસ" ( કમાવવાનુ ) ગુમાવીને એમણે હાથમા લીધેલા કામો પાર પાડ્યા છે "આત્મ બલિદાન" એ એમનો મત્ર હતો અને સ્વાર્થત્યાગની જ્યારે જ્યારે જરૂર માલમ પડી છે ત્યારે એ આત્મબલિદાન કરવામા એમણે કસર રાખી નથી

---

દુર્ગારામ મહેતાજીનુ જીવનચરિત્ર રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# કૉલેજીયન.

## ( ચાલુ વાર્તા. )

લેખક—ગ જોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા, બી એ

( ગયા અંકથી ચાલુ )

### પ્રકરણ ૩જુ ( ચાલુ )

### આશા અને નિરાશા.

આ પ્રમાણે વાતો ચાલતી હતી અને હમેશની માફક રજાના દિવસોની વાટ જોવાતી હતી કાંઇક લખેલી, લાગણી ઉશ્કેરાય એવી નવલકથાની અનુભવવાળી, કુમારિકે નવા રાસમા ગરબાટાણે અને તળાવે લુગડા ધોવા જતે સાહેલીઓ મળતી અને પોતપોતાની વીતિ કહી હૃદયનો ઉભરો કાઢતી ગામડાની પણ નવા સસારની ઝાંખીવાળી યુવતીઓના હૃદયમા કાંઇક કાંઇક અભિલાષા જાગતી આશા શકુન્તલા અને દીવાળી પણ હતા, દીવાળી બીચારી સામાન્ય કુટુમ્બમા ઉછરી હતી, એને મુબાઈ માત્ર ગાયકવાડ સરકારની કન્યાશાળામા લેવી પડતી કેળવણીને અંગે નકશામા જ જોવુ પડ્યુ હતુ વગ આગળ ગરીબ પિયરીયા અને ગામડામા ઉછરેલા વ્યવહારિક સાસરિયામા દિવાળીને વાસણ માંજવાનુ રાંધવાનુ, ખાંડવાનુ, દળવાનુ, કુવે પાણી ભરવાનુ અને ધોવાનુ કામ કરવુ પડતુ આ બધા કાર્યમાથી પર વાગીને મુબાઈરામી પોતાની પતિની ઇચ્છા અને હુકમ અનુસાર શકુન્તલાને ત્યા જવુ પડતુ અને ઘેર આગળ વાચવાની ફરજ પડતી પતિને કાગળ લખવાનો પણ ખરો જ ગને જના સ્વતન જીવનમા ઉછરેલા, ચારેબાજુ સ્વતત્રતાના પવનથી જ પોષાયેલા, ગીબઅને ટેની સનના સ્ત્રી-વ્યક્તિત્વના વિચારથી ભરેલા અને મુબાઇમા ફરતી હરતી, વ્યાખ્યાન કરતી વિદુષી સ્ત્રીઓથી અંજાયેલા કાલેજીયનોને દિવાળી જેવી નમ્ર, કહ્યાગરી અને ભોળી સ્ત્રીઓની મુશ્કેલીઓ ક્યાથી સમજાય! એ સમજવાની તસ્દી, પણ કોણ લે! આખો દિવસ શુ કરવાનુ? પડ્યા રહેવાનુ બપોરે નકામીકુથલી કરે તે કરતા સ્ત્રી વગમા જાય કે શકુન્તલા જેવા પાસે જાણે તો શુ? વખત નથી મળતો એ માત્ર બહાનુ છે આપણી સ્ત્રીઓને કામ જ કરવુ ગમતુ નથી ન કેમ થાય અઠવાડીયામા એકવાર કાગળ લખવાનો વખત ન મળે? એ બધા સ્ત્રી ચરિત્ર! સારુ સમરાને નકામા વગોવવા મન હોય તો માળવે યે જવાય!" આ જ ઉદ્ગારો કાઢેછે પરન્તુ બિચારા કોલેજીયનને ક્યા ખબર હોય છે કે અમારી વધુઓ, વહુઓને સયુક્ત કુટુમ્બમા કાગળ લખવાને કાગળનો ટુકડો મળતો નથી ગાડી તો હોય જ શેની સયુક્ત કુટુમ્બમા રહેતી વહુઓ સેંકડે નવાણું ટકા પેનસીલથી જ પત્ર લખેછે પતિ કવર નોટપેપર આપી ગયા હોય તો તો ઠીક નહિ તો નાના દિયર કે નણદની ખુશામત કરી તેમની નિશાળની નોટોમાથી કાગળ માગીલે છે અને રાતના બારવાગે અગર આડા અવળા બબ્બે લીટી લખી વણે લ્હાડે કાગળ પૂરો કરેછે કાગળ લખતા લખતા આસુ વગ

આથી ઉલટુ શકુન્તલાનુ જીવન તદ્દન મંગલ અને સુખમય હતુ શકુન્તલા કાઈક સંસ્કારી માબાપની પુત્રી હતી અને ધીરુને પરણ્યાના ભાગ્યશાળી થઈ હતી ધીરુના પિતા કેળવણી ખાતામા હતા અને માતા પણ સ્ત્રીશિક્ષક હતી આ સંયોગ મળતા, ગાયકવાડ જેવાના રાજ્યમા પુત્રવધૂને આગળ પાડવાનો મહેતાજી અને મહેતીજીને મોહ હતો શકુન્તલાની સગાઈ નાનપણમા જ થઈ હતી ગામમા જ સાસુ સસરા નિશાળમા એટલે કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટરો રાજ્યના અમલદારો આવતા ત્યારે અને નવરાત્ર-દિવાળી-મહારાજની જન્મતિથી વગેરે શુભ પ્રસંગે નાની શકુન્તલા ભવિષ્યના પતિ સાથે ગરબામા જોડાતી-ગાતી અને ભરતગુંથણ વગેરે સાસુજી પાસે શિખતી લગ્ન થયુ અને પતિ અમરેલી હાઈસ્કૂલમા ગયા અમરેલી અને દસા એટલે 'મામાનુ ઘર કેટલે તો દિવો બળે એટલે' એમ હતુ શનિ રવીવારે ધીરુભાઈ દસામા હોય જ ધીરુભાઈ આવે એટલે શકુન્તલાને જમવાનુ હોય જ ટ્રેઈનીંગ કોલેજમા અને તેમા પણ મહિપતરામ જેવાના સંસ્કાર પામેલા શિક્ષકો પોતાના કુટુંબમા સુધારાના સંસ્કાર ન પાડે એ અસંભવિત એટલે શકુન્તલા અને ધીરુભાઈ ઘર માંડ્યા પહેલા જ વડિલોની સન્મુખ સુંદર ગીતો ગાતા-દુનિયાની વાતો કરતા અને બહાર પણ જતા ધીરુભાઈને કોલેજમા જવાનુ આવ્યુ તે પહેલા શકુન્તલા સાસરે રહેવા લાગી અને મહેતાજી સસરા અને મહેતીજી સાસુએ "સ્ત્રીઓના કર્તવ્યો" "સ્ત્રીઓએ નવરાશનો સમય કેમ ગાળવો" વગેરે ઉપર પોતે અને વિદ્વાનોએ આપેલા વ્યાખ્યાનોનો ઉપયોગ કરવાનો શરૂ કર્યો અને ભામિનીભૂષણ-સરસ્વતીચંદ્ર-મુગ્ધ અને કુમુદ-કાન્તાનાટક વગેરે શકુન્તલાના હાથમા આવ્યા શકુન્તલા સમજવા લાગી અને પતિના, રસિકપતિના જીવનમા આનંદ વરસાવવા લાગી આ આનંદરસ અધૂરો જ રાખી ધીરુ મુંબાઈ ગયો અને બધેય રહેલો રસ વિયોગમા, મુંબાઈના જીવનમા, સાહિત્યમા અને સંસ્કૃત કાવ્યોમા વિશેષ મોહક લાગવા લાગ્યો અને દરરોજ પત્રવ્યવહાર શરૂ થયા-એક દિવસ એવો નહિ હોય કે જ્યારે ધીરુભાઈનો શકુન્તલા ઉપર અને શકુન્તલાનો ધીરુભાઈ ઉપર પત્ર નહિ હોય કોલેજના લેસનો કરવાના ટાઈમટેબલમા અર્ધો કલાક 'પત્રલેખન' નો હતો એ પત્ર લખતા પહેલા એની અંદર સુંદર કાવ્યોના ઉતારા અને નવલ કથાઓમા છપાયેલા પત્રોની ગમી મૂકેલી કાપલીમાથી પ્રસંગને અનુસરી કાંઈક લીટીઓ દાખલ કરી-પછીથી આખો પત્ર વાચતા ધીરુભાઈના હૃદયમા જે સ્વર્ગીય આનંદ જામતો તે તે સમયે હાજર રહેલો ચિત્રકાર જ સમજી શકે આ બાજુ શકુન્તલા ઉપર આવતા પત્ર જોઈ મહેતીજી સાસુ અને મહેતાજી સસરા વિદ્યાનુ ફળ મળ્યુ એમ સમજી કૃતાર્થ થતા

મહેતાજી અને મહેતાજીઓમા લાગણીનો આવેગ હોય છે સામાન્ય રીતે આ લાઈન લેનારા ગામડાના નિવાસી હોય છે એઓ એકદમ અમદાવાદ કે રાજકોટ જેવા શહેરમા આવે-સંયોગો બદલાય, કોલેજના જ જીવનમા, અજાણ્યા હોસ્ટેલમા જ વાસ અને ઈર્ષ્યાની ગંધ પણ ન આવતી હોવાથી તેઓના જીવન તદ્દન વિલક્ષણ જ થાય છે શુદ્ધમા શુદ્ધ ગુજરાતી જેમા એક પણ પરભાષાનો શબ્દ ન આવે એ જોવુ હોય તો આ શિક્ષકોનુ જ વાંચવા જોઈએ છતા

વેગે તદ્દન સાદા, પોતાના શિક્ષકો એ જ, જ્ઞાનનો ભંડાર અને ટાળમાથી નળ ઉઘાડે પાણી આવે તેમ ઇગ્રેજીનુ સત્વ એ જ શિક્ષકો તરફથી મળે એટને બાબાવાક્યમ્ પ્રમાણમ્ માનનારા પણ આ જ મહેતાજીઓ સદ્ભાગ્યે નનતગમ અને મહીપતગમ જેવા પ્રીન્સીપાલો હતા એટલે આહિત્ય સસાર સુધારો અને પશ્ચિમના દેશોનુ જ્ઞાન આ મહેતાજીઓને મળતુ હતુ અને મળ્યુ હતુ અને પ્રાથનાસમાજ પાસે જ હોવાથી એ દ્વારા પણ ઇશ્વરભક્તિના બીજ વવાના હતા જ્યારે યુનીવર્સીટીની કૉલેજોમા આદિથી તે અત્યાર સુધી ઇશ્વરનુ નામ લેવુ યા ન લેવુ એ વ્યક્તિના ઉપર જ છોડેનુ છે ત્યારે આ મહેતાજીઓને તે સમયમા આમ ઇશ્વરનુ ભાન થતુ હતુ ધીરૂના માતપિતામા આ સરકાર જામ્યા હતા અને એ સરકાર પુત્રવધુમા મૂકવાના પ્રયત્ન સફળ થયા હતા શકુન્તલાને પતિના પત્રમા દીવાળી આવે તો એને સસ્કારી બનાવના ભનામણ કરવામા આવી હતી પાછની રજામા મહેતા ધીરૂને ત્યા વખતો વખત જતો ધીરૂ–શકુન્તના અને મહેતા બેસના નાત–જાત જગતની વાતો કરતા અને શકુન્તના ધણી વાર દીવાળીને સાથે લઈ આવવા કહેતી ધીરૂના ઘરનો ઓટલો ઉતરતા જ મહેતીજી મહેતાને 'ભાઈ એકના કેમ આવો છો! એકલા આવશો તો નહિ પેસવા દઈએ કુવે પાણી ભરવા જવાય, અમારે ત્યા ન અવાય!' આ શબ્દો સભળાવતી મહેતાએ એકાદવાર આડકતરી રીતે માને અને દમથી પત્નીને સાથે આવવા–શકુન્તલાને ત્યા જવા કહ્યુ પણ દિવાળી શુ કરે?

'અલ્યા ધીરૂ! મહેતીજી કેવી છે તે હુ જાણુ છુ મારે નાતજાતમા રહેવુ છે એને એની વહુને મડમ બનાવવી હશે મારે એ નહિ પાલવે શકુન્તલાને આવવુ હોય તો અહીં આવે હા–કોઇ દહાડો જાય જવુ હોય તો, પણ ભેગા થઈ ગાય ને તડાકા મારે એ આપણુ કામ નહી. રાજ્યના અમનદારો આવે ને તે વચ્ચે બાયડી જેવી બાયડી શકુન્તલા લાજ કાઢયા વિના આવે ને વાતો કરે એ મારે મેર ન પોષાય!' બીચારો મહેતા તો માજીના આ શબ્દથી ડર્યાઈ જ ગયો હતો, છતા પત્રોમા શકુન્તલાનો લાભ લેના લખતા ભુલતો નહિ શકુન્તલા સાસુની માનીતી અને પતિની લાડીલી હતી રજાના દિવસો આવતા એના હરનો પાર ન રહેતો, એરડો શણગારના માડયો હતો આ ગરબી ગાઇશ અને આ રૂમાન બનાવીશ આ રજામા માલતી માધવ વાચીશુ–એમની સાથે ગોપનાથ જઈ આવશુ એ મુબાઇથી કાઈ કાઈ લાવ્યા હશે, હવે એ પાસ થશે એટને આનદ. વળી એમ એન બી ના ટર્મ ભરવા હશે મૂસા એ ટર્મ ગમે તેમ કરી એન એન બી વખત તો હુ મુબાઈ જ જઇશ એ ત્યા હુ અને મારી સાસુ ના કહેશે નહી' આમ શકુન્તના આશામાંને આશામા પતિની વાટય જોતી દિવાળીને મળવા જવાનો વિચાર કરતી હતી

---

## પ્રકરણ ચોથું.

## પ્રોફેસર પ્રમથનાથ.

નેશનલ કૉલેજના નિયમપ્રમાણે દરેક પ્રોફેસર અને ફેલોઝને કૉલેજમાં જ રહેવું પડતું. કૉલેજની સામે જ પણ કૉલેજના જ ક્ષેત્રમાં પ્રોફેસરોના, પ્રીન્સીપાલના અને ફેલોઝના નાના પણ બગવાળા ક્રમવાર બંગલા બાંધ્યા હતા. દરેકને બારોબાર જવાનો રસ્તો હતો છતાં અંદર થઈને જવું હોય તો બની શકે એમ હતું. આ ક્ષેત્રમાં જ કેવલ પ્રોફેસરોને માટે જ વિશાલ વાચનગૃહ અને પુસ્તકાલયની વ્યવસ્થા હતી. વાચનગૃહની ભીંતનો રંગ આંખને ઠંડક અને મગજને શાન્તિ આપે એવો હતો. બહાર ઓટલા ઉપર આરામ ખુરશી ઉપર પડ્યા પડ્યા, નાના નાના વૃક્ષો અને પુષ્પો હરિયાળી ભૂમિ અને અશોક આંબા લીમડાની શીળી છાંય અનુભવતા પ્રોફેસરો હાથમાં પુસ્તકો લઈ, એમર્સન શંકર–ન્યુટન–લૉક–કેન્ટના સમયમાં જ હોય એમ, એમના વિચારો હૃદયમાં દાખલ કરી, સૃષ્ટિ સૌંદર્યમાં મનન કરી પોતાના શિષ્યોને મંથન કરી આપવાની તૈયારી કરતા હતા.

પ્રોફેસર પ્રમથનાથ બંગાલી હતા અને ગણિત શાસ્ત્રમાં એક્કો હતા. પોતે એકાકી હતા અને જન્મભર એકલા જ રહેવા મનન ઇચ્છા હતી. ગણિત અને ન્યાયશાસ્ત્રના સિદ્ધાન્તોમાં જ હરનિશ ગુલ્તાન રહેતા. દેશ દેશના પ્રોફેસરો–વિદ્વાનોની સાથે ચર્ચા ચલાવતા અને જેમ જેમ ઉંડો અભ્યાસ થતો ગયો તેમ તેમ પ્રમથનાથની સૃષ્ટિ વધારે ને વધારે રસમય બનતી ગઈ. પ્રમથનાથને નાનપણથી જ બંગાલી સાહિત્યનો શોખ થયો. એમના પિતાની સાથે ગુજરાતમાં રહેવું પડ્યું અને ગુજરાતના સંભાવિત ગૃહસ્થો અને અમલદારો પ્રમથનાથના પિતા જેઓ ન્યાયાધીશ હતા તેમને ત્યાં આવતા. એટલે પ્રમથનાથ પિતાની સાથે એમને ઘેર જતો. ગુજરાતમાં પડદાનો અભાવ હોવાથી અને પ્રમથનાથનું કુટુમ્બ ઉચ્ચ ચારિત્ર્ય માટે પ્રસિદ્ધ હોવાથી પ્રમથનાથ ગુજરાતી કુટુમ્બોમાં ફરતો, ખાતો, રમતો અને ગુજરાતી સાહિત્યમાં રસ લેતો થયો. પોતે બંગાલી વાતો–ગીતો ગાતો અને એના બદલામાં ગુજરાતી મિત્રો અને બ્હેનો પ્રમથનાથને પ્રેમાનન્દ–નરસિંહ મહેતો–મીરાં–ધીરો–દયારામ–અખાના કાવ્યો ગાઈ સંભળાવતા. આમ પ્રમથનાથ ગુજરાતીમાં પ્રવીણ થયો અને કૉલેજ જીવનમાં સંસ્કૃત સાહિત્ય મળ્યું એટલે ગણિત શાસ્ત્રની સાથે સાથે સાહિત્ય પ્રત્યે અભિરુચી થઇ. દેશો જોવા, ભારત–આર્યાવર્તની ભૂતકાળની જાહોજલાલીના સ્મરણ શેષ રહેલા સ્થળો જોવા–એ સમ્બન્ધી સાહિત્ય વાંચવું અને ખોળવું એ એનું ધર્મકાર્ય થઈ પડ્યું. જન્મ બંગાલી માતપિતાને ત્યાં હતો. બંગાલ માટે–બંગાલી સાહિત્ય માટે અનન્ત પ્રેમ હતો, છતાં આર્યાવર્ત–ભારતની ઉન્નતિ માટે, એક જ કુટુમ્બમાં ઘણા મનુષ્ય હોય ને ગોટાળો ન થાય અને નિયમસર કામ ચાલે માટે નામ પાડી રાખે છે છતાં એક જ લોહીના હોય છે તેમ–પ્રાન્તિક છતાં અમારો દેશ હિન્દુસ્થાન એ જ સૂત્ર યાદ રખાવવામાં આવ્યું હતું અને પ્રોફેસર પ્રમથનાથ માત્ર વેશે જ બંગાલી હતો. ગુજરાતી, મદ્રાસી, પંજાબી, પારસી મુસલમાન એ ભેદ એને મન બહારના, વ્યવહારના હતા, અંતરના નહિ. નેશનલ કૉલેજ થતાં જ એને એમાં સેવા કરવાની તીવ્રેચ્છા થઈ અને એના પિતાની રજા,

ઇગ્લંડની ઉન્નતિનો ઇતિહાસ રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

એના પોતાનુ જ્ઞાન, એનો ગુજરાત પ્રત્યેનો ભાવ, ગુજરાતી સાહિત્યની સેવા આ સમયે કામ આવ્યાં અને પ્રમથનાથ આ કૉલેજમા જોડાયો કૉલેજના સ્થાપકોએ ભૂત, ભવિષ્યનો પૂરેપૂરો વિચાર કર્યો હતો કૉલેજ ઉત્તમ બનાવવી હોય તો થોડા પગારમા કામ કરનારા કરતા પૂરતા પગાર નહીં લાગણીથી કામ કરનારાની જ જરૂર છે એમ માનતા થયા હતા ક્ષિણીયોની સામાન્ય સ્થિતિ હોઈ, એમનો જનસમાજ જૂદો જ હોઇ એમને કેટલી જરૂરી પાતો હોતી જ નથી વાતાવરણ જનસમાજના લક્ષણો બદલાય ત્યારે જે થાય તે ખરૂ પણ હાલ તો ગુજરાતીને ગમે ત્યા હોય તો પણ લગ્નાદિ દેશમા જ કરવા જવુ પડેછે, ન્યાતમા વ્યવહાર સાચવવા પડેછે અને દક્ષણીઓ કરતા કાઠ દેશ ઉપર જ કૃપા હોવાથી હાથે ધોતીયુ ધોવુ, ચેદ્દરાને બદલે માથામા ધારી રાખવી, ચપલ પહેરવા, નાનો હાફકોટ પહેરવો એ બની શકે એમ નથી આથી દક્ષણીયો જે કરી શકેછે તે ગુજરાતી કે પારસી કરી શકતા નથી અને આને અગે સ્વાર્થત્યાગ ગુજરાતીઓમા ઓછો છે એમ મનાય છે જે વસ્તુ ગુજરાતમા કાઠિયાવાડમા મોજશોખની લેખાય છે તે જ વસ્તુ મુબાઈમા આવશ્યક મનાય છે માટે ગુજરાત કાઠિયાવાડનો રહેવાશી સ્વાર્થત્યાગી કહેવાય કે કેમ તે શક છે નવા સયોગો શા ઉદ્દભવે છે, આપણે દક્ષિણીઓ પેઠે સાદુ જીવન ગાળતા થઇશુ કે કેમ, એઓને પણ બૂટ, પાટલુન, કોટ, ખેહરો, ટેબલ, લેમ્પ, ખુરશી આવશે કે કેમ એ ભવિષ્યને હાથ છે, પરન્તુ નેશનલ કૉલેજના સસ્થાપકો તો યુરોપ, અમેરીકાના મીશનરી મડળની માફક એમ જ સમજ્યા હતા કે પુરતા પગાર જીવનની સર્વે સગવડ નાનામા નાની પણ સગવડ આપવી પણ દીલથી કામ કરનાર માણસો લાવવા નેશનલ કૉલેજના કાર્યવાહકોના ઉદ્દેશો સમજતા ગુજરાતી, દક્ષણી, પારસી, પજાબી, બગાલી ગ્રેજ્યુએટોની અરજીઓ ઉપર અરજીઓ આવવા લાગી અને કૉલેજને જેવા જોઇએ એવા સ્થાયી અને ઉત્તમ માણસો મળ્યા

પ્રો પ્રમથનાથ, બીજા પ્રોફેસરો તેમ જ વિદ્યાર્થીઓમા એટલો તો હળી ગયો હતો કે વિદ્યાર્થીઓ પોતાના માબાપને વિસરી ગયા હતા, તેમ પ્રમથનાથ કૉલેજમાથી પરવારી સાજના વાંચનગૃહમા જતો અને ત્યાથી પોતાના બગલામા જતો બગલામા સૂવાનો ઓરડો, અભ્યાસગૃહ અને સૂવાના ઓરડા ઉપરાત સામાન સરજામ રાખવાનો ઓરડો હતો રસોડુ જૂદુ જ હતુ બગલાના ઓટલા ઉપર કે અભ્યાસગૃહમા વાચ્યા જ કરતો નિયમસર જમી સાજ સવાર ફરવા જતો પ્રોફેસરો સાથે ટેનીસ અને કોઈવાર ગીલી દડા રમતો અને ધૂન ચડતી તો કોઈવાર એકાદ બે વિદ્યાર્થીઓને બોલાવી શતરજ કે બ્રીજ રમતો હતો ને કોઈ-વાર વિદ્યાર્થીઓને બોલાવી બગાલી સગીતની મજાહ આપતો. પ્રમથનાથ ફરવા જતો ત્યારે એકલો જ જતો, દરિયા કિનારે, ટેકરીઓ ઉપર, ઝાડોની ઘટામા, કુવા કાંઠે કલાકોને કલાકો બેસી રહેતો અને રાતે આવી ઓરડામા ભરાઈ સવારની માફક જ પ્રાર્થના કરી અન્ય પ્રવૃત્તિમ જોડાતો કૉલેજમાં અગર ક્યારે પૂરો થયો અને ક્યારે શરૂ થયો, બી એ નો વર્ગ છે કે પ્રીવીયસનો, વર્ગમા પચાસ વિદ્યાર્થી છે કે પાચ એની ઘણીવાર ફ્રામ રહેતી નહીં કામ સાથે જ કામ પણ એનુ શિક્ષણ એની મુખમુદ્રા, એનુ હૃદય, એનો સદ્ભાવ, એવા હતા કે એન

વર્ગમાંથી ગેરહાજર રહેવું અને સ્વર્ગનું સુખ ખોવું એ બરાબર મનાતું આંઉદિવસે ક્યો વિદ્યાર્થી ક્યાં બેઠો છે એ ના જાણનાર પ્રમથનાથને ખબર પડે કે અમૂક વિદ્યાર્થી તાવે પડ્યો છે કે એને પિતા મરી ગયો છે તો સર્વ કાર્ય છોડી જતો, એને જાતે સાંત્વન આપતો; દવા પાતો, ઉઠાડતો, અને નાનામાં નાની સેવા કરતો આમ છતાં મોટા નાનાનો ભાર, મર્યાદા, કાયદાનો અમલ સચવાય છે કે નહિ તે તરફ યોગ્ય લક્ષ આપતો, એટલું જ નહિ પણ એનો એટલો પ્રતાપ હતો કે પ્રમથનાથ જે કાર્યને ખોટું માને તે કામ કરાવવું એ બ્રહ્માની સૃષ્ટિ ફેરવવી એ બરાબર હતા.

પ્રમથનાથના પિતાએ પેનશન લીધું અને માતાપિતાએ જતા જતાં લગ્ન કરી વૃદ્ધાવસ્થામાં એમને પૌત્રનું મોં જોવાનો લ્હાવો અપાવવા સૂચવ્યું જે માતાપિતાએ ઉત્તમ સંસ્કાર પાડ્યા, જેમણે જન્મ આપ્યો, જેમને લીધે આ સ્થિતિએ પહોંચ્યો તેમની અંતિમ ઇચ્છા ન ગણકારવી એ પાપ નહિ તો પણ અયોગ્ય લાગ્યું અને પિતાજી! માતાજી! જોઈશ કરી શાન્ત કરી દેશ મોકલ્યા ત્યાર પછી પ્રમથનાથ રજામાં વિદ્યાર્થીઓ સાથે પીકનીકમાં જવાનું ન હોય ત્યારે હિન્દુસ્થાનના જૂદા જૂદા ભાગમાં ફરવા જતો, ત્યાંના પ્રતિષ્ઠિત પુરૂષોને મળતો, સંસ્થાઓ જોતો, અને છેવટના ભાગમાં માતાપિતા પાસે અઠવાડીયું રહી કૉલેજમાં આવતો અને શરીરે મને તાજો થઈ દેશસેવાના ઉત્તમ કાર્ય શિક્ષણસેવામાં જોડાતો આમ છતાં માતાપિતાની અંતિમ ઇચ્છા એના હૃદયના એક ખૂણામાં ખૂંચ્યા કરતી

—અપૂર્ણ.

---



---



શિપમહાલ.
[ અમેર-રજપુતાના ]

# વર્તમાનચર્ચા

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ એલએલ બી

## ૧. મુદતબંધી મજુરી.

લગભગ ગુલામગીરી જેવી અમાનુષ મુદતબંધી મજુરીનો કાયદો બનતી ત્વરાએ રદ કરવાની આશા જ્યારે લૉર્ડ હાર્ડિંજે આપી હતી ત્યારે હિન્દુસ્તાનની અવાચક અને અનાથ પ્રજાને કાંઈક નીરાત થઈ હતી પરંતુ જ્યારે લૉર્ડ હાર્ડિંજના અનુગામી વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડે એમ જણાવ્યું કે સંસ્થાનોમાં આર્થિક અવ્યવસ્થા ન થઈ જાય તે માટે એ અમાનુષ કાયદો હજી બીજાં પાંચ વર્ષ ચાલુ રાખવાની ફરજ પડશે ત્યારે સ્વાભાવિક રીતે હિન્દુસ્તાનના લોકોમાં હિન્દની સરકારના ઇરાદાના સાચાપણા માટે શંકા થવા લાગી, અને ત્હેમને એમ લાગ્યું કે કાં તો સરકાર ખોટી દિલસોજી બતાવે છે અથવા તો સંસ્થાનોના દબાણ આગળ હિન્દી સરકારનું કાંઈ ચાલતું નથી ગમે તેમ હોય, એટલું તો હવે અચૂક રીતે સ્પષ્ટ થવાની જરૂર છે કે **"મુદતબંધી મજુરીનો કાયદો એક ક્ષણ પણ વધારે ચાલુ રહે તે હિન્દના લોકો સાંખી શકે તેમ નથી."** આવી સ્પષ્ટ અને નિર્વિવાદ બાબતોમાં પણ સરકાર જે ગલ્લાતલ્લા કરે છે તે ઉપરથી એમ લાગી ગયા વગર નથી રહેતું કે જ્યાં સુધી હિન્દુસ્તાનના લોકો અચૂક રીતે પોતાના મતનો પુકાર નહિ કરે ત્યાં સુધી સરકાર ઉપર વિશ્વાસ રાખીને બેસી રહેવાથી કાંઈ પણ શુક્રવાર વળવાનો નથી આ મુદતબંધી મજુરીનો કાયદો એકદમ રદ કરવાની અને લંડનમાં આ સંબંધમાં ભરાનારી પરિષદ્ માટે હિન્દના પ્રતિનિધિઓ નીમવાની માગણીઓ કરવા માટે સમસ્ત દેશમાં ચારે પાસથી જે પુકાર ઉઠી રહ્યો છે અને જે અસંખ્ય સભાઓ ભરાયે જાય છે તે સર્વ રીતે યોગ્ય જ છે ધર્મ નીતિ, સામ્રાજ્યગૌરવ અને રાષ્ટ્રપ્રતિષ્ઠા એ સર્વ દૃષ્ટિઓથી મુદતબંધી મજુરીની પદ્ધતિ એકદમ સર્વાંશે નિર્મૂળ થવી જ જોઇએ

## ૨. હિન્દરક્ષક સૈન્ય.

'ગુજરાતી ભાષામાં એક ઘરગત્તુ કહેવત છે કે "વાઘું ન કરે તે હાર્યું કરે" બ્રિટિશ સરકાર ન ચાલ્યે હિન્દને જે હકો આપે છે અને આપતાં આપતાં પણ જે અનુદાર સંકોચ બતાવે છે તે માટે ખરેખર, અમ્હે તો સરકારને ખોટાં અભિનન્દન આપવાનો ઢોંગ કરવા ઇચ્છતા નથી બ્રિટિશ નાગરિક તરીકેના સામાન્ય માનુષ હકો પણ કૉંગ્રેસ જેવી પ્રતિષ્ઠિત રાષ્ટ્રસંસ્થાને વર્ષો ને વર્ષો સુધી સુધરેલી સરકાર પાસે માગવા પડે એ જ અમને તો અતિશય શોચનીય સ્થિતિ લાગે છે

પરન્તુ સરકારની વાત બાજુએ મૂકી, હિન્દના લોકોને અમ્હારે અન્ત કરણપૂર્વક વિજ્ઞપ્તિ કરવાની છે ખરૂં છે કે સ્વેચ્છાસૈનિક થવાનો હક સરકાર માત્ર લડાઈ પર્યન્ત જ અત્યારે આપવા માગે છે કબુલ છે કે તે સંબન્ધનો કાયદો અતિશય અનિશ્ચિત અને અસંતોષજનક છે, મંજુર છે કે યુરોપીઅનો અને હિન્દીઓ વચ્ચે સુધરેલી સરકારને ન શોભે તેવો ભેદ પાડ

ગ દિમ્મતલાલ અંજારીયા, રા ભોગીન્દ્રરાવ દીવેટીયા, ર. કન્મનદાસ ચીતળીયા વગેરે સ્ત્રી હિતૈષીઓ શાન્તિથી અને દૃઢતાથી જે ઉપયોગી કાર્ય કર્યે જાય છે તે માટે ત્હેમની જેટલી પ્રશંસા થાય તેટલી થોડી છે

"સ્ત્રીઓ અને સમાજસેવા" એ ભગિનીસમાજ પુસ્તકમાળાનો પ્રથમ અંક છે એ લઘુ પુસ્તક ગુજરાતના જાણીતા સ્ત્રીહિતૈષી લેખક રા ભોગીન્દ્રરાવ દીવેટીયા પાસે લખાવ્યુ છે ગુજરાતના અન્ય શિક્ષિત યુવાનો જ્યારે " સાહિત્ય સેવા, " "સમાજ સેવા" " રાષ્ટ્રસેવા " આદિ ભવ્ય ભાવનાઓની મ્હોટી મ્હોટી વાતો કરીને જ વિરમે છે અથવા તો અન્યની કૃતિઓ ઉપર નિરર્થક અને વિનાશક ટીકાઓ કરી કૃતકૃત્ય થાય છે ત્યારે રા ભોગીન્દ્રરાવ દીવેટીયા કાંઈ પણ પ્રકારની ધામધૂમ કર્યા વગર ગુજરાતના જનસમાજને, ગુજરાતના સ્ત્રીજનોને અને ગુજરાતના બાળકોને રસ પડે તથા બોધ મળે તેવા પુસ્તકોની પરમ્પરા લખી ગુજરાતના સાહિત્યનુ સંવર્ધન કર્યે જાય છે " મૃદુલા, " " ઉષાકાન્ત, " " ઍસિસ્ટન્ટ કલેક્ટર," "મોહિની," "મૉનિસિટર" આદિ અનેક અર્વાચીન જીવનના વિવિધ ચિત્રો આલેખનારી ત્હેમની રસિલી નવલકથાઓ પુસ્તકરૂપે પ્રકટ થયેલી છે તે ઉપરાત, "ચમેલી" "સ્નેહ કે મોહ" આદિ ચાલુ વાર્તાઓ " સ્ત્રીબોધ " માટે, "કૉનેક્શન"ની ચાલુ વાર્તા સમાલોચક માટે, "લગ્ન ધર્મ કે કરાર" એ ચાલુ વાર્તા સાહિત્ય માટે, "અજામિલ "ની ચાલુ વાર્તા ગુજરાતી માટે એ પ્રમાણે અનેક સામયિક પત્રોની ચાલુ વાર્તાઓના લેખક તેઓ છે તે ઉપરાત, ટૂંકી વાર્તાઓ, ટુંકા લેખો વગેરે છુટક છુટક લેખો પણ માસિકો કે સાપ્તાહિકોમા તેઓ લખે તે તો જુદા "રાજમાર્ગનો મુસાફર," "ટૉલ્સ્ટૉયની વાતો" "નવરંગી બાળકો" આદિ ન્હાનકડા પુસ્તકો પણ ત્હેમણે લખ્યા છે ટુંકામા, રા ભોગીન્દ્રરાવ દીવેટીયાની સાહિત્યપ્રવૃત્તિ વિસ્મયકારક સતતતાથી યુક્ત છે પરન્તુ માત્ર સખ્યાની દૃષ્ટિથી જ ત્હેમની પ્રવૃત્તિ પ્રશંસાપાત્ર છે એમ નથી પ્રકારની દૃષ્ટિથી ત્હેમના લેખો સવિશેષ પ્રશંસાના પાત્ર છે તેઓના પુસ્તકોનુ વાતાવરણ નીતિમય અને પ્રાગતિક હોય છે તથા ત્હેમની લખાવટ સુગમ અને રસભરી હોય છે વિશેષ શુ? ગુજરાતની વાચનારી આલમ એ ન થાકતા લેખકની નિરન્તર પ્રવૃત્તિ માટે ત્હેમનો જેટલો ઉપકાર માને તેટલો થોડો છે

"સ્ત્રીઓ અને સમાજસેવા" એ પુસ્તક રા ભોગીન્દ્રરાવે ભગિનીસમાજ આગળ આપેલા નવ વ્યાખ્યાનોનો સગ્રહ છે (૧) સ્ત્રીઓ સ્વતત્ર છે, (૨) ગૃહસેવા-દેશસેવા, (૩) તનસેવા, મનસેવા, ધનસેવા, (૪) ગરીબો પ્રતિ ફરજ, (૫) વિધવા પ્રતિ ફરજ, (૬) અનાથ-અશક્ત-સેવા (૭) સસ્થાઓ અને સહકાર, (૮) જાહેરજીવન અને સ્ત્રીઓ (૯) ઉપસહાર એ રા ભોગીન્દ્રરાવે પસદ કરેલા વિષયો છે આ ઉપરથી ત્હેમની દૃષ્ટિ મર્યાદાની વિશાળતા પ્રતીત થશે આ જુદા વિષયો વિષે ત્હેમણે દર્શાવેલા વિચારો અર્વાચીન જ્ઞાનને અનુસરતા અને પ્રાગતિક હોવાની સાથે ઠરેલ અને વ્યાવહારિક છે વ્યાખ્યાનો વ્યાખ્યાનોના રૂપમા નહોતા કાલ્પનિક સવાદોના રૂપમા હોવાથી સ્ત્રીઓને વધારે મનોરંજ-

નીવડવાનો સભવ છે જેઓના મગજને પદ્ધતિસર વિચાર કરવાને ટેવાયના નથી હોતા તેવા મનુષ્યોને માટે આવા રૂપમા લખાયના લેખો વધારે અસરકારક થાય છે શૈલી સરળ પ્રવાહિની અને અર્થબોધક છે એકદરે, આખુ પુસ્તક એટલુ બધુ સારૂ છે કે તે પુસ્તકનો બહુ પ્રસાર થાય એ ઇચ્છવા યોગ્ય છે મૂલ્ય ૦–૪–૦ રાખ્યુ હોત તો વધારે સારૂ થાત શ્રીયુત મોહનદાસ કરમચદ ગાધી જેવા મહાન્ પુરુષે લખેલી લાક્ષણિક પ્રસ્તાવના પુસ્તકની ઉપયોગિતામા ઓર ઉમેરો કરે છે

ચ ન પડ્યા

## ૨. નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી તથા અન્ય લેખો —

લેખક–સ્વ સૌ વસન્તમા ચન્દ્રશકર પડ્યા પ્રકાશક, રા ન નરહરિરામ માધવરામ ત્રિપાઠી, મુબાઈ મૂલ્ય રૂ ૦–૧૦–૦ પૃ ૧૩૭

આ પત્રના એક તત્રી ર. રા ચન્દ્રશકર નર્મદાશકર પડ્યાના સ્વર્ગસ્થ પત્નીની આ લેખનસેવાની નોંધ કરૂણની ગાઢ છાયાવાળી આહ્લાદની વૃત્તિથી લઇએ છીએ સરસ્વતી-ચન્દ્રના ત્રીજા ભાગની અર્પણપત્રિકાદ્વારા ગુજરાતી વાચકવર્ગને પરિચિત સ્વ સમર્થલક્ષ્મી અને કાશીબહેન ગુજરાતી ભાષાન્તરકાર રા રા છગનલાલ હરિલાલ પડ્યાના તેઓ પુત્રી હતા મોસાળ અને પીએર બન્ને સ્થળે વિદ્યાની અખડ સેવા ચાલતી હોવાથી સૌ વસન્તબાના વિદ્યાનુરાગ અને વાચનાભિરુચિ સારૂ પોષણ પામ્યા હતા આ વૃત્તિઓને કાળજીથી અને મમતાભર્યા ઉમળકાથી પોષે એટલુ જ નહીં પણ આવી વૃત્તિઓ ન હોય ત્યાએ પોતાની તેજ બુદ્ધિ અને સ્નેહાળ હૃદયથી–કોમળ છતા દૃઢ આગ્રહથી તેમનો આવિર્ભાવ કરાવે એવા પતિની પત્ની થવાનું સદ્ભાગ્ય એમને પ્રાપ્ત થયુ હતુ એ પતિના સાહચર્યમા એમની સહજ વૃત્તિઓને જે ઉત્તેજન મળ્યુ તેનુ ફળ–અતિશય અલ્પ ફળ આ ગ્રથમા છે રા. રા ચન્દ્રશકરની સાહચર્યની ભાવના એમની કવિતામા અને એમના ઘણાખરા લેખોદ્વારા ગુજરાતના રસિક હૃદયોમા પ્રતિષ્ઠા પામેલી છે છતા આ ગ્રથના ઉપોદ્ઘાતમા એમણે એ વિશે જે સક્ષેપમા કહ્યુ છે તે ઉતારવુ અનુચિત નહિ લાગે

" અનેક આત્માઓને વિસામો અને પ્રેરણા આપે એવુ ગૃહ રચવા ઉપરાન્ત સાહિત્યસેવા અને સમાજસેવાના પ્રદેશોમા પોતાનો નમ્ર અશ આપવાની ધર્મબુદ્ધિ મ્હારા પત્નીમા પ્રેરવામા અને પોષવામા મ્હારી બે પ્રિય ભાવનાઓ નિમિત્ત બની હતી એક ભાવના આત્માવિર્ભાવની અને બીજી ભાવના સ્નેહમય સહજીવનની આત્માવિર્ભાવની ભાવના આ પોતામા રહેલી સર્વ શક્તિઓનો સપૂર્ણ ઉપયોગ અને તે ઉપયોગદ્વારા વિકાસ એ સર્વ આત્માઓનો ધર્મ છે અને અધિકાર છે જે મનુષ્ય પોતાની શક્તિઓનો સપૂર્ણ આવિર્ભાવ કરવા પોતાનાથી બનતો પ્રયાસ કરતો નથી તે આત્મદ્રોહી છે એટલુ જ નહિ, પરન્તુ સમાજદ્રોહી પણ છે આત્માનો

આવિર્ભાવ એ જ જીવનની સાચી સફલતા છે વ્યક્તિવિકાસની તેમ જ સમાજસેવાની દૃષ્ટિએથી પોતાના આત્માના આવિર્ભાવથી પોતાના જીવનને સફલ કરવા પ્રયાસ કરતા આત્માને અનુકૂલ થવુ એ અન્ય આત્માઓનો ધર્મ છે વિશેષત એ આત્માની સાથે નિકટ સ્નેહ મમત્વની ગ્રન્થિઓથી બંધાયેલા આત્માઓનો દમ્પતીજીવનની-સ્નેહમય સહજીવનની-ભાવના આ દમ્પતીજીવનની સાચી સફલતા શારીરિક સુખોના સહભોગમા જ નહિ, પરન્તુ તે ઉપરાંત જીવનના ઉન્નત પ્રેરોના સહચારમા વસ્તુત સમાયેલી છે પોતપોતાના આત્માઓના સ્વતન્ત્ર આવિર્ભાવના ધર્મને અનુસરીને જેમ સહજીવન વિશેષ તેમ દમ્પતીજીવનની સફલતા વિશેષ ”

આ બે ભાવનાઓથી પ્રેરાઈ પતિએ પત્નીના સસ્કારો જાગૃત કરવા જે જે કાર્ય કર્યું તેને પરિણામે સ્વ વસતબાને લેખક થવાની “ ધર્મબુદ્ધિ ” થઈ અને સમાજસેવા કરવા તેમણે સ્વ જમનાબાઈ સક્કઈની માયાળુ હુંફ નીચે શરૂઆત કરી પણ ૩૨ વર્ષની ઉમ્મરે અકાલ અવસાન થવાથી તેમના અને તેમના પતિના મનોરથો ધ્વસ્ત થયા અનેક વર્ષોથી કરેલી તૈયારી આખના પલકારામા હતી ન હતી થઈ ગઈ સ્વ વસતબા દ્વારા ગુજરાતી સાહિત્ય અને સમાજની સેવા થવાની આશા ફળીભૂત ન થઈ એટલુ જ નહિ પણ તેમના મૃત્યુથી એકાકી થએલા તેમના પતિની તેમના સાહચર્યદ્વારા ગુજરાતના જીવનની વિવિધ સેવાઓ કરવાના મનોરથો પણ ખડિત થઈ ગયા રા રા ચન્દ્રશકરના આ એકાકી દુ ખમા-સહચારિણીના મૃત્યુથી અને મનોરથોની મૃત્યુથી થએલા દુ ખમા આશ્વાસનરૂપ અમારી સહાનુભૂતિ નીવડની હોય તો અમે અત્ર તે દર્શાવીએ છીએ પત્નીની વાચનાભિરુચિ પોષવા વિદ્યાર્થીદશામા પણ પતિ પોતાની સમક્ષ પત્નીપાસે પુસ્તકો વચાવી તેની વિચારશક્તિ પ્રદીપ્ત કરતો-પત્નીને “ આત્માવિર્ભાવ”ની અનુકૂલતા કરી આપતો આ સ્થિતિમા પત્નીએ “ મેરાતુલ અરૂસ ” નામની ઉર્દૂ કથાનુ પારસી ગુજરાતીમા થએલુ ભાષાતર વાચ્યુ એમા બે બહેનોની કથા છે અને તેમાએ નાની બેન સદ્ગુણલક્ષ્મીની કુલોદ્ધારિણી કથા વિશેષ છે કથામા કે એના પ્રસગોમા કે ચારિત્ર્યનિરૂપણમા ચમત્કાર નથી પણ સર્વે સામાન્ય જનસમૂહને હમેશના પરિચયનુ લાગવાથી સુધારણાની પ્રેરણા કરનારૂ અને પ્રાપ્ત કરી શકાય એવો આદર્શ દર્શાવનાર છે સદ્ગુણલક્ષ્મી ગુણસુદરી કરતા જયકુમારી જેવી વિશેષ છે છતા પણ એની સરળતા, એની મમતા, એની મીઠાશ, એનો આત્મવિશ્વાસ અને મનોબળ, એના દિલની મહોટાઈ, એની કુલીનતા, એની વ્યવહારકુશળતા, એની નમ્રતામા સમાએલી મહત્તા વગેરે ગુણો એવા છે જે નિરતર આદરપાત્ર થાય છે જ આમ હોવાથી દપતીને એ ગ્રથ ગમ્યો પણ પતિને સાથે સાથે લાગ્યુ કે પારસી ગુજરાતીને લીધે આ ગ્રથ હિન્દુકુટુબોમા જોઇએ તેટલુ આદરમાન નહી પામે માટે જો તે સરળ હિન્દુ ગુજરાતી ભાષામા લખાયો હોય તો એમા રહેલા બોધ અને રસ અનેક કુટુબોને સુખી કરી શકશે પતિએ સૂચના કરી અને પતિવ્રતાએ તેનો અમલ કર્યો આખો ગ્રથ સાદ્યત વાચી જવાય છે મૂળનો રસ કાયમ રહ્યો છે અને સ્વ વસતબાની સરળ સ્વાભાવિક સસ્કારી અને મીઠી

ભાષાથી વાર્તા વધારે મનોહર બની છે મૂળના સરકારી વિશાળ વાંચન, પતિની સાથેની વાનચિત અને પત્રલેખનથી સા । રૂપમા દીપી નીકળ્યા છે આ વખતમા સા । પત્રલેખક હતાં અને એ પત્રોનો સગ્રહ જે દિવસે બ્હાર પડશે તે દિવસે એમની લલિત, સરળ, ઉચિત, રમતીઆળ છતા ગભીર શૈલિ અને જીવનની વિવિધ સામગ્રીમાથી મેળવેલો રસ વાચકોને આકર્ષ્યા વિના નહી રહે એમનામા સર્જનશક્તિ નહોતી પરતુ સરળ અને રસિક ભાષાંતર કરવાની એમની કળા, એઓ વધારે જીવ્યા હોત તો અધિક ખીલત અને ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થાત યા ન થાત પરતુ ગુજરાતી અ પશિક્ષિત મહારીઓ અને કુમારિકાઓ માટે એઓ વિશાળ વાચનસાહિત્ય તૈયાર કરત એમ લાગે છે એમ લાગે છે એમ જરા સકોચથી કહેવાનુ કારણ એટલુ જ કે જીવનના પાછલા વર્ષોમા એઓ તદુરસ્ત રહેતા નહોતાં અને રોગગ્રસ્ત દેહ કેટલુ કામ કરવા દે અને કેટલુ ન કરવા દે એનો ક્યાસ કરવો કઠણ છે. અફસોસની વાત છે કે એમને માટેની આશા નિરાશા થઈ છે ગુજરાતને માથે શાપ હોય એવું લાગે છે સ્ત્રીઓ સાહિત્ય સેવા કરવા ઉત્સુક થાય છે ત્યા ક્રૂર મૃત્યુ એમને આ સસારમાથી લઈ જાય છે અથવા બીજી રીતે દુ ખી કરે છે સુમતિ વિજયાગૌરી, 'ત્રિભુવનતનયા', ઉર્મિલા, પ્રિયમની શુભ્રની કથા કયા રસિક ગુજરાતીને શોકમગ્ન નથી કરતી? 'શ્રીનાસની જીવનકલા' વાચી કવિ ન્હાનાલાલે આ લેખકને પૂછેલો પ્રશ્ન હજુ એવો ને એવો જ તીવ્ર અને દારૂણ રહ્યો છે "આપણી આશાભરી સુદરીઓ આટલી વ્હેલી ખરી કેમ પડ છે?" બગાળામા વર્તમાન બગાળી સાહિત્યને સુશિક્ષિત સુન્દરીઓના પ્રેમપત્રોની સમૃદ્ધિ મળવા ઉપરાત કાવ્ય, નાટક, વાર્તા, નિબધ આદિની વિવિધ સામગ્રી જેવી તેવી મળતી નથી

હવે ગુજરાતમા નવચેતનનો સચાર થતો જાય છે સ્ત્રીશિક્ષણનો પ્રસાર પણ વધતો જાય છે એટલે ગુજરાતી સાહિત્ય પણ સ્ત્રીલેખકોથી શોભિત થયા વિના રહેશે નહી અને એવો દિવસ આવશે ત્યારે આ જમાનાની સર્વે અગ્રગામિનિ લેખિકાઓની નાની નાની સેવાઓ પણ યોગ્ય આદરસત્કાર પામ્યા વિના રહેશે નહીં

૨ વા મહેતા

---

# મુંબાઈ યુનિવર્સીટિના નવા ગુજરાતી વાઈસ-ચૅન્સેલર.

લેખક—રા રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

ગુજરાતના એક અગ્રગણ્ય ધારાશાસ્ત્રી અને કેળવણીના પ્રણેતા રા ચીમનલાલ હરિલાલ સેતલવાડ, એડવોકેટ, ને મુબાઈ સરકારે મુબાઈની યુનિવર્સીટિના વાઈસ-ચૅન્સેલર તરીકે ગયા માર્ચ માસમા નીમ્યા છે, એ વાત પ્રસિદ્ધિમા આવતા ક્યા ગુજરાતીને અભિમાન થયા વિના રહેશે? સરકારના કારોબારીઓ હિન્દના સત્પુત્રોની સેવાની કદર કરવા હાલતે અને ચાલતે આનાકાની કરે છે, છતા પણ કોઈ કોઈ વખતે ના છૂટકે પણ જે છૂટ મૂકે છે

તેવી વિરલ છતાં પરિણામ રા ચીમનલાલની આ નીમણુક છે એ નીમણુક કરવા માટે અમે નામદાર સરકારને અમ્હારી સપૂર્ણ સમ્મતિ દર્શાવીએ છીએ, ત્યારે બીજા પક્ષે રા ચીમનલાલને દેશસેવાનો આ એક બીજો પ્રસગ ઉપલબ્ધ થવા માટે અત્યત આનન્દથી અભિનન્દન આપતાં, અમે અત કરણથી ઇચ્છીએ છીએ કે ત્હેમનુ આ નવુ પદ યશસ્વી નીવડો

મુબાઈની યુનિવર્સીટિની આ જગ્યા ઉપર આગળ ઉપર પણ દેશીભાઇઓની છૂટી છવાઈ નીમણુકો થઈ છે, પરન્તુ એક ગુજરાતીને તો તે માન આજે જ પ્રાપ્ત થયુ છે એ અભિમાનનુ જ કારણ છે રા ચીમનલાલને ગુજરાત સમસ્ત આજ ઓળખે છે એક દક્ષ ધારાશાસ્ત્રી તરિકે, ગવર્નરની અને લાઈમિર્ગોવની કાઉન્સીલોમા એક પ્રતિનિધિ સભાસદ તરિકે, દેશની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના એક પ્રસિદ્ધ સુકાની તરિકે, અને આ સૌ ઉપરાત મુબાઈની કોર્પોરેશનમા આજ કેટલાયે વર્ષોથી સ્કુલ કમીટિના પ્રમુખ તરિકે એ સારી રીતે જાણીતા છે છેક ૧૮૯૫ થી મુબા યુનિવર્સીટિની સેનેટના અને ૧૮૯૯ થી સીન્ડીકેટના એ એક ઉત્સાહી સભાસદ છે, એ પણ એટલુ જ સુપ્રસિદ્ધ છે સ્વ મહર્ષિ રાનાડે, સ્વ કાશીનાથ તેલગ અને સ્વ શ્રીમાન્ ગોખલે આ જેવા મહારત્નોની કદર આ પદ માટે સરકારે જે અમે કરી નહિ, જે પદ માટે આ નરરત્ને સર્વાંગે, બીજા અનેક કરતા વધારે લાયક હતા, તે પદ ઉપર રહીને ત્હેમણે દેશની સેવા વધારે સગીનપણે કરી હોત, તેવા પ્રસગો ત્હેમને આપવામા ન આવ્યા એ ઓછુ દુ ખભર્યું નથી આ મહર્ષિઓને જે પ્રસગ પ્રાપ્ત ન થયો, એ લાભ રા ચીમનલાલને આજે આમ પ્રાપ્ત થયો છે એ અત્યત ખુશી થવા જેવુ છે અને એ માટે રા ચીમનલાલને અમે અત કરણથી અભિનન્દન આપીએ છીએ, અને હૃદયથી એ જ ઇચ્છીએ છીએ કે યુનિવર્સીટિની આ માનવત પદવિ ઉપર રહી નિડરતા અને સ્વતત્રતાથી કેળવણીના પ્રશ્નોને ઉહાપોહ દક્ષતાથી કરી, તેના નિર્ણય પણ તેટલા જ વિશાલ હૃદયથી એ કરે, પ્રજાની કેળવણીના પ્રશ્નો દિન ઉગે વધારે ગભીર સ્વરૂપ ધારણ કરતા જાયછે, અને તેમાંયે યુદ્ધને અગે આજે નવેસરથી તપાસાવાનો સમય આવ્યો છે, તેવા વખતે ઔદાર્ય અને દક્ષતા તેમના ઉપર આધિપત્ય ભોગવે એ જ ઇષ્ટ છે આજપર્યંત ત્હેમણે કેળવણીના અતિ ગહન પ્રશ્નોતરફ જે પ્રાગતિક વિચાર દર્શાવ્યા છે તે જ પ્રમાણે ઉદાર હૃદયથી પ્રજાશિક્ષણને નિત્ય સ્મરણમા રાખી, ત્હેમના જ હૃદયોને સ્હમજી તે ઉપર જ પોતાની નવી પદવિની સર્વ ઇમારત આપી, દેશના હિતાહિત તરફ જ પોતે સુલક્ષ્ય આપી, તેને જ ધર્મકર્તવ્ય ગણશે તે જ આનન્દદાયક ફલરુપ ગણાશે કેળવણીના પ્રશ્નો એ રા ચીમનલાલના નિત્યના પ્રશ્નો હોઈ, ત્હેમના જીવનમા એ ઘડાઈ ગયા છે એમજ તેમના અનુભવનો અને ત્હેમની સદ્બુદ્ધિનો સદુપયોગ જ થશે એ આશાથી રા ચીમનલાલને ગુજરાત સપ્રેમ અતરના અભિનન્દન આપે છે અમ્હારી આ આશા ફલવતી બનો અને અમ્હારા આ અભિનન્દન સાર્થક હો !

---

પુસ્તક ૨૨મું

અંક ૧મો

What will hold the British Empire together?

"What will hold such an Empire as the British together this great laxly scattered sea linked association of ancient states and new formed countries Oriental nations and continental colonies? What will enable it to resist the endless internal strains the inevitable external pressures and attacks to which it must be subjected? This is the primary question for British Imperialism everything else is secondary or subordinated to that It is to the free consent and participation of its constituent peoples that we must look for its continuance

H G WELLS

વાર્ષિક લવાજમ રૂ ૩ } છૂટક અંકની કિંમત રૂ ૦-૮-૦

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મું. ] મે ઈ. સ. ૧૯૨૭. [ અંક ૫ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

---

છે, શેમા શેમા સમજણ નથી પડી, કેટલી સ્ત્રીઓ વાચનનો લાભ લે છે એ બધાનો રિપોર્ટ મગાવીને તેનો નિકાલ કરવામા આવે છે વળી વાચન ઉપરાત ઠેકેઠેકાણે સ્ત્રીઉપયોગી ભાષણો પણ કરવામા આવે છે મોટી સ્ત્રીઓ માટે જરૂર લાગે ત્યા શિક્ષણવર્ગો, ઉદ્યોગવર્ગો ખડ કરવામા આવ્યા છે આ પ્રકારના કાર્ય માટે ખરેખર ઉત્સાહી અને સ્વાર્થત્યાગી મેબર,સેવિકાઓની જરૂર છે પૈસા, કીર્તિના લોભ વગર નિષ્કામ ભાવે કામ કરનાર માણસો મળવા બહુ મુશ્કેલ છે એ તો કામ કરનાર જ જાણે છે તો આવી વૃત્તિવાળા સ્ત્રીપુરુષો ગામડેગામડે ફરીફરીને તૈયાર કરવાનુ પણ વિકટ કામ આ સમાજના ઉત્સાહી સેક્રેટરીએ કર્યું છે તે ખરે જ ધન્ય છે એમના જેવા અગ કામ કરનાર ના હોત તો એક વર્ષ જેટલા ટુકા સમયમા આટલુ વિશાળ, આટલુ સગીન કામ થાત નહિ મહાત્મા ગાધીજી કહે છે તેમ એમને તો ગતદિવસ, ખાતા પીતા, જાગતા સુતા, બેસતા ઉઠતા, ભગિનીસમાજ મનમા વસી ગયેલી છે એઓ તેના આત્મા થઈ રહેલા છે પરતુ આવા એકનિષ્ઠ અનેક પુરુષોની હિંદને ઘણી જરૂર છે કારણ કે જે મહાન સેવા તેમણે હાથમા લીધી છે તેની અગત્ય આપણને બહુ છે સ્ત્રીઓ પુરુષોના કાર્યમા, પુરુષોની વાત ચિતમા ભાગ લેતી, વાદવિવાદ કરતી, તેમના માનસિક ભાવના, મરકારો સમજતી, અને પોષતી થશે ત્યારે જ આપણા દેશનો ઉદ્ધાર થશે આવા પ્રકારના ઉચ્ચા આશયવાળી સ્ત્રીઓ ઘણી નીકળી આવે છે, પણ કમનસીબે તેમની ઉંચી આશા એમના ઘરના ઓરડાની બહાર નીકળી શકતી નથી, કારણ કે તેમને દોરનાર કોઈ નથી એ પ્રકારના નાયક થવાનુ કામ આ સમાજે ઉપાડેલુ છે એકદર રીતે જોતા આ વ્યવહારુ કાર્યનુ ભવિષ્ય તો ઉજળુ જણાય છે મહાન અંગ્રેજ લખનાર રસ્કિન કહે છે કે –

God appoints to every one of His creatures a separate mission and if they discharge it honourably if they quit themselves like men and faithfully follow that light which is in them, withdrawing from it all cold and quenching influence there will assuredly come of it such burning as in its appointed mode and measure shall shine before men and be of service constant and holy Degrees infinite of lusture there must always be but the weakest among us has a gift however seemingly trivial which is peculiar to him and which worthily used will be a gift also to his race for ever

For all may have if they dare to choose
A glorious life or grave

અર્થાત્ ઈશ્વર દરેકે દરેક મનુષ્યને કાઈક કામ સોપે છે, અને જો તે યોગ્ય રીતે બજાવે અને દરેક વ્યક્તિ પોતપોતાના અતર્દીપની આજ્ઞાનુસાર વર્તન કરે તો અપૂર્વ પવિત્ર પ્રકાશ ઉદ્ભવે છે પ્રકાશમા જૂદા જૂદા દરજ્જા તો હોય જ, પરતુ અશક્તમા અશક્ત, સામાન્યમા સામાન્ય મનુષ્યમા પણ કાઈક શક્તિ રહેલી હોય છે કદાચ એ શક્તિ ઘણી અલ્પ હશે,

૧ સરસ્વતીચદ્ર ભાગ ૩ જો ૩ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

તોપણ જો તેનો યોગ્ય ઉપયોગ થાય તો જનસમૂહને અત્યંત લાભ કરી શકે જો મનુષ્ય ધારે તો દરેક જીવન પવિત્ર થઈ શકે આ પ્રમાણે સ્ત્રી, પુરુષ, બાલક અને બાલિકા આત્મબલ વાપરે તો સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરી શકે તે આત્મબલ પ્રેરવા, જાગૃત કરવા તેની વૃદ્ધિ કરવાને આ સમાજ યત્ન કરે છે એ જ એનો ઉદ્દેશ છે

આપણા દેશમાં હવે સેવાની ભાવના પ્રબલ થતી જોવામાં આવે છે પણ તુરત તે ભાવના રૂપ છે તેને વ્યવહારુ રૂપ કેવી રીતે આપવુ તેની સમજણ નથી અમે શુ કરીયે અને કેમ કરીયે એવા પ્રશ્નો પૂછાય છે આવી વૃત્તિવાળી ઘણી બ્હેનો માલુમ પડે છે આ સર્વ બ્હેનોને માહિતી આપવી આપણા આદર્શ સમજાવવા એ આપણી સમાજનુ કર્તવ્ય છે

દેશની ઉન્નતિ માટે, પ્રગતિ માટે આપણા દેશમા તેમ જ અન્ય દેશોમા જૂદા જૂદા પ્રકારના ઉપાયો લેવામા આવે છે આપણા જ દેશનો વિચાર કરીએ તો બ્રાહ્મ સમાજ, આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, પૂના, મુંબાઈ, જાલંધરના સેવાસદન, વિદ્યાલયો સુરત, મુંબાઈ, અમદાવાદ, અને નડિયાદના વનિતા વિશ્રામો વિદ્યાલયો જૂદા જૂદા શહેરોના સેવાસમાજો, ગુરુકુલો, સર્વનુ પ્રયાણ એક જ તરફ છે સ્ત્રીપુરુષ બન્નેને યોગ્ય જ્ઞાન આપીને પ્રાચીન ભારતવર્ષની વિભૂતિ પુનઃ સ્થાપિત કરવી આ ઉચ્ચ આશય પૂર્ણ કરવાને માટે સ્ત્રીપુરુષ બન્નેની જરૂર છે કોઈ પણ તરેહની ચળવળ થાય ત્યારે જ બળ પ્રાપ્ત થાય છે તે સિવાય તો નિદ્રિત અવસ્થામા જ રહેવાય છે દૃષ્ટાન્ત તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવી, દેશના વેપારના ઉત્તેજન માટે, દેશનુ માન જાળવવા માટે, દેશ પ્રતિ પ્રેમની લાગણીથી સ્વદેશી વસ્તુઓ વાપરવી એ મતનો પ્રચાર કરવા માટે બંગાળાના ભાગલા (*Partition of Bengal*) ની જરૂર નહોતી. એ ભાવના કાંઈ ત્યારપછીથી જન્મ પામી નથી પણ સ્વદેશી ચળવળને એ કારણને લીધે ઘણો જુસ્સો મળ્યો, તેનુ ઘણુ પોષણ થયુ કાંઈક જીવ આવ્યો, લોકો આ બાબત માટે વિચારતા થયા એમ ભાન થવા માંડ્યુ કે સ્વદેશી વિરુદ્ધ વર્તન તે દેશદ્રોહ છે માટે તે ખોટુ છે અને ગેરવાજબી છે પોતાના દેશને ભૂખે મારીને બીજા દેશને તવંગર કરવાનો રસ્તો છે પોતાના દેશના વેપારની વૃદ્ધિ વગર દેશની આબાદી કદી થઈ શકે નહિ. દેશના ઉદ્યોગ વગર વારંવાર દુકાળના સંકટ પડે છે, ઉદ્યમ પડી ભાગે છે અને દારિદ્ર આવે છે

ત્યાર પછી જ હિન્દુસ્થાન એક સંયુક્ત પ્રજા છે તેનો ખ્યાલ આવ્યો ભારતવર્ષ એક બળવાન પ્રજા છે તે માટે જાતિની ભિન્નતા પ્રાન્તિક મતભેદ સર્વ દૂર કરીને આપણા બાળકોને એમ શીખવવુ જોઈએ કે આપણે ભારતવાસી છીએ આ પ્રમાણે ઉદ્‌ગાર કરતા બાળકોમાંથી ભવિષ્યનું હિન્દ ઉત્પન્ન થશે ભવિષ્ય ભારતમા સર્વ રથ એક થશે પરન્તુ એ પરિસ્થિતિ લાવવા માટે વાતો કરવાની જરૂર નથી એ આદર્શને અનુરૂપ વર્તન કરવાની જરૂર છે એ જ ચળવળની જરૂર છે આ પ્રમાણે હિન્દની સેવા એ જ આપણે સર્વ મહાન જન-

એવા છે માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાથ ભીડો અને જ્યા સુધી ઇષ્ટ પરિણામ આવ્યુ નથી ત્યા સુધી બેસી રહેશો નહિ

આપણા આચાર અને વિચારમા એકરાષ્ટ્રીયતાની ભાવના થવી જોઇએ અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, અને સરકારની જરૂર છે વિવિધ પ્રકારના જ્ઞાનથી સુસસ્કાર આવી શકતા નથી અર્વાચીન કેળવણીનુ લક્ષ્ય રાષ્ટ્રીયતાની ભાવનાની ખીલવણી એ જ છે એમા માનસિક ધાર્મિક અને નૈતિક કેળવણી આદુનો સમાવેશ થાય છે ભારત વર્ષને ભારતવર્ષીય બનાવવો રાષ્ટ્રીય ભાવનાને એકરૂપતા આપવી વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનુ રેખાકરાન કરવુ આ સર્વ કાર્ય આપણે કરવાનુ છે આપણે માટે બીજાને કરવા દેવાનુ નથી આપણો કાર્યક્રમ આપણે જ ઘડવાનો છે કોઇનો ઘડી આપેલો કાર્યક્રમ આપણને અનુકૂલ નથી આપણામા એટલી તો શક્તિ આવેલી છે

પ્રાચીન જ્ઞાન વિદ્યાને અર્વાચીન રૂપ આપવુ એ આપણા શિક્ષણનુ લક્ષ્ય સ્થળ કરવાનુ છે અનેક પ્રકારના આદર્શ શોધી કહાડવાના છે જીવનના, કર્તવ્યપ્રદેશના અને સ્વતત્રતાના નવા મત, શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાના રૂપાતરો આ અને એવી બીજી બાબતોનો નીકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે આ નવા કર્તવ્યપ્રદેશમા સ્ત્રીઓની માનસિક શક્તિનો જુદા પ્રકારનો વિકાસ કરવાનો છે જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમળતા ઇત્યાદિ નાજુક રસિક સ્ત્રીત્વનો ભગ થાય તેવી કેળવણી તે ખરી કેળવણી કહેવાય નહિ ચારિત્ર્યની દઢતા, તેની ખીલવણી એ જ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઈએ *Intellectul accomplishment*–બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનુ નથી, આપણા દેશના ઇતિહાસમા અને સાહિત્યમા સ્ત્રીત્વની ભાવનાનુ ચિત્ર આલેખાયુ છે તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઈ હોય, તેને માટે યોગ્ય રસ ઉત્પન્ન થયો ના હોય ત્યાસુધી આપણી કેળવણી અધુરી જ કહેવાય

કેવા પ્રકારની સ્ત્રીઓ દષ્ટાન્તયોગ્ય આપણે ગણીશુ? શરીરે મજબુત, સમયસૂચકતા વાળી, દીર્ઘ દૃષ્ટિવાળી, કસોટીને વખતે હિંમતવાળી એવી સ્ત્રીને આપણે માન આપીશુ નહિ? તેના દૃષ્ટાન્ત આપણા ઇતિહાસમાથી મળે છે ચિતોડની પદ્મિની, ચાદબીબી, ઝાસીની રાણીના જીવને આપણને બીજુ શુ શીખવે છે? ભક્તિમાન, તત્ત્વજ્ઞાની સ્ત્રીકવિની આપણે પ્રશસા કરતા હોઇશુ તો મીરાબાઇનુ દૃષ્ટાન્ત મ્હોં આગળ છે રાજ્યકારભારમા કામેલ સ્ત્રીને અનુસરવુ હશે તેને રાણી ભવાની, અહલ્યાબાઈ, લક્ષ્મીબાઈના દૃષ્ટાન્ત છે આદર્શપત્નીના દષ્ટાન્ત તો અનેક છે કુમારિકા જોતી હોય તો ઉમાનો આદર્શ છે સ્ત્રીત્વની પરાકાષ્ઠાનો સમાવેશ ગાન્ધારીમા થયો છે એવો બીજો દાખલો આપણને કોઈ પણ દેશના ઇતિહાસમા મળશે નહિ આટલુ તો ચારિત્ર્યના વિકાસ માટે

આ સઘળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે જીવનની સર્વસ્થિતિને અનુકૂળ થતા તેને શિખવાનુ છે પત્ની થતા પહેલા તેને સ્ત્રીત્વ શુ છે તે જાણવાનુ છે અને સ્ત્રી થતા

પહેલા મનુષ્યત્વનુ ભાન પ્રાપ્ત કરવાનુ છે અને તે જ ક્રમ પ્રમાણે કન્યાની કેળવણી આપવી આવશ્યક છે અને તેટના માટે સામાન્ય સાહિત્ય ઉપરાત વિજ્ઞાન, ઇતિહાસ, અને ભુગોળનુ જ્ઞાન આવશ્યક છે ભારતવર્ષના નૈતિક આ રો આ સમયમા જૂદુ જ રૂપ લીધુ છે રાષ્ટ્રીય અને પ્રજાકીય આદર્શનો એમા સમાવેશ થાય છે આપણા દેશના ભૂતકાળનો સબધ અને સ્થિતિ જાણીને બેશી રહેવાનો વખત નથી પરતુ જગતના અન્ય દેશો સાથે તેનો સબધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે તેનુ જ્ઞાન આવશ્યક છે અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે રસ્તા છે, મેજીકલેન્ટન, સીનેમાના દેખાવો તથા માતૃભાષા અને તેને માટે ન્હાની મોટી શાળાઓ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સ્ત્રીઓના વર્ગો વાચનગૃહો વ્યાખ્યાન માળાઓ એ સાધન છે પરતુ આ શાળાઓ અને આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકૂળ હોવા જોઈએ, વિરુદ્ધ હશે તો નિષ્ફળ જશે અને જાય છે અમદાવાદ, સુરત પુનામા છે તેવા મહિલાવિદ્યાલયો દરેકેદરેક શહેરમા કહાડવા જોઈએ અને તેના કાર્યક્રમમા પ્રસગાનુસાર ફેરફાર કરવો જોઈએ પહેલુ પરતુ આપણે ભણવુ જોઈએ વળી હોસ્પીટલો નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે, માગણી કરે છે સારી સ્થિતિની સ્ત્રીઓ આ કામ કરવાનો આરભ કરે તો સારી નર્સો, ડાક્તરો તૈયાર થઈ શકે પરતુ સ્ત્રીઓ આગળ પડતા હજુ ડરે છે છોકરાઓ અને છોકરીઓ માટે બોર્ડીંગોની મોટા શહેરોમા જરૂર છે તેની દેખરેખ માટે સારા કુટુબની મેટ્રનોની જરૂર છે શિક્ષકોની જરૂર છે આ બધુ કામ હવે આપણે જલદી કરવાનુ છે દરેક પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનુ કર્તવ્ય પ્રાપ્ત થયેલુ છે, મનુષ્યત્વનુ આ એક નિમિત કરેલુ કર્તવ્ય છે હવે જો અર્વાચીન જાગૃતિના મહત્ત્વના તત્ત્વોની ભાવના માતૃભાષામા ઉતરે તો મુશ્કેલી ઘણે અશે દુર થાય એ ઉજાગો દિવસ લાવવા માટે ભારતમાતા અનેક વ્રતોની આશા રાખે છે અગર ધર્મનિષ્ઠ કર્તવ્ય નિષ્ઠ ઉપાસકોની આશા રાખે છે ગ્રીવગમા કેળવણીનો પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રીપુરુષોએ એકઠા મળીને કામ આરભવાનુ છે નવરી રજાના વખતમા પોતાના ઘરમા કે ગામમા દરેક શિક્ષિત વ્યક્તિ વર્ષે દિવસે કાઈ નહિ તો બાર પાઠ આપે તો તેને લીધે કેટલો બધો લાભ થાય! વળી આપણે માતૃભાષાનુ સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરભવો જોઈએ, ચોપડીઓ અને ચોપાનીઆ શિક્ષકો કરતા વધુ સારે કામ કરી શકે છે અને એટલા માટે આ જમાનાના અક્ષરોને ઉન્નતી કરીશુ છે નવા જીવન, અને નવા આદર્શ માટે નવુ સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે નવા આદર્શો નવા તત્ત્વોની ચર્ચા કરવાની જરૂર છે અત્યારનુ આપણુ સાહિત્ય બહુ જ શુષ્ક અને નિરસ છે તેમા કાઈ ઉડી, ગભીર, છાપ કે જુસ્સો નથી બુદ્ધ, અશોક, ચદ્રગુપ્ત, અકબર વિગેરે મહાન પુરુષોના ખરા જીવન જાણવા માટે ઇંગ્રેજી ભાષા શીખવાની-સારી રીતે જાણવાની જરૂર પડે તો-ભારતવર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમા ઉતારી શકે? રશીઆના મહાન્ પીટરની મા રાણી કૅથરીન ઘણી જ ઉત્સાહી બળવાન્ અને બુદ્ધિશાળી હતી તેણે રશીઆના સાહિત્યને જે ફાળો આપ્યો છે તે

ખરે જ પોતાના સ્વભાવનુ પ્રતિબિમ્બ છે એક વ્યક્તિ પણ પ્રજાને અને દેશને પોતાના લખાણથી કેટલી મજબુત અસર કરી શકે છે તે એના ન્યેના નાટકો અને નવલકથાઓ ઉપરથી માલુમ પડે છે વળી જ્યારે એની પાછલી અવસ્થામા પોતાના હૈહિતોને નિરૂપુ આપવાનો પ્રસગ આવ્યો ત્યારે પોતાની મેળે જ રશિયન સાહિત્યનો વધારો કર્યો ઇતિહાસના અનેક મોટા મોટા પુસ્તકો લખ્યા રચાવ્યા કેટલાક નવા તૈયાર કરાવ્યા, ફ્રેંચ ભાષામાથી તત્વજ્ઞાનના ગ્રન્થો પણ રશીઅન ભાષામાં ઉતરાવ્યા

રશીઅન સ્ત્રીલેખકો પુરુષોના કરતા વધારે સારા ગ્રન્થ લખતી અને પુરુષોને કહેતુ પડતુ કે 'All of you Russian women are higher and more vigorous than we men' ઘણા ઉચા સસ્કારવાળા પુરુષો કરતા સ્ત્રીઓના લખાણ ચઢી જાતા આવતા રશીઅન સ્ત્રીલેખકોમા પ્રથમ પ તો રાણી કેથરીન અને તેની સખી પ્રિન્સેસ ડાશ્કોફનુ જ હતુ કેટલીક આકૃતિ થઈ હતી પણ વધારે હિસ્સો તો નવલકથામા હતો સ્ત્રીજાતિના દુ ખ કુટુમ્બ—જનની પ્રેમની કથા દુષ્ટ માતાની વર્તણુક, સમાજની નિષ્ઠુરતાઓ, વિગેરેના ચિત્ર સ્ત્રીઓએ જ આલેખ્યા છે ને તેથી તે ચિત્રો ઘણા આબેહુબ છે આ પ્રમાણે રશિઆના સાહિત્યમા સ્ત્રીવર્ગે એ નવો ઉમેરો કર્યો છે, કારણ કે પોતાના સાહિત્યની વૃદ્ધિની જરૂરીઆત તેઓ સપૂર્ણ સમજ્યા હતા આ જમાનાના લેખકો વર્તમાન કાળની કીર્તિના લોભની ઇચ્છા છોડી દઈને સ્ત્રીઓ અને સામાન્ય જનસમૂહની ભાષામા અર્વાચીન જ્ઞાનનો અને ગોતનો ઉતારો કરશે તો ભવિષ્યકાળમા તેમની કીર્તિ ઘણી વધશે સ્ત્રીઓના હિતને અર્થ લેતાનુ આ કામ પુરુષોએ કરવુ જોઈએ આ પ્રકારની ઉદારતા અને લાગણી આપણા પુરુષોમા છે જ એ નિ:સશય છે આપણી civilization altruistic છે સતી કરવાનો ક્રૂર રીવાજ નાબુદ કરવામા પહેલ કરનાર માણસ રાજા રામમોહન રાય પુરૂષ જ હતો લગ્નની વિશુદ્ધિ બાબત લડત કરનાર મહાન ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર પુરૂષ જ હતો સ્ત્રીઓ પોતાનો હિસ્સો એવા કાર્યમા આપે એ ખરુ, પરતુ આપણા કાર્યમા આપણને વિશ્વાસ હોવો, એ વધુ અગત્યનુ છે

નવા જમાનામા નવા યુગમા સ્ત્રીઓની સાથે રહીને જ પુરુષોએ કામ કરવાનુ છે એ તો સત્ય જ છે ઇગ્લડ અમેરિકા, જર્મની, તુર્કસ્તાન, રશીઆ આ સઘળા દેશોમા જ્યારે જ્યારે કાંઈ પ્રગતિ થઈ ત્યારે ત્યારે સ્ત્રીઓનો મહત્વનો હિસ્સો તેમા રહેલો છે તે આપણે ઇતિહાસ તેમ જ ચાલુ બીનાઓ ઉપરથી જાણીયે છીએ

થોડા વર્ષ ઉપર તુર્કસ્તાનમા રાજ્યની મોટી ઉથલપાથલ થઈ હતી ત્યારે ત્યાની સ્ત્રીઓએ જ પુરુષોને બળ આપ્યુ હતુ યુરોપના સહવાસથી ત્યાની પડદેનશીન સ્ત્રીઓમા નવુ જ બળ આવ્યુ હતુ જનાનખાનામા રહેનારી સ્ત્રીઓ સ્વતત્રતા માટે પોકાર ઉઠાવતી હતી ખરી ચિંતાના સમયમા સ્ત્રીઓ ઘણા જ ઉત્સાહથી કામ કરતી. જે જે ગુપ્ત મિટીંગો

થતી તે સ્ત્રીઓના મનની દૃઢતા અને અગમ બુદ્ધિને લીધે જ થતી જોકે પરોક્ષ રીતે તેમનાથી કાંઈ થઈ શકતું નહિ, પણ અપરોક્ષ રીતે તેમણે ઘણી જ કીમતી સેવા બજાવી હતી સ્વાતંત્ર્યનું ખરૂં રહસ્ય તેઓ સમજી શકતા નહિ પરંતુ તેની કિંમત તેઓ સમજતા જે ટર્કી સ્ત્રીઓએ પોતાના બાળકોને સ્વાતંત્ર્યપ્રીતિના પાઠ હાલરડામાંથી શીખવ્યા હશે તે પોતાના પુત્રપુત્રીઓને પરાધીનતા અને ગુલામીનો ધિક્કાર એ તો વારસામાં જ આપશે આ સખ્ત જુલ્મ સમયના અનુભવ દુષ્ટ પરાધીનતાને લીધે માતાઓને, પત્નીઓને, અને સ્ત્રીઓને અસહ્ય સંકટ વેઠવા પડ્યા હતા પોતાનો એકનો એક પુત્ર વિના કારણે કારાગૃહ સેવે, પાલનપોષણ કરનાર પતિને ફાંસીને લાકડે લટકાવે, કુટુંબનું રક્ષણ કરનાર પિતાને દેશનીકાલ કરવામાં આવે આવી દુષ્ટતાનું કાંઈ પણ સાંત્વન હોઈ શકે જ નહિ ક્ષમાની ભાવના નષ્ટ થાય એ સ્વાભાવિક છે આવા સંકટ કોઈ પણ સ્ત્રી કદી ભૂલી શકે? આ કારણોને લીધે સ્વતંત્રતાનો જુસ્સો તેમનામાં જાગૃત થાય જ અને તેમના બાળકોને તે જ પાઠ શીખવે એમાં કાંઈ નવાઈ નથી

રાજ્યની ઉથલપાથલ પછી આ સ્ત્રીઓએ પુરુષો પાસે એવી માગણી કરી કે માત્ર રાજકીય હક્ક અમને આપવા તેટલાથી અમે સંતોષ નહિ માનીએ પણ અમારે તો સાંસારિક બાબતોમાં પણ છૂટ જોઈએ કે અમારે તો અમારા જનસમાજની ઉન્નતિ માટે તમારી સાથે રહીને જ કામ કરવાનું છે કારણ કે અમે જો તમારા આ હક નહિ સમજી શકીએ તો તમારા છોકરાઓને તમારે લાયકના નહિ કરી શકીએ આ તેમની માગણી પુરુષોને વાસ્તવિક લાગી સ્ત્રીઓની કેળવણી માટે પુરુષોને સમ્મતિ આપવી જ પડી જો કે અત્યંત યુરોપીઅન મય થઈ ગએલી સ્ત્રીઓ તો ત્યાંના વૃદ્ધ તેમ જ ઘણા જુવાનીઆઓને પસંદ જ નહોતી કારણ કે તેમને લાગ્યું કે ઘણા ઉતાવળા પગલા ભરીશું તો પ્રગતિને નુકસાન થશે તેમને એમ લાગ્યું કે પ્રાચીન સુધારા માટે અને સ્ત્રીઓની ઉન્નતિ માટે રફતે રફતે અને દેશને અનુસરીને સુધારા થવા જોઈએ ત્યાંની ખરી હિતચિંતક સ્ત્રીઓને પણ એ જ સત્ય લાગ્યું માસેહુતુમ કરીને એક સ્ત્રી લેખક લખે છે કે, 'અમારે કાંઈ સર નર બુરખો કહાડી નથી નાખવો, અમે તો માત્ર એટલું જ માગીએ છીએ કે અમને વધારે ઉત્તમ કેળવણી આપો! એવી કેળવણી આપો કે જેથી અમે અમારા પતિની સહચરી સહાયિની થઈ શકીએ અને અમારા પુત્રોને કેળવી શકીએ, આજ અમને જે કેળવણી મળશે તેના ઉપર કાલની સામાજિક સ્થિતિનો આધાર છે' આ પ્રકારની લેખકને લીધે જ ટર્કીની સ્ત્રીઓ છેવટે વિજયી થઈ છે એને લાગ્યું કે પુરુષને મહેનતના બદલામાં થોડાક પૈસાની ઇચ્છા છે, તો ભલે એટલું મળ્યું ખાશું, ખુશામત સહુને વહાલી છે તેમાં કાંઈ પૈસા બેસતા નથી આપણે વેંત નમીશું તો એ હાથ નમશે આતો એક સ્ત્રીજાતિની અસલથી ચાલી આવતી પૉલિસી છે એને જ લીધે સ્ત્રીજાતિની સત્તા ટકી રહે છે હાલ ટર્કી સ્ત્રીઓ પુરુષોને બહારના જગત્ પર રાજ્ય ચલાવવા દે છે કેમકે તેઓ પોતાનું રાજ્ય પુરુષો ઉપર ચલાવી શકે છે અમને એવી કેળવણી આપો કે જેથી અમે તમને કેળવી શકીએ

આ માગણીમા કાઈજ અણુવટતુ નથી ટર્કીની સ્ત્રીઓની માગણી બરાબર આપણી જેવી જ છે ફેર એટનો જ કે આપણામા હજી એવો જુસ્સો આવ્યો નથી, બાકી આપણી મુક્તિ આપણા શિવાય બીજા કોઇના હાથમા નથી એ તો નક્કી જ છે

સ્ત્રીઓના હિસ્સા માટે આપણે એટના વધ પણ પછાત જવાની જરૂર નથી હાનમા તાજો જ દાખનો રશીઆના ઉદ્ધારનો છે રશિઆ એટલે રાજાનો સખત કારોબાર એમ જ અત્યાર મૂધી આપણે જાણ્યુ છે પરતુ આ જમાનાનો પ્રવાહ એટલો જલદી વહે છે કે કાલે શુ થશે તેનો જગ પણ ખ્યાન આજે આવી શકતો નથી રશીઆની એ પ્રજા આજે રાજાના સખ્ત બધનોમાથી છૂટીને સ્વતત્ર થઈ છે જગતના ઇતિહાસમા આ મહાન્ ઉથલ પાથલ અપૂર્વ છે કારણ કે ઘણા જ ટૂકા વખતમા અને કાઈ પણ લોહી રેડાયા વગર માત્ર જનસમૂહના સામાન્ય હિતને અર્થે જ આ ઉથલપાથલ થઈ છે આ અપૂર્વ ઉથલપાથલ કર નામા એક સ્ત્રી કૅથરીન બ્રૅશ કૉનયાન્કાનુ નામ આગળ આવ્યુ છે આ મહાન્ સ્ત્રીને રેવો લ્યુશનની ગ્રાન્ડ મધર ( દાદી ) એવુ ઉપનામ આપવામા આવ્યુ છે, અત્યારે એની ઉમર ૭૭ વર્ષની છે વીસ વરસ સુધી એણે દેશની શિક્ષા ભોગવીને આજે એ સ્વતત્ર થઈ છે એનો ગુન્હો એ જ કે દેશને બધનમાથી મુક્ત કરવો એ એની મોટી આકાક્ષા આ સ્ત્રીનુ ચરિત ખરે જ જાણવા લાયક છે થોડા વધ ઉપર એક લેખક નીચે પ્રમાણે તેની હકીકત આપી હતી

"એણે પોતાના જીવનમા અનેક સકટ ખમ્યા છે, અને કેદખાનામા રહેવાને લીધે તેના ૩૫ વર્ષની વયે કાપેના ટૂકા વાળ સફેદ થઈ ગયા હતા સખત હાડમારી, જેલરો વિગેરે આપવા વેઠ્યા છતા તેના દઢ સ્વભાવમા અથવા સ્વમાન અને સ્વકર્તવ્ય સબધી ભાવનામા કાઈ જ ફેર પડ્યો નહોતો, એણે બહુ જ સારૂ શિક્ષણ લીધેલુ હતુ પોતાના દેશની પ્રાથમિક શાળામા તેણે પ્રથમ શિક્ષણ લીધુ હતુ અને પછી સ્વિટ્ઝર્લૅન્ડમા તે શીખી હતી ફ્રેંચ, જર્મન, અને અગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી સગીત પણ સારૂ જાણતી એકદર રીતે એ ઘણી જ ચપળ અને ચબરાક સ્ત્રી લાગતી હતી બે વાર તેને કાગની ખાણોમા સખત મજૂરીની શિક્ષા કરીને મોકલવામા આવી હતી અને ત્યારપછી પણ બેનેનજીન્ક નામની ઘણી જ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપતામા તેને જોર જુલમથી રાખવામા આવી હતી, ત્યા તેની સ્થિતિ બહુ જ દયાજનક હતી કોઈ પણ સારા સસ્કારી સ્ત્રીપુરૂષોનો ત્યા સમાગમ જરાયે નહિ અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણી જ જુજ રકમ તેને આપવામા આવતી પત્રવ્યવહારપર પણ પોલીસની દેખરેખ રહેતી કુટુબ મિત્ર સઘાથી વિખુટ તેને રહેવુ પડતુ અને ભવિષ્યમા કોઈ દિવસે સારો દિવસ જોવાની તેને આશા નહોતી ત્યાને ત્યા જ હાડમારીમા થોડા વધ ગાળીને નિરાશામા જ તેનુ મૃત્યુ થશે એમ લાગતુ તે છતા આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઈ નહોતી પોતાની જન્મભૂમિની સ્વતત્રતા માટે એને એટલી ઊંડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે સ્વામા માણસને એને માટે દયાની અને માનની લાગણી થઈ આવતી એ કહેતી હતી કે, 'આપણે દેશવટો ભોગવીશુ આપણા છોકરા પણ કદાચ

આ માગણીમા કાઈજ અણઘટતુ નથી ટર્કીની સ્ત્રીઓની માગણી બરોબર આપણા જેવી જ છે ફ્ર એટલો જ કે આપણામા હજી એવો જુસ્સો આવ્યો નથી, બાકી આપણી મુક્તિ આપણા શિવાય બીજા કોઇના હાથમા નથી એ તો નક્કીજ છે

સ્ત્રીઓના હિસ્સા માટે આપણે એટલા દૂર પણ પશ્ચાત જવાની જરૂર નથી હાલમા તાજો જ દાખલો રશીઆના ઉદ્ધારનો છે રશિઆ એટલે રાજાનો સખત કારોબાર એમ જ અત્યાર સુધી આપણે જાણ્યુ છે પરતુ આ જમાનાનો પ્રવાહ એટલો જલદી વહે છે કે કાલે શુ થશે તેનો જરા પણ ખ્યાલ આજે આવી શકતો નથી રશીઆની એ પ્રજા આજે રાજાના સખ્ત બધનોમાથી છૂટીને સ્વતત્ર થઈ છે જગતના ઇતિહાસમા આ મહાન્ ઉથલ પાથલ અપૂર્વ છે કારણ કે ઘણા જ ટૂકા વખતમા અને કાઈ પણ લોહી રેડાયા વગર માત્ર જનસમાજના સામાન્ય હિતને અર્થે જ આ ઉથલપાથલ થઈ છે આ અપૂર્વ ઉથલપાથલ કર વામા એક સ્ત્રી કૅથરીન બ્રૅશ કૉવસ્કાનુ નામ આગળ આવ્યુ છે આ મહાન્ સ્ત્રીને રૅવો લ્યુશનની ગ્રાન્ડ મધર ( દાદી ) એવુ ઉપનામ આપવામા આવ્યુ છે, અત્યારે એની ઉમર ૭૭ વર્ષની છે ત્રીસ વરસ સુધી એણે કેદની શિક્ષા ભોગવીને આજે એ સ્વતત્ર થઈ છે એનો ગુન્હો એ જ કે દેશને બધનમાથી મુક્ત કરવો એ એની મોટી આકાક્ષા આ સ્ત્રીનુ ચરિત્ ખરે જ જાણવા લાયક છે થોડા વખ ઉપર એક લેખકે નીચે પ્રમાણે તેની હકીકત આપી હતી 'એણે પોતાના જીવનમા અનેક સન્કટ ખમ્યા છે, અને કેદખાનામા રહેવાને લીધે તેના ૩૫ વરસની વયે કાપેલા ટૂકા વાળ સફેદ થઈ ગયા હતા સખત હાડમારી, ફેરવટો વિગેરે આપદા વેઠ્યા છતા તેના દૃઢ સ્વભાવમા અથવા સ્વમાન અને સ્વકર્તવ્ય સબધી ભાવનામા કાઈ જ ફેર પડ્યો નહોતો, એણે બહુ જ સારૂ શિક્ષણ લીધેલુ હતુ પોતાના દેશની પ્રાથમિક શાળામા તેણે પ્રથમ શિક્ષણ લીધુ હતુ અને પછી સ્વિટ્ઝર્લન્ડમા તે શીખી હતી ફ્રેંચ, જર્મન, અને અગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી સગીત પણ સારૂ જાણતી એકદર રીતે એ ઘણી જ ચચળ અને ચમત્કાર સ્ત્રી લાગતી હતી બે વાર તેને કાચાની ખાણોમા સખત મજૂરીની શિક્ષા કરીને મોકલવામા આવી હતી અને ત્યારપછી પણ સેનેતજીમ્ક નામની વાળી જ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપતામા તેને જોર જુલમથી રાખવામા આવી હતી, ત્યા તેની સ્થિતિ બહુ જ દયાજનક હતી કોઈ પણ સારા સરકારી સ્ત્રીપુરુષોનો ત્યા સમાગમ જરાયે નહિ અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણી જ જુજ રકમ તેને આપવામા આવતી પત્રવ્યવહારપર પણ પોલીસની દેખરેખ રહેતી કુટુબ, મિત્ર, સઘાથી વિખુટા તેને રહેવુ પડતુ અને ભવિષ્યમા કોઈ દિવસે સારો દિવસ જોવાની તેને આશા નહોતી ત્યાને ત્યા જ હાડમારીમા થોડા વરસ ગાળીને નિરાશામા જ તેનુ મૃત્યુ થશે એમ લાગતુ તે છતા આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઈ નહોતી પોતાની જન્મભૂમિની સ્વતત્રતા માટે એને એટલી ઊડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે મ્હોટા માણસને એને માટે દયાની અને માનની લાગણી થઈ આવતી એ કહેતી હતી કે, 'આપણે દેશવટો ભોગવીનુ આપણા છોકરા પણ કદાચ



પશ્ચિમ હિમાલયમાં સતલજ ખીણ.

દેશવટો ભોગવશે, અને તેમના છોકરા પણ દેશવટો ભોગવશે, પરન્તુ છેવટ તો માર ફળ મળશે જ' ધન્ય છે આવી દેશભક્તિને ને ધન્ય છે આવી વીરજને થોડા વર્ષ પછી આ સ્ત્રી ઈગ્લડમા આવીને રહી અને સ્ત્રીઆમાં સ્વતત્રતાની ચળવળ ચલાવવા માટે પૈસા ઉઘરાવવા મડી પચીસ વર્ષ કાગળુદમા અને સાઈબીરીઆના ગળામા ગાળીને સુધરેના દેશમા તેણે જીવન ગાળવા માંડ્યુ અને અત્યારે હવે તેના દેશના લોકો તેને અમારી વહાલી દાદી એ ઉપનામે ઓળખાવે છે કેટલાક તેને 'અમારી મહાન વડીલ સ્ત્રી *Grand Old Women*' એ નામ આપીને પોતાના માન અને વહાલની લાગણી બતાવે છે બલીહારી છે આવા સ્ત્રી રત્નોની મહાન ટૉલ્સ્ટોયના નખાણ ઉપરથી માલુમ પડે છે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સાથે સાઈબીરીઆના ગળામા દેશવટો ભોગવતી અને બીજાના દુ ખ એ રીતે ઓછા કરવાનો પ્રયત્ન કરતી જોવામા આવે છે એ જ કે સ્ત્રીઓમા કાઈ ઓછી શક્તિ નથી

અત્યારે આપણી સ્થિતિ કેવી છે? ઘણા વર્ષોથી આપણા લોકોને શસ્ત્ર વાપરવાનુ છોડી દેવુ પડ્યુ છે લડાઈના પ્રસગો જોવાના અનુભવ મળ્યા નથી તેથી સ્ત્રીપુરુષોમા બિરુતા આવી ગઈ છે, લોક વેપારીબુદ્ધિના થઈ જવાથી લડાઈની વીરકથાઓનો રસ રહ્યો નથી હવે સમય ઘણો બારીક આવ્યો છે જો ભોગજોગે પણ આપણા દેશ ઉપર પરદેશી હુમલો થાય તો હિન્દના પુત્રોને રણસગ્રામમા જવુ પડશે, અને હિન્દી માતાઓએ તેમને ઉત્તેજન આપવું પડશે આપણી પુત્રીઓનુ અને સ્ત્રીઓનુ રક્ષણ શુ પારકી પ્રજા આવીને કરશે? આ ધ્યાન જ તિરસ્કારયુક્ત છે

સ્ત્રીઓએ ઘણા નવા કામ માથે લેવા પડશે અને તે કાર્યો સમજાવવાનુ કામ, સમાજો અને સભાઓએ કરવુ પડશે એકત્ર થઈને સ્ત્રીઓની પ્રવૃત્તિઓની વ્યવસ્થા કરવી પડશે, અને જુદા જુદા સ્થળોના કાર્યક્ષેત્રની માહિતી રાખવી પડશે લોકોમા જેમ શિક્ષણની આકાંક્ષા વધશે તેમ તેમ તેમને સાહિત્ય પુરુ પાડવુ પડશે એકત્ર રીતે વ્યવસ્થિત કામ કરવાની ટેવ આપણે પાડવાની છે, અને જુમેદારી લેતા શીખવાનુ છે જ્યા પહેલા મે કાર્યવાહકોથી કામ થતુ ત્યા હવે બાર જોઈશે, અત્યારે તો આપણે જોઈએ છીએ કે એક સભાને માટે કે મડળો માટે સ્ત્રી અધ્યક્ષ કે સેક્રેટરી માટે કેટલી આપદા પડે છે સ્ત્રીએ આગળ પડીને કામ કરવાની હોસ અને ઉત્સાહ રાખવા જોઈએ અને કામ ઉપાડી લેતા શીખવુ જોઈએ કદાચ આપણા પુરુષોને લડાઈમા જવુ પડે તો કુટુબનુ આરોગ્ય અને બીજી સઘળી દેખરેખ આપણે જ કરવી પડશે હાલ તો મોટા લોકની અને અધિકારી વર્ગની સ્ત્રીઓ છેક પરાધીન થઈ ગએલી હોય છે પોતાને કાઈ આવડ હોતી નથી, દરકાર હોતી નથી, અને મોટાઈના અહકારમાં તણાઈ જાય છે તેથી એ નથી કાઈના ઉપયોગમા આવતા કે નથી તેમનુ માન પણ

માટે હવે આપણે એ જરૂરનુ છે કે જેમ બને તેમ સ્ત્રીઉન્નતિના પ્રશ્ન એટલે આમા જીક ઉન્નતિના સઘળા પ્રશ્નો આપણે હસ્તક લેવા અને તેનો નિર્ણય આપણે પોતે જ કરતા શીખવાનુ છે હમણા થોડા જ દિવસ ઉપર ગિરમીટીઆ મજુરીની પ્રથા દુર કરવા માટે સ્ત્રીઓનુ એક ડેપ્યુટેશન વાઈસરોય પાસે ગયુ હતુ તેમની માગણીના જવાબમા તે નામ૦ રે કહ્યુ હતુ

કે, "હિન્દુસ્થાનમા બ્રિટીશ અમલના ઇતિહાસમા સ્ત્રીઓ જાતે વાઇસરોયને આ પ્રથમ વખત જ વિનતી કરવા આવી હતી આ પ્રમાણે સ્ત્રીઓ જે સલાહ આપીને સરકારને મદદ કરે તો સરકારનુ કામ ઘણુ સરલ થાય તેમા યે ખાસ કરીને સ્ત્રી કેળવણીનો પ્રશ્ન કારણ કે, કેળવણીના અભાવને લીધે સ્ત્રીપુરુષની વચ્ચે બેસુમાર અતર રહે છે સ્ત્રીઓ જો કેળવણીમા આટલી બધી પાછળ પડી જાય તો દેશની ઉન્નતિ થઈ શકે જ નહિ, જોકે સાંસારિક રીતરીવાજો ઘણા પ્રતિબધક છે પરતુ તે છતા સુશિક્ષિત સ્ત્રીઓએ એકત્ર મળીને સરકારને સલાહ અને મદદ આપવા જોઇએ આ ઉપરાત બીજી બાબતો છે દાખલા તરીકે આરોગ્ય, સ્વચ્છતા, ક્ષય કે જે ખાસ કરીને સ્ત્રીઓને વધારે લગતા પ્રશ્નો છે જો પ્રતિષ્ઠિત અને શિક્ષિત સ્ત્રીઓ પોતાની અશિક્ષિત બહેનોને સુધારવા માટે મડી રહે તો તેથી ઘણો જ લાભ થાય સ્ત્રીઓએ જે કાંઈ કરવા માડ્યુ છે તે ભવિષ્ય માટે શુભ ચિન્હ છે"

સ્ત્રીઓના કર્તવ્યપ્રદેશની આમા રૂપરેખા આપી છે તે મોટુ છે આપણે કામ આ બાજુ અને પદ્ધતિસર વ્યવસ્થાપૂર્વક અને ખપથી ઉત્સાહપૂર્વક કામ કરીશુ તો આપણી ફતેહ જ છે તે જ તરફ આ આપણી સમાજનુ પ્રયાણ છે અને તેને જેમ બને તેમ આપણે મદદ કરીએ એ આપણી ફરજ છે "જ્યારે હિન્દની પુત્રીઓ તેમના પુત્રોને પ્રોત્સાહિત કરતી થશે ત્યારે જ હિન્દ મા મહાત્મા, વીર પુત્રો, તત્ત્વજ્ઞાનીઓ અને ગુરવીરોની પ્રજા બનશે"+



+ મુબાઈની ભગિનીસમાજના વાર્ષિક્ મેળાવડા વખતે તા ૭ એપ્રીલ ૧૯૧૭ ના દિવસે આપેલુ ભાષણ અ સૌ શારદા સુમન્ત મહેતા બી એ ની ખાસ અનુજ્ઞાથી

# ડૉ. સર જે સી. બોઝનો હિન્દુ યુનિવર્સીટિને સદેશો.

લેખ—પ્રો. નિર્ભયશંકર અમરજી યાજ્ઞિક, એમ એ

ડૉ. બોઝે બનારસ હિન્દુ યુનિવર્સિટિની સ્થાપના વખતે જે વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું તે આપણે ખાસ મનન કરવા યોગ્ય છે તેથી તેના મુખ્ય મુદ્દાઓ નીચે આપ્યા છે—



ડૉ. સર જે સી બોઝ

### ૧. દરેક જીવન્ત વ્યક્તિની દ્વિવિધા ક્રિયા

જ્યારે આપણે વનસ્પતિ તેમ જ પ્રાણીની દુનિયામાં [illegible] માટેની જૂદી જૂદી જરૂરીઆતો વિષે અવલોકન કરીએ છીએ ત્યારે એક મહાન્ સત્ય આપણી નજરે આવે છે કે કોઈ પણ વ્યક્તિનું અસ્તિત્વ તેમ જ વિકાસ કાયમ રાખવા માટે અમુક બધા-

રણની જરૂર છે એટલું જ નહિ પરન્તુ તેને બાહ્ય દુનિઆની જુદી જુદી શક્તિઓ સાથે સમ્બન્ધમાં રહેવાની પણ જરૂર રહે છે દરેક સેન્દ્રિય વ્યક્તિએ બાહ્ય દુનિઆ તરફથી પ્રેરણા મેળવવી જોઈએ તેમ જ બાહ્ય દુનિઆને પોતાની આન્તરિક વસ્તુઓમાંથી પણ કાંઈક આપવું જોઈએ કોઈ પણ વ્યક્તિના પૂર્ણ તંદુરસ્ત જીવનનો આધાર આપવાની તેમ જ લેવાની દ્વિવિધ ક્રિયા ઉપર છે અને આ બંનેની કોઈ પણ ક્રિયામાં અવરોધ કરવામાં આવે તો ઘણાં ઉદાસીસૂચક ચિહ્નો ઉત્પન્ન થાય છે અને તેને પરિણામે મૃત્યુ થાય છે

ડૉ. ગેડ્સ ઉપર કહેલું સત્ય કોઈ પણ દેશના બુદ્ધિમય જીવન (*Intellectual life*)ને લાગુ પાડે છે અને તેમની માન્યતા એવી છે કે કોઈ પણ દેશ જે પોતાને પૂર્ણ માનીને બાહ્ય દેશો તરફથી પ્રેરણા મેળવવાની ઈચ્છા રાખતો નથી, અથવા તો બાહ્ય દેશો તરફથી વારંવાર પ્રેરણા મેળવ્યા છતાં પોતાના તરફથી અન્ય પ્રજાઓને ઉપયોગી થઈ પડે તેવી કાંઈ પણ વસ્તુ આપી શકતો નથી, તે દેશના રાષ્ટ્રીય જીવન (*National life*)નો અન્ત નજદીક આવેલો માલુમ પડે છે અને તેનો અધઃપાત થાય છે

### ૪. રાષ્ટ્રીય યુનિવર્સીટિની ફરજ.

આપણી પ્રજા પોતાની શક્તિઓનો લાભ અન્ય પ્રજાઓને પણ પૂર્ણ રીતે આપી શકે તેવો આપણો ઉદ્દેશ છે અને આ ઉદ્દેશ પરિપૂર્ણ કરવાને રાષ્ટ્રીય યુનિવર્સીટિએ આપણને સહાયતા આપવી જોઈએ પરન્તુ આપણો આ પ્રશંસનીય હેતુ પાશ્ચાત્ય યુનિવર્સીટિઓની જુના વખતની પ્રચલિત રીતિઓનું આપણી રાષ્ટ્રીય યુનિવર્સીટિ અનુકરણ કરે તેથી પાર પડવાનો નથી આપણી કેળવણીની રીતો આધુનિક જમાનાને અનુસરીને ચાલતી હોવી જોઈએ તેમ જ આપણે સમયાનુસાર તેમાં ફેરફાર કરી શકીએ તેવી હોવી જોઈએ ભારતવર્ષ દુનિઆની પ્રજાઓમાંનું પોતાનું માનનીય સ્થાન ગુમાવ્યું છે અને તે સ્થાન પાછું મેળવવા માટે આપણી રાષ્ટ્રીય યુનિવર્સીટિએ પ્રયાસ કરવાનો છે ઑક્સફર્ડ, હાઈડલબર્ગ, કે કોલમ્બીઆની યુનિવર્સીટિઓની શાખાઓ ખોલવાને આપણે કદાચિત્ શક્તિમાન્ થઈએ તો પણ આપણે તે માનનીય પદ પાછું મેળવી શકશું નહિ કોઈ પણ રાષ્ટ્રીય યુનિવર્સીટિને વિશ્વમાન્ય સ્થાન કોઈ પણ જાતના કૃત્રિમ ઉપાયોથી મળી શકતું નથી પરન્તુ દુનિઆની અન્ય પ્રજાઓના જ્ઞાનના વધારા માટે ભારતવર્ષના વિદ્વાનો તરફથી કરવામાં આવતા પ્રયાસોથી જ, દુનિઆની અન્ય પ્રજાઓનું સન્માન મેળવી શકાશે

આપણી યુનિવર્સીટિઓએ પરભાષાના જ્ઞાન માટે તથા બીજી કળાઓમાં અનુકરણ કરવાની શક્તિ માટે અન્ય પ્રજાઓ તરફથી પ્રશંસા મેળવે એવા ગ્રેજ્યુએટો જ ફક્ત હવે તૈયાર કરવામાં સંતોષ માનવાનો નથી એવી પ્રશંસાઓથી આપણે સંતોષ માનતા એ દિવસો હવે ગયા છે, કારણ કે હવે આપણે સખ્ત કસોટીમાંથી પસાર થવાનું છે અને ભારતવર્ષે દુનીઆની અન્ય પ્રજાઓમાં ગુમાવેલું માનનીય સ્થાન પાછું મેળવવાનું છે દરેક

સુધરેલી પ્રજાએ પૃથ્વીના જ્ઞાનના વધારા માટે પોતા તરફથી ફાળો આપ્યો છે અને આપણે પણ આપણા તરફથી ફાળો આપવામા પ ગત પડવુ નહિ ડૉ બોઝની શોધોથી આપણે માટે શોધખોળ માટે નવી દિશાઓ ખુલ્લી થઈ છે અને આપણે તે હાથ ઉપાડી લેવુ જોઈએ વિજ્ઞાનને ડૉ બોઝે આર્યાવર્ત તરફથી મહાન ભેટ કરી છે અને તેવી મહાન ભેટોની પરપરા ચાલુ રાખવાની આપણી ફરજ છે

જ્ઞાન કોઈ પણ પ્રજાના સ્વતન્ત્ર હક જેવુ નથી તેમ જ કોઈ પણ જ્ઞાનના ભૂગોળના બન્ધનોથી બધાયેલુ નથી વિજ્ઞાન પણ તદ્દન પશ્ચિમનુ કે પૂર્વનુ નથી, પરન્તુ સર્વેનો તેના ઉપર સરખો હક્ક છે અને સર્વે પ્રજાઓની તેમા વધારો કરવાની ફરજ છે ત્યારે પ્રશ્ન થાય છે કે આર્યાવર્ત પૃથ્વીના જ્ઞાનના વધારા માટે શો ભાગ આપવાનો છે? આ પ્રશ્નનો જવાબ આપતા પહેલા વિજ્ઞાનના વિષયમા ભારતવર્ષનુ શુ સામર્થ્ય હતુ અને આધુનિક નિર્બળતાનુ શુ કારણ છે, તે આપણે જોવુ જોઈએ

## ૩. સત્યશોધન માટેની આવશ્યકતા

આ તપાસના આ ભાગમા જ ડૉ બોઝ, સત્યશોધન માટે શી શી જરૂરીઆતો છે તેમ જ તેમાની કટલી આપણામા છે અને કેટલીનો આપણામા અભાવ છે, તે વિષે પોતાના વિચાર પ્રકટ કરે છે ડૉ બોઝની માન્યતા એવી છે કે કોઈ પણ જાતનુ વિજ્ઞાનનુ મહાન કામ કરવા માટે બે વસ્તુઓની સરખા હિસ્સામા જરૂર પડે છે એ બેમાથી કોઈ પણ પ્રમાણ વધારે હોય તો બીજીને નુકશાન થઈ પડે છે તે બે વસ્તુઓ નીચે મુજબ છે—

(૧) અસાધારણ કલ્પનાશક્તિ અને (૨) કલ્પનાશક્તિનો પ્રયોગોમા નિયમિત ઉપયોગ કરવાની શક્તિ નિરકુશ કલ્પનાશક્તિ કે ઉદ્દેશ વિનાના પ્રયોગોથી કોઈ પણ જ્ઞાનની ફતેહ મળી શકતી નથી વિજ્ઞાનના આશય પમાડે તેવા કાર્યો કરવા માટે આપણે ધ્યાનમા રાખવુ જોઈએ કે આપણી ઇન્દ્રિયોની શક્તિ અમુક હદ સુધી જ છે અને તેથી કરીને તેની શક્તિઓની હદ વધારવા માટે આપણને કૃત્રિમ ઇન્દ્રિયોની સહાયતા લેવી પડે છે આ રીતની કૃત્રિમ ઇન્દ્રિયો બનાવવા માટે અપૂર્વ શોધબુદ્ધિ તેમ જ અસામાન્ય રચનાચાતુર્યની જરૂર પડે છે આર્ય શોધકોને આપણી ઇન્દ્રિયોની અપૂર્ણતાની માહીતી હતી, પરન્તુ તેમની શક્તિ વધારવા માટેના કૃત્રિમ ઉપાયોને અભાવે તેઓ વિજ્ઞાનના જ્ઞાનમા વધારો કરી શક્યા નહિ વિજ્ઞાનમા આપણી ફતેહ ન થવાનુ કારણ ફક્ત આપણે પ્રયોગો કરવામા બેદરકાર રહ્યા તે જ છે આપણી આ બે દરકારીનુ કારણ કા તો ગમે તે કારણથી થયેલો રાષ્ટ્રીય જીવનનો અસ્ત હોય અથવા તો ટોળી અસ્થિરતાને લીધે ઉત્પન્ન થયેલી વ્યગ્રતા હોય, કારણ કે શોધકની મનસ્થિતિ સ્થિર ન હોય તો કોઈપણ વિષયમા ફતેહ મળતી જ નથી ગમે તે કારણ હોય પરન્તુ આટલુ તો ચોક્કસ છે કે ધીમે ધીમે જ્ઞાનના પ્રયોગોના કરાગારના કાબુમાથી આપણા શોધકનુ મન છૂટુ થયુ અને નિરકુશ કલ્પનાશક્તિના પ્રદેશમા ભટકવા

માનવુ અને આનુ પરિણામ એજ થાય છે કે કાંઈ પણ કતવ્ય કર્યા સિવાય મનની શક્તિ નષ્ટ થાય છે, તથા વિજ્ઞાનની મહાન્ શોધો ક તો આકસ્મિક કે કંતો માત્ર ઐન્દ્રજાલિક હોય તેવુ શોધકો માનવા લાગે છે

### ૪. શોધકનુ જીવન

આ પ્રમાણે સત્યશોધન માટે જે જે આવશ્યક અંશો છે તે વિષયમાં પોતાના વિચારો દર્શાવ્યા પછી ડા મોઝ શોધકનુ જીવન કેવુ હોય છે અને તેનામા કયા કયા સદ્ગુણોની જરૂર છે અને તે સદ્ગુણો આપણામા કેવી રીતે આવે છે તે વિષયમા પોતાના વિચારો દર્શાવે છે ડા મોઝ કહે છે તે પ્રમાણે વિજ્ઞાનના શોધકનુ જીવન સુખમય તેમ જ આરામવાળુ હોતુ નથી તેને તેના શરીરને તેમ જ જ્ઞાનતંતુઓને અત્યંત કષ્ટ આપવુ પડે છે, અને અન્ત વિનાની ઉપાધિઓથી પૂર્ણ જીવન ગાળવુ પડે છે આવુ કષ્ટપૂર્ણ જીવન ગાળતા છતા પણ તેને તેના કામમા ફતેહ મળશે જ, એવુ ચોક્કસ હોતુ નથી તેને લાભ કે ગેરલાભ જય કે પરાજય ની દરકાર કર્યા સિવાય પોતાના જીવનનો ભોગ આપવો પડે છે શોધકનુ જીવન કેવુ હોય છે તેના દૃષ્ટાંત તરીકે ડા મોઝ હવા ઉપર કાબુ મેળવનાર પ્રખ્યાત વિજ્ઞાન શાસ્ત્રી લેંગ્લેનુ દૃષ્ટાંત આપે છે અમેરીકામા લેંગ્લેએ હવામા ઉડવાના યંત્રોની ધારણાશક્તિની (*supporting power*) શાસ્ત્રીય શોધ શરૂ કરી ત્યાર પ્હેલા જુદા જુદા નિષ્ફળ અખતરાઓ કરવામા ઘણા માણસોએ પોતાની જીંદગી ગુમાવી હતી ઘણા વર્ષો સુધી પ્રયોગો કર્યા પછી તેને જે પરિણામ મળ્યો તે તે વખતના પ્રચલિત વાયુશાસ્ત્રના સિદ્ધાતોથી વિરૂદ્ધ હતુ ત્યારપછી યત્રો ચલાવવા માટે હલકા વજનની "મોટર" બનાવવાના પ્રશ્ન બાબત તેને ઘણી મુશ્કેલી નડી આ મુશ્કેલીઓનો નિવેડા થયા પછી લેંગ્લેએ ૬ ઠ્ઠી મે ૧૮૯ ને દિવસે પોતાની મેળે હવામા ઉડતા યત્રનો નમુનો ઉડતો બતાવવાનો અખતરો કર્યો જે હવામા ઘણો વખત ગોળાકારમા ફરીને છેવટે પોટોમાક નદી ઉપર સહીસલામત ઉતર્યું આ પ્રયોગથી અમેરીકન પ્રજામા ઘણી ખુશાલી ઉત્પન્ન થઈ અને થોડા વખતમા એક તે બનતના મ્હોટા યત્રની હવામા ઉડવાના સમયની તેઓ આતુરતાથી રાહ જોવા લાગ્યા પ્રજાની સમજના આ પ્રયોગમા એક કારીગરની બેદરકારીથી એક સ્ક્રૂ બરોબર બેસ્યા સિવાય રહી ગયો હતો અને તેને પરિણામે તે યત્ર ઉંચે ચડવાને બદલે નદીમા પડ્યુ લોકો તિરસ્કારસૂચક ટીકા કરવા માડ્યા અને છાપાઓએ તેમા અતિશયોક્તિ કરી અને લેંગ્લે ભગ્ન હૃદયથી મૃત્યુ પામ્યો ઘણા શોધકોની આવી રીતની સ્થિતિ થાય છે પરન્તુ જે લાગણીથી તીવ્ર દુખ આપનારી છે તે જનાદાવી મળી જતી ફતેહની નહિ પરન્તુ દુર્લભ વસ્તુ મેળવવાના પ્રયાસમા મળતા પરાજયની છે

ત્યારપછી ડા મોઝ શોધકની માનસિક શક્તિઓ કેવી જોઈએ તે વિષય હાથમા લે છે ડા મોઝના અભિપ્રાય પ્રમાણે આપણે માનસિક શક્તિના વિષયમા સદ્ભાગ્યે સારી સ્થિતિમા છીએ સૌ કોઈ જાણે છે કે કોઈ પણ પ્રયોગ કરતા પ્હેલા તેનુ ચિત્ર આપણા મન આગળ

તૈયાર થવુ જોઇએ અને તેથી ફરીને દરેક શોધકને મનોદષ્ટિ શુદ્ધ રાખવા માટે મહાન્ પ્રયાસો કરવા પડે છે તે ઉપરાન્ત મહાન્ કાર્યો કરવા માટે એકાગ્રતાની પણ જરૂર પડે છે કારણ કે જે મનુષ્યનુ મન આમ તેમ ભટક્યા કરે છે તેને કોઈ પણ જાતની ફતેહ મળતી નથી આ બન્ને સદ્ગુણો આર્ય શોધકોમા પૂર્ણ અંશે હોય છે કારણ કે, સમ્બન્ધ વિનાની ભાવનાઓમાથી સત્ય તારવી કાઢવાની તેમ જ મનને એકાગ્રતાથી સ્થિર રાખવાની ટેવ આપ યોગને કુદરતી રીતે જ મળેલી હોય છે

ઉપર જણાવેલા સદ્ગુણો ઉપરાન્ત શોધકમા નિસ્પૃહતા હોવાની જરૂર છે કારણ કે જે લોકો આત્મીય લાભ કે લોકોના ધન્યવાદ માટેની ઇચ્છાથી જ કામ કરે છે તેઓને પૂર્ણ ફતેહ મળવી અસંભવિત છે પાશ્ચાત્ય શોધકોમા આ સદ્ગુણને અભાવે આત્મીય લાભ માટે યંત્રોની શોધ માટેની હરિફાઈ એટલી બધી વધી ગઈ છે કે વિજ્ઞાનના જ્ઞાનનો મનુષ્યની જીંદગી બચાવવાને જેટલો ઉપયોગ થાય છે તેના કરતા વિશેષ મનુષ્યની જીંદગીનો નાશ કરવા માટે થાય છે અને તેને પરિણામે આધુનિક સુધારો પણ પશ્ચિમમા નાશ થવાની અણી ઉપર આવીને સંશયાત્મક સ્થિતિમા રહેલો છે શુ આર્યાવર્તમા વિજ્ઞાનના જ્ઞાનનો આવો દુરુપયોગ થવો સંભવિત છે? ડૉ બોઝ આનો જવાબ પૂર્ણ વિશ્વાસથી આપે છે કે એવી રીતનો જ્ઞાનનો દુરુપયોગ ભારતવર્ષમા કોઈ દિવસ સંભવિત નથી, કારણ કે આયુર્વેદનમા તેમ જ આયજ્ઞાનમા–ગમે તો આર્યોની ધાર્મિક લાગણીઓ કહો અથવા કોઈ બીજા નામથી કહો એવો અંકુશ રહેલો છે કે જેથી જ્ઞાનનો એ રીતનો દુરુપયોગ થવા સંભવ જ નથી અને તે પ્રમાણેના જ્ઞાનને દુરુપયોગને આર્યલોકો મ્હોટામા મ્હોટુ પાપ સમજે છે

### ૫. વનસ્પતિ અને પ્રાણીની જીંદગી વચ્ચેનો સમ્બન્ધ.

ત્યાર પછી ડૉ બોઝ દુનિયામા ભવિષ્યમા વિજ્ઞાનની મ્હોટામા મ્હોટી શોધ કઈ ગણાશે તે તરફ આપણું ધ્યાન ખેંચે છે અને સૂચવે છે કે તે શોધ માટેનો મહાન્ યશ મેળવવાને આર્યાવર્ત ભાગ્યશાળી થાય. પશ્ચિમમા ચાલતા એક અંગીજ્ઞાનને ( *specialisation* ) અંગે આપણે ઘણી વખત ભૂલી જઈએ છીએ કે ખરેખરૂં જોતા સૌ વિજ્ઞાન શાસ્ત્રો જૂદા જૂદા નથી પરન્તુ જેની અંદર બધાનો સમાવેશ થાય છે તેવુ એક જ વિજ્ઞાનશાસ્ત્ર છે વિજ્ઞાનશાસ્ત્રની જુદી જુદી શાખાઓ વચ્ચે જે દેખીતી ભિન્નતા જણાય છે તે ખરેખરી નથી બધી શાખાઓ વચ્ચેનુ ઐક્ય માત્ર કલ્પનાશક્તિથી નહિ પરન્તુ પ્રયોગોથી સાબીત કરી બતાવવુ તે વિજ્ઞાનની મ્હોટામા મ્હોટી શોધ ગણાશે, તે તદ્દન નિર્વિવાદ છે શુ આ મહાન્ યશ મેળવવાને ભારતવર્ષ ભાગ્યશાળી થશે નહિ? ડૉ બોઝની માન્યતા પ્રમાણે જ્યા દેખીતી ભિન્નતા હોય ત્યા ઐક્ય સાબીત કરી બતાવવુ તે ઘણી જ મહત્વની શોધ ગણી શકાય તેમની પોતાની શોધ કે જેથી તેઓ વિશ્વવિખ્યાત થયા છે તે પણ તે જ પ્રકારની છે ડૉ બોઝે વનસ્પતિના અને પ્રાણીના ચેતન વચ્ચે એકતા કેવી રીતે સાબીત કરી છે તે આપણે જાણવુ જોઇએ આ સમ્બન્ધમા ડૉ બોઝે ફક્ત મ્હોટી

મ્હોટી કલ્પનાઓ જ કરી નથી, પરન્તુ મહાન્ આશ્ચર્ય પમાડે તેવા પ્રયોગોથી, સજીવ અને નિર્જીવ વચ્ચેનો ભેદ બતાવનારા જે અસંખ્ય લક્ષણો છે તે દરેકનું અન્વેક્ષણ કરીને, સાબીત કર્યું છે કે વનસ્પતિ અને પ્રાણીના ચેતન તત્ત્વે બીલકુલ તફાવત નથી આ એટલા એટલે સુધી છે કે વનસ્પતિઓમાં જોવામાં આવેલા અમુક જાતના આન્તરિક ફેરફારો ઉપરથી જો કોઇ પ્રાણીઓમાં પણ એવી જ રીતના ફેરફારો માલુમ પડતા જોઈએ તેનું ઘણી વખત ભવિષ્યકથન કર્યું અને તે દરેક વખત સત્ય પડ્યું છે આ પ્રયોગો માટે ઘણા જ અસાધારણ યન્ત્રોની જરૂર પડે છે અને જે લોકો આર્યોના વિજ્ઞાનના પ્રયોગો માટેના ચાતુર્ય બાબત તથા યન્ત્રરચનાની કુનેહતા બાબત આક્ષેપ કરે છે તેઓને આપણે એટલો જ જવાબ આપીશું તો બસ થશે કે ઉપર જણાવેલી શોધ માટેના યન્ત્રો ભારતવર્ષમાં જ બના વવામાં આવ્યા હતા અને તેથી અસાધારણ ગૌરવ કેવળ માત્ર એક ભારતવાસીને જ મળ્યું છે આ યન્ત્રો એટલા બધા અસાધારણ છે કે યૂરોપ તેમ જ અમેરિકાના કોઈ પણ યાન્ત્રિકોથી તે બનાવી શકાયા નથી અને અમેરિકા અને યૂરોપની ઘણી યુનિવર્સીટિઓએ તેવા યન્ત્રો ભારતવર્ષમાં તૈયાર કરાવી આપવાને ડા બોઝને વિનતિઓ કરેલી છે

### ૬ ભારતનુ ભવિષ્ય.

ભાષણના અન્તમાં ડૉ બોઝ કહે છે કે જ્યાં સુધી આપણે આ તત્ત્વ માટે દુનિઆની સંસ્કૃતિવાળી પ્રજાઓમાં માનનીય સ્થાન મેળવી શકીએ નહિ ત્યાં સુધી આપણે આપણી ભૂતકાળની કારકીર્દી બાબત બીલકુલ મગરૂર થવું જોઇએ નહિ આપણને ભારતના જવલંત ભવિષ્ય માટે પુષ્કળ આશાઓ છે કારણ કે આર્યસંસ્કૃતિમાં એવું કોઈ ગુપ્ત સામર્થ્ય રહેલું છે કે જેથી તેણે કાળના તેમ જ અન્ય નાશજનક ફેરફારો સામે સ્તેહપૂર્વક ટક્કર ઝીલી છે

---

ઓરડનું અનુકરણ રૂ ૦–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

હિન્દી ચિત્રકલાશૈલીના મૂળ ના ઝરો તે તો ભાગ્યે જ કહી શકાય તેવું છે કેટલાક ચીનના સંસ્કાર હશે એમ માને છે ત્યારે કેટલાક ચીના લેખકો મૂળ સંસ્કાર હિન્દમાંથી જ લીધા હતા, એમ કહે છે એટલું તો મળતું આવે છે કે તિબેટમાં ધજાનાવટા અને મંદિરની બીજી કૃતિઓ અને અજન્ટાના ચિત્રોમાં મળ કલ્પના, ચિત્રવાણી, અને ચિત્રમાં પ્રદર્શિત ભાવ એ બધું લગભગ એક સરખું માલમ પડે છે પણ તેટલા ઉપરથી એક મૂળ અને બીજું નકલ છે એમ કહી શકાય નહિ કદાચ એમ પણ હોય કે બંનેના મૂળ કોઈ બીજી જગાએ જ હોય મૂળ ગમે તે હો, પણ અજન્ટાનું કામ કરનારી શાખા સુપક્વ અને પરિપૂર્ણ કલાવિધાયકોથી અલંકૃત હતી અને જો કે તે વખતના ચિત્રકારો ઓઈલ કલર' જાણતા નહોતા અને નાના ચિત્રોના તેમના કશા નમુના જણાતા નથી, તો પણ તે ચિત્રકારો ઉદાત્ત કલ્પના, અચૂક સ્પષ્ટતા, ઉત્તમ ભાવો લેખ, અને શરીરના સપ્રમાણતાના કામમાં ઉંચું પ્રાવીણ્ય ધરાવનારા હતા તે વિષે મતભેદ હોઈ શકે તેવું છે જ નહિ

હિન્દી ચિત્રકલાની અજન્ટા શાખા પછી પાછો કેવળ અવકાર જ છે તે ચિત્રકારોનું શું થયું, તેના કોઈ શિષ્યો હતા કે નહિ, તેમણે કાંઈ કામ કરી જતા ના હતા કે કેમ, એ વિષે કશું કોઈ જાણતું નથી તો પણ સંસ્કારરૂપે તો તે ગુણો વંશપરંપરા ઉતર્યા હશે એમ માની લેવું જોઈએ, કારણ કે જ્યારે મોગલશાખા નદિ અને વિકાસમાં આવતી ગઈ ત્યાં હિન્દના મૂળ વતનીઓમાંથી પણ તે શાખામાં કામ કરનારા નીકળ્યા હતા, એમ જાણી શકાય છે મોગલાઈ ચિત્રકલાના મૂળ ઇરાની કલામાંથી આવ્યા હતા, પરંતુ શિલ્પમાં તેમ જ ચિત્રમાં તેઓને હિન્દની અસર થઈ અને મોગલ શાખા એક સ્વતંત્ર શાખા તરીકે વૃદ્ધિ પામી અજન્ટાની શાખાથી આ શાખાનું જુદાપણું બહુ સ્પષ્ટ રીતે દીસી આવે તેવું છે અજન્ટામાંના કામ પાંચ છ સૈકાના ગાળામાં થયેલા હતા, અને તે પછી લગભગ સાતસો વર્ષ પછી મોગલ શાખા હયાતીમાં આવી સમયમાં જેમ આટલો લાંબો ગાળો છે તેમ કૃતિ અને ભાવનામાં પણ મોટો જ ફેર માલમ પડે છે અજન્ટાના ચિત્રો બહુ મોટા પ્રમાણમાં છે, અને તેનો વિષય ધર્મ છે મોગલો ધર્મસ્થાનને ચિત્રથી અલંકૃત કરી શકતા નથી એટલે તેમનો ચિત્રનો વિષય ધર્મેતર જ હોય બીજો ભેદ પ્રમાણનો છે મોગલો કિતાબો માટે જ ચિત્રો કાઢતા અને બહુ ત્યારે સાધારણ હાથપેટીમાં રહે તેવા ચિત્રો કરતા રાજા પાદશાહ તે ચિત્રોનો સંગ્રહ રાખતા, પણ દિવાન ખાનાની ભીંતોને તેવા ચિત્રો કાઢીને કે ચિત્રોના તખ્તાઓ લટકાવીને શણગારવાનો રિવાજ નહોતો એટલે મોટા પ્રમાણના ચિત્રોનો પ્રચાર ઝાઝો રહ્યો ન હોતો, કિતાબોમાં ચિત્રો કઢાવવાના રિવાજથી એક પુસ્તકની કિંમત ઘણી વધી જતી હાલમાં જયપુરના મહારાજાની માલિકીના અકબર પાદશાહના એક સચિત્ર પુસ્તકનું મૂલ્ય ૭ લાખ રૂપીયા થયું હતું, એમ કહેવામાં આવે છે

---

ગુજરાત મર્મસંગ્રહ રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ મોગલ શાખા મૂળ ઇરાની કલાદક્ષની શાખા હતી એ તો નિર્વિવાદ છે, છતા હિન્દમા આવ્યા પછી તે શાખાનો જે વિકાસ થયો તેમાથી ઇરાની કલાની અજન્તા અને પરલોકને બ લે ચિત્રનુ સત્યપણુ અને માણસના અગનુ જીવન્ત રેખા-આલેખન ભર્યા મનુષ્યના ચહેરાના અને ભાવથી ચહેરાપર થતા ફેરફારના અભ્યાસને પરિણામે દેખાઈ આવતો તાદશ ચિતાર આ યો, એક ચિત્રમા સમાતી સર્વ આકૃતિઓની સપ્રમાણ સપાટીને સફળતાથી સાચવી રાખવાની ઝીણી કળા જ્યા સવિસ્તર આપવાનુ હોય ત્યા સુન્દરતાભરી ગોઠવણમાં અત્યત કાળજીવાળી બુદ્ધિ, તથા જૂ ! જૂદા રગોની ગોઠવણ અને મિનાકામા સારી કદર, આ બધા ગુણો ભળવા લાગ્યા ગતિમાન પ્રાણીઓના અગ અને ચહેરાના મહોરાના દેખાવને યાદ રાખી સ્મૃતિની મદદથી તેને આબેહુબ ખડા કરવાની તાકાત ઉપરની ખામીઓમા ઉમેરીએ, તો મોગલ શાખાની ખુબીઓની યાદી લગભગ પરિપૂર્ણ થઈ જણાય

મોગલ શાખાનો આવો વિકાસ હિન્દી ચિત્રકારોના સહવાસ અને સહકારથી થયો, કે તે સ્વતત્ર જ હતો, એ નિશ્ચિતપણે કહી શકાય તેવુ નથી તે વિષે બહુ મતભેદ છે મોગલ શાખાને વિકસાવવામા મદદ કરનાર હિન્દુ ચિતારો મૂળ હિન્દી શાખાના ઉતરી આવેલા વશજો હતા, કે મોગલ ઉસ્તાદોના જ ચેલાઓ હતા એ કાંઈ ચોક્કસ થઈ શકાતુ નથી ગમે તેવી રીતે એ અમરોની આપલે થઈ હોય, પણ એટલુ તો નક્કી જ છે કે, મોગલ શહેનશાહોને કલા માટે જે મોહ અને કદર હતા તેના પડઘા રાજપૂત દરબારોમા પડ્યા અને પજાબ અને રાજપૂતસ્થાનના હિન્દુ રાજાઓમા પણ ચિત્રકળાને ઉત્તેજન આપવાનો ગુણ એ રાજગુણ છે એમ મનાવા લાગ્યુ પરિણામ એ આવ્યુ કે મોગલ શાખાના ચિત્રો હિન્દુ રાજાઓ કે હિન્દુ પ્રજાઓના સસ્કારને સતોષ પમાડે તેવા ન હોવાને લીધે એક ત્રીજી શાખાને જન્મ મળ્યો આ ત્રીજી શાખાની કદર રાજપૂતોએ કરી અને તેથી તેને રાજપૂત શાખા કહી શકાય આ શાખાના કલાવિદો અજન્ટા શાખાના કલાધરની કલ્પના કે શૃગારપ્રેરણાને પહોચી વળે તેવા તો થઈ નથી શક્યા, તો પણ અજન્ટા શાખાના આછા આછા સસ્કારો તેમા નજરે પડે છે ખરા મોગલ શાખાની કલાના આદર્શ સાથે સરખાવતા રાજપૂત શાખાને કાંઈક ઉતરતી પક્તિની ગણવી પડે તો પણ કલ્પનાના જે સવેગ ઉડ્ડયન, કવિત્વ અને ભાવમયતાના જે સફળ આલેખન અને કોમળતા અને સૂક્ષ્મ નજરની જે ખુબીઓ રાજપૂત શાખામા સ્થળે સ્થળે મળી આવે છે તે ગુણો મોગલ શાખાની જીવન્ત છતા લુખ્ખીસુક્કી જણાતી કૃતિઓમા ભાગ્યે જ માલમ પડે છે રાજપૂત શાખાની બીજી એક ભિન્નતા કુદરતના દર્શન અને આલેખનની છે મોગલ શાખાવાળા કુદરતને મનુષ્યની ચર્મચક્ષુથી જ માત્ર જોઈ શકે છે—હા તેઓના ચક્ષુ ઘણા તીવ્ર અને અત પ્રવેશી છે, અને સામાન્ય માણસ જોઈ શકે તેના કરતા ઘણુ વધારે અને ઘણુ સારૂ તેઓ જોઈ શકે છે, અને તે બધુ બહુ સફળતાથી ચિત્રપટ પર ઉતારી શકે છે પરતુ રાજપૂત શાખાવાળા ઉભરાતા આકારો અને કુદરતના દેખાવોને વળી જ લાગણી સહિત જોઈ

શકે છે; પ્રભાતના શીતળ સમયના રંગો અને અસરો, ઘેગવલા આકાશનો ઔદાસીન્ય ભર્યો દેખાવ, મધ્યરાત્રિની નીરવ શાન્તિ અને અંધારાથી ચાપી નાખતી અનન્તતા એ બધુ એવા કોમળ, લાગણીવાળાં હૃદયથી જુએ છે અને ચીતરે છે કે કલ્પના અને પ્રતિભાની જે કોટિએ તેઓ પહોંચેલા જણાય છે તેની ઝાખી પણ મોગલ શાખાવાળાઓ કરી શક્યા હોય એવુ લાગતુ નથી

હિન્દી ચિત્રકળાનો વિકાસ અને પ્રગતિ ઔરંગઝેબના મૃત્યુથી અટકી પડ્યા હળવે હળવે લય શરૂ થયો અને પશ્ચિમના મોહ અને કલા-આદર્શોને તાબે થયેલુ હિન્દ ચિત્રકળામા પણ પોતાપણુ ગુમાવવા લાગ્યુ પ્રકાશના ઓછાવત્તા પ્રમાણવી ચિત્રમા છાયા તથા તેજની જે ખુબી પશ્ચિમના ચિત્રોમા છે તેની હિન્દ અને પૂર્વ તરફના ચિત્રોમા કશી ગણના જ થતી નહિ હોવાને લીધે હિન્દી ચિત્રો ચપ્તા, અને એકરંગી લાગી આવે છે, અને તેને પરિણામે જે વૈવિધ્ય યુરોપીય ચિત્રકળામા દાખલ થઈ શક્યુ છે તેનો હિન્દી કળામા અત્યત અભાવ છે બીજો તેવો ભેદ અતર દર્શનનો છે જુદા જુદા આલેખ્ય પાત્રો એક બીજાથી દૂર કે નજીક હોવાને લીધે તેમના પ્રમાણમા જે કાંઈ ફેર પડે છે તે ફારફેરને ચિત્રમા સ્થાન આપવાની જરૂર પશ્ચિમ તરફના ચિત્રોમા સ્વીકારાય છે, પણ તેવો તફાવત પૂર્વ તરફના ચિત્રોમા સ્વીકારાતો નથી જોકે આવા તફાવતને સ્વીકારનારા પણ કોઈ કોઈ ચિત્રો છે ખરા, તો પણ એકદર અભિપ્રાય આપતા ઉપરનો ભેદ બહુ જ તરી આવે તેવો છે આ બે ભેદ છે-અને હમણા તો પશ્ચિમના મોહને વશ થવાનુ હિન્દનુ નસીબ છે એટલે હિન્દમા મૂળ શાખાનો વિકાસ કે મૂળ સસ્કારને વળગી રહેવાનો નિશ્ચય જણાતો નથી વળી, ઉપરના ભેદને લીધે હિન્દી ચિત્રો પશ્ચિમના સર્વ જનને પસદ પડે તેવુ પણ બને નહિ આટલુ હોવા છતા હિન્દી કળાવિદો બને ત્યાસુધી જૂની પ્રથાને વળગી રહેવા પ્રયાસ કર્યા કરે છે અને હાલના બગાળા શાખાના ચિત્રો જોનારને આ વાતની ખાતરી સહેલાઈથી થઈ શકશે

તો પણ એટલુ તો દેખાય છે કે જેમ બીજી બધી કલાઓમા થયુ છે તેમ ચિત્રકળામા પણ હિન્દી આદર્શ નવીન સ્વરૂપ લેતો જાય છે હાલમા બગાળા તરફ જેમ એક ખાસ શાખા વિકાસ પામતી જાય છે, તેમ મુબાઈ ઈલાકામા પણ રાજા રવિવર્માએ એક જુદી જ શાખાનો પાયો નાખ્યો છે, એમ કહી શકાય આ બધામા ગુજરાતનો હિસ્સો ઘણો થોડો જ હશે એમ લાગ્યો છે જૂના ચિત્રો બધા રાજપૂત શાખાના જ છે, અને સુરતની સાહિત્યપરિષદના પ્રદર્શન વખતે પુસ્તકોમા અને બીજી રીતે જે જે ચિત્રો જોવામા આવ્યા હતા તે બધા ગુજરાતમા તે કલા જીવનદશામા રહી છે એટલુ તો સિદ્ધ કરતા હતા, છતા ગુજરાતમા ગુજરાતી શાખા જેવુ કાંઈ પણ જોવામા આવતુ નથી ચિત્રોમા પહેરવેશ અને હાવભાવ કા તો રાજપુતના અને હમણા હમણા મારવાડી, અને કા તો દક્ષણી જ માલમ પડે છે હાલના ચિત્રકારોમા રા ધુરધર મુબાઈ ઇલાકામા સુવિખ્યાત છે, પણ ગુજરાતીઓમાથી હજી કોઈ

તેટલી ખ્યાતિને પામ્યો નથી ગુજરાતીઓના ગૃહવાસ, ગુજરાતના સૃષ્ટિસૌન્દર્ય, ગુજરાતની કલાદૃષ્ટિ એ બધાંને પોતાના ચિત્રોમા ઉતારનાર ગુજરાતી ચિત્રકારો ભવિષ્યના ગર્ભમાથી નીકળશે, એમ આશા રાખવી હોય તો પહેલુ કાર્ય તો ખાસ આદર્શોનો અભ્યાસ અને ઉચી કળાના દર્શન થવા જોઈએ આવા અભ્યાસ જ માટે કલકત્તા અને અજમેર જેવા સ્થળે જેટલી સરળતા છે તેટલી પણ મુબાઈના ભાગ્યમા નથી મુબાઈની સસ્થાઓમા જૂના ચિત્રોના નમુના ક્યાય પણ રાખવામા આવતા નથી ખાનગી ગૃહસ્થોએ પોતપોતાને ત્યા સગ્રહો કરેલા હોય તે બધા જીજ્ઞાસુઓને ભાગ્યે જ પ્રાપ્તવ્ય બની શકે આવા સગ્રહોમા મી જે ગજ ગેનો સગ્રહ બહુ પ્રશસા પામ્યો છે—તે શેઠ સાહેબની પાસે મોગલ તથા રાજપુત શાખાના ચિત્રોનો સારો જથ્થો છે અને કોઈ કોઈ વખત પ્રદર્શનમા કે તેવી રીતે તે જોવાનો લાભ પ્રજાને મળે, એ ઇચ્છવા જેવુ છે નવા પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ માટે તેવા ચિત્રોની સારી સખ્યા ખરીદ કરવામા આવી છે એ જાણી ખુશી થવુ જોઈએ જ્યારે તે સગ્રહસ્થાન ગોઠવવામા આવશે ત્યારે મુબાઈની એક મુશ્કેલી દૂર થશે ખરી પરતુ તે મુશ્કેલી દૂર થવાથી ચિત્રકળાને એકદમ લાભ થઈ જવાનો નથી ચિત્રકળા એ ધનાઢ્યતામા જ પોષાય છે અને હિન્દ જેવા ગરીબ થઇ ગયેલા દેશમા તે કળાને બહુ ઈષ્ટ ઉત્તેજન ન મળી શકે, એ સ્વીકારવા જેવી દલીલ છે છતા પણ ગરીબ જેવા હિન્દમાથી પણ શોખ અને કદર નાબુદ થયા નથી—શેઠીઆ લોકો અને રાજાઓ પોતાના દિવાનખાનાઓ શણગારે છે એ તો જાણીતી જવાત છે તેવા ગૃહશૃગારમા હિન્દી ચિત્રો અને હિન્દી કલાના કરના બીજી ઘણી કિમતવાળી ચીજોનો ઉપયોગ કરવામા આવે છે તેવે વખતે ખરચના અમુક ટકા હિન્દીકળાની કૃતિઓ માટે ખરચવાનો નિશ્ચય થાય તો ચિત્રકળાને પણ સારો ટેકો મળે અને શ્રીમાન રાજા રવિવર્મા, શ્રીમાન્ ગગુલી વગેરેના જેવા ચિત્રકારો હિન્દમા પણ તૈયાર થાય એ દેખીતુ જ છે

મોગલ શાખાના ચિત્રકારોનો પુસ્તકોમા ઉપયોગ લેવામા આવતો, એ જાણી, હાલ છપાતા અસખ્ય પુસ્તકોમા જો ચિત્રોનો ઉપયોગ કરવામા આવે તો તેથી પણ ચિત્રકળાને લાભ થાય એટલુ જ નહિ પણ હિન્દ સબધના ખ્યાલો પણ ફેરવવાનો વખત આવે ગુજરાતી વાચનમાળામા જે ગદા અને ખોડખાપણવાળા ચિત્રો જોવામાં આવે છે તે ટકી રહે છે અને તેને સામે કોઈ પણ ઉચ્ચાર સરખો કરતુ નથી એ બતાવી આપે છે કે પુસ્તકોમા ચિત્રો મૂકવાની વાતને લોકો કેટલી ગૌણ ગણે છે ! બાળપોથીમા રગના ગીતવાળા પાઠને મથાળે આપેલુ ચિત્ર, પહેલી ચોપડીમા ઉજાણીનુ ચિત્ર, ત્રીજી ચોપડીમા પાડવોનુ ચિત્ર એ જોનારને એકદમ પ્રશ્ન ઉઠવો જ જોઇએ કે આ નમુના શુ હિન્દીઓના છે? આવો વિચાર સરખો કોઈ કરતુ નથી, ત્યા ચિત્રકળાના ભવિષ્યનુ શુ કહેવુ?

આ વિચાર કરવાની સૂચના ઉપરથી સમજી જવાશુ હશે કે નીચે જરૂરીયાત ચિત્રોની કદર અને ચિત્રોપર યોગ્ય ટીકા કરવાની છે ગુજરાતમા તો પુસ્તકો પર પણ યોગ્ય ટીકા કરનારા હજી દેખાતા નથી, તો પછી ચિત્રોનાની તો વાત જ કયા કરવી?

ચિત્રોની કદર કે ટીકા ન થાય એટલે ચિતરનારની યોગ્યતા કે સરકારિતામાં સુધારો થવાની આશા જ ક્યાં? કલાવિદને સામાન્ય જ્ઞાન અને ઉચ્ચ સંસ્કાર વગર ચાલે જ નહિ માત્ર લીટીઓ દોરનારો જ કલાવિદ થઈ શકે નહિ ભાવના અને સુશિક્ષણ એ દરેક ચિત્રકારને માટે આવશ્યક જ છે તેવી યોગ્યતાવાળા ચિત્રકારો બહાર પડે માટે તેમ જ પ્રમાણમાં તેમને વેતન પણ સારૂં મળવું જોઇએ ઉપર કહેલી ત્રણ સૂચના ધ્યાનમાં લેવામાં આવે, તો વેતનના સવાલની મુશ્કેલી ટળી જાય આખા હિન્દને ચિત્રકલાના વિકાસ અને એકતા માટે સમગ્ર પ્રયાસ કરવાની જરૂર છે, અને તેમાંયે ગુજરાતે તો બહુ જ શ્રમ લેવો જોઇએ ગુજરાતમાં ચિત્રકલાના પોષકો, મેવટો, મંદિરો વધે, અને એક ઉત્તમ કલાના ઉચ્ચ વિકાસમાં ગુજરાત પણ હિન્દને મદદરૂપ બને એવી આશાથી આ લેખ સંપૂર્ણ કરૂં છું પણ છેવટમાં ચાલુ સાલના કલાપ્રદર્શનમાં સુવર્ણચંદ્રક એક ગુજરાતી—રવિશંકર રાવળ—ને મળ્યો છે એ માટે તેમ જ વાચન સાથે ચિત્રકલાનો યોગ કરનાર એક નવું સાહસ એક વર્ષ થયાં ચાલુ થયું છે તે માટે પણ, સંતોષ—સગર્વ સંતોષ—જાહેર કર્યા વિના રહેવાતું નથી

---

* એક અંગ્રેજી લેખના આધારે

# તંદુરસ્તી

યાને

# ઈલાજે કુદરતી.

લેખક—રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

બે અરજી માફ છે સાહેબ—પણ—મ્હારા અખંડ સૌભાગ્યવતા પત્નિનું નામ મીસીસ આનુ ખુખાર એટલે મ્હારૂ પોતાનું નામ મીસ્ટર આનુ ખુખાર હશે એમ સ્વાભાવિક નિષ્પન્ન થશે પણ—સત્ય વાર્તા એમ નથી પુરાણોમા કહ્યું છે કે કળિયુગમા ગંગા ઉલટા વહેવા માંડશે તેમ આ કથનને વ્યાવહારિક સ્વરૂપ મ્હારે ત્યાંથી જ મળવું નિર્માણ હશે, તેથી મ્હારા સ્નેહિમંડળમા હું મ્હારા મીસીસને નામે ઓળખાઉં છું—બાકી ક્યાં એ સુસવાટા મારતા ધાટના એન્જીન જેવા મીસીસ આનુખુખાર અને ક્યાં હું બિચારો પાતળા પાપડ જેવો એના મીસ્ટરનો થનો!

"ઍં—ઉ—ઍં ત ત તમને હું એમ—'

' તમારો અવતાર બળે તમારો! આટલા મોટા ગધેડા જેવા થયા તોએ તમારૂં હજી ઍં—ઉ—એ ગયું નહિ! જે ભસવું હોય તે ઝટ દઈને ભસો ની કે નીકળ પડે? આ તમારૂં એ—ઉ—એ સાંભળતા તો મ્હારૂ બધું માથું ચે ચ્હડી આવ્યું એમ ઉભા ઉભા ખી ખી કરીને હસો છો શું? જાઓ તમારા આ નાને પગે દોડતા કે સ્મેલીંગ સૉલ્ટની શીશી લઈ આવો!

મીસીસની આજ્ઞા એટલે ફરમાને ખુદા! મને પણ બ્રહ્માએ કિયે ચોઘડીએ ઘડ્યો હશે કે જ્યારે જ્યારે મીસીસને મ્હારે કંઈ કહેવાનું હોય છે, ત્યારે ત્યારે પૂરેપૂરૂ કહેવાનું તો બાજુએ રહ્યું પણ કહેવાની શરૂઆત કરતામા જ મ્હારાથી કંઈ એવું બફાઈ જાય છે કે મીસીસનું માથું ચ્હડી આવે છે અને મ્હારે મ્હારા "નાના પગે" દોડીને "સ્મેલીંગ સૉલ્ટ"ની બાટલી લઈ આવવી પડે છે જો એ વિષયમા મને મ્હારાથી વધારે દુખીને જોઈને ધીરજ મળતી નહિ હોત તો—ઉફ—મેં ડૂબી કે દરિયો પૂરી મીસીસને ક્યારનાયે વિધવા કરી દીધા હોત! અલબત્ત મીસીસના હાથના ધપ્પા ખાવા જીવવું એ તો, હી હી હી જાણે સમજ્યા—પણ આપઘાત કરી મરી જવું એ તો સાફ સાફ બાયલાપણું જ કેની? અદ્યાપિ મીસીસ અખંડ સૌભાગ્યવતા છે, એ ઉપરથી ચતુર વાચનાર ચેતી ગયા હશે કે આત્મઘાત કરી બાયલાઓની ટોળીમા હું હજી સુધી મૂકાયો નથી અસ્તુ

મીસીસની આજ્ઞા થતા હું મ્હારા 'નાને પગે" દોડ્યો અને કબાટમાથી આંખ મીંચીને મે "સ્મેલીંગ સૉલ્ટ'ની શીશી લીધી આંખ મીંચીને એટલા માટે કે મીસીસને આરૂ ' સ્મેલીંગ સૉલ્ટ"ની શીશી દિવસમા મને અનેક વાર લાવવી પડતી હોવાને લીધે મને તે એટલે સુધી અવગત હતી કે જોયા વગર પણ માત્ર હાથના સ્પર્શથી હું તેને ઓળખી

શકુ કોઈ વખતે મધ્યરાત્રિએ મીસીસના શિરમા વેદના થવા લાગે કે ઝટ મ્હારે મ્હારા "નાને પગે" દોડીને એ બાટલી લાવવી પડતી અને એ કામ હુ વગર દીવે કરી શકતો તેનુ કારણ પણ આ દીર્ઘ અભ્યાસ! અનવસ્ત એક બે વખત આમ ચપળાઈ બતાવતા "સ્મેલીંગ સૉલ્ટ"ને બદલે "માઇથીલેટેડ સ્પીરીટ'ની બાટલી મીસીસની આગળ રજુ થઈ જતા મીસીસને હાથે મ્હારા પોઆ ખડાઈ ગયના તો પણ–કઈનહિ–' બાઇક ' પર બેસતા શીખનારને એક બે વખત ગોલાટ પણ ખાવી પડે! ઘોડે ચ્હડશે તે પડશે, બીજાને છે કાઈ?

"અરરર! આ શુ ઉચકી લાવ્યા? જરા આખ ફોડીને જુઓ તો ખરા!"

"આખ ફોડીને" જેવાની મીસીસની કઠિણ સૂચનામા જરા નરમાશનુ મ્હાણુ નાખી મે "આખ ફાડીને" જોયુ તો હાથમા "હ્ઝ્રીનુ કોલનવાટર!" શુ કરૂ? રડી પડવાની હિમ્મત નહિ હોવાથી આખરે હુ હસી પડ્યો અને બોલ્યો "હી હી હી માથાના દુખાવા ઉપર કોલનવાટર પણ—"

"શ્રૂ–ઉ–પ રહો યુ! મ્હારે તમને કેટલી વાર કહેવુ પડે કે "યુ વોન્ટ બી આ સક સેસ (*you wouldn't be a success*) હવે આમ તો મીસીસનુ અગ્રેજી "ધોળકા" સુધીનુ હતુ, પણ "એન્ગ્લો–ઓ–લ્યુટલી રૉંગ' "ઇડીઅટ" "યુ વોન્ટ બી આ સકસેસ" વિગેરે વિગેરે અગ્રેજી શબ્દો એમણે એમની કોઈઅગ્રેજી ભણેલી બ્હેનપણી પાસેથી શીખી લીધેલા, અને આ શબ્દો સ્મરણમાથી ખસી ન જાય માટે તેનો ઉપયોગ વારે વારે તેઓ મ્હારા પર જ કરતા

બગ ઉપર તાલ ઠોકી જ્યા મેં ફરી મ્હારે "નાને પગે" ગમગ્ડી મૂકવાની તૈયારી કરી, ત્યા મીસીસે "હૅાલ્ટ" કીધુ કે હું ઉભો રહી ગયો

"કોલનવૉટર અહીં રહેવા દો અને હવે બરાબર તપાસીને સ્મેલીંગ સૉલ્ટ–પણ ઠીક યાદ આવ્યુ આજે મેં તમને કહ્યુ હતુ તે મુજબ ડૉક્ટર મ્હટલેકરને તમે પૂછી આવ્યા કે?"

"શુ–ઉ? ના? અરરર! હુ અહીંઆ મરી જાઉં તેની તમારે કંઈ ફીકર જ નહિ કેની?'

"અરે પણ સાભળો"—

"શુ સાભળે તમારૂ કપાળ? મ્હારા પેટમા તો કંઈ કંઈ થઈ જાય છે અને હજી તો તમને સભળાવવાનુ સૂઝે છે?"

'હુ તમને એમ—"

"અરે જાઓ તમારૂ કાગુ કરો મ્હારૂ તો બધુ માથુ—"

"હુ ગયો હતો–ડૉક્ટરને ત્યા ગયો હતો પણ—"

"ત્યારે એમ ગીધુ ભમોની? પણ-શુ?"

"પણ ડૉક્ટર મળ્યા નહિ એટલે ત્યા ચિઠ્ઠી મૂકીને આ પો છુ"

"ચિઠ્ઠી? જરા વાર ત્યા બેસતે તે શુ ઘસાઈ જતે કે? યુ વોટ ઓી આ સકમેસ"

હવે ખરી બીના એમ છે કે જો હુ ડૉક્ટરને ત્યા એની વાટ જોઈને બેઠી રહ્યો હોત તોયે મીસીસ તરફથી ખામકા જ મળતે

"તુરસા જેવા બેસી રહ્યા? ચિઠ્ઠી મૂકીને આવતા શુ થયુ? હુ ગં-અહીં તમારી વાટ જોઈ જોઈને મરી જાઉં તેની તમને કંઈ ફેકીકર? આઇ યુ વોન્ટ ઓી આ સકમેન"

વાચનાર વ્હાલા! તમને પોતાને આ વાચના ન્હાગો આ પો હશે તો મને તે ભોગ વનાં શુ થતુ હશે તેની કલ્પના તમે પોતે જ કરી લેગો ચારે બાજુથી ઘેરાઈને અકળાઈ ગયલી બિનાડીયે વાઘણનુ સ્વરૂપ ધારણ કરે છે છટકામા ફસાયેલો નાનો મરખો ઉંદર પણ તેમાથી છૂટવા જીવ ઉપર આની અફળતફડી કરી મૂકે છે-ત્યારે હું તો માણસ! મ્હારી લાખોની પૂજી શા કામની? મ્હારા ગાડીઘોડા, ચાકરનફર, વાડીવજીફા, મોટર ગોફર વિગેરે શા ઉપયોગના? મ્હારો ફજેતો જોઈ મ્હારૂ મિત્રમડળ જાહેરમા અને મ્હારા નોકર ચાકરો ખાનગીમા મ્હારી ઠેકડી કરતા આથી મને પોતાને ઘણી શરમ લાગતી અને હુ નિશ્ચય કરતો કે મીસીસથી હવે જરાએ દબાઈ જવુ નહિ પણ જ્યા હુ એ વાઘણને જોતો ત્યા મ્હારો નિશ્ચય કયાનો કયા ઉડી જતો અને હુ પાછો "ઠંડું હૈ" થઈ જતો અનેક વાર નિશ્ચય કીધો હશે, પણ મીસીસના સતત વિદ્યુત્પ્રવાહ આગળ મ્હારૂ કઈ ચાલતું નહિ અને આખરે "બકરી બાઇના બેગ્ડા'ની માફક 'બેં-મેં-' કરતા મ્હારે બેસી રહેવુ પડતુ

પણ હવે હું છેક જ ' માર મરૂ" પર આવી ગયો હતો, અને તેથી એ બાબતમા મેં અમારા ઘરવૈદ્ય (*Family Doctor*) મી૦ મ્હટનેકરની સલાહ લેવાનો વિચાર કીધો. ડૉક્ટર લડન એમ ડી હતા મને પોતાને તેમ જ મીસીસને વાર પૂછીને વાઈ ઘઈ આવતી, આખે ચક્કર આવતા, મ્હોંમા ફીક મારી જતી, જરા જરામા "ફેન્ટ" થઈ જવાતુ, માથુ દુખતુ, પેટમા ગોળા ગબડતા, વિગેરે વિગેરે એકથી માડીને એમલત પ્રકારના રોગો વ્યાપી જતા તેથી કઈ નહિ તો ડૉક્ટરને મ્હારે ત્યાની વરસે વ્હાડે રૂપિઆ બેથી વધુ હજારની આવક હશે ડૉક્ટરની "વીઝીટ ફી" એક ગીની હતી, એટલે એને ઘેર નહિ બોલાવતા હુ આ "મીસીસ વરસસ મીસ્ટર"ની બાબતમા એની સલાહ લેવા મોટરમા બેસી એને દવાખાને ગયો મને અગ્રેજીમા ઝાઝુ બોલવાનો અભ્યાસ નહિ હતો. થોડુ બોલવાનુ હોય તો તો અગ્રેજીમા જ ફૂંકતો પણ વધારે બોલતા તતફફ થઈ જવાની બ્હીક રહેતી ડૉક્ટર "ગુજરાતી" બોલી જાણતા પણ તે ગુજરાથી બાયડો 'ને સમજાવવા પુરતુ જ

"જુઓની ડૉક્ટર! મ્હારે તમારી એક બાબતમાં સલાહ લેવાની છે"

"પૂછો, ટુંકામાં પૂછો બહુ લાંબટ નાહી કરતા"

"કંઈ એવી દવા આપો કે મ્હારા શરીરમાં શક્તિ આવે અને હું કોઈનો પણ દબાયો દબું નહિ"

"શેટજી! ગઈ કાલે વખત શરીરમાં ઝીણો તાપ આવેલ કે?"

"નહિ રે નહિ તાપે નથી ને તરીઓએ નથી ખરી બીના કહું?"

"ખરી બીના નાહી કહેશ તો દવા કેમ આપેશ ને સારૂ કેમ થાએશ"

"ત્યારે લો સાંભળો મને એવી દવા આપો કે મ્હારી બીબીસ મને વારે વારે દબાવે છે!—"

"દબાવેચ મ્હણજે!

"દબાવે એ મ્હણજે ધમકાવે છે, અને તેને સામો ઉત્તર દેવાની મ્હારી છાતી ચાલતી નથી તે જરા બાની ખુલી જાય અને—"

"હીહીની-બાપરે-હીહીહી આઈ ગા" ડૉક્ટરનું હસવું તો રહે જ નહિ હસતાં હસતાં એના મુખ ઉપર લાલી આવી ત્યારે હું શરમનો માર્યો સફેદ પૂણી જેવો થઈ ગયો મને લાગ્યું કે મેં હમેશની માફક શરૂઆત કરવામાં થાપ ખાધી હતી જીંદગીમાં પહેલી વખત મને બીબીનું કહેવું ખરૂં લાગ્યું કે "આઈ વોન્ટ બી આ સક્સેસ" હશે જે થયું તે થયું, પણ આજે તો મેં કોઈ પણ રીતે મ્હારા દુખનો અંત લાવવાનો નિશ્ચય કીધો હતો, એટલે જાણે કંઈ જ બન્યું નથી તેમ મેં પાછું બોલવાનું શરૂ કીધું

"ડૉક્ટર! હું જવાને માટે ખોટી છું મહેરબાની કરીને—"

"જરા થાભો ખોટું લાગે તો માફ કરેચ પણ ખરા મ્હટે મ્હણજે તમે ધાડવા—"

"ધાડવા એટલે?" મેં પૂછ્યું

"ધાડવા એટલે ડૉંકી" (*Donkey*)

"હું ડૉંકી? ડૉક્ટર— જીભ સંભાળ!" હું ક્રોધથી ધ્રુજતા ધ્રુજતા બોલ્યો? ડૉક્ટર કંઈ લેવાઈ ગયો મ્હારા તરફથી આટલા ક્રોધની એણે દેખીતી રીતે આશા નહિ રાખી હતી બાયડીના હાથના ધપ્પા ખાનારમાં ક્રોધના આવિર્ભાવની કોણ આશા રાખે? કદાચ હોય તોયે પણ તે ક્રોધ તે શા લેખાનો!

"શેટજી! એક્સક્યુઝ મી હાં! હું તમને એમ કહેતો હતો કે તમે ધાડવાની માફક બાયડીથી દબી શું કામ જાઓચ જરા દમથી વાત રાખોની કે દવા વગર છાતી ખુલી જાયચ"

" ઠીક છે, જોઈશ " એમ ક્રોધથી બોલી મેં 'ચાનના માડયુ

" શેઠજી ! ગુસ્સા કરવાના કામ નથી, લ્યો હુ તમને શક્તિની ના લખી આપેચ "

" તો થેંકયુ "

વેર આવી ડૉક્ટરનો આજનિ સુધીનો હિસાબ ચૂકી આપવાનુ ન મહેતાને જણાવ્યુ ડૉક્ટર જરા ગગળી ગયો અને મ્હારી તરફથી કંઈ મચક નહિ મળતા તે મીસીસ પાસે જવા તૈયાર થયો મને લાગ્યુ કે જો હુ એને મીસીસ પાસે જવા દનિ તો તરત જ મીસીસ એની સલાહ લેગે કે ' ડૉક્ટર ! આ ચાનના ચાનતા હારી જવાય છે, તેનુ શુ કરવુ ? ' એટલે લાગતી જ ડૉક્ટર સલાહ આપશે કે " ત્રમીપર એમી રહેચ તો નહિ હાફ્રેચ, અને એ ભના માણસનુ ફરઠ૮ એટનાતુયે બીન મોકનના નહિ ચૂકે, એમ સમજી મેં એને ત્યાની જ " નો ની- માઈ ડીઅર સર ગુ- બાઈ" કરી ખરતો કીવો

આહ ! હુ સમજ્યો છાતી ખુનવાની ના હાથ નાગી 'મીઝાઝે બફતાદી' ઝીનાની કે બધા જ પામરા આટલા દિવસ હુ મૂર્ખ જ રહ્યો ત્યારે એ તો એ જ ભૂ યા ત્યાથી ફરી ગણો

કરીમા બે બખસાઈ બરહાનેમા

કે પુસ્તાખી રાખી રહો ખુશુમા

ડૉક્ટરે શુ ખોટુ કહ્યુ ? સ્વમાનરહિત પુરુષ ભ નહિ તો બીજો કોણ ? સ્વમાન ! સ્વમાન ! એના વગરનુ જીવન તે જીવન નહિ પણ માતૃભૂમિને વૃથા ભાર છે જે જે મનુષ્યમા સ્વમાન નથી, જે જે પ્રજામા એ લાગણીનો અભાવ છે તે તે મનુષ્ય તે તે પ્રજા નિમાલ્ય છે—બકરીને ગળે લાગેના આચળ જેવા છે અહા ! સ્વમાન ! મ્હારા શરીરમા આ શો ફેરફાર ! ચમત્કાર ! ખરેખર ચમત્કાર ! મ્હારા ઠડા લોહીમા એકદમ ગરમી આવી ગઈ ધીમે ધીમે વહેતી નાડીઓ ઉછાળા મારતી જો ના લાગી આખો પણ અભયના અજવથી જાણે ભભુખી ઉઠી મ્હારે રોમરોમ અજબ શક્તિ વ્યાપી રહી ખુદ ઇશ્વરના પણ ભાર નથી કે મને વગર કારણે હવે તે રજાડી શકે જમીન પર પગ રોપી કે હાથની મુઠ્ઠી ટેબલપર પછાડી, ખુદ યમરાજાને પણ હુ હવે કહી શકુ કે " વેઈટ આ બીટ (*wait a bit*) જરા થોભી જા " અને આ ડૉક્ટર ' એણે મ્હારા કેટના પેસા ખાધા ? હજારો રૂપિયા કાકરાની માફક ખરચ્યા હશે તોયે વ્યાધિરૂપ શસતાનો મ્હારા આ સુન્દર ભુવનમાથી વિદાયગીરી લીધી નથી "હા ! હા ! એમ જ મેં ગઈ કાને વિચાર કીધો તેમ જ પછી જોઉ છુ - મ્હારા વરમા રોગ કેમ રહે છે ?"

"હવુ જરા ઇકડે વા '

" આવેસ આ બાઈના કપડામા માણુ નાખેસ તે ધોઇને આવેસ " ઇશુએ જવાબ દીધો

"એકદમ આમ આવ! સુઉંઅરના બચ્ચા! હું બૂમ પાડું છું તે સાંભળતો નથી? પગાર હું આપું છું કે તારી બાઈ! મહેતાજી ઈઈ" હું એકદમ ત્રાડી ઉઠ્યો

"જી સાહેબ!" મહેતો દોડતો કે આવ્યો

"આ છથુનો આજદિન સુધીનો હિસાબ ચૂકવી આપી એને લાત મારીને અહીંથી વિદાય કરો"

"નહિ, નહિ છથુને રજા નહિ અપાય" મીસીસ આ ગરબડ સાંભળી દોડી આવતા વચ્ચે પૂરાયા

"ડેમ યોર ફેઈસ (*Damn your face*) નીકળ અહીંથી," એમ કહીને મેં મીસીસને એક એવી તો ઝટક મારી કે તે ઉછળીને જમીનપર ગબડી પડી—જાણે સીડીપરથી ખખુરું તૂટી પડ્યું

"ઉં ઉં ઉં લ્યો મારો-મારી નાખો—એ પણ શું કામ બાકી રાખો છો? ઉં ઉં ઉં"—

"ચૂ ઉં પ! એકદમ ચૂપ મહેતાજી! તમે પણ આમ ઢોરની માફક આંખ કાઢી ટગર ટગર જોયા શું કરો છો? આ છથુનો હિસાબ ચૂકવી આપો અને એક બે દિનમાં બધું નામું તૈયાર કરો હાય! હાય! મ્હારૂં બધું સત્યાનાશ વળી ગયું સટ્ટાએ બધી મ્હોંકાણ માંડી નાખી અરરર! હવે કેમ—"

મીસીસ તો માળભર્યા ઝમ લેતેને ઉઠ્યા, અને મ્હારી સામે ટગરટગર ડોળા કાઢીને જોવા મંડી ગયા મને લાગ્યું જ હતું કે એકાદા ધડાકા સિવાય મીસીસના ટાઢા લોહીમાં ગરમી નહિ આવે ઉભા થતે, વળી પાછા સફાઇથી ગબડી પડતે, ડુસકા ખાતે, વારે વારે નાક નસીંગતે, પાણી વગરની સુક્કી આંખો ચોળી ચોળીને લાલ ચોળ કરી દેતે અને એવા એવા કઇંક નાટકો ભજવતે, પણ જ્યાં મ્હારી ગોળી છૂટી ત્યાં મીસીસમાં ગરમી આવી ગઈ અને તે બોલ્યા -"શું-ઉં-કહ્યું? શું-ઉં થયું!"

"સટ્ટો! સટ્ટામાં બધા પૈસા ગયા આ ઘર પણ ગીરો મૂકવાનો સમય આવ્યો હાય! હાય! ભટને અને ઘાટીને પણ રજા આપવી પડશે ઉંહુહુહુ"

"અરરર! ભટ ચાકર ચાલ્યા જશે તો પછી થશે શું? ગમે તે થાય! પેટે ઓછું ખાઈશું બે લુગડાં ઓછાં પહેરીશું પણ ભટ ઘાટીને તો કોઈપણ પ્રકારે રાખજો જ મ્હારી તબીઅત તો તમે જાણો છો? ડૉક્ટર કહે છે કે મને પૂરેપૂરા આરામની જરૂર છે અને જો ભટ ઘાટી"—

"બસ બસ નાખ તારા ડૉકટરને ચુનામાં લેણદારોનું દેવું પતાવું કે તારે માટે ભટ ઘાટી રાખું પકાવાય તો પકાવજે નહિ તો મમરા સેવ ફાકજે ને પીઅર સીધાવજે મ્હારી કાંઈ ફીકર કરશો નહિ મ્હારૂં પેટ ભરાય એટલી તો રસોઈ મને આવડે છે"

"એકદમ આમ આવ! શુ ઉભો રહ્યા! હુ બૂમ પાડુ છુ તે સાભળતો નથી? પણ હુ આવુ છુ કે તારી ખાડ! મહેતાજીનહિ" હુ એકદમ બાડી ઉઠ્યો

"જી સાહેબ!" મહેતો દોડતો કે આવ્યો

"આ છયુનો આજદિન સુધીનો હિસાબ ચૂકવી આપી એને લાત મારીને અહીંથી વિદાય કરો"

"નહિ, નહિ છયુને રજા નહિ અપાય" મીસીસ આ ગરબડ સાભળી દોડી આવતાં વચ્ચે પુરાયા

"ડેમ યોર ફેઇસ (*Damn your face*) નીકળ અહીંથી," એમ કહીને મેં ભીમી અને એક એવી તો ઝટક મારી કે તે ઉછળીને જમીનપર ગબડી પડી–જાણે શીકાપરથી ખાડણુ તૂટી પડ્યુ

"ઉઉઉ લ્યો મારો–મારી નાખો–એ પણ શુ કામ બાકી રાખો છો? ઉઉ-ઉ"—,

"ચૂ ઉ પ! એકદમ ચૂપ મહેતાજી! તમે પણ આમ દો ની માફક આખ ફાડીને ટગર ટગર જોયા શુ કરો છો? આ છયુનો હિસાબ ચૂકવી આપો અને એક બે દિનમા બધુ નામુ તૈયાર કરો હાય! હાય! મ્હારૂ બધુ મનમાનાઝ વળી ગયુ સગાએ બધી મ્હોંકાણુ માડી નાખી અરરર! હવે કેમ—"

મીસીસ તો કાળભર્યાં ઝબ લેતેૉ ઉઠ્યા, અને મ્હારી સામે ટગરટગર ડોળા ફાડીને જોવા મડી ગયા મને લાગ્યુ જ હતુ કે એમદા ધડાકા સિવાય મીસીસના ઠડા લોહીમા ગરમી નહિ આવે ઉભા થતે, વળી પાછા સફાઇથી ગબડી પડતે, ડુસકા ખાતે, વારે વારે નાક સીંગતે, પાણી વગરની મુઠ્ઠી આખો ચોળી ચોળીને લાલ ચોળ કરી દેતે અને એવા એવા કઈંક નાટકો ભજવતે, પણ જ્યા મ્હારી ગોળી છૂટી ત્યા મીસીસમા ગરમી આવી ગઈ અને તે બોલ્યા —"શુ–ઉ–હ્યું? શુ–ઉ થયુ!"

"સઘ્રો! સઘ્રામા બધા પેસા ગયા આ વર પણ ગીરવી મૂકવાનો સમય આવ્યો હાય! હાય! ભટને અને ઘાટીને પણ રજા આપવી પડશે ઉહૂહુ હુ"

"અરરર! ભટ ચાકર ચાલ્યા જશે તો પછી થશે શુ? ગમે તે થાય! પેટે ઓછુ ખાઈશુ એ લુગડા ઓછા પહેરીશુ પણ ભટ ઘાટીને તો કોઈપણ પ્રકારે રાખજો જ મ્હારી તબીઅત તો તમે જાણો છો? ડૉક્ટર કહે છે કે મને પૂરેપૂરા આરામની જરૂર છે, અને જો ભટ ઘાટી"—

"બસ બસ નાખ તારા ડૉક્ટરને સ્હુનામા લેણદારોનુ દેવુ પતાવુ કે તારે માટે ભટ ઘાટી રાખુ પકાવાય તો પકાવજે નહિ તો મમરા સેવ ફાકજે કે પીઅર સીધાવજે મ્હારી કાઈંફીકર કરશો નહિ મ્હારૂ પેટ ભરાય એટલી તો રસોઈ મને આવડે છે"

હવે "નળી પ્રસંગ કયા છે કે એ લફરા વગગાડીએ" એમ થતુ વગી દરિદ્રતા આવેની જોઈબૂટ સ્ટૉકીગ્ઝ અને બૉડીસમા સજ્જ થવના ચસ્મે હમ "લખેતગઓ" પણ ધીમે ધીમે ઘેર આવતા બધ થઈ ગયા હતા એટલે મીસીસને હવે ઘરકામનો કટાળો ઓછો થતો ગયો હતો એક વર્ષમા તો મ્હારૂ ઘર પૂર તદુરસ્તીમા થા થા થૈ થૈ નાચી રહ્યુ મહામવે સ્રરી બટાકા જેવા બેડોળ ગાન ખડબુચા જેવુ પેટ, મોગરીની ઝુડી જેવા વાળ, જાડી કાકડી જેવા હાથ અને દુધી જેવા પગને સટે લાન ઝાટના સુગ્તી ગ્તાગુ જેવા ગાન, પાતળી કમરપર આગળ ધસી આવતી ભરાવદાર છાતી, કાળા રેશમ જેવા ચકચકિત કેશ, ગોળ ધાનીના હાથ અને કદળી સમાન જાનુ–ખરી તદુરસ્તીનુ આનાગમન સૂચવી રહ્યા હતા ટુકમા મ્હારા સસારમા જે પહેલા આધિ યાધિ વ્યાપી ગ્હ્યા હતા ત્યા હવે તદુરસ્તી અને પ્રસન્નતાએ વાસો કીધો એ લક્ષ્મી માફ છે સાહેબ!–પણ–આજે મ્હારૂ ઘર એક "દુરકરીઆ"ના કાના કાના બોલનાથી ગાજી રહ્યુ છે બેરો બાપની વખત બેવખત મૂઠો તાણે અને ધડાધડ ધપ્પા ઠોક્યા જાય તોયે મ્હારે તો હસતે મ્હોડે એમ જ કહેવુ પડે કે "દીકરો કેવો ડાહ્યો!"

વાચકવર્ગની સ્વાભાવિક અધીરાઈને વશ થઈ હુ તમારી જીજ્ઞાસા તૃપ્ત કરૂ તે પહેલા તમે પૂછશો કે મ્હારો પુત્ર કેવો હતો! હા! ખરી વાત પ્રભાતના નિર્મળ આકાશની મૂર્તિ કલ્પી તેને ગુલાબી ઓપ મારતી સફેદ મખમલ ચર્મથી મઢી તે મૂર્તિમા તમારી કલ્પનાશક્તિથી જીવ મુકો એટલે તમારી દૃષ્ટિ સમીપ મ્હારો "બુચો" ખડો થઈ જશે

"મનુ સાભળો છો કે? આવતી કાલે આપણા બુચાની વર્ષગાઠ" કણકથી ખરડાયના હાથ સાથે દોડી આવી મીસીસે કહ્યુ

"પણ આ કણકવાળા હાથ તો ધોવા હતા!" મ્હે કહ્યુ

"મ્હારા મનમા કે તમને એ વાત કહેતા હુ વીસરી જાઉ અને તમે ઑફીસમા ચાલ્યા જાઓ તો સાજના સોદો લાવવાનો તમને પાછો ધક્કો પડે કરી મને જેવી એ વાત યાદ આવી કે તરત જ તે કહેવા હુ દોડી આવી"

"ચાલ ઠીક કીધુ તે મને એ ખુશ સમાચાર કહ્યા તો તને પણ હુ એક વધાઈ આપુ"

"શુ તે?"

"તે એ છે કે આપણુ બધુ ધન સલામત છે, આપણે પ્રથમ જેટલા જ ધનાઢ્ય"—

"બળ્યુ એ ધન" મ્હારી સ્ત્રી કઈક ઉદાસ ચ્હેરે બોલી

"ગાડી રે ગાડી લક્ષ્મી જો જાતે ખરાબ હોત તો વિષ્ણુ ભગવાને તેને પોતાની અર્ધાગના કદી પણ કીધી નહિ હોત નાગણના દાત તોડી પાડો પછી તેની સાથે ચાહે તેટલુ રમો લક્ષ્મી ભલે હો મોજશોખ ભલે હો, વાડીબગીચા, નોકરચાકર મોટર શોફર ભલે હો–પણ તે તદુરસ્તીને ભોગે તો નહિ જ વ્હાલી! લક્ષ્મીથી ભય પામવાનુ કારણ નથી, ચ્યાથી કુદરતે ત્યા રાય અને રકો માટે સમાન ઈન્સાફ છે એ કુદરતના કાયદાનો ભગ ન થાય એમ આપણુ આચરણ રાખ્યુ કે પછી લક્ષ્મી જખ મારે છે સમજી?"

"હા, સમજી" એમ બોલી મ્હારી પત્ની હરખભેર અદર ગઈ, અને 'તદુરસ્તી' મેળવવામા મ્હારો "ઈલાજે કુદરતી" સફળ થયો તેના આનદમા મેં "બુચા"ના ગાલપર ચુબન કર્યું–મને એમ થયુ કે મે પ્રભાતના બાલસૂર્યના ચરણપર ચુમન કર્યું!

---

મધુબિન્દુ રૂ ૦–૪–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# અભેદ

લેખક—રા દીવાના.

**પ્રતિબિંબ**—કવિ છે વેદના દ્રષ્ટા પયગમ્બર સુરલોકના
શાહીને લીપે કરે જે **ભર્ગોવરેણ્ય ધીમહિ**
અર્થે શુ ? અધ્યાયે શુ ? વાક્યે શુ ? શબ્દાક્ષરે શુ ?
મંત્રના મથને માના માત્રામા રેનાનના

સાઈ! રહેવામા, જોવામા,
એક રગ રાખે,
સાઈ! હસવામા ગાવામા,
એક રગ રાખે
સાઈ! કહેવામા કરવામા,
એક રગ રાખે,
સાઈ! લેવામા, ભરવામા,
એક રગ રાખે
સાઈ! વનમા, રાગમા,
એક રગ રાખે
સાઈ! બંધનમા, ત્યાગમા,
એક રગ રાખે
સાઈ! ગુરુમા ચેનામા
એક રગ રાખે
સાઈ! શરૂમાં, છેવનામા,
એક રગ રાખે

તા ક—રમકુંજનુ આ મનોહર કુસુમ લખ્યઅનખનુ સયોગસ્થાન રસડાગીથી મહોરી—અનિમગીઓને અપણ કર્યુ છે એ ત્રિપુરી સમ્યકનુ પુણ્યક્ષેત્ર ત્રિવેણી સગમમા પુણ્ય સમધને સધાવશે, ગુજ્ઞાનના આ મામા જ્યોતિ જગાવી પૂર્વના પુ'પના સૌન્દર્યમા પશ્ચિમના પુ'પોની સુવાસ પમરાવશે તો * * * છે કવિનો નિર્ણય આ મા તો અપરોક્ષ સાક્ષી થવાથી કૃતાર્થ થશે

---

# મત.

લેખક-રા. રણજીતરામ વાવાભાઈ, બી એ

નિશાળમા ઉજાણીએ જવાનુ નક્કી થયુ હોય પરતુ સ્થળ પસદ કરવાનુ વિદ્યાર્થીઓને સોપવામા આવે અને શિક્ષક તેમને પૂછે "ક્યા જઇશુ" ત્યારે સૌ સૌની મરજી મુજબ દરેક જણુ જૂદુ જૂદુ સ્થળ બતાવશે અને જે એમા તેઓ ઉશ્કેરાઇ ગયા તો પોતાની પસન્દગીના સ્થળ બતાવનારના અવાજને દબાવી દેવાનો પ્રયત્ન પણ કેટલાક કરશે સૌથી વધારે જણને કયુ સ્થળ પસદ છે તે કદાચ શિક્ષક પારખી શકશે અથવા માત ન સુમજાય એવો ઘોઘાટ સાભળશે આ એક પ્રકારની મત આપવાની રીત છે એક વખત જ્ઞાતિમા એવો રીવાજ હતો કે સર્વે લડવૈયાઓ પોતાના સરદારોની આસપાસ ભેગા થતા અને જૂદી જૂદી દરખાસ્તો થતી તે સાભળતા અને તેમાથી એકાદ તેમને પસદ પડતી ત્યારે ઢાલ ઉપર તરવાર મારી પોતાની વૃત્તિ જણાવતા આ પણ મત આપવાની ક્રિયા છે આ રીતે આક્રમણ નક્કી થતુ એટલે સરદારોને લડવૈયામા અને લડવૈયાઓને સરદારોમા વિશ્વાસ બેસતો **મતનો ત્યારે એવો અર્થ થાય છે કે વસ્તુઓની વ્યવસ્થા અથવા શાસનમા અવાજ હોવો તે** કોઈ પણ બાબતની વ્યવસ્થા કરવામા અથવા તેનો નિર્વાહ કરવામા આપણો અભિપ્રાય દર્શાવી શકીએ તો મત આપ્યો ગણાય સભાસદોના મતથી કમ્પની અથવા મડળની વ્યવસ્થા ચાલે છે, મહોટા ધધાઉદ્યોગો લાગીદારો ના મતોથી ચાલે છે વ્યવસ્થાની પ્રત્યેક વીગતવાર મત આપવામા નથી આવતો પણ કમિટીના અથવા વ્યવસ્થાપક મડળના સભાસદ તરિકે જે આપણને લાગે કે આપણા અભિપ્રાય દર્શાવી શકશે તેને ચૂટી કહાડીએ છીએ અને તે આપણો પ્રતિનિધિ થાય છે સામાન્યરીતે મત આપવાનો અથ પ્રતિનિધિ ચૂટવો એ થાય છે અને આ રીતે આપણે આપણા દેશ, આપણા શહેર વગેરેનુ શાસન ચલાવવામા મદદ કરીએ છીએ

પ્રાચીન કાલમા આપણા દેશમા મત લેવાનો છૂટોછવાયો રીવાજ હતો રા કાશી પ્રસાદ જયસ્વાલ અને ડૉ આયગરે એ રીવાજનો ખ્યાલ એમના લેખોમા આપ્યો છે પણ જે રીતે હાલ આપણે મતનો વ્યવહાર કરીએ છીએ તેવુ સર્વત્ર નહોતુ અને મુસલમાની સત્તા દરમ્યાન તો જે હતુ તે પણ નષ્ટપ્રાય થઈ ગયુ હતુ અગ્રેજી રાજ્ય થતા તેમની રાજદ્વારી વ્યવસ્થા આપણા દેશમા આવી અને અગ્રેજી વિદ્યાનુ પ્રસારણ થયુ એટલે આપણે એમની માફક મત વાપરતા શીખ્યા છીએ રાજદ્વારમા મત દર્શાવવાની અને રૈયતના મત પ્રમાણે રાજ્યવ્યવહાર ચલાવવાના હક્ક એમણે કેવી રીતે મેળવ્યા તેનો ઇતિહાસ મનોરજક, બોધક અને ઉત્તેજક છે પણ તેનુ આલેખન આ ન્હાના લેખમા વધારાનુ થઈ પડશે નવલરામનો ઇંગ્લડનો ઇતિહાસ વાચવાથી એનો ખ્યાલ આવશે અત્યારે ઇંગ્લડમા લગભગ દરેક પુરૂષને

મત આપવાનો હક છે અને એ રીતે પોતાના દેશના શાસનમા તે ભાગ લઈ શકે છે સ્ત્રીઓને મત નથી પણ વર્તમાન વિગ્રહ પછી આમા કાંઈક ફેરફાર થશે આપણા દેશમા હજૂ પ્રત્યેક પુરૂષને મત આપવાનો અધિકાર નથી તેમ મત મારફત આપણા દેશનો રાજ્યકારભાર ચલાવવાની પૂરતા પ્રમાણમા સત્તા નથી

પ્રજાનુ સ્વાતન્ત્ર્ય જેમ જેમ વધતુ જાય છે તેમ તેમ મત આપનારાની સંખ્યા પણ વધતી જાય છે ઘણા પ્રાચીન કાળમા શૂદ્રોને જેમ હુકમ કરવામા આવતો તેમ વર્તવુ પડતુ સામાન્ય જનસમૂહને માફક આવશે કે નહીં તેનો વિચાર કર્યા વગર કે તેમની સલાહ લીધા વગર રાજા અને તેના અમલદારો કાયદા ઘડતા રૈયતને પૂછ્યાગાછ્યા વિના પરદેશ ઉપર રાજા ચડાઈ કરતા અને રૈયતને લશ્કરમા લડવા અને વિગ્રહનુ ખરચ આપવા ફરજ પાડતા કેટલીક વાર લોકો ફરીયાદ કરતા અને રાજાને અરજ કરતા, પણ તેમા કાંઈ વળતુ નહીં મત આપી સલાહ આપવાનો અધિકાર હોય તે વાત તો જૂદી જ ફરવા જતી વખતે સાથે કૂતરો લઈ જઈએ અને તેને ગમે તે તરફ જવાની મરજી હોય, તેની મરજી મુજબ જવા દે તે ભમે, વખતે તેને તે પ્રમાણે જવા દઈએ પણ ઘણુંખરૂ તો આપણે જવુ હોય ત્યા જ તેને લઈ જઈએ અને એ બાબતમા તેની બીલકુલ સલાહ લઈએ નહીં તેવી લોકોની સ્થિતિ હતી પણ ફરવા જતી વખતે કોઈ સોબતી હોય તો કઈ દિશામા જવુ તે બાબત તેને પૂછવુ જ પડે છે મત આપવાનો હોય એટલે સ્વતત્ર માણુસ તરિકે, રાજ્યમા સોબતી તરિકે ગણાવવાનુ છે અને માત્ર કહ્યાગરા રહેવાનુ નથી

મત આપવાની સત્તા એકદમ મળી નથી એને માટે કેટલા બધા દુ ખ અને હાડમારી સહન કરવા પડ્યા છે અને કેટલા બધા ઝગડા મચાવવા પડયા છે આટલા બધા ભોગે અને શ્રમે જે વસ્તુ પ્રાપ્ત થઈ હોય તેનો સારામા સારો ઉપયોગ આપણી શકિત અનુસાર કરવો જોઈએ આપણી કૉંગ્રેસની કેટલા કેટલા વર્ષોની લડત પછી આપણુને કેટલીક બાબતોમા મત આપવાનો હક મળ્યો છે અને હજૂ કેટલી બધી બાબતોમા આપણો મત લેવાતો નથી

આ જમાનો પ્રજાશાસનનો છે માત્ર રાજાની કે અમલદારોની સત્તાથી નહીં પરતુ સર્વ રૈયતની સત્તાથી રાજ્ય ચાલવુ જોઈએ એ સ્થિતિ તરફ દેશમાત્રની ગતિ છે રૈયતને મત આપવાનો અધિકાર મળે, એ તેમના ઇતિહાસમા નાનોસૂનો બનાવ નથી તુર્કસ્તાનમા જ્યારે બન્ધારણ સ્થપાયુ અને મત આપવાનો અધિકાર લોકોને મળ્યા અને પહેલી ચૂટણી થઈ ત્યારે લોકોએ ગાના ગાતા અને હર્ષનાદ કરતા કરતા મતપત્ર નાખવાની પેટીઓ ઉપાડી શેરીઓમા સરઘસો કહાડયા હતા બકીગીઅર નામના કવિએ ચૂટણીના નિમે મતદારની લાગણીઓ કેવી હોય છે તેનુ વર્ણન સુન્દર રીતે કર્યું છે - "ગરિષ્ઠ પણ આજે મારો સમોવડીઓ છે, ઉત્કૃષ્ટ પણ આજે મહોટો નથી આજે હુ માણસોમા રાજા જેવો છુ આજે ન્હાનામહોટા સરખા છે, પ્રતિષ્ઠાવાળા અને અજાણ્યા એક પંકિતએ છે લોકોને ભેગા થવાનો માડવો મારો મહેલ છે અને મતપત્ર નાખવાની પેટી મારૂ સિંહાસન છે"

---

મત આપવાનો અધિકાર મળે એટલે પોતાના દેશના શાસનની જવાબદારી કેટલેક અંશે મતદાર ઉપર આવે છે અને પોતાનું કામ બુદ્ધિપૂર્વક અને શુદ્ધ ભાવથી કરવાની ફરજ પડે છે

મત કોણ આપી શકે તે માટે કેટલાક નિયમો કાયદાથી મુકરર કરવામાં આવે છે મતદાર ઉમ્મર લાયક હોવો જોઇએ તે ગુનેગાર, ગાંડો કે મુફલેસ ન હોવો જોઇએ, તે કર ભરતો હોવો જોઇએ મ્યુનિસિપલ ચુંટણી માટે વ નાગી સ્ત્રીઓ મત આપી શકે છે પાર્લામેન્ટની ચૂંટણી માટે સ્ત્રીઓ મત નથી આપી શકતી આપણા દેશમાં યુનિવર્સિટીની પદવીવાળા સ્ત્રીપુરુષોને મ્યુનિસિપલ ચૂંટણીમાં મત આપવાનો હક હોય છે મિલ્કત ઉપરાંત કેળવણી પણ આ રીતે મત આપવાને લાયક લક્ષણ ગણાય છે

સાર્વજનિક બાબતોમાં પ્રત્યેક નાગરિકે બુદ્ધિપૂર્વક રસ લેવો જોઇએ મતનો સારામાં સારો ઉપયોગ કરવો જોઇએ એક પંડિત બેઠો બેઠો વિદ્યાનું સેવન કરતો હતો ત્યાં નોકર દોડતો આવી બોલ્યો –" સાહેબ ! ઘરમાં આગ લાગી છે " પંડિતે શાંત પેટે જવાબ દીધો, "જા તારી શેઠાણીને કહે ઘરની પંચાતમાં હું પડતો નથી તેની તને ખબર નથી ? " રાજનીતિ પ્રત્યે ઘણા લોકોની વૃત્તિ આવી હોય છે, પણ તે મૂર્ખાઇભરેલી છે આખા રાજ્યવ્યવહારપર સૌના સુખદુઃખનો આધાર છે એટલે તે ખરાબ ન થાય માટે તેના પર જાગતી જોધ નજર રાખવી જોઇએ આળસથી કે ધંધાના વ્યવસાયથી બેદરકાર નાગરિકો થઈ જાય તો રાજ્યવ્યવસ્થામાં સડો પેસતાં વાર લાગતી નથી પ્રતિનિધિઓ પાસે એમના કામનો હિસાબ બરાબર ન લેવામાં આવે તો તેઓ પોતાની સત્તાનો દુરુપયોગ કરે છે સાર્વજનિક હિતની દૃષ્ટિથી કામકાજ ન કરતાં પોતાના સગાંવહાલાં કેમ કમાય, પોતાને કેમ લાભ થાય તેવી રીતે બધો વ્યવહાર ચલાવે છે લોકોના કરના પૈસા ખોટે રસ્તે લખલૂટ ખરચાય છે અને સૌને જે ફાયદો થવો જોઇએ તે થતો નથી આ અવ્યવસ્થા મતદારોની બેકાળજી અને ઉદાસીનતાથી થાય છે માટે પ્રત્યેક માણસે આ વિષયમાં આમાઆમીનું ન કરતાં પોતાનો સ્વાર્થ ન જોતાં સાર્વજનિક હિત પર જ નિરંતર નજર રાખવી

ઍથેન્સના નાગરિકોનું ઍથેન્સના મહોટા રાજ્યપુરુષ પેરિકલીસે કરેલું વર્ણન આ વિષયપરત્વે ધ્યાનમાં લેવા જેવું છે —

" ઘરની જંજાળ હોય છે માટે ઍથીનીઅન રાજ્ય પ્રત્યે બેદરકાર થતો નથી, ધંધારોજગારમાં ગ્રીપચી રહેતા પણ બને એટલો ભાગ રાજ્યચર્ચામાં લે છે સાર્વજનિક બાબતોમાં જે રસ નથી લેતા તેને અમે હાનિકારક નથી લેખતા એમ નહીં પણ તેને તદ્દન નિરુપયોગી ગણીએ છીએ "

હવે મત કેવી રીતે આપવો ? મત આપવા માહિતી જોઇએ પણ માહિતી ક્યાંથી મેળવવી ? વર્તમાનપત્રો વાંચી દરેક નાગરિકની ફરજ છે કે હમેશ વર્તમાનપત્રો વાંચવા અને વર્તમાનપત્રોની ફરજ છે કે સ્વતંત્ર રીતે અભિપ્રાય બાંધી શકે એવી રીતે વાચકો સમક્ષ માહિતી રજૂ કરવી વર્તમાનપત્રો આ જમાનામાં બહુ જબરી સત્તા ચલાવે છે

તાર, ટપાલ, સસ્તા કાગળ અને સાંચાકામને લીધે વર્તમાનપત્રો બહુ સસ્તી કિમ્મતે મળી શકે છે તેમા અનેક વિષયો ચર્ચવામા આવે છે માનવ જીજ્ઞાસાને તૃપ્ત કરે એવી અનેક બાબતો એમા હોય છે 'ટાઈમ્સ ઑફ ઈડીઆ' નામનુ વર્તમાન પત્ર લો તેમા કોર્ટોમા ચાલેના કેસોનો હેવાલ હોય છે, રમતગમતના હેવાલ હોય છે, નાણા અને વેપારી બજારની તપસીલવાર હકીકત હોય છે સભાઓ અને મેળાવડાઓના વૃત્તાત હોય છે, દેશપરદેશના સમાચાર હોય છે, મહત્વના પ્રસગો વિષે અધિપતિના અગ્રલેખ અને ટીપ્પણો હોય છે, સાહિત્ય વિષ, કળા વિષે, રગભૂમિ વિષે, ઈજનેરી કામ વિષ, સ્ત્રીઓના પોષાક, રધનક્રીય, પ્રસાધન, વગેરે વિષે લેખો હોય છે નિરતર પેપર નથી છે ને લગી આખુ વર્તમાનપત્ર વાચનારનુ જ્ઞાન વધે છે અને તાજુ રહે છે પણ આમા કટલીક મહોટી ખામી હોય છે પહેલી તો વર્તમાનપત્રો બહુ જ ઉતાવળમા તયાર કરવામા આવે છે અને વાચકોની અધમ દૃષ્ટિઓ સતોષવાનો રીવાજ બહુ પ્રચારમા હોય છે એટલે જે સમાચારો તેમા પ્રગટ થાય છે તે બધા હમેશ સાચા નથી હતા તેથી પ્રસગો અને હકીકત ઉપરથી આપણે એકદમ નિર્ણય ઉપર ન આવવુ બીજી ખામી એ છે કે વર્તમાનપત્રો એકપક્ષી હોય છે અને ઘણી વાર પોતાના મતથી વિરુદ્ધ સમાચાર તેઓ છાપતા નથી અને પોતાના મતને અનુકૂળ નકામી વાતોને બહુ મોટી પ્રસિદ્ધિ આપે છે, એટલે વર્તમાનપત્ર કહે તે પ્રમાણે દોરાવુ ન જોઈએ વળી વર્તમાનપત્રો કમાણી માટે કહાડવામા આવે છે તેથી સાચુ કે ખોટુ પણ ગ્રાહકોને રૂચે એવુ છાપતા તેઓ અચકાતા નથી રાજ દરબારોમા પહેલા જેમ ખુશામતીઆ હતા તેમ વર્તમાનપત્રો લોકોના ખુશામતીઆ છે તેમને ગ્રાહકની સખ્યા ઓછી થઈ જાય, એ બીકથી તેઓ સત્ય કરતા પ્રિય કથન માટે વિશેષ તત્પર હોય છે વર્તમાનપત્ર વાચતા આપણે જાતે વિચાર કરવો અને એ કહે તે સઘળુ વગર વિચારે કબુલ ન રાખવુ ખરાબ મત આપવો હોય તો વસ્તુની સઘળી બાજુ તપાસવી જોઈએ સાચાખોટાની પરીક્ષા કરવી જોઈએ અને તો બીજાઓને પણ ખરો ખ્યાલ મેળવવામા મદદ કરવી જોઈએ વર્તમાનપત્રોમા ચર્ચાપત્ર લખીને મદદ કરી શકીએ બે ચૂટણીના વચગાળામા કામકાજ ઉપર દેખરેખ રાખીએ અને બધી બાબતોથી વાકેફગાર રહીએ તો ચૂટણી વખતે મતનો સદુપયોગ કરી શકાય

જાહેર અથવા સાર્વજનિક સભામા હાજર રહેવાથી મત કેમ આપવો તે શીખી શકાય છે મતની સાથે વાણીનુ સ્વાતન્ત્ર્ય હોવુ જોઈએ જ્યા લગી વાણીનુ સ્વાતન્ત્ર્ય નથી હતુ ત્યા લગી સત્ય તરી નથી આવતુ બુદ્ધિનો ઉપયોગ કરવામા આવે અને બરાબર ચર્ચા કરવામા આવે તો સાચી વસ્તુસ્થિતિ શી છે તે પારખી શકાય આપણા સામાવાળા હોય અથવા આપણને રૂચે નહિ એવા વિચારવાળાના પણ વિચાર સાભળવાથી લાભ છે તેમને બોલતા અટકાવવા એ ગુન્હો છે કેટલાક લોકો સામાના વિચાર સાભળવા અનિચ્છુ હોય છે, એટલુ જ નહીં પણ તેમને પોતા પ્રમાણે મત આપવાની ફરજ પાડે છે તેમને તેમના પ્રત્યય પ્રમાણે મત આપવા દેતા નથી શેઠની મરજી પ્રમાણે નોકરો મત નહીં આપે તો

મૂળ એ પમનિવાળાના હતા પણ પછી બ મતિ તેમના તરફ થવાથી તે મજૂર થયા મનુ મતિની સત્તા રહે પણ સર્વ લોકોને જે સમત હોય તે હમેશ ખરુ નથી હતુ, એ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે

'નબળા અને પતિતની તરફેણમા બોલતા જેઓ બ્હીએ છે તેઓ ગુનામો છે એ અથવા બણ સાથીઓની સાથે ખરાને વળગી રહેવાની જેમનામા હિમ્મત નથી તેઓ ગુનામો છે '

—લોવેલ

---

# સંધ્યાસુન્દરી

લેખક—રા જેરામ્ભાઈ જમનાદાસ

વસન્તતિલકા

આ દીનના શ્રમિત ગાન વિરે જ શાન્તિ
દેવા હવે દિનમણિ નિજ ઉગ્ર કાન્તિ
પ્રેમે કરી સુખમયી જલસિન્ધુ પેમ
ને અબ્ધિ આ ઉછળતો શિત છોળ ફેંકે—૧

તે વારિના કણ ગૃહી શીતને પ્રસારી,
વા ઉષ્ણતા રવિ તણી જઈ વિ ારી
ભોરી ધગ તપિતને હિમશી કરતો
ને શું કના તરૂનતા થકી એ હરતો—૨

સંધ્યા પૂરે લલિત અગ્નિક વ્યોમપાટે,
તેમા વળી વિવિધ શોભિત રગ રાજે
તે રગનો પટ ઝરી અવની પર જો
પુષ્પો વિરે અનનના ભરતો સુગ્ગો—૩

ચારા ચરી ઘર ભણી વળતા ત્વરાએ
પક્ષી તણા સ્વરવો અતિ મિષ્ટ આવે
તેમા ભળી સુર પૂરે રવનટ કેગ,
થાની બધ શયન આરતિ દેવડેરા—૪

પૂર્ણ હવે ધવલ ચન્દન ચાદનો ગો,
પ્રેમી મયક ગિરિશિખરથી ઉજાસ્યો,
વિશાલ ભાલ લટ કેશનથી ઝુનતી,
તિર્છી મિષી રસભિની દગ છે ચગતી—૫

આવુ ઝીલું સુખપરે શશી તેજ આવે,
કાતિ મહિ લલિત નૂતન તેજ લાવે
તન્વગી આ રતિ ભરી નિજદ્વાર ઉભી
પાણિદ્વયે મુખ મુખી પતિ વાટ જોતી

---

* A. J Walde grava કૃત Lessons in citizenship ઉપરથી

# ભાસનાં બે નાટકોનાં ભાષાંતર.

**મધુર સ્વપ્ન**—મહાકવિભાસના સ્વપ્નવાસવદત્ત નાટક ઉપરથી રચી પ્રસિદ્ધ કરનાર ગ ગ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એમ એ. મૂલ્ય રૂ દોઢ મળવાનુ સ્થાન—મેસર્સ એન એમ ત્રિપાઠીની કુ મુબાઈ

**પ્રતિમા નાટક**—મહા કવિ ભાસપ્રણીત—ગુજરાતી ભાષાન્તર, રચી પ્રસિદ્ધ કરનાર ગ. ગ મણિલાલ છગનલાલ ભ , પત્નિબની પોળ—અમદાવાદ કિ રૂ એક મળવાનુ સ્થાન—મેસર્સ એન એમ ત્રિપાઠીની કુ મુબાઈ

જગતની કોઈ પણ સસ્કાર પામેલી ભાષાના ગ્રન્થસાહિત્યમા નાટ્યસાહિત્ય હમેશા રમ્ય ગણાય છે તેમા પણ આપણી સસ્કૃત ભાષામા જે નાટ્યસાહિત્ય છે તે સર્વ કરતા પ્રાચીન અને ઉત્તમ મનાયુ છે આના નાટ્યસાહિત્યમા કવિકુલગુરૂ કાલિદાસ અગ્રસ્થાન ભોગવે છે, પણ એ કવિએ મુક્તકઠે પોતાની પૂર્વે થઈ ગયેલા ભાસ, સૌમિલ, સૌમિલ આદિ જે કવિપુગવોની પ્રશસા કરી છે, તે કવિવરોના નાટકો કેવા હશે તે જાણવાની લાલસા આજ લગભગ ૧૦૦ થી વધુ વર્ષ થયાં આપણ તેમ જ પાશ્ચાત્ય પડિતોને થયા કરતી હતી, પણ તે કોઈ પૂર્ણ કરી શકતુ ન હતુ આ કવિઓના નાટકો ગુપ્ત થયેલા ગણીને જ્યારેત્યારે તેવો ઉલ્લેખ કરવામા આવતો હતો, પણ એટલામા સસ્કૃત નાટ્યસાહિત્યના અભ્યાસકોના સુભાગ્યે ઈ સ. ૧૯૦૯ મા ત્રિવેંદ્રમના મહારાજાના આશ્રિત પડિત શ્રીયુત ત ગણપતિ શાસ્ત્રીને ગાઢ અધકારમા વિદ્યુત્પ્રભાની માફક જુના ગ્રથોની શોધખોળ કરતા એક મઠમાથી સસ્કૃત ભાષામા પણ મલાયલમ લિપિમા તાડપત્ર ઉપર આશરે ૩૦૦–૪૦૦ વર્ષ પૂર્વે લખાયલા કેટલાક નાટકોનો સગ્રહ એકાએક મળી આવ્યો શ્રી શાસ્ત્રીજીને આ નાટકો કોઈ નામ વિનાના કવિના માલમ પડ્યા પણ કેટલાક લક્ષણોને લીધે તે નાટકો કોઈ સમર્થ કવિના રચેલા તેમને લાગ્યા પ્રાપ્ત થયલા નાટકોમા પ્રથમ નાટક સ્વપ્નવાસવદત્ત હતુ અને બીજુ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ નાટક હતુ આ બન્ને નાટકોમા ઐતિહાસિક કથા તેના કર્તાએ ગુથેલી હતી અને સ્વપ્નવાસવદત્ત નાટક સબધી બે પ્રાચીન કવિઓ—સાતમા શતકના કાદમ્બરીકાર બાણભટ્ટ ભાસના નાટકોમા જણાવેલા લક્ષણો ઉપરથી અને કાવ્યમિમાસાકાર રાજશેખરે કરેલા સ્વપ્નવાસવદત્તના ઉલ્લેખ ઉપરથી આ નાટકનો રચનાર તે કવિ ભાસ જ છે, એવો નિર્ણય શાસ્ત્રીજીએ કર્યો અને બીજા નાટકોની શૈલી, ભાષા, "સ્થાપના, વગેરે રચના એકસરખી હોઈ પરસ્પર સમ્બન્ધ ધરાવતી લાગવાથી આ સર્વ નાટકો પણ મહાકવિ ભાસના છે એમ શ્રીયુત ત ગણપતિશાસ્ત્રીએ ઠરાવ્યુ છે તે પછી તેઓએ ૧૨ મા શતકના, અમરકોશની ટીકા કરનાર સમર્થ કવિ સર્વાનન્દથી માંડી પૂરાપૂર્વે ઠેઠ કૌટિલ્ય અર્થશાસ્ત્રના કર્તા, ચન્દ્રગુપ્તના મન્ત્રી ચાણક્ય કવિ પર્યંત ગ્રથકર્તાઓએ મહાકવિ ભાસના નાટકોમાથી જે વચનો અને જે શ્લોકો ઉદ્ધૃત કર્યાં છે, તે ઉપરથી તે સર્વની પણ પૂર્વે મહાકવિ ભાસ થયલો હોવો જોઇએ, એવા નિર્ણય ઉપર તેઓ આવ્યા અને તેમા વ્યાકરણહીન પ્રયોગો જોઇને તેઓએ ભાસ કવિને વ્યાકરણાચાર્ય

---

મહર્ષિ રાનડેનુ જીવનચરિત્ર રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

પાણિનીની પૂર્વનો ઠરાવ્યો છે શ્રી શાસ્ત્રીજીએ અનિપશ્રિમ લઇને વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના લખીને સર્વ (૧૩) નાટકો શુદ્ધ કરી, ટીપ્પણ સહિત પ્રકટ કર્યાં છે તેથી તેમણે સંસ્કૃત ભાષાના પ્રેમી જનો ઉપર મહાન ઉપકાર કર્યો છે આવા શ્રમશીલ પંડિત જેની દરબારમા છે તેવા ત્રિવેન્દ્રામનરેશને શતશ ધન્યવાદ ઘટે છે

આ નાટકો જેવા પ્રસિદ્ધ થયા કે, ટુક સમયમા સંસ્કૃત નાટ્યસાહિત્યના રસિકોએ તેના વસ્તુઓ, લેખ-, લેખનશૈલી, આદિ સંબંધમા સૂક્ષ્મ અન્વેષણ અને ઊહાપોહ કરવા માડયા અને ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ કરનારાઓ તો ભાસ કવિને શ્રી શાસ્ત્રીજીના મતથી ભિન્ન થઈને જૂદા જૂદા સમયમા મૂકવા લાગ્યા અને હજુ કોઈપે આ સબંધમા એકમત થયુ નથી શ્રીયુત સા. તનસુખરામ મન સુખરામ ત્રિપાઠીએ સ્વ સા ભીનાભાઇના મેઘદૂતનુ અવલોકન સુપ્રસિદ્ધ "ગુજરાતી"પત્રમા કરતા કવિ ભાસને મહાનદના સમયમા થઈ ગયેલા ગણ્યો છે રા રા કેશવલાલ-ભાઇએ આ સર્વ વાદવિવાદની વસ્તુસ્થિતિ, એક નાનાશા કોટલામા (*Nut-shell*) મૂકવાની સુયોગ્ય રીતિને અનુસરીને, પોતાના ગ્રથના આરભમા માર્મિક રીતે દર્શાવી છે અને તેના કીયા વા કીયા કીયા અમુક અમુક કારણો સર ગ્રાહ્ય છે, તે એક બબ્બે વાકયમા સ્પષ્ટતાથી પ્રમાણ પુર સર દર્શાવીને પોતાનો મત વિશિષ્ટતાથી સિદ્ધ કરવા યથાયોગ્ય પ્રયાસ આદર્યો છે તેઓ મહાકવિ ભાસને આદિ શુગરાજ પુષ્યમિત્રના સમયના મૂકે છે અને તેમણે રજુ કરેલા કારણો વિદ્વાનોએ સૂક્ષ્મતાથી અવશ્ય વિચારવા જેવા છે પ્રો ભીડે ભાસને ધોમી( ધાવક )ની જાતનો માને છે, પણ રા.રા કેશવલાલને એ સ્પષ્ટ દેખાયુ છે કે તે બ્રાહ્મણ હતો ભાસ એ તેનુ નામ નહિં પણ ગોત્રનામ હતુ અને તે ધર્મે ભાગવત વૈષ્ણવ હતો વળી મહાભાષ્યકાર ભગવાન્ પતજલીએ પોતાના ભાષ્યમા બે નાટકો-કસવધ અને બલિવધ-નો ઉલ્લેખ કર્યો છે તેમાથી કસવધનો પ્રસગ લઇને તેમા સ્પરાના ઐતિહાસિક વર્તમાન રૂપના સબધમા જે વિવેચન કર્યું છે તે ભાસ કવિના કૃષ્ણ બાલચરિત નાટકના એક પ્રયોગને અનુસરીને છે, એવો રા રા કેશવલાલ ભાઈએ અભિપ્રાય દર્શાવેલો છે અને તે ઉપરથી તેઓ જણાવે છે કે "ભગવાન્ ભાષ્યકાર આ રાજ કવિના સહધાયી છે પુષ્યમિત્રના અશ્વમેધના આચાર્ય પતજલી અને ચાક્ષુષ યજ્ઞના ભાસ મુનિ"

જેમ આ નાટકો મહાકવિ ભાસના છે એમ કેટલાક સાહિત્યના પડિતો માને છે અને તેના નાટકોમા રહેલા પ્રસાદાદિ ગુણોથી મુગ્ધ થાય છે, તેમ કેટલાકો, આ નાટકો ભાસ કવિના હોઈ શકે તે માટે શકાશીલ છે અને તેમા કાવ્યપ્રસાદાદિ ગુણો છે, એવુ માન્ય રાખતા નથી એ વાદવિવાદ હજી માસિક પત્રોમા ચાલુ છે અને તેના સબધમા છેવટનો કોઈ અભિપ્રાય વ્યક્ત થયો નથી ત્યા સુધી તો કવિવર બાણ અને રાજશેખરના મતના આધારે આ નાટકો ભાસના જ ગણાશે

આટલુ ભાસ કવિ અને એના નાટકની રચના અને સમય સબધમા ઘટતુ વિવેચન કરી, પ્રસ્તુત અનુવાદો બે વિષે બે બોલ કહીશુ પ્રથમ અનુવાદ "સાચૂ સ્વપ્ન" અને બીજો "પ્રતિમા" એ બે ભિન્નભિન્ન દૃષ્ટિબિન્દુઓથી રચાયા છે અને તે પ્રત્યેક અનુવાદના વ્યક્તિ

ગતિસુન્દરી રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

ત્વનો યોગ્ય પરિચય વાચકને કરાવે છે જ એ બન્નેને એક જ કસોટીથી કસવાનો સાહસ કરવો, એ બે બન્ને સાહિત્યનોને અઘટિત અન્યાય કરવા જેવું છે, તેમ બન્નેનું અવલોકન સાથે સાથે કરાવી એક એકને પાછળ રાખી, તુલનામા તેની સરખામણી કરવાનો આશય અમેનો નથી જ, એ પણ અહીં સ્પષ્ટ કહેવુ અમને જરૂરી જણાય છે જેથી કોઈ ગેરસમજ અને અઘટિત સરખામણીને અવકાશ રહે નહીં

રા ગ કેશવલાલભાઈએ ગુજરાતી પ્રજાને ઉત્તમોત્તમ સંસ્કૃત કાવ્યો અને નાટકોનો રસાસ્વાદ, ભાવાત્મક, રસભર અનુવાદોથી કુશલતાપૂર્વક ચખાડ્યો છે, તેમા 'સ્વપ્ન વાસવદત્ત'ના અનુવાદ "સાચૂ સ્વપ્ન"થી એક સુયોગ્ય ઉમેરો થયો છે "મ્હારે મ્હાન," "પરાક્રમની પ્રસાદિ" અને "પ્રિયદર્શના" એ તેમના સંસ્કૃત નાટકોના અનુવાદો જેમ તેમની સૂક્ષ્મ શોધક શક્તિ અને સિદ્ધ બુદ્ધિનો પરિચય વાચકને કરાવે છે તેમ તે નાટકોના કર્ત્તાનો વૃત્તાન્ત તારવવાની તેમની વિનાશ જ્ઞાનનતિનો પરિચય પણ અવશ્ય કરાવે છે જ ગ રા કેશવલાલભાઈ સંસ્કૃત સાહિત્યના ઉચ્ચ કોટિના ભાષાન્તરકાર છે એમ કાંઈ હવે અમારે જણાવવુ પડે તેમ નથી કારણ તેમની કૃતિઓએ જ તેમને એ પદ કરાવ્યુ યે અપાવેલુ છે તેઓના અનુવાદોમા સાહિત્યના અભ્યાસીઓને કંઈ ને કંઈ નવીન જાણવાનુ અને વિચારવાનુ મળે છે તેઓ પ્રસ્તુત "સાચૂ સ્વપ્ન"ના નિવેદનના બે બોલમા જણાવે છે કે—"કવિની અંતવૃત્તિ એની કૃતિની સંકલનામા અનુભવવી હોય તો એનો સમાગમ ઇષ્ટ છે તે ન બને તો એનુ ચરિત્ર જાણવાથી પણ કાવ્યના ભાવ ઉપર કંઈક આનંદદાયક પ્રકાશ પડે છે છેવટ કંઈ નહિ તો કવિ ક્યારે થયો એટલુયે જાણવુ જરૂરનુ છે, એટલા માટે કે ન્યાય આપવો તો કોરે રહ્યો પણ કવિના દેશકાલના અજ્ઞાને એને અન્યાય તો ન અપાય નાટકની પૂર્વે પૂર્વરંગનુ તાડવ કર્યુ છે તે આ સમજથી" તેઓશ્રીનુ આ કથન કેટલુ સત્ય છે તે પ્રસ્તુત ગ્રથના અભ્યાસીને સહજ જણાયા વિના નહિ રહે તેઓની પ્રાચીન સંસ્કૃત સાહિત્યના તત્ત્વોની શોધક શક્તિ અને યથાસ્થિત પ્રમાણુસર પોતાનો મત દર્શાવવાની અભિમત વૃત્તિ તો આપણને ખરેખર અજાયબ પમાડે છે તેઓએ મહારાજા પુષ્યમિત્રનો વૃત્તાત મહાન પરિશ્રમે આધારપૂર્વક તારવીને જેવો સુસબદ્ધ શોધી રસભર આલેખ્યો છે તેવો અદ્યાપિ પર્યન્ત પ્રકટ થયલા કોઈ પણ ઇતિહાસના ગ્રન્થમા ભાગ્યે જ મળી આવશે આ પુષ્યમિત્ર રાજાના રાજ્યકાલમા કવિ ભાસ થઈ ગયલો એ તેઓએ ઘણા સારા અને સાધાર પ્રમાણોથી બતાવ્યુ છે આ પ્રકારનો તેમનો કવિવૃત્તાત અને ગ્રથપરિચય ગુજરાતી સાહિત્યમા એક ઉત્તમ અગતી પુરણી કરનારો છે, એમ કહેવુ જોઈશે આ ધારીએ સંસ્કૃત કવિઓનો પરિચય ગુજરાતી વાચકોને કરાવવો એ સુયોગ્ય છે, એમ અમારુ દૃઢ માનવુ છે એક બીજી નોધવાજોગ બાબત એ છે કે ગ કેશવલાલભાઈ શ્રીયુત ત ગણપતિ શાસ્ત્રીના મતને અનુસરીને "દરિદ્ર ચારુદત્ત નાટકને ખડિત માને છે પરંતુ તે ખડિત નથી પણ પૂર્ણ છે, માત્ર મૃચ્છકટિક નાટકની અપેક્ષાએ તે ખડિત લાગે છે, એવો ઘણાનો મત છે આ સબધી સાક્ષરોના બે તડ બધાયા છે અને

કુળ કહાણીઓ, ભાગ ૧૨ રૂ ૧–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આપણને તેનો નિર્ણય થાય ત્યા સુધી અભિપ્રાય આપવાનુ કામ મુલતવી રાખવુ એ જ શ્રેયસ્કર જણાય છે' અમે આશા રાખીએ છીએ કે રા કેશવલાલ ભાઈ દરિદ્ર ચારુદત્તનુ ભાષાન્તર પ્રકટ કરીને પોતાનો અમૂલ્ય અભિપ્રાય આ બાબતમા પ્રકટ કરશે, તો સાહિત્યસેવકો ઉપર ઉપકાર થશે, અને કવિ ભાસને આધુનિક માનવો કે પ્રાચીન, તેનો પણ વણે અંશે નિર્ણય આવી જશે

મહાકવિભાસના જે નાટકો પ્રાપ્ત થયલા છે તેમા પ્રતિજ્ઞા અને સ્વપ્ન વાસવદત્ત એ બે નાટકો ઐતિહાસિક છે વત્સેશના ઉદયનની તેમા કથા છે પ્રતિજ્ઞામા અવંતિની વાસવદત્તા ઉદયનને કેમ પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામા આવ્યુ છે અને 'સ્વપ્નસ્વપ્ન'મા મગધરાજકુમારી પદ્માવતિની પ્રાપ્તિની કથા સાથે મૃત મનાયલી વાસવદત્તાની પ્રાપ્તિની કથા છે ભાસ કવિએ આ સર્વ ખુબીથી દર્શાવ્યુ છે અને ઐતિહાસિક વૃત્તાન્તમા પાત્રનો જે ઉમેરો તેણે કર્યો છે, તેથી તેમા જે થોડી અપૂર્ણતા આવી ગઈ છે, તે સર્વની નોધ રા રા કેશવલાલભાઈએ સૂક્ષ્મ બુદ્ધિથી લીધી છે આ નાટકોના વાચનારને સહજ જણાય છે કે—કવિ ભાસની ભાષા કવિકુલગુરુ કાલિદાસ વગેરે કવિઓના કરતા જૂની છે, અને લોકવ્યવહારમા એના સમયમા બોલાતી હોય તેવી છે, માટે તે પ્રાય સાદી, સુંદર ઓપ વિનાની છે અને લોકભાષા હોવાથી પાણિનીના વ્યાકરણશાસ્ત્રને અનુસરતી નથી. લોકરૂઢિથી ચાલતા આવેલા પ્રયોગો એની ભાષામા એમના એમ રહ્યા છે

રા રા કેશવલાલભાઈએ પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે કવિનો સંપૂર્ણ સમાગમ કરીને સ્વપ્નવાસવદત્તનુ 'સ્વપ્ન સ્વપ્ન'મા ભાષાન્તર કર્યું છે અને એકેક ભાવ ગુજરાતી ભાષામા આણવાનો સ્તુત્ય અને અનુકરણીય પ્રયાસ કર્યો છે મૂળ નાટકમા જેમ પાત્રભેદે ભાષાભેદ છે તેમ અનુવાદમા પણ એવા ભેદને રા રા કેશવલાલભાઈએ ઝીણવટથી ઉતાર્યો છે તેમણે 'પ્રિયદર્શના'ની પેઠે મૂળના અમુક પાઠો સુધારી લઈને નાટ્યશાસ્ત્રના નિયમ પ્રમાણે પ્રસ્તુત નાટકનુ ત્રુટિત અંગ યથાયોગ્ય જોડ્યુ છે આ સર્વ કારણે સંસ્કૃત ભાષામાથી ગુજરાતીમા કાવ્ય તેમ જ નાટકના અગ્રણી અનુવાદ કરનાર તરીકે રા રા કેશવલાલભાઈની ખ્યાતિ સાહિત્યના ઇતિહાસના પૃષ્ઠોમા નોંધાઈ રહેશે, એમ અમારે કહેવુ જ જોઇશે

મહા કવિ ભાસનુ સપ્રમાણ ભીનભીનાબંધ ઐતિહાસિક વૃત્તાન્ત ગુજરાતી પ્રજાને જણાવવાનુ માન ભ રા ચીનાભાઈને અને રા રા કેશવલાલભાઈને પ્રાપ્ત થાય છે, એ ખરુ પણ ભાસની રસભરિત વાણીનો પ્રસાદ ગુજરાતી પ્રજાને પ્રથમ ચખાડવાનુ માન તો રા રા મણિલાલ છગનલાલ ભટ્ટને જ આપણે આપવુ જોઇશે તેઓએ જ પ્રથમ ભાસના નાટકોથી યોગ્ય રીતે મુગ્ધ થઈને પ્રતિમા નાટકનુ રસમય, અને સુશ્લિષ્ટ, પ્રાસાદિક ભાષાન્તર પ્રજા સમક્ષ રજુ કર્યું છે તેઓ નાટકકાર નાટ્યવસ્તુ અને તેના આશ્રયભૂત રસાના સમય આદિની વિવેચનાની ઝંઝટમા પડ્યા નથી તેમણે તેના નાટકની નીતિભાવનાને મહત્ત્વની ગણી છે, અને તે તેમના દૃષ્ટિબિન્દુથી યોગ્ય જ થયુ છે મહાકવિ ભાસના નાટકોમાથી રામાયણની વસ્તુવાળુ આ **પ્રતિમા** નાટક પસંદ કરવાનુ કારણ તેઓશ્રી જણાવે

છે કે—એમાં મહાકવિએ ઉત્તમોત્તમ ભાવ, કૌટુંબિક આમન્યા, ને જ્વલંત ચરિતની સાથે નીતિનો ઠેકઠેકાણે બોધ કરેલો છે. તેમની આ નીતિભાવના નિઃશંક પ્રશસ્ત છે, અને તેમાટે તેમજ જે ઉત્સાહથી તેઓએ આ નાટકનું લલિત ભાષાન્તર કર્યું છે તે ઉત્સાહ માટે તેઓ બેશક ધન્યવાદને પાત્ર છે ગ મણિનાનની વાર્તાઓ તથા કવિતાઓ આ નીતિભાવનાના જ્વલંત દૃષ્ટાંત રૂપ છે તેમની કવિતાની મીઠાશ પ્રસાદ અને પ્રવાહને ગુર્જર વાચકો મુક્તકંઠે વખાણે છે તેઓની કાવ્યશૈલીનો દલપતશૈલીમાં સમાવેશ થાય છે તેઓએ પ્રસ્તુત અનુવાદની પ્રસ્તાવનામાં આમન્યાભરી નીતિ વિષે જે ઉલ્લેખ કરેલો છે, તે વિષે પૂર્ણ સમાનપૂર્વક છતાં સત્યતા ખાતર અમારે એટલું તો કહેવું જોઇએ જ કે તેમનો નીતિભાવનાનો આ સિદ્ધાંત અમુક પ્રમાણમાં જ ગ્રાહ્ય લેખાશે તેઓના આ સિદ્ધાંતના સ્થાપક કવિ દલપતરામ છે, એમ તેઓ કહે છે દલપતરામ કવિ પોતાના પિંગળમાં એક ઠેકાણે લખે છે કે—

પિતા પાસ પણ વાંચતાં, કન્યા લાજે કોય
જરૂર સત્કવિતા નહિ, અસભ્ય એ તો હોય
ગમ સિતાના સ્નેહને, સમજે રસ શૃંગાર
ફાગ ફટાણા રસ નહિ, (વળી) રસ નહિ વ્યભિચાર

ગ ગ મણિનાને નીતિ અને શૃંગારના વર્ણનો વચ્ચેની ભેદરેખા દોરવાને અને આ નાટક ભાષાન્તર માટે પસંદ કરવાને માટે કવિ દલપતરામની ઉપર જણાવેલી ઉક્તિઓ ધ્યાનમાં રાખેલી હોવી જોઇએ અને તેમાં ગમ્ભીરતાની કથાને મહત્વ આપેલું હોવાથી, પ્રતિમા નાટકને, તેમાં પણ પોતાની નીતિભાવનાને પોષનારી રામકથા વર્ણવાયાથી, રા મણિનાને પસંદ કર્યું છે તેઓએ નીતિભાવનાના સમ્બન્ધમાં જે મત દર્શાવ્યો છે તેની વિરુદ્ધ સામાન્ય રીતે કોઈ સુજ્ઞને કશું બોલવાનું હોય એમ લાગતું નથી, પરન્તુ એ મત અથવા સિદ્ધાંત તાણી તૂસીને સમગ્ર સંસ્કૃત સાહિત્યના અન્ય ગ્રન્થોને અને તેમાંયે કવિવર કાલિદાસના ગ્રન્થોને જે રીતિએ લાગુ કર્યો છે, તેમ જ આ સિદ્ધાંતની કસોટીએ ચઢાવીને તેની નીતિભાવનાનો જે ક્રમ કાઢ્યો છે, તે માન્ય રાખતાં સાહિત્યરસિક વાચકોને અચકવું પડશે, એમ અમને લાગે છે રા મણિનાનની આ કસોટીએ સંસ્કૃત સાહિત્યના મુખ્ય ગ્રન્થોનો કસ કાઢતાં તો મહર્ષિ વાલ્મિકીના ખુદ રામાયણના પણ કેટલાક ભાગો કોઈ પુત્રી પિતા આગળ વિના સંકોચે વાંચી શકશે નહિ, કારણ કે તેમાં શૃંગારના ઘણાં વર્ણનો એવાં આવે છે કે જે તેમના દલપતસિદ્ધાંતને અનુસરનારો વાંચી શકાય તેવાં કહેશે નહિ કવિ દલપતરામનો નીતિનો આ કડક સિદ્ધાંત સર્વત્ર લાગુ પાડવો ઇષ્ટ હોય, એમ અમે માનતા નથી એ મત, અમર્યાદિત શૃંગારના કેટલાક વર્ણનો—જેમાં રસરાજ શૃંગારની દીપ્તિ નહિ પણ શૃંગારાભાસનું વર્ણન હોય છે, કે અતિ બિભત્સ અને રસક્ષતિ કરનારાં હોય છે તેને લાગુ પાડવા માટે કવિ દલપતરામે જણાવ્યો છે, એમ અમને લાગે છે અસ્તુ સુભાગ્યે ભાસના કોઈ પણ નાટકમાં એવો અધમ શૃંગારાભાસ સુદ્ધાં નથી તેમ જે નાટકો લોકો આગળ

રંગભૂમિ ઉપર રજુ કરવાના અને ભજવવાના હોય છે, તેમાં ઉચ્છૃંખલ શૃંગારનું દૃશ્ય પણ સામાન્ય રીતે આવી શકે નહિ ભાસના નાટકોમાં શૃંગાર મર્યાદિત છે, અને સભ્યતાથી પૂર્ણ છે એમાં કૌટુમ્બિક શુદ્ધ દાંપત્ય સ્નેહનું જ વર્ણન મોટે ભાગે છે એ રીતે જોતાં શૃંગાર એ ભાસનો વિષય જણાતો નથી પણ વીરરસ એનો મુખ્ય વિષય હોય એમ લાગે છે અને એમાં તે સારી રીતે ભભકે છે સાચું સ્વપ્ન" અને "પ્રતિમા' એ બન્ને નાટકો સાદ્યન્ત અવલોકતાં તેમાં મર્યાદિત શૃંગાર જણાય છે અને તેથી છોકરા તથા છોકરીઓની નિશાળોમાં વિના સંકોચે દાખલ કરવા જેવા છે આશા છે કે કેળવણીખાતાના અગ્રણીઓ આ બે કૃતિઓને નિશાળોના અભ્યાસક્રમમાં દાખલ કરશે અને તેના રસજ્ઞ અનુવાદકોને ઘટતું ઉત્તેજન આપતાં ચૂકશે નહિ

રા રા મણિલાલની અનિન્દ્રિત સૃજનતી, આર્ય સંસ્કૃત સાહિત્યાનુસારી સુંદર કૃતિઓ જાણીતી છે તેમ જ તેઓ એક ગુર્જર સાહિત્યપોષક લેખક તરીકે વિખ્યાત છે, અને તેમની સ્વાભાવિક, સરલ છતાં ઘરગતુ પણ મીઠી રસભર શૈલી અને ગુજરાતનું હૃદય આલેખનારી વાણી સર્વને પરિચિત છે, એટલે એવા ગુણવાળા તેમના પ્રસ્તુત નાટક વિષે બહુ કહેવાનું રહેતું નથી ટૂંકમાં તેઓનો આ ઉત્સાહી પ્રયાસ આદર અને આવકારને પાત્ર છે, એમ અમે કહીશું

અંતે કહેવાનું કે ગુજરાતી ભાષા જાણનાર આલમને એક જ સમર્થ કવિના નાટકોના જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી કરાયેલા જે બે અનુવાદો અર્પણ થયેલા છે તે ખરેખર લોકાદરને પાત્ર છે રા રા કેશવલાલભાઇએ કલ્પિત પાઠપદ્ધતિએ મૂળને સત્કારીને કવિના હૃદયનો મર્મ આલેખનારો અનુવાદ કર્યો છે, ત્યારે રા રા મણિલાલે એક વાર મૂળના ભાવને યથાર્થ રીતે આલેખનાર ભાષાન્તર કરી ગયા પછી મૂળને નહીં જોતાં એટલું ગુજરાતી વાંચી વાંચીને તે જેમ ગુજરાતીમાં શોભે તેમ તેને મઠારીમઠારીને અનુવાદ કર્યો છે છતાં બન્ને પ્રયત્નોને તે તે દૃષ્ટિબિન્દુથી સફળ થયેલા છે, એમ અમે માનીએ છીએ

---

# ગ્રન્થાવલોકન.

૧ **સ્ત્રીઓને સન્દેશ**—સંપાદક, સૌ દેવળીબાઈ મૂળજી વૈદ્ય, મુંબાઈ પૃષ્ઠ, ૧૫૫ મૂલ્ય રૂ ૧-૮-૦

ગુજરાતની નારિઓને—બ્હેનો, મતાજીઓ આદિ ઉપચારવચનો કરતા આમ સંબોધવામા અમને વિશેષ ભાર જણાય છે તેથી અમે આ શબ્દો જ સ્વીકારીશુ—૨૫ વર્ષે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ જે 'બે બોલ' મોકલે છે તે સગ્રથિત થઈ પ્રસિદ્ધ થાય એમ અમે ઘણા સમયથી ઇચ્છતા હતા એ ઇચ્છાને સાકાર થતી જોઈ અમને આનંદ થાય છે આ લેખમાળા પ્રસિદ્ધ કરી સૌ દેવળીબાઈએ ગુજરાતના સન્નારીસંઘની સેવા કરી છે એટલુ જ નહિ પરતુ ગુજરાતના સ્ત્રીસાહિત્યમા યે વાસ્તવિક વધારો કર્યો છે આ મંડલના આત્મારૂપ સ્વ જમનાબ્હેને ગુજરાતની સુપ્ત અને અવિકસિત શક્તિઓની જાગૃતિ અને પ્રગતિ માટે જે અનેક કાર્યદિશાઓ દીર્ઘદૃષ્ટિથી યોજી છે તેમાની એક આ માળા છે ઉપકારવશ ગુજરાત એમનુ એ કાર્ય સત્કારશે, સ્વીકારશે અને સતત રાખશે તો એ જ એમનુ ઉચિત સ્મારક બનશે

સ્ત્રીજીવનના સંકુલ પ્રશ્નની વિચારણા ગુજરાતમા હજી સુધી છૂટક છૂટક ઘણી થઈ છે, અને થાય છે ગુજરાતે હજી પોતાની એકતા સાધી નથી, ગુજરાતમા ભાવના વિતાન હજી પ્રસર્યું નથી, એ સ્થિતિમા બીજી શી આશા રાખી શકાય? હજી આપણે સક્રાન્તિકાળની પ્રયોગશાળામા જ છીએ—હિંદુ સ્ત્રીમંડળ, વનિતાવિશ્રામ, સેવાસદન, મહિલાશ્રમો આદિ એ જ કથા કહે—તે સમયે સાવધતા અને દીર્ઘદૃષ્ટિથી જે અનિષ્ટો નિવારી શકાય એવા હોય તેમનો વિચાર થવો જોઈએ ઘણે અંશે અનિષ્ટ સ્વીકારાતુ જાય છે અને એના ઉપાયો વિચારાય છે પરતુ સમાજમા સ્ત્રીત્વની ભાવના શી છે નવી ઘડાતી સમાજવ્યવસ્થામા તેને કયુ સ્થાન અપાશે, એ ઘડાતી જતી ભાવનાઓના ભયસ્થાનો શા છે, આર્થિક ભાર એ નિર્ણયમા કેટલો અંશ દેશે, પારસી અને દક્ષણી સ્ત્રીઓને વિદ્યાપ્રાપ્તિ સાથે ધનપ્રાપ્તિ તરફ પણ ઇચ્છાએ કે અનિચ્છાએ દૃષ્ટિ રાખવી પડે છે એવી પરિસ્થિતિ ઉપસ્થિત થતી જાય છે તેમ ગુજરાતમા થશે કે નહિ, નવો યુવાન કેવી સહચરી માગે છે, તેની પોતાની ભાવના શી છે નવા દેશકાળમા કઈ સ્ત્રી જીવન જીતશે, ઇત્યાદિ અનેક સંકલિત દૃષ્ટિઓથી આ ગભીર પ્રશ્નની મીમાંસા જેટલી થશે તેટલી થોડી છે

ગુજરાતના કેટલાક સારામા સારા લેખકોથી લખાયેલી પ્રસ્તુત લેખમાળામા ભાવનાપ્રસાર તરફ જેટલી દૃષ્ટિ રખાઈ છે તેટલી પ્રમાણમા સ્ત્રીપ્રશ્નની શાસ્ત્રીય મીમાંસા તરફ નથી રખાઈ, તે અનેક રીતે ઉચિત જ થયુ છે નૂતન વર્ષ નિમિત્તે મોકલાતા આ સદેશમા તો આશા, શ્રદ્ધા અને પ્રેરણાના જ બે બોલો પ્રસગોચિત ગણાય પરતુ આ 'બે બોલો'એ તેથી પણ વિશેષ કાર્ય કર્યું છે

---

કોરોનેશન મ્યુઝિક ગાઇડ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ માતાને ગતિમા મૂકતા સ્વ દેશભક્ત અમાલાલ સાકરલાલે આર્યા ગુજરાતીને શોભે એવા વ્યાવહારિક ડહાપણ અને 'સાત્વિક આવેશ'થી ગુજરાતી ભગિનીઓ ઉપર કર્તવ્યપરા મણ ગૃહિણી અને ભક્ત માતા થવાના આદેશ સાથે એમના વત્સલ હૃદયની આશિષ ઉતારી છે ર હરગોવિંદ કાટાવાળા અને રા અ જાગીઆના લેખોમા પણ વ્યાવહારિક અને ઉપયોગી સૂચનો છે રા અ જાગીઆ ધર્મને સમાજવ્યવસ્થામા ઉચ્ચ સ્થાન આપવા ઉચિત આગ્રહ કરે છે સૈકાના તોફાન પછી પણ જે હિંદુ સમાજવ્યવસ્થા જર્જરિત દશામા પણ આજે જીવે છે તે જ્ઞાન અને ધર્મના વિસંવાદને લીધે નહિ, પરંતુ તેમના સમન્વયને પરિણામે

પત્નીધર્મ અને માતૃધર્મના પાલનમા જ કૃતકૃત્યતા ન માનતા સંસારિણીધર્મનુ એ પાલન કરવા-મેવિકાવ્રત લેવા-ન્હાનાલાલ ન્હાનાલાલ ગુજરાતની પુત્રીઓને વિનતિ કરે છે ગુજ રાતનુ પ ાક્રમ અને ગૌરવ ગાતા તેમની વિરાટ દૃષ્ટિ' મહત્ ગુજરાત(*Greater Gujarat*)ને પણ ભુલતી નથી જૂના ગુજરાતે સંચિત કરેલી સંપત્તિ અને જયકીર્તિને જ્ઞાનથી અને વિવેકથી સાચવી રાખવા, તેને વધારવા 'દેવો પણ ત્હમારે પેટ અવતરવા ઇચ્છે એવા ઉજળા અને પવિત્ર બની' નવા ગુજરાતને પણ ઉજ્જવલ બનાવવા ગુર્જર જનનીઓને પ્રેમ સાહ- આગ્રહ કરે છે રા મૂળજી વે જગતની પરમશક્તિને જીવનની અધિષ્ઠાત્રી દેવીને વંદન કરતા ઇતિ હાસ ાાપાના ફરવી, તેમાથી કેટલીક સિદ્ધ શક્તિઓનુ ગુણસંકીર્તન કરે છે અને

આશાના નૂર ને શ્રદ્ધાના પૂરની

ઉષા જાગી, ઉષા જાગી

તેને અનુસરવા ગુજરાતી બ્હેનોને નિમંત્રે છે ગુજરાતના સ્ત્રીસાહિત્ય અને સ્ત્રીવસ્થાઓની સમથ સમાલોચના કરતા ડૉ કાન્તિલાલ પડ્યા આ મહત્ત્વના પ્રશ્નમાં રસ લેનારને ઘણી વિચારપોષક સામગ્રી સૂચવે છે સ્વ ગોવર્ધનરામ સાથે તેઓ પણ ગુજરાતની પાર્યાણીઓને ઉદ્બોધન કરે છે

'પાર્યાણી! સુખ, દુ ખ અને ભયની ત્રિપુટી પાસે ત્હને સ સિદ્ધ કરાવે એવા ચમત્કાર કરનારી વિજળી ત્હારા સર્વાંગમા ગૂઢ છે આશા ધર આશાના ઉદયને પ્રત્યક્ષ કર એ દાનપરિ પાકનુ મગન મુહૂર્ત સમીપ છે તે તુ જો ને ઉત્સાહિની થા ! પાર્યાણી! જાગૃત થા! પ્રવૃત્ત થા!'

ગ ઉત્તમલાલનો વિદ્વત્તાભર્યો લેખ જેટલો શાસ્ત્રીય છે તેટલો જ ભાવભર્યો છે સ્ત્રી તની પત્નીવતા, પૂજનીવતા સિદ્ધ કરી તેઓ સમાન ધર્મના ભ્રમજનક વિરોધને ટાળાવે છે એટલુ જ નહિ પરંતુ એક જ અખંડ જીવનના અનિવાર્ય અને નક્કિત અંગો તરીકે પ્રાપ્ત થતા ભિન્નભિન્ન ધર્મોના પાલનમા જ સહચારી બની માનવકુલના ઉદ્ધારનો આ શૈ સમીપ લાવવા યાચના કરે છે સ્ત્રીજાતિ તરફના પુરુષોના અનેક અપરાધોનુ ફળ સમાજે ભોગવે છે, એ તેમનુ કથન જેટલુ સત્ય તેટલુ જ મર્મભેદક છે તેઓ-અને તેમની સાથે સર્વ સ ન્ યી જો-તેનુ પ્રાયશ્ચિત સિદ્ધ કરે છે ગુજરાત અને ગુજરાતીઓની સેવા પાગ

પાછળ રહીને જ કરવામાં આનંદ માનનારા રણજીતરામ ગુજરાતની શક્તિઓને કચરી, દાબી આવાદી, હાલારી, અમદાવાદી, સુરતી અથવા મુંબાઈની મટી ખરો ગુજરાતી થવા, અને ઈશ્વરદત્ત શક્તિઓનો વિકાસ કરી, સાચી સંસ્કારિતા પ્રાપ્ત કરી તેનો પ્રયોગ કુટુંબજીવનમાં અને દેશજીવનમાં કરવા પ્રેરે છે ગુજરાતના એક ઉત્સાહિ સેવિકા સૌ. શારદાબ્હેન સ્ત્રીઓને પુરુષના જ બનાવેલા જગતમાં રહેવું પડે છે તે શોચનીય સ્થિતિ પ્રતિ લક્ષ ખેંચે છે એ સ્થિતિ ઉભયને જેટલી હાનિકર છે તેટલી પુરુષોને માટે [illegible] તો છે જ તેથી તેઓ સ્ત્રી અને પુરુષ ઉભયનું જગત રચવા આગ્રહ કરે છે અને રાષ્ટ્રીય સ્વમાન સાચવી પૂર્વ અને પશ્ચિમના અનુભવનો વિવેકથી સમન્વય કરવા સૂચવે છે

ગં. [illegible] બ્હેના પાસે આ લેખમાળાની પ્રસ્તાવના લખાવી પ્રકાશકોએ તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે અમે પણ તેમની સાથે માનીએ છીએ કે આદિથી તે અંત સુધી કોઈ પણ સ્થાને અતિવાદ જણાતો નથી

પુસ્તકનું મુદ્રણ આદિ સંતોષકારક છે—પરંતુ તેમાં રહી ગયેલી થોડી ભુલો બીજી આવૃત્તિ વખતે સુધારવા અમે પ્રકાશકોને વિનતિ કરીએ છીએ તેની ઉપયોગિતા જોતા તેનું મૂલ્ય અમને વધારે પડતું લાગે છે ગુજરાતના દરેક અભ્યાસખંડમાં આ પુસ્તકને સ્થાન મળે અને પ્રસંગે પ્રસંગે સંસ્કારી અને સમજુ જનો આવા પુસ્તકોના લ્હાણા કરે એ ઇષ્ટ છે

અંતમાં અમે ઇચ્છીએ છીએ કે ગુ. હિં. સ્ત્રીમંડળ આવી અનેક લેખમાળા પ્રસિદ્ધ કરવા શક્તિમાન્ બને એટલું જ નહિ પરંતુ ગુજરાતમાં સ્ત્રી–ઉદ્ધારના પ્રશ્નમાં લીધેલા અગ્રસ્થાનને સાચવી રાખે શ્રદ્ધા અને કર્તવ્યપરાયણતા, બુદ્ધિમત્તા અને હૃદયની વિશાળતા, જ્ઞાન અને વિવેકની અપેક્ષા રાખતા આ કાર્ય માટે અનેક ઉત્સાહિ ગુજરાતી બ્હેનો જ્યાં સુધી સેવિકાવ્રત નહિ સ્વીકારે ત્યાં સુધી વાસ્તવિક પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે આ કાર્યમાં સહાય ભાગ કરવાનો છે જ નહિ કારણ કે એની સફળતામાં જ એમની સ્વાર્થસિદ્ધિ છે હિંદુ સ્ત્રીમંડળને જીવંત સંસ્થા બનાવવી, કાર્યનિપુણ બની તેનું તંત્ર સ્ત્રીઓએ પોતે જ ચલાવવું, એને ગુજરાતના સ્ત્રીજીવનનું કેન્દ્રસ્થાન બનાવી તેની ઉષ્મા ગૃહે ગૃહે વિસ્તારવી એ સ્વ. જમનાબ્હેનના જીવનસન્દેશને વ્યવહારમાં ઉતારવાનું ધર્મ્ય–ઋણ ગુજરાતની પ્રત્યેક પુત્રીને શિરે છે

જે દેશ સ્વ. જમનાબ્હેન જેવી દેશભક્ત સાધ્વી અને ગાંધીપત્ની જેવી વીરાંગનાની પુનિત વિભૂતિથી ઉજ્જ્વળ છે, જે ગુજરાતમાં ગં. નાની બ્હેન અને સૌ. શારદાબ્હેન જેવા ઉત્સાહ અને આત્મભોગથી કાર્ય કરનારા છે તે પુણ્યભૂમિનું ભાવિ ગૌરવાન્વિત જ હોવું જોઈએ એ જ સ્ત્રીત્વ, એ જ શક્તિ, એ જ પુણ્યવિભૂતિ ગુજરાતની પ્રત્યેક ગૃહકુંજમાં છે, ક્યારે વિકસાવીશું અને કેમ વિકસાવીશું એ પ્રશ્નોના ઉત્તર ગુજરાતનું જ નહિ પરંતુ હિન્દનું ભાવિ રચવામાં અંશભૂત થશે

**૨. ચોખેરવાલી**–આંખની કણી (દ્વિતીય ખંડ) મૂલ લેખક, ડૉ. રવીન્દ્રનાથ ટાગોર અનુવાદક, રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક, જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના વ્યવસ્થાપક રા. જીવનલાલ અમરશી મ્હેતા. અમદાવાદ, પૃષ્ઠ ૧૭૨, મૂલ્ય ૦–૧૨–૦

બાબુ રવીન્દ્રનાથ ટાગોરના કાવ્યો અને કથાના પ્રધાન લક્ષણો બે છે–એક તો કલા અને સંસ્કારિતા, *Artistic and cultural refinement,* અને બીજું *Romance* એમની સર્વે કૃતિયો ત્હેના લક્ષણથી તો વ્યાપ્ત છે. આ નવલકથામાં બીજું લક્ષણ પ્રધાન સ્થાને તો નથી જ. તે એક ન્હાના હિંદુ કુટુંબની સરલ કથા હોવાથી તેમાં આખ્યાયિકા–*Romance*–કે લાગણીપ્રધાન નવલકથાઓના આરોહઅવરોહ–*Rise and fall*–નથી વાસ્તવિક *Realistic*–નવલકથાનું સરલ આલેખન હોવાથી આ કથા તદ્દન નવી અને કાલ્પનિક સૃષ્ટિ રચી, આ જીવનને નીરસ બનાવતી નથી. પરંતુ વ્યાવહારિક જીવનના ભિન્ન-ભિન્ન વિભાગોની દશાન્તરો–*Phases*–આલેખી તે સર્વને અંતે સમાજમાં લાવે છે. તે સર્વે વિનીતા, મેના અને સ્નેહમાં પરિણમે છે–તેથી પુસ્તક બંધ કરતાં વાચક અસંતોષી અથવા અશાન્ત નથી બનતો. માનવહૃદયના અંતસ્તમ પ્રદેશોમાં ચાલતા વ્યાપારોની રેખાઓ આલેખી, આ સરલ કથામાં પણ લેખક ઊંડા ભાવો જાગૃત કરે છે. ત્હેમની ચિત્તિ પ્રકૃતિના વર્ણન પણ સ્થળે સ્થળે થાય છે. 'અભિસારિકા' સંસ્કૃત કાવ્યોનું સ્મરણ કરાવે છે.

કથાનું વસ્તુ માત્ર બે જ પાત્રો રચે છે. જ્યાં ક્રિયા મંદ નથી લાગતી. વસ્તુવિકાસના પ્રસંગો અને બિહારી વિના અન્ય સર્વે પાત્રો એટલાં સામાન્ય છે કે સાધારણ લેખક તો એમને આકર્ષક ન બનાવી શકે. આ અસાધારણ લેખક પોતાના કલાસ્વામિત્વથી અંત સુધી જીજ્ઞાસારસ પોષે છે. એક રીતે કથાનું કેન્દ્રસ્થાન બાલવિધવા વિનોદીની–ચોખેરવાલી–જ ભોગવે છે. તેને અવિભક્ત કુટુંબમાં મૂકી લેખક તે સંસ્થાના ભયસ્થાનો સૂચવવા તો નહિ ઇચ્છતા હોય? આશા અને વિનોદિની કરુણતા જ પોષે છે. સમર્થ અને ભાવનામય ચારિત્ર્યવાળો બિહારી સર્વે તંતુઓને સમાજમાં લાવી–મેવાલત સ્વીકારી–ગરીબ મધ્યમવર્ગના કલ્યાણનો એક નવો માર્ગ સૂચવે છે.

પ્રથમખંડની સમાલોચના કરતાં (પુ. ૨૧ અંક ૮) અમે કહ્યું હતું તેમ આ અનુવાદની શૈલી સરલ અને સુગમ છે. પુસ્તકના મુદ્રણ આદિ સંતોષકારક છે. પુસ્તકનું મૂલ્ય અમને હજી પણ વધારે પડતું જણાય છે. આશા છે કે ગુજરાત આ પુસ્તકને સારો સત્કાર આપશે.　　　　સ. જ. પંડ્યા.

---

સ્ટેશન ઉપર ગાડી ન મળી એટલે મજુરને બોલાવી ધૂળમા ઘસડાતા ઘેર ગયા અને જરા પણ કાચને ડાઘ પડે તો હમાનની ધૂળ કાઢનારા રેસીડેન્સીના વિદ્યાર્થીઓ નીચા છાપરા-બાઉઆ, અન્દરના ભાગમાં ચામાચીડીયાવાળા વડામા છાણ મૂત્ર અને ગાયભેંસો, એક ખૂણામા અડાયા, છાણાં, લાકડાની ભારીયો, બીજામા લાકડાનો કોટો-બહાર ખૂણામા, ચાટમા દાળભાત અને એંઠવાડ ઓગાળતા ઢોર અને કુતરા, ધૂળમા રમતા નાગા છોકરા પાચ કે છ થીગડાવાળી અને કોઈવાર ચોળીયો વીના ફરતી હાથમા સુપડુ કે ટોપલી લઈ મોટાને આવતા જોઈ વળી લાજ કાઢતી સ્ત્રીઓ વિગેરે જોઈ મુબાઈના વાતાવરણમા ઉછરેલા આ વિદ્યાર્થીઓ તો મુઝાઈ જ ગયા ત્રિભેટો આવ્યો. ચોકઠુ આવ્યુ અને ગુડબાય, સાહેબજી, મળજો, બ્હાર નીકળીશકે ઘરમા જ ભરાઈ રહીશ વિગેરે કહી મિત્રો છૂટા પડ્યા

ધીરૂભાઈ ઘરમા દાખલ થયા અને પિતા અને માતાએ "આવ્યો બા! શરીરે બહુ લેવાઈ ગયો છે-મૂઈ પરીક્ષા મુબાઇથી છૂટે એટલે ગગા નાહ્યા" કરી આવકાર આપ્યો ચતુર માતા પરદેશથી આવતા યુવાન પુત્રના હૃદયના ભાવો સમજતી હતી એટલે છોકરો પૂછે એ પહેલા જ, "શકુતલા! ઉપર જઈ રૂમાલ અને મ્હો ધોવાનુ પાણી મુકી આવો પછી ગરમ પાણી થયુ હોય તો નાહવા આપો ભૂખ્યો હશે એટલામા હુ જમવાનો સામાન કરૂ છુ ધીરૂ, જા, બા ઉપર જા લુગડા બદલ મ્હો બો ધો અને જરા થાક ખા ગરમ પાણીએ નાહીશ, ખાઈશ અને સુઈશ એટલે થાક ઉતરી જશે ચાલો હવે રજામા નિરાંતે આરામ લો."

ધીરૂને બીજુ શુ જોઈએ! આપણા કૉલેજજીવનમા એવા ભાગ્યશાળી ધીરૂ કેટલા નિકળે? યુવાનીયાને માબાપ અળખામણાં નથી હોતા પણ બાલ્યાવસ્થામા માને ખોળે રમનાર બાલક યુવાવસ્થામા પણ પત્નીને ખોળે ન સુતા પોતાના જ ખોળામા સતત સૂવે એ ઇચ્છા રાખનાર માતા દુ ખી ન થાય તો બીજુ કોણ થાય? ધીરૂભાઈ માતાની સાથે વાત કરતો હતો અને પિતાને કૉલેજની ખબરો આપતો હતો છતા 'મ્હેં પત્ર લખ્યો છે એટલે આવી તો હશે જ બા બોલાવ્યા વિના રહે એવી નથી એ કેટલી રાહ જોતી હશે! ઉપર હશે કે નીચે!' એ વિચારમાળામા પોતે શો ઉત્તર આપે છે તેનુ એને ભાન જ નહોતુ

ધીરૂ ઉપર ગયો-મુબાઈની રેસીડેન્સીની રૂમ અને આ ગામડાના ઘરને સરખાવતા આમા નહોતો ફર્નીચર, નહોતી કાચની પોલીશ કરેલી બારી છતા એમા બે વસ્તુ હતી એક વ્હાલુ વતન આ જ ઓરડામાં નાનેથી મોટો થયો હતો, હોળી દિવાળી અને આડે દહાડે કોડીયાના દીવા, ટાટ એ જ જાજમ, વહાણ પાટીનો ખાટલો એ જ છત્તર પલગ અને પડદાને બદલે લાલ જાડા, ચાટના અને ભરતવાળા ભરતાદીયા ચદરવા જોયા હતા બીજુ પોતાની રમણીય સુદરી, જીવનનભનો તારો, સસારમા રસ ઉત્પન્ન કરનાર અને વિદ્યાને વિકાસનાર શકુન્તલા હતી ધીરૂ અદર ગયો ત્યા શકુન્તલા, હિન્દુ શરમાળ બાળા પત્રમા લાબા લાંબા કાગળો લખનાર એક અક્ષર બોલી શકી નહિ નેને નેન મળયા. અને મળતા જ વિદ્યુત-ઇલેક્ટ્રીસીટીની બેટરી જાગૃત થઈ-એની અસર હૃદયના ધબકારામા શરીરના ધ્રુજારામા જણાઈ-યત્રની માફક

શરીર આવ્યા અને બન્ને હૃદયો–શરીરો ભેટ્યા, જાદુઈ સાંકળ હોય–કેબીનમાથી તાર ખેંચાય ને સીગ્નલ પડે તેમ શકુન્તલાનુ મ્હો ઉચુ થયુ ધીરનુ નીચુ થયુ અને બે પ્રેમાત્માની સીન થઈ એ સ્નેહાળ આત્માનો શરીરથી સ્પર્શ થાય છે ત્યારે એમને વાચાની જરૂર જ રહેતી નથી આ મા આત્મા સાથે સયોજાય છે અને તે વખતે સ્વર્ગીય વાતાવરણ ફેલાય છે

"પ્રિય શકુન્તના! તુ કેમ લેવાઈ ગઈ છુ?"

"તમારા વિના! પણ તમારા દેદાર જુવોને લાવો કપડા કાઢુ આ ખુરશી ઉપર, આ ખાટલા ઉપર તમે બેસો! લ્યો મ્હો ધોઈ નાખો હાય! હાય! ભણવાનો તે આ હડકવા! અરેરે આમા અમે અમારી ફરિયાદો નોંધાવીએ ત્યારે તમને ત્યા કેવુ થતુ હશે!"

"શકુન્તલા! એ ખાતે તો હુ ભાગ્યશાળી છુ પણ બીજા ઘણા છે જેમને માની અને પત્નીની રોજ ફરિયાદ અને ફરિયાદ ન કરે તો કરે પણ શુ? ને વિદ્યાર્થી પણ કરે શુ? તમે પરણાવો–વર્ષોના વર્ષો આશામાં ને આશામા દુખી થતી જીવન ગાળે ત્યારે પણ બિચારી ન લખે? અરે શકુન્તના! હિંદુ વિદ્યાર્થીની તો અજબ સ્થીતિ છે સ્થીતિ હોય નહી, ભણવુ ખર, દક્ષ ખ્રીઓ માફક સાદા રહેવાય નહી, પરણ્યા હોય, છોકરા હોય, રજામા એક ઘડી ઘેર જવાનું મન થાય સયુક્ત કુટુબમા મોજ નહિ મણાય કરી પોતે મિત્રો અને દોસ્તદારોની સાથે મુસાફરીએ જાય કે મુબાઇમા પડ્યા રહે ત્યારે બીચારી બાયડીઓનો શો દોષ? પોતાથી સહન ન થાય અને બીજાને સહન કેટલુ કરાવવુ?"

"લ્યો આ રૂમાલ! હવે જરા થાક ખાઓ ચાહ લાવુ? ખાવાનુ ખાશો?"

"શકુન્તના! તુ નીચે જા. હુ નાહવા આવુ છુ પછી જમુ પછી બેઘડી નીચે બેસી આપણે ઉપર આવીયે"

"ભલે! પણ—"

"તું નિશ્ચિત રહેજે ને હુ મુબાઈથી લાવ્યો છુ તેની આ કુચીઓ લે હું એમને એમ ઉઘવાનો નથી પેલા ફૂલ અને હાર મારી નજર બહાર નથી"

શકુન્તલા નીચે ગઈ અને ધીરની માતા રસોઈમા હતી સુશીલ સાસુ 'વહુ કેમ રાધવા નીચે ન ઉતર્યાં, ઉપર ઘણી વારલી નહી જાય!' એના કટુપ વાક્યો બોલે એમ નહોતી. રૂધમાથી ગરમ પાણી કુડીમા કાઢ્યુ, ધોતીયુ, રૂમાલ, ચાલુ મુક્યા અને સાસુને મદદ કરતી, એસવાના કામ માડતી,હરબ્હાને પતિની નજરે પડતી પ્રેમાળ પત્ની અને મા ન જાણે એમ ધીર નાતા નાતાં, ચોકમાથી ઉંચે જોતા માની સાથે ગામની વાત કરતા પાણીના છાટા આવતી જતી પત્ની ઉપર નાખી જલક્રીડાની ઝાંખી કરતો હતો પિતાજી મન્દિરે ગયા હતા, આવતા કેળા લેતા આવ્યા હતા અને કેળાંરોટલી, દાળભાત શાક, પાપડ, વડી અને અથાણાની લહેજતદાર રસોઇ ચાખતા 'બા! પાપડ સારા થયા છે!' 'હા, ભાઈ, શકુન્તલાનો હાથ બેસી ગયો છે,' એમ સાભળતો ખુશ થતો, શરમાતો જમી રહ્યો

"ભાઈ! બી એ થયા પછી એમ એન એન બી થવુ છે કે એમ એ?"

"પિતાજી! પહેલા એમ એલ બીની મરજી છે"

"ત્યારે તો વળી બે વર્ષ વધારે હેરાન થવાનુ—"

"ના રે! આ ફેરી તો હુ વહુને સાથે મોકલીશ કોઈ ઠેકાણે ગોઠવણ થશે—છોકરો ખાવાપીવામા હેરાન ન થાય અને વહુને એકલી ઘર માડતા આવડે" ધીરૂ અને શકુતલાના હૃદયના ધબકારાનો વેગ વધ્યો હતો મ્હો હસતા હતા પણ શકુતલા નહી જેવી લાજ કાઢતી કાન્તી પીરમની હતી એટલે દેખાય એમ નહોતુ સૌ જમી પરવાર્યા અને ઓશરીમા ચારેજણા બેઠા, રજામા ગામમા થવાના લગ્ન, વરઘોડુ અને સાસુવહુની તકરારો, અને અમલદારોના મુકામની વાતો થઈ અને ધીરૂ 'આ હુ જાઉં છું' કરી ઉપર ગયો. માસ્તર પિતા અને મહેતીજી માતાએ થોડી વાર પછી "વહુને જાઓ મોડી રાત જાય છે" કરી ઉપર મોકલી પોતે સુવા ગયા

શકુન્તલા ઉપર આવી તે વખતે ધીરૂભાઈ ટ્રક ઉઘાડી ચોળીનુ કપડુ, સાડી, એક સોનાની સાકળી, હલવો, નાની ઘડીયાળ, સેન્ટ, હાથના રૂમાલ વિગેરે કાઢી બહાર મૂકતા હતા ત્યા શકુન્તલા ધીરે પગલે છાનીમાની આવી સેન્ટની બાટલી ઉપાડી અને પતિ ઉપર પાછળથી જ રેડી 'હા હા–'કહેતા ધીરુ ઉઠ્યો–વસ્તુઓ વસ્તુઓને ઠેકાણે રહી અને નિરકુશ પતિપત્ની એક બીજા ઉપર સેન્ટ નાખવા દોડાદોડ કરવા લાગ્યા

"શકુન્તલા ડાહી થા! જરા બેસ!"

"ડાહી શા ખાતે? હમે સારા લુગડા પહેરીયે–અમને સેન્ટ મળે અને તમે આવા જ રહો તમને ટેવ છે કે જે આવે તે પહેરો, માટે જ આ મનગમનનુ થોડુ પહેરણ તમે નાહવા બેઠા એ વખત મૂકયુ ને પેલુ ઉપાડી લીધુ"

"લુચ્ચી! શકુતલા! તને તો આ જ બેવડો આનદ હશે. સાસુજીએ મુબાઈની રજા આપી પણ અભ્યાસમા બેસાનુ કામ નહી–અભ્યાસ તો એકનાથી જ થાય માટે આપણે કઈ તને લઈ જવાના નથી, હા!"

"એ જ કે બીજુ કાઈ! એવુ કરજો તો પગ! એ દહાડા તે વહી ગયા હવે તમારી કાયદાની ચોપડીઓમા, તમારા ઓરડામા અને તમારા લૉકલાસમા પેન્ડોરાની પેટીઓ પેઠે નજરે ને ઠેસે આવતી તમે મારી મૂર્તિ જોશો પછી એની મેળે બોલાવશો નહિં બોલાવો તો જશો પણ ક્યા? પાસ થવુ હોય તો અમને લઈ જજો પછી મીસ દયાનદ જેવી કોઈ હોય ને અમારી ગરજ ન હોય તો નહી"

"શકુન્તલા! મીસ દયાનદને તુ ક્યાથી ઓળખે! એની વાત અહીં સુધી ક્યાથી!"

"કેમ આ ગામ છે કે ઠેકાડો! મીસ દયાનદને પરણવા ત્યા કોઈ શાન્તિલાલ નામનો ગુજરાતી ફાંફાં મારે છે ભીતિ ઉપર મીસ દયાનદના નામ લખે છે એની ઉપર એ ખાનગી કાગળો અને બેટો મોકલે છે એ વાત ખરી ને? શાન્તિલાલના બાપ કે જે હોય તેને શાન્તિનો વિવાહ બીજે કરવો છે, કે કર્યા છે, એ વહુ એને ગમતી નથી અને એની સાથે ક્યાથી મ્હારો વિવાદ થયો એમ એ કહે છે શાન્તિ નરમ છે એવો વર તે ક્યાથી લાવ્યો હશે એમ કન્યાવાળાને કહે છે!"

"શકુન્તલા! તમારૂ ગામ પણ નવરૂ લાગે છે કોઈ ઐરો ગૈરો નનામા કે સનામા કાગળ લખવાનો ધધો લઈ બેઠો છે શાન્તિલાલને જે જાણતા નથી તે એને બાલ્ચો-નેડી-ગરીબ માન વગરનો કહે છે પણ એ બહુ ઈર્ષ્યાનુ જ પરિણામ છે આખી કૉલેજમા શાન્તિ જેવો છોકરો નથી મીસ દલાલ ને એ પરણશે એ હુ માનુ જ નહી જુવાનીમા ચાર ભેગા થયા હોય અને એ જ્યા વાત કરે કે 'મીસ દલાલ જેવી મળી હોય તો કેમ' ને એણે 'હા, યાર,' એમ કહ્યુ માટે એ ફાંફા મારે છે કહેવાય? કોઈની પણ જુવાનીના પાના ઉઘાડવા જ નહી શાન્તિ એવો તો સુશીલ છોકરો છે કે એના માતપિતાની મરજી વિરુદ્ધ એ જાય એમ નથી એનો વિવાહ થયો છે કે નહિ એની મને ખબર નથી પણ થયો હોય તો એ એની સમતિથી જ હમણાં તો એનો બાપ મરી ગયો છે "

'કહે છે કે કૉલેજમા તમે બધા તોફાન કરો છો અને બાયડીઓના કાગળો વાંચો છો"

"હા એમ થાય ખ પેલી દીવાળીનો કાગળ આવ્યો ત્યારે ફારમ થયુ હતુ ખરૂ મી મહેતાનો તો ત્યારે મીજાજ પણ ગયો હતો "

"દિવાળી શુ કરે! એના સાસુ સસરા એવા છે કે મહેતાને સુખ નહી આવવા દે. મહેતા વળી બાયલા છે માથુ ફરીને ઉભો રહે ને મુબાઈ લઈ જાય તો જ કાંઈ સુખ મળે"

"હવે-હવે દસ વાગશે મેં તને મોકલેલી કવિતા તે મોઢે કરી હોય તો તુ ગા જોઈએ"

"આજ તમે થાકી ગયા છો હવે તો કાલે વાત—"

પ્રેમાળ પતિપત્ની આમ ચિત્રવિચિત્ર વાતો કરતા સુઈ ગયા

* * * *

મી મહેતાના ઘરનુ વાતાવરણ જ જુદુ હતુ પોતે ભણ્યો હતો-તર્કશાસ્ત્ર, એરીસ્ટોટલ, કેન્ટ, શોપનહોર વિગેરે તત્વવેત્તાઓના પુસ્તકો એણે વાચ્યા હતા અને સત્ય શોધવાની જીજ્ઞાસામા કોઈ કહે તેની સાથે વાદવિવાદમા ઉતરવાની એને ટેવ હતી આની સાથે મુબાઈમા એણે એવી છાપ બેસાડી હતી કે મીસીસ મહેતા અને મી મહેતા એક નમુનેદાર પતિપત્ની છે, મીસીસ મહેતા પતિની પ્રીતને છાતી સરસી જ ગણે છે, અને દરરોજ તેની પુજા કરે છે, મહેતાના પગનો અગુઠો ધોઈને પીએ છે અને મહેતાના ખાધા વિના એ ખાતા નથી, એના સુતા વિના એ સુતા નથી. સગીત જાણે છે વાચે છે અને મિત્રોની ખાતર બરદાશમાં પણ એ એક્કા છે મહેતા પેઢી ઉપડાવી ઘેર આવ્યા તો ઘરના બારણા પાસે નાનાભાઈઓ, ભત્રીજા ભત્રીજીઓ રમતા હતા, ઓટલા ઉપર વૃદ્ધ માજી છેડા હેઠળ માળા લઈ નાના છોકરાને રમાડતા બેઠા હતા અને ઘરમાથી ખખાટ અને બૂમાબૂમના અવાજ આવતા હતા છોકરાઓ કાકા ભાઈ કરતા મહેતાને ફરી વળ્યા અને મહેતા ઓટલા ઉપર બેઠેલા માજીને ધોરે પાડી પગે લાગ્યા 'આવ્યો બા! કેમ છે શરીરે?' કરી માજીએ હાથ ફેરવ્યો અને પાસે બેસાડયો અને કોઈ છે કે કેમ તેની નહિ દેખાતી આખે તપાસ કરીને કહ્યુ-'ભાઈ! તારી મા હમણા હમણા તારી વહુને જપવાય દેતી નથી બેટા! હવે મને મોત આવે તો સારૂ દોરી છે કે તોડી નાખુ? બે ઘડી તારી વહુ મારી પાસે બેસે ને પગે તેલ ચોળે કે હાય હાય શી એ વાત કરતા હશે કરી 'વહુ'

પાછા બેઘ કે! કોણ જાણે શી એ વલે થશે! હજી ધણી કમાતો નથી ત્યા આટલો છાક ચડયો છે તો બી. એ થશે ત્યારે તો કોણ જાણે શુ એ થશે! ઘરના કામમા તો ભણીનાર નથી ને બાઈ સાહેબને અગ્રેજી ભણવુ છે' આમ દરરોજ સભળાવે જા બા, જા, વળી નાઈ સભળાવશ' મહેતા અદર ગયો મા રસોઈ કરતી હતી, નાની ભાભીઓ ચડપ ચડપ સાસુને સામાન આપતી હતી અને જેઠ સાભળે એમ લાજ કાઢી વચમા બોલતી 'બા! તમે રહેવા દોને! અમે છીએ તે? રોજ રાતના તમને તાવ આવે છે—એ કોગીનાએ ધાન ખવાતુ નથી ઘરનુ વૈતરુ તમારે કરવાનુ તમે ખરા છો તે કરો હમારાથી તો ન થાય'—'અમે નહી કરીયે તો બીજુ કોણ કરે એમ છે? કોઈને કહીયે તો સાસુ ખરાબ છે કહેવાય કોઈના ધણી આવનાના હોય અને કોઈના ધણી જવાના હોય તે સામાન બાધવા છોડવાના હમારે છે કાઈ—નાકજા ભેગા થઈશુ ત્યારે જપ આવશે' મહેતાના મુબાઈના પવન, ચોપાટી રેસીડેન્સી, બર્ક, ભવભૂતિ, કેનેરીની ગુફા અને ધારાપુરી ગૃહજીવન અને દપતીજીવનના વિચારો તો આ સ્થિતિ જોઈ એવા જ હરી ગયા કે વિચારો નીલોત્પમ થઈ ગયો માનો વાક છે કે વહુનો એનો પોતે નિર્ણય પણ ન કરી શકયો, પણ મા ઉપર પોતાની સત્તા ન હોતી હિન્દુ કાયદા મુજબ પત્ની એ પોતાની મીલકત છે સ્ત્રીસ્વાતન્ત્ર્યના વાતાવરણમા ઉછર્યા છતા એ વિચાર ગયા નહોતા એટલે એને પત્નીનો જ વાક લાગ્યો.

'ત્યારે એ છે કયા! રાધતી નથી ત્યારે ઉપર હશે!' એમ વિચાર કરે છે ત્યા પગમા જોટના પહેરેલા તેના પગ્ગાથી થતો અવાજ સાભળ્યો પાછુ જુવે છે તો માથા ઉપર બેડુ ને દીવાળીવહુ ઘરમા દાખલ થતા દાખલ થતા જ પતિરાજને જોયા એટલે લાજ કાઢી ઓરે ચોકમા ગયા મહેતા "કેમ બા કરી ઉપર જતો હતો' ત્યા કાને અવાજ પડયો. કેમ દિવાળી! કુના કાંઠે બીડ હશે ખરુ ને! સાહેલીઓ સાથે વાતો કરવા રહી હઈશ?'

"ત્યા કોની સાથે વાતો કરવાની છે? બે બેડા લાવી અને ત્રીજુ બેડુ થયુ તે વાર ન થાય?"

"નારે બા! રાત પાડજોને એ હો, આ તો કોઇને કહેવાય પણ નહી' મહેતા ઉપર ગયો—કપડા કાઢ્યા—રૂમમા મૈ અસ્તવ્યસ્ત, ગોદડામા માકણ, ભીંતિ બાઉઆ અને ગોખી ઉપર છારી ઉડે નિશ્વાસ નાખ્યો અને દિવાળીવહુ આવશે એવી આશામા ને આશામા માકણુ ચટકતા ખણતો પડ્યો રહ્યો ત્યા નીચેથી બૂમ પડી "મોટા! કયારનો આવ્યો છુ—ગામ વચ્ચે થઈને આ પડ્યો ત્યારે દુકાને થઈને આવીયેને?" મહેતા નીચે ગયો—પિતાને મળ્યો—દુનિયાની વાતો કરી અને "બાપાજી! વહુ સાથે મ્હારે જુનાગઢ જવાનો વિચાર છે હરકત ન હોય તો બધાને લઈને—"આ શબ્દ કાને પડયા ત્યા બધાના મ્હોડાના તોબરા ચડયા રસોડામા વાસણો પછડાયા—બે વહુઓ ઉભી ઉભી તાલ જોવા લાગી અને મહેતાના પિતાએ ઉત્તર આપ્યો "આ પડ્યો તો હમણા વરમા ગમતું ન હોય તો જૂદા રહો સાભળ્યુ છે કે મુબાઈમા તુ ખાનગી કમાય છે અને પોસ્ટઑફીસમા પૈસા જમા કરાવે છે એ ન ચાલે નાના ભાઈ ભત્રિજાને ભણાવવા અને પરણાવવા છે એ બધુ તમારે મુબાઈમાં હમે જીવતા છતા વહુને લઈને પારકા છોકરાઓ સાથે એમ મુસાફરી થાય નહી

વહુ હમણા જ પીયરથી દસ દસ કાગળ લખ્યા ત્યારે આવી છે" પની ગયુ–જમનાનુ થયુ–જમવામા ભત્રિજા, ભાઈઓ, પિતા અને બ્હેનો હતા પણ બધા મુગા મુગા જમતા હતા. જમવામા ત્યા આનદ કે હસાહસ હોતા–આ કરતા રેસીડેન્સીની કલબમા ઓર આન૦ આનતો મહેતા પન્નારી જરાક ગામમા ફરી આવી ઉપર ગયો અને ગનિજીનન શરૂ થયુ દિવાળી વહુ આવ્યા મુબાઈમા જે ફડાકા મારતો હતો તે સાચા છે કે કેમ તે જોવા કોઈ આવે તો શી ફજેતી? મીસ નાવ કયા ને આ ડોશુ કયા અરે, પ્રભાવતિ, શાન્તા અને દેનકુવર એ બધા કેના કલબોમા અને મડળોમા જાય છે, દીવરૂમા નગાડે છે, મિત્રો આવે ત્યારે તડાકા મારે છે, અને આ "એવા એવા વિચરો કરે છે એટનામા દિવાળીવહુ ગોળીમા પાણી નાખવાનો ઘડો લઈ આવ્યા–ગળીને પાણી નાખ્યુ અને બારણા વાસી પતિ પાસે આવ્યા

"આ ફેરી તો કાગળનો કકડોએ નહિ! કુસા કાડે ખબર પડી કે તમે આજ આવો છો અમને શાના કાગળ લખો! તમે પાછા જુનાગઢ જાઓ છો! ત્યારે આવ્યાજ શુ કામ? મને સાથે લેવી હતી! કાઠીયાવાડમા સાથે ફરાય–નાતજાનમા રહેવુ છે કે નહિ અને મને કોણ જવા દે? એમ છે !"

"શકુન્તલાને શરીર કેમ છે! એમને મળવા જવુ છે"

"એ તો જગોજ તો એ વ્હાલી લાગે છે તો પરણવુ હતુ તેને !"

"કેમ ! કેમ! છીશ બહુ વાધી થઈ છે કે?"

"બાપ જ તો મરીશુ ત્યા સુધી તાપમા બળવાનુ તમારા શકુન્તલા પાસે જઇએ એટને ઘડીયે ઘડીયે 'તમારામા અક્કલ નથી મહેતાનુ જીવન બગાડયુ છે–મહેતા જ નભાવે વાચતા લખતા કે ગધનાએ ન આવડે અહીં જમે છે ત્યારે કહે છે કે નિરાંતે જમ્યો' એ જણા મેહા હોય તો મને હલકા પાડવાનુ કામ શકુન્તલાનુ એમને ગાતા આવડે ને અમને ન આવડે એટલે હસે હાય! હાય! આવુ ગામડીયા જીવન પહેર્યું છે! એવી એવી વાતો તમને શકુન્તલા ઉપર ઉપરથી સારી લાગતી હશે પણ એના ઘરનુ કયા ઠેકાણુ છે?'

"વારૂ તારા અભ્યાસ નુ કેમ?"

"અભ્યાસ જ છે ને ચાર વાગે ઉઠીએ છીએ, કુવે જઈએ ધોઈએ, ઘરકામ કરીએ એ અભ્યાસ"

"ત્યારેતુ નહિ જ આવે?"

"હુ કયા ના કહુ છુ? લઈ જાવને મુબાઈ સાથે લઈ જવી હોય તો તમે કહેશો એ હજાર વાર સાભળીશ પણ બીજાના દેખતા હલકી પડાવવી હોય, તમારી સગીઓ મારા ઉપર સીરજોરી કરી મશ્કરી કરવાની હોય તો મારે કાઈ આવવુ કરવુ નથી"

મી મહેતાએ વળી નિ શ્વાસ નાખ્યો અને રખેને તોફાની ચઢુ એમના ગૃહજીવનની ઝાખી કરતા છાપરાના કાણામાથી જોતો હોય કરી વાત બધ કરી અને બન્ને જણા સૂતા

—અપૂર્ણ

# " સિદ્ધાર્થકુમાર"નું અવલોકન.

લેખક–રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

ગુજરાતના નાટકસાહિત્યમા રા વિભાકરની આ કૃતિને આવકાર આપતા અમને આનન્દ થાય છે આ આનન્દની વૃત્તિના ત્રણ મુખ્ય કારણો છે પ્રથમ કારણ અંગત છે, અને છતા ગુજરાતના વાચકવિશ્વ સમક્ષ તે નમ્રતાપૂર્વક રજુ કરવાની અમ્હે રજા લઇએ છિએ રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, રા કાન્તિલાલ છગનલાલ પંડ્યા, રા મનસુખલાલ આત્મારામ માસ્ટર રા કનૈયાલાલ માણેકલાલ મુનશી, રા ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક અને આ અવલોકન લખનાર પોતે એ સર્વ મિત્રો વારવાર સાથે બેસી ગુજરાતી પ્રજાની અને ગુજરાતી સાહિત્યની સેવાઓના મનોરાજ્યોમા આશાભર્યાં હૃદયોએ મ્હાલતા હતા એ પ્રસંગો આ લેખકની સ્મૃતિમા હજી તાજા છે એ મનોરાજ્યોને કલ્પનાના પ્રદેશમાથી પ્રત્યક્ષ કૃતિના પ્રદેશમા સંક્રાન્ત થતા જોઈ અમને જે કૃતકૃત્યતાનો ઉલ્લાસ થાય છે ત્હેનો તાદૃશ ખ્યાલ અન્યને આવવો મુશ્કેલ છે અમ્હારા આનન્દનુ બીજુ કારણ એ છે કે જ્યારે રંગભૂમિ જેવા પ્રજાને આનન્દ આપવા ઉપરાંત પ્રજાના જીવનને ઘડનાર અગત્યના અંગ પ્રતિ ગુજરાતના કેળવાયલાઓનો મ્હોટો ભાગ ઉપેક્ષાની અથવા અનાદરની દૃષ્ટિથી જુએ છે ત્યારે રા વિભાકર જેવા ઉચ્ચ કેળવણીથી અલંકૃત થયેલા વિદ્વાને ગુજરાતની રંગભૂમિની અને ગુજરાતના નાટકસાહિત્યની યથાશક્તિ સેવા કરવાની સ્તુત્ય પ્રવૃત્તિ પોતાના હાથમા લીધી છે આ પ્રવૃત્તિ સ્વીકારવા માટે અમ્હે રા વિભાકરને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ અને અમ્હે ઇચ્છીએ છિએ કે ગુજરાતને ઉચા પ્રકારના દૃશ્ય નાટકો અર્પવામા તથા ગુજરાતની રંગભૂમિને ઉચી ભૂમિકાએ લઈ જવામા તેઓ સફલતા પ્રાપ્ત કરે રા વિભાકર એ મુંબાઈની હાઈકોર્ટમા પ્રૅક્ટિસ કરતા એક આશાસ્પદ બૅરિસ્ટર છે પ્રભુ ત્હેમને તે ઉમદા ધંધામા વિજય અને યશ આપો એમ અમ્હે ઇચ્છીએ છિએ પરન્તુ સાથે સાથે અમ્હે એમ પણ ઇચ્છીએ છિએ કે ત્હેમણે સ્વીકારેલી આ સ્તુત્ય દિશામા પણ તેઓ પ્રવૃત્તિ કરી અસિલોના જગત્ કરતા વધારે વિશાલ જગતને પોતાની શક્તિઓનો લાભ આપ્યાં કરે અમ્હારા આનન્દનુ ત્રીજુ કારણ એ છે કે " સિદ્ધાર્થકુમાર "નુ નાટક એ એકંદરે ઉચા પ્રકારની અને સફલ કૃતિ છે એવો અમ્હારો નમ્ર મત છે, અને અમ્હે એમ પ્રામાણિકપણે માનીએ છિએ કે આ કૃતિના પ્રકટીકરણથી ગુજરાતના દૃશ્ય નાટકના સાહિત્યમા એક અગત્યનો ઉમેરો થયો છે

રંગભૂમિને માટે દૃશ્ય નાટકોના એક શિક્ષિત લેખક તરિકે રા વિભાકર ગુજરાતને પરિચિત થયા છે તેઓનાં ત્રણ નાટકો રંગભૂમિ ઉપર ભજવાયા છે (૧) સિદ્ધાર્થ બુદ્ધ, (૨) સ્નેહ

**સિદ્ધાર્થકુમાર અથવા ભગવાન્ ગૌતમ બુદ્ધ**–કર્તા રા નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર બી એ, એલએલ. બી બાર–ઍટ–લૉ, પૃષ્ઠ, ૧૨૨ મૂલ્ય રૂ ૧–૦–૦

જયા અને જયન્ત રૂ ૧–૪–૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

સરિતા, અને (૩) સુધા-ચન્દ્ર રા વિભાકરના નાટકોના સબંધમા ગુજરાતના માસિકોમ તેમ જ વર્તમાનપત્રોમા જુદા જુદા દૃષ્ટિબિન્દુઓથી પુષ્કળ ચર્ચા થઈ હતી એ ચર્ચાએ રા વિભાકરને ઉદ્વિગ્ન કર્યા છે અને ત્હેનાથી રા વિભાકરના મનમા કટુ સંસ્કારો પ્રવેશ પામ્ય છે એ રા વિભાકરે ત્હેમના ઉપર થયેલા પ્રહારોનો ઉત્તર આપના કરેના પ્રયાગો ઉપરથ સૂચિત થાય છે આ નાટકની પ્રસ્તાવનામા પણ એમના નાટકો વિષે થયેલી ચર્ચાના સમ્બન્ધમ ત્હેમણે જે ઉલ્લેખ કર્યા છે તે અમ્હારા અનુમાનનુ સમર્થન કરે છે અમ્હારાથી એટલ ઇચ્છિયા વિના નથી રહેવાતુ કે રા વિભાકરના નાટકો સમ્બન્ધી ચર્ચા ત્હેમને ગમે તે હેતુ ઓથી પ્રેરાયેલી લાગી હોય તેમ ત્હેમની દૃષ્ટિએ તે ગમે તે પ્રકારની લાગી હોય, છતા ત્હેમણ એક ઉચા પ્રકારના નાટકકારને શોભે તેવા ગૌરવથી કા તો મૌન જ ધારણ કરવુ હતુ અથવ તો મ્હોટા મનથી અને સ્વસ્થતાથી પોતાની બાજુ હકિકતરૂપે રજુ કરી પોતાના ટીકા કારોને ચર્ચાનુ ઉચુ ધોરણ પોતાના જ દૃષ્ટાન્તથી બતાવી આપવુ હતુ કબૂલ છે કે રાગદ્વેષ રહિત, સભ્ય અને ગૌરવાન્વિત ચર્ચા ગુજરાતમા હજી જોઇએ તેટલી સામાન્ય નથી, અ તેટલા માટે જ અમ્હે ઇચ્છીએ છિએ કે બીજાઓ ગમે તેમ કરે, પરન્તુ ઉંચી ભૂમિકાન લેખકોએ તો ઉચા ધોરણથી જ વર્તન કરવુ યોગ્ય છે રા વિભાકરની પાસેથી એવા ઉચ પ્રકારના વર્તનની આશા રાખવાનો અમ્હે અમ્હારો હક સમજીએ છિએ

રા વિભાકરની આ કૃતિ અમ્હે ધ્યાનપૂર્વક વાચી છે, અને રા વિભાકરના "સ્નેહ-સરિતા" તથા "સુધા-ચન્દ્ર' એ બે મુબાઈ ગુજરાતી નાટકક પનીએ ભજવેલા નાટકો અમ્હે લક્ષપૂર્વક જોયા છે એ ત્રણે કૃતિઓ ઉપરથી અમ્હારા મનમા એવો સામાન્ય સસ્કાર પડયે છે કે જેમ રા વિભાકરના નાટકો એવા ઉત્તમ પ્રતિના નથી કે જે માટે આશ્ચર્ય અને અહોબુદ્ધિ થાય તેમ તે એવા છેક સાધારણ પ્રતિના પણ નથી કે જે જોઈ એમ થાય કે "રા વિભાકરે આના કરતા નાટકો ન લખ્યા હોત તો સારૂ થાત" રા વિભાકરના નાટકો ઉપર અલૌકિક પ્રતિભાની મુદ્રા નથી એ સ્વીકાર કર્યા પછી અમ્હે એમ દૃઢતાપૂર્વક નિવે દન કરવાની રજા લઇએ છિએ કે રા વિભાકરના નાટકો ઉપર ઉચા પ્રકારની બુદ્ધિની મુદ્રા અમને સ્પષ્ટ દેખાય છે રા વિભાકરના નાટકોમા આપણી અર્વાચીન રંગભૂમિની પરિસ્થિતિને લીધે તેમ જ બીજા કારણોને લીધે દોષો અને ન્યૂનતાઓ છે એ કોઈ પણ તટસ્થ પ્રેક્ષક જોઈ શકે એમ છે, તેમ એ પણ તટસ્થ પ્રેક્ષક જોઈ શકે એમ છે કે અર્વાચીન જીવનને ભવ્ય અને પથ્ય ભાવનાઓને રા વિભાકરના નાટકોમા આદરણીય સ્થાન મળ્યુ છે અને રા વિભાકરની લેખનશૈલી મીઠી, ઉદાર અને ચેતનભરી છે ટૂકામા, ગુણદોષનો એકંદર, તર સાળો કાઢતા અમને જણાવતા આનન્દ થાય છે કે રા વિભાકરના નાટકો એ ઉચા પ્રકારની કૃતિઓ છે, અને એ લખીને ત્હેમણે ગુજરાતી રગભૂમિની સારી સેવા બજાવી છે

આટલુ સામાન્ય કથન કર્યા પછી 'સિદ્ધાર્થકુમાર" એ નાટકનુ સ્હેજ વિગતવાર અવ લોકન આપણે કરીશુ "વિચાર-પુષ્પ-માલા" એ નામની એક લેખમાળાના રા વિભા

કવિતા પ્રવેશ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

કર સયોજક હતા તે લેખમાળાના બીજા વર્ષના ચતુર્થ પુષ્પરૂપે આ નાટક પ્રકટ થયુ છે એ લેખમાલાનુ તન્ત્ર ચાલુ વર્ષથી અમદાવાદના ઉત્સાહી પ્રકાશક રા જીવનલાલ અમરશી મહેતાના હસ્તમા ગયુ છે આ નાટકના મુખ્ય વિષયની પસદગી માટે રા વિભાકરને અભિનન્દન ઘટે છે માનવ જીવનના ઇતિહાસમા બુદ્ધ અને ક્રાઈસ્ટ એ બે દયામય વ્યક્તિઓ ભાવમય પ્રકૃતિઓનો અનહદ આદર પામી છે પામે છે અને પામશે ત્હેમા યે બુદ્ધના ત્યાગનો પરમ પ્રસગ તો જ્યા સુધી મનુષ્યના હૃદયમા એક બાજુથી માનુષતા હશે અને બીજી બાજુથી તત્ત્વસિદ્ધિને માટે ઝખના હશે ત્યા સુધી મનુષ્યના તક્ષનુ લક્ષ્ય રહેશે આ સબન્ધમા રા વિભાકર પોતાની લાક્ષણિક શૈલીમા લખે છે ' જો કે ભગવાન્ બુદ્ધની અનુપમ જીવનકથાને એક ન્હાના નાટકમા સમેટવી અશક્ય છે એમ મ્હને ડગલે ને પગલે લાગ્યુ છે, તો પણ અશક્તિ છતા તે તારશુદ્ધ શ્વેતમજરી જેવુ વિશુદ્ધ જીવન રગભૂમિ ઉપર કે પુસ્તકમા ઉતારવાને ઇચ્છા કોને ન થાય ? પચાસ કરોડ માનવીઓના મુખમાથી જે કરુણાનિધાનના હરહમેશ સકીર્તન ગવાય છે, જેના પવિત્ર સ્મરણાર્થ નિશદિન પુષ્પોના ડુગર ઉપર ડુગર ચ્હડે છે, જેના પ્રતાપી ચારિત્ર્ય આગળ પૂર્વની સસ્કૃતિ તરફ બેદરકાર રહેલુ પશ્ચિમ પણ પોતાનુ શિર ઝૂકાવે છે, અને જે મહારથીએ સસારીઓની અગણિત નિર્બલતાઓ ઉપર અપૂર્વ દિગ્વિજય મેળવીને સસારીઓની ખાતર પોતાના પ્રાણ પાથર્યા હતા તે મહાનુભાવની દિવ્યાનદ જીવનલીલા આલેખવાને તો અનન્ત વ્યાસ કે વાલ્મીકિ જ સમર્થ હોઈ શકે આપણે તો શ્રી કૃષ્ણચન્દ્રની અદ્વિતીય ભગવદ્ગીતાને જીવીને જીવન્ત કરનાર એ યોગીન્દ્રના મગલ સ્પર્શથી પુનિત થયેલા થોડા પણ પ્રસગોની દૂરથી આછી આછી ઝાખી કરી શકીએ તો પણ અહોભાગ્ય ! " પોતે પસદ કરેલા વિષયની ભવ્યતાનુ જેટલુ તીવ્ર ભાન રા વિભાકરને છે, તેટલુ જ તીવ્ર ભાન તે વિષયને સપૂર્ણ ન્યાય આપવાની પોતાની અશક્તિનુ પણ તેઓને છે તેઓ ગ્રુસ વિનયથી કહે છે ", અને જે ભવ્યતાની આ પુજા છે ત્હેનો વિચાર કરતા આ સામગ્રી રક જણાય ત્હેમા આશ્ચર્ય નથી છતા વીરપૂજનમા ભાવના મુખ્ય આકાક્ષા છે નહિ કે ભાવનસામગ્રી !!,—એ વિચારથી મ્હને દિલાસો મળે છે " બેશક, વિષયની પસદગી માટે રા. વિભાકરને જેટલા અભિનન્દન આપી શકાય તેમ છે તેટલા તે વિષયના નિરૂપણ માટે આપી શકાય તેમ નથી રા વિભાકરની કૃતિની ઉચ્ચતા નીમાર્યા પછી પણ એટલુ તો કબૂલ ર્ક્યા વિના ચાલે તેમ નથી જ કે બુદ્ધના જીવનના સબન્ધમા જે અમર સસ્કારો અમ્હારા મન ઉપર પડેલા છે ત્હેમની સાથે સરખાવતા રા વિભાકરનુ આલેખન પરિપૂર્ણ સતોષ આપી શકતુ નથી બુદ્ધની લોકકલ્યાણમય જગદુદ્ધારક વ્યક્તિની આસપાસ જે વાતાવરણ અમ્હારા મનમા છવાઈ રહેલુ છે તે વાતાવરણ રા વિભાકરની દષ્ટિમા છવાઈ રહેલુ અમને લાગ્યુ નહિ આટલુ વિષયની પસદગી અને વિષયના આલેખન સમ્બન્ધી હવે વસ્તુની પસદગી અને વસ્તુની સકલના વિષે

જો કે પૂર્વકાલીન મહાત્માઓનાં જીવનોની આસપાસ વળગેલી દતકથાઓથી બુદ્ધની કથા તદ્દન મુક્ત નથી, છતા ત્હેની મુખ્ય બાબતો એટલી પરિચિત છે કે ત્હેમાથી એક સુશ્લિષ્ટ કથા

ઉપજાવી તકાય બુદ્ધના સમન્ધનુ સાહિત્ય ગ વિભાકરે ધ્યાનપૂર્વક વાચી, તેમાથી ઉ
સામગ્રી મગ્રટી, તેને રગભૂમિને અનુરૂપ કથાના રૂપમા યોજી અને જે વસ્તુસકલના
છે તે માટે તેમને અભિનન્દન ઘટે છે જ્યા ઐતિહાસિક સામગ્રી વિદ્યમાન હોય છે
કલ્પનાની કલા કરતા પસદગીની કલાને પ્રાધાન્ય મળે છે એ પસદગીની કલા તેમ જ વિદ્યમ
સામગ્રીને અનુસરીને કલ્પનાની કલા રા વિભાકરે સારા અશમા બતાવી છે બુદ્ધના સબન્ધ
સાહિત્ય જેમણે સારી રીતે વાચેલુ છે એવા એક વિદ્વાને અમને જણાવ્યુ હતુ કે બુદ્ધ
સમન્ધની જાણવા જેગ માહિતીને ગ વિભાકરે બહુ જ સફલતાથી નાટકમા યોજી છે વસ્તુ
પસન્ગી માટે તેમ જ વસ્તુની કલ્પનાને માટે રા વિભાકરને જેમ અભિનન્દન ઘટે છે તે
વસ્તુની સકલના માટે પણ ઘટે છે બુદ્ધની કથાના ત્રણ મુખ્ય વિભાગોને ત્રણ અકમા વ્હે
નાખ્યા છે તે રા વિભાકરે યોગ્ય કર્યું છે પ્રવેશોની યોજના એક બાજુથી રગભૂમિ
જરૂરિયાતોને અનુસરતી છે અને બીજી બાજુથી વસ્તુનો ક્રમવ વિકાસ દર્શાવે છે

જેમ વસ્તુના સમ્બધમા તેમ જ પાત્રોના સમ્બન્ધમા પણ વિદ્યમાન સામગ્રીમાંથી પ
સગી કરવામા અને નાટકને અનુકૂલ રૂપમા યોજવામા પ્રધાનપણે કલા દર્શાવવાની હોય
અને પાત્રોની કલ્પનાની કલા ગૌણ સ્થાન લે છે આ બન્ને કલાઓમા રા વિભાકરે એક
રીત નિપુણતા બતાવી છે સિદ્ધાર્થ એ નાયક છે અને એનુ મુખ્ય લક્ષણ ત્યાગ છે
ત્યાગનો પ્રકાર તાદશ રીતે રજુ કરવા રા વિભાકર સિદ્ધાર્થના મુખમા બહુ યોગ્ય શબ્
મૂકે છે પોતાના વૃદ્ધ માતાપિતાને માટે તેમ જ "લાડકવાયી યશોધરા" અને "ફૂલ
પાખડી જેવા રાહુલકુમાર" માટે વિચાર કરવાની સનાતન માનવ માગણીનો ઉત્તર આપત
શુદ્ધોદનને સિદ્ધાર્થ કહે છે "બાપુ, તમ્હારા મર્મભેદક શબ્દોથી મ્હારા હૃદયને લાચાર
કરો અરેરે, શુ હુ મ્હારા વ્હાલાઓને ચાહતો નથી તેથી સસારનો ત્યાગ કરવા માગુ છુ
મ્હારા દિલની લાગણીઓ મ્હારો પ્રભુ જાણે છે પિતાજી, હુ મ્હારા દુખથી જતો નથી
**દુનિયાના દુખથી જાઉં છુ, મ્હારૂં વૈરાગ્ય વિષમય નથી, પ્રેમમય છે."** એકદ
સિદ્ધાર્થનુ પાત્ર જો કે ઠીક આલેખાયુ છે, છતા તેના ચારિત્ર્યની ભવ્યતાનુ પૂરેપુરૂ ભા
વાચકને થાય તેવુ સમર્થ આલેખન ત્હેનુ નથી સિદ્ધાર્થ ઉપરાત ચન્ન, દેવદત્ત અને અનાથ
પિંડિકના ઐતિહાસિક પાત્રોને કલ્પનાના રગોથી વિશેષ સ્પષ્ટ રૂપ આપવામા આવ્યુ છે તેમ
જ પુરોહિત અને શ્યામસુન્દરશર્માના કાલ્પનિક પાત્રોનુ આલેખન પણ ધ્યાન ખેંચે એવી
રીતે કરવામા આવ્યુ છે અનાથપિંડિક દ્વારા રા વિભાકરે પોતાને પ્રિય સમાજહિતવા
(*Socialism*) મૂર્તિમત કરવાનો પ્રસગ નિપુણતાથી શોધ્યો છે દેવદત્તનુ પાત્ર દુષ્ટ પાત્ર
તરિકે વિશેષ સમર્થતાથી આલેખાયુ હોત તો વધારે ઠીક થાત પુરોહિતનુ રમુજી પાત્ર એકદરે સારો
આનન્દ આપે છે નિર્દોષ નર્મવચનોના, મીઠી મશ્કરીના તથા બીજા કેટલાક પ્રસગો બાતલ
કરીએ તો એકદરે સ્ત્રીપાત્રો બહુ ધ્યાન ખેંચે એવી રીતે આલેખાયા નથી યશોધરાનુ પાત્ર
પણ ખરૂ જોતા ગૌણસ્થાન ભોગવતુ જ લાગે છે કૃશા, મધુરી આદિ કાલ્પનિક પાત્રો વાચ

કામમજરી રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની મુબાઈ

નારનુ કાંઈક ધ્યાન ખેચે છે, છતા ત્હેમનુ આલેખન સ્મરણીય વ્યક્તિત્વથી અભિન્ન નથી. સક્ષેપમા, જો કે પાત્રાલેખન એક રે ઠીક છે, છતા તે એવી સમર્થતાથી યુક્ત નથી કે જે વાચનારની સ્મૃતિમા અમર સસ્કાર પાડે

ઐતિહાસિક પ્રસગોમાથી યોગ્ય પ્રસગોની પસદગી કરવામા તેમ જ અન્ય પ્રસગો કલ્પવામા રા વિભાકરે ઔચિત્યબુદ્ધિ (*sense of propriety*) સારી દર્શાવી છે અને તે માટે ત્હેમને અભિનન્દન ઘટે છે પ્રસગોના આલેખનમા ત્હેમણે જે પ્રમાણબુદ્ધિ (*sense of proportion*) દર્શાવી છે તે માટે પણ ત્હેમને અભિનન્દન ઘટે છે પરતુ ઔચિત્યબુદ્ધિ અને પ્રમાણબુદ્ધિ માટે જેટલા અભિનન્દન આપી શકાય તેમ છે તેટના આલેખનશકિત માટે આપી શકાય તેમ નથી રા વિભાકરે બીજા પ્રસગો એકદરે ઠીક આલેખ્યા છે એ અમ્હે આનન્દથી કબૂલ કરીએ છિએ, પરન્તુ સિદ્ધાર્થના વૈરાગ્યના તથા ત્યાગના જે અમર પ્રસગો છે ત્હેમનુ આલેખન પ્રસગોના પ્રમાણમા નિર્બલ લાગે છે સિદ્ધાર્થના જે શબ્દો હૃદયના ઊડામા ઊંડા ભાગમાથી નીકળેલા લાગવા જોઇએ ત્હેમા અમને એક પ્રકારનુ નાટકી બનાવટીપણું અને ખોટાપણુ જણાય છે જો અમ્હારા મન ઉપર પડેલો આ સસ્કાર ખરો હોય તો અમને એમા કલાની ન્યૂનતા લાગે છે આ અગત્યનુ તત્ત્વ બાતલ કરીએ તો બીજી રીતે પ્રસગોનુ આલેખન ઠીક છે

દૃશ્ય નાટકની સામગ્રીમા સ્થળો અને દેખાવો અતિશય અગત્યનુ સ્થાન ભોગવે છે આ બાબતમા રા વિભાકર અમને ઘણા સફલ લાગ્યા છે એક બાજુથી ઇતિહાસ દૃષ્ટિ બીજી બાજુથી સૌન્દર્યની અને પ્રેક્ષક ઉપરની સામાન્ય અસરની દૃષ્ટિ અને ત્રીજી બાજુથી રગભૂમિની અનુકૂલતાની દૃષ્ટિ એ સર્વે દૃષ્ટિઓનુ રા વિભાકરે નિપુણતાથી સમિકરણ કરી પ્રવેશોને માટે અનુરૂપ પશ્ચાદ્ભૂમિ પૂરી પાડી છે

રા વિભાકરની ગદ્યશૈલી મોહક અને જોરદાર છે ત્હેમની શબ્દોની પસદગી યોગ્ય હોય છે અને ત્હેમની વાકયરચનાઓ વિવિધતાથી અલકૃત હોય છે એક ગદ્યલેખક તરીકે રા વિભાકર ઉચુ સ્થાન પ્રાપ્ત કરી શકે એમ છે ત્હેમના આ નાટકના ગદ્ય સવાદોના સમ્બન્ધમાં જો કાઈ ખાસ કહેવા જેવુ હોય તો તે એટલુ જ છે કે જુદા જુદા પાત્રોના મુખમા મૂકાયેલી ભાષામા જેટલુ વૈવિધ્ય અને વ્યકિતત્વ જોઇએ તેટનુ દૃષ્ટિગોચર થતુ નથી એ વિના બીજી રીતે શૈલી પ્રશસા કરવા યોગ્ય છે પરન્તુ રા વિભાકરના ગદ્યના સબન્ધમા જેટલી પ્રશસા થઈ શકે તેમ છે તેટલી ત્હેમના પદ્યના અને ત્હેમના ગાયનોના સમ્બન્ધમા થઈ શકે તેમ નથી બેશક, આપણી રગભૂમિ ઉપર ગવાતા સામાન્ય ગાયનોમા જે તદ્દન નિરર્થક શબ્દપ્રયોગો હોય છે ત્હેમાથી રા વિભાકરના ગાયનો સર્વાંગે મુકત છે અને હોવા જ જોઈએ તેમ જ સામાન્ય નાટકોમા જે જ્યા ને ત્યા ગાયનો આવે છે તે વિવેકહીનતાના પણ રા વિભાકર અપરાધી નથી ટૂકામા, રા વિભાકરના ગાયનો સામાન્ય ગાયનોના દોષોમાથી મુકત છે, પરન્તુ ગુણોની અને ખુબીઓની દૃષ્ટિથી જોતા તે ગાયનો સાધારણ પકિતના લાગે છે સમસ્ત નાટકમા છત્રીસ ગાયનો છે, પરન્તુ ત્હેમાથી એવા ગાયનો નહિ જેવા છે કે જે એક બાજુથી

રસિક વિદ્વાનોને અસામાન્ય આનન્દ આપે અથવા તો બીજી બાજુથી જે સામાન્ય પ્રજાના મુખમા નિત્ય ગવાતા ગાયનોમા પ્રવેશ પામે

આ અવલોકન સમાપ્ત કરતા પૂર્વે એક અગત્યની બાબત ઉપર વાચકનુ ધ્યાન ખેચવા જેવુ છે, અને તે કૌંસમા સમાયેલી સૂચનાઓ ( *stage directions* ) કે બર્નાર્ડ શૉ નામના સુવિખ્યાત અંગ્રેજ નાટકકારની પદ્ધતિને અનુસરીને રા વિભાકર સવિસ્તર સૂચનાઓ આપવાનુ યોગ્ય ધારે છે કેટલેક અંશે એ સવિસ્તર સૂચનાઓને લીધે નાટક અને નવલકથા વચ્ચેનો એક ભેદ ન્હેજ ન્યૂન થાય છે આ ઉપરાત, રા વિભાકરની બીજી બે વિશેષતાઓ તરફ પણ વાચકનુ લક્ષ અમ્હે ખેચીએ છિએ હિન્દુ સસારના છેક સરક્ષક ખ્યાલોને જરા દૂર મૂકીને અર્વાચીન પ્રાગતિક ખ્યાલોને જો ધ્યાનમા લઇએ તો રા વિભાકર શૃગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામા રાખીને ત્હેમા આશ્ચર્યકારક મીઠાશ અને મોહકતા ભેળવી શકે છે રા વિભાકરની બીજી વિશેષતા ત્હેમનો સૂક્ષ્મ હાસ્યરસ ( *subtle humour* ) છે પુરોહિત ત્હેનો પુષ્કળ પ્રયોગ કરે છે ગુજરાતીમા એ સૂક્ષ્મ હાસ્યરસ બહુ પરિચિત નથી એટલે કદાચિત્ વાચકોનુ લક્ષ તે તરફ ઓછુ ખેચાય એવો સભવ છે

આ અવલોકન સમાપ્ત કરતા રા વિભાકરને અમ્હે ફરીથી ત્હેમની કૃતિની ઉચ્ચતા અને સફલતા માટે અભિનન્દન આપીએ છિએ, અને ત્હેમની શક્તિઓનો લાભ ઉંચા પ્રકારના અનેક નાટકો લખી ગુજગતને આપવાને ત્હેમને ભલામણ કરીએ છિએ

---

વિદેહી ગુર્જર સાક્ષરો ૩ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# સમાલોચક

જુન, ઈ સ ૧૯૧૭

## Enhancement of life and Parentage

With the growing desire for a many sided enhancement of life parentage will also become an ever more important condition of this enhancement Young people will be no more willing to depreciate by a premature sexual life the value of those years which ought to be devoted to furthering their individual growth than they will be to diminish their joy of parentage by putting a weak and unwelcome child into the world For they will wish to possess all happiness fully and frankly The expected child ought to give them beautiful dreams not tormenting uneasiness it must be carried in rejoicing not in unwilling arms and must have received life from the fulness of happiness not from a mis chance

—*Ellen Key*

પુસ્તક ૨૩મું

અંક ૬ ઠ્ઠો

વાર્ષિક લવાજમ રૂ ~
હિન્દુસ્તાન બહાર —૧૨—૦ }

છુટક અંકની કિંમત રૂ ૦—૮—૦

રસિક વિદ્વાનોને અસામાન્ય આનન્દ આપે અથવા તો બીજી બાજુથી જે સામાન્ય પ્રજાના મુખમા નિત્ય ગવાતા ગાયનોમા પ્રવેશ પામે

આ અવલોકન સમાપ્ત કરતા પૂર્વે એક અગત્યની બાબત ઉપર વાચકનુ ધ્યાન ખેચવા જેવુ છે, અને તે કૌંસમા સમાવેલી સૂચનાઓ ( *stage directions* ) છે બર્નાર્ડ શૉ નામના સુવિખ્યાત અગ્રેજ નાટકકારની પદ્ધતિને અનુસરીને રા. વિભાકર સવિસ્તર સૂચનાઓ આપવાનુ યોગ્ય ધારે છે કેટલેક અગે એ સવિસ્તર સૂચનાઓને લીધે નાટક અને નવલકથા, વચ્ચેનો એક ભેદ ઘ્હેજ ન્યૂન થાય છે આ ઉપરાત, રા વિભાકરની બીજી બે વિશેષતાઓ તરફ પણ વાચકનુ લક્ષ અમ્હે ખેચીએ છિએ હિન્દુ સસારના છેક સરક્ષક ખ્યાલોને જરા દૂર મૂકીને અર્વાચીન પ્રાગતિક ખ્યાલોને જો ધ્યાનમા લઇએ તો રા વિભાકર શૃગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામા રાખીને ત્હેમા આશ્ચર્યકારક મીઠાશ અને મોહકતા મેળવી શકે છે રા વિભાકરની બીજી વિશેષતા ત્હેમનો સૂક્ષ્મ હાસ્યરસ ( *subtle humour* ) છે પુરોહિત ત્હેનો પુષ્કળ પ્રયોગ કરે છે ગુજરાતીમા એ સૂક્ષ્મ હાસ્યરસ બહુ પરિચિત નથી એટલે કદાચિત્ વાચકોનુ લક્ષ તે તરફ ઓછુ ખેચાય એવો સભવ છે

આ અવલોકન સમાપ્ત કરતા રા વિભાકરને અમ્હે ફરીથી ત્હેમની કૃતિની ઉચ્ચતા અને સફલતા માટે અભિનન્દન આપીએ છિએ, અને ત્હેમની શક્તિઓનો લાભ ઉંચા પ્રકારના અનેક નાટકો લખી ગુજરાતને આપવાને ત્હેમને ભલામણ કરીએ છિએ

---

વિદ્યા ગુર્જર સાક્ષરો ૨ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ



## Enhancement of life and Parentage

With the growing desire for a many sided enhancement of life parentage will also become an ever more important condition of this enhancement. Young people will be no more willing to depreciate by a premature sexual life the value of those years which ought to be devoted to furthering their individual growth than they will be to diminish their joy of parentage by putting a weak and unwelcome child into the world. For they will wish to possess all happiness fully and frankly. The expected child ought to give them beautiful dreams not tormenting uneasiness; it must be carried in rejoicing not in unwilling arms and must have received life from the fulness of happiness not from a mis chance.'

—*Ellen Key*

---

# સમાલોચક.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૫ મું ] જુન ઈ. સ ૧૯૧૭ [ અંક ૬ ઠો.

તંત્રી— રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ , એલએલ. બી.
પ્રકાશક—રા રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ અઢી, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે

---

શુદ્ધિ—પૃષ્ઠસંખ્યા ૩૫ ને ઠેકાણે ૩૧૭ થી ગણવી.

# સમાલોચક

પુસ્તક ૨૨ મું ] જુન, ઈ. સ. ૧૯૧૭ [ અંક ૬.


## પ્રાસંગિક વિચાર

લેખક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

### ૧. હિન્દરક્ષક સૈન્ય અને હિન્દ સરકાર —

ગયા માર્ચ માસમાં હિન્દરક્ષક સૈન્ય—*Defence of India Force*—નો કાયદો ના. લૉર્ડ ચેમ્સફર્ડની સરકારે અમલમાં મુકી હિન્દીજનોને લશ્કરી નોકરીમાં દાખલ થવાનો એક ન્હાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. એટલો ન્હાનો ન્હાનો પણ માર્ગ આપતાં એમની સરકારને ઘણો વિચાર કરવો પડ્યો. યુરપના યુદ્ધે સરકારની ચાલતી આવેલી રૂઢિઓનો ત્હેમની પાસે કેટલીક બાબતોમાં ભંગ કરાવ્યો છે તેમાં આ કાયદો પસાર કરવાની જરૂરીઆત એ પણ એક છે. હિન્દના અને સામ્રાજ્યના હિતૈષી નરરત્નોએ હિન્દના જનોને અને હિન્દના પુત્રોને કોઈ પણ પ્રકારના પ્રતિબંધો સિવાય લશ્કરી નોકરીમાં જોડાવાનો અધિકાર આપવો જોઈએ અને એ અધિકાર આપવામાં સરકારને વાંધો હોય તો ધીમે ધીમે પણ હિન્દની એ અભિલાષા પુરી પાડવી જોઈએ એવો મત આગેવાનોથી કહાડ્યો છે, પરન્તુ એ પ્રશ્ન અરણ્યરુદનમાં નીવડ્યો છે! યુરપના યુદ્ધના પરિણામે સરકારને અનિચ્છાએ પણ પોતાની વૃત્તિ વિરુદ્ધ કંઈક કરવું પડ્યું છે. સરકારને હિન્દની આટઆટલી સેવા પછી પણ આપણા ઉપર વિશ્વાસ નથી એ કેટલું દુર્ભાગ્ય? આટલા ઉપકારના આટલા પરિચય પછી પણ જ્યારે આપણા ઉપર વિશ્વાસ ના હોય ત્યારે એ કરતાં બીજું અધિક દુર્ભાગ્ય કયું હોઈ શકે? ચાલુ યુદ્ધમાં હિન્દનો અગણિત પૈસો, અનેક ઉમરાવો અને અનેક સિપાઈઓ અને સગાંઓના ભોગ અપાયા છે ત્યારે પણ ના. લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આપણા દેશજનોની સેવા તરફ વિશ્વાસથી અને સંપૂર્ણ નિશ્ચયથી જોઈ શકતી નથી એ પણ દુર્ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય?

હિન્દરક્ષક સૈન્યનો કાયદો તદ્દન સંકુચિત અને એકપક્ષી હોઈ એ કાયદાની જોઈતા પ્રમાણમાં સારી અસર નહિ થાય એવો એક અભિપ્રાય પ્રથમથી જ ઘણા સમજુ, શાણા, દીર્ઘદર્શી

અને વિચારશીલ ગૃહસ્થોએ જાહેર અને ખાનગી રીતે દર્શાવ્યો હતો તે કાયદાથી હિન્દના લોકોને સંતોષ હતો જ નહિ છતા પણ સામ્રાજ્યની એકનિષ્ઠ સેવા એ જ જેનો જીવનમંત્ર છે એવા હિન્દીજનોએ એ કાયદાની સિદ્ધિ માટે અને સામ્રાજ્યની પ્રતિષ્ઠાને માટે અનેક પ્રયાસો કર્યા દેશના અનેક ભાગોમા જાહેર સભાઓ આમત્રાઈ અને લોકનાયકોએ દેશના યુવાન બન્ધુઓને લશ્કરમા જોડાવા ભાષણો આપ્યા, ત્યારે સરકારી અમલદારોએ એ પર ઠડુ પાણી રેડ્યુ, સરકારના અમલદારો તરફથી એવી હિલચાલોની શરૂઆત પણ થઈ જણાઈ નહિ એટલુજ નહિ પરન્તુ લશ્કરમા જોડાવા માગતા યુવાન બન્ધુઓને બેદરકારીભર્યા જવાબ મળ્યા સરકારની લડાઇની નોંધ માટે અમલદાર વર્ગ ખાઈપીને મચ્યો રહ્યો છે ત્યારે આ કાયદાનો અમલ કરવા એ તેટલો જ બેદરકાર રહ્યો લાગે છે પરિણામે અત્યારે ના લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આ કાયદાની પુરેપુરી સિદ્ધિ ના થવા માટે હિન્દના લોકનેતાઓ ઉપર આક્ષેપ મુકે છે, એ કાયદાની નિષ્ફળતાના ડાઘો તપાસ્યા વિના સમસ્ત દેશને માથે એ નામોશીનો આમ દોષ મૂકે છે, એથી બીજુ વધારે આશ્ચર્યકારક કયુ હોઈ શકે ? લોકના નેતાઓની ભૂલ કાઢતા આ અમલદારબન્ધુઓ પોતાની સકુચિત રાજનીતિની ભૂલો પરખી શકતા નથી, અગર તો એવી રાજનીતિ જાણી જોઇને સ્વીકારે છે હિન્દના નેતાઓએ રાજ્યને માટે, સામ્રાજ્યને માટે ઘણુ કર્યુ છે અને હજીપણ યથાશક્તિ કરવાને તૈયાર છે પરસ્પર વિશ્વાસ, મૈત્રી અને સ્નેહાળ દૃષ્ટિબિન્દુઓ સિવાય કોઈપણ કાર્યની સિદ્ધિ થઈ શકતી નથી એ સત્ય શુ હજી સમજાવવુ પડે તેમ છે ? હિન્દરક્ષક સૈન્યનો કાયદો જે સકુચિત બુદ્ધિથી યોજાયો છે તે સત્વર બદલી નાખવો જોઈએ અને પ્રજાને સપૂર્ણ અધિકાર, પ્રજાને સપૂર્ણ સ્વાતંત્ર્ય, અને પ્રજા ઉપર સપૂર્ણ પ્રેમ અને વિશ્વાસદૃષ્ટિથી જોનાર આ કાયદો જે પુરેપુરા ઔદાર્યથી રચાશે તો જ આ કાયદો રચ્યાનુ સાર્થક થશે હિન્દરક્ષકોને લશ્કરી સેવામા ઉંચા હોદ્દા મળે નહિ, એ નોકરીના પગારમા વર્ણ ભેદ જોવાય, કે એના એના એમના સ્વમાનને પ્રતિકૂળ પ્રતિબંધો મૂકાય અને તેમના ઉત્સાહને દાબી દેવામા આવે અને પરિણામે જોઇતી સામગ્રી ઉભી થઈ શકે નહિ તેમા દોષ પ્રજાનો, કે પ્રજાના નેતાઓનો નથી, એ કોઈપણ નિષ્પક્ષપાત આત્મા સહેજમા જ પરખી શકે તેમ છે બાકી વચનોથી અશસ્ત્ર બની બેઠેલી પ્રજામા તાત્કાલિક શૌર્ય આવવાની આશા રાખવામા અર્થ નથી

હિન્દની રાષ્ટ્રીય પરિષદના બત્રીસ બત્રીસ અધિવેશનોમા આજ સુધી એવા કેટલા ઉદ્ગારો નીકળ્યા છે તેનુ સમીક્ષણ હિન્દના રાજદ્વારીઓએ અત્યત લક્ષ્યપૂર્વક કરવાની સૌથી પહેલી જરૂર છે એ પરિષદોએ બૂમેબૂમ પાડીને, આજીજીઓ ઉપર આજીજીઓ કરીને, સત્તાધિકારીઓનુ આ તરફ બહુ લક્ષ ખેચ્યુ છે પણ હતાશ, એ અરણ્યરુદિતમ્ નીવડ્યુ છે કૉંગ્રેસની બીજી બેઠક વેળાએ સન ૧૮૮૮ મા વયોવૃદ્ધ રાજા રામપાલસિંહે 'વૉલન્ટીઅરીંગ'નો બારમો ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતા કહ્યુ હતુ કે,

"We are deeply grateful to Government for all the good that it has done us but we cannot be grateful to it when it is no matter with what

best of intentions doing us a terrible and irreparable injury We cannot be grateful to it for degrading our natures, for systematically crushing out of us all martial spirit, for converting a race of soldiers and heroes into a timid flock of quill driving sheep There are some of us yet everywhere, who would be willing to draw sword and if needful lay down our lives for hearth and homes aye and for the support and maintenance of that Government to which we owe so much Nothing can ever make amends to a Nation for the destruction of its National Spirit, and of the capacity to defend itself and the soil from which it springs'

સંક્ષેપમાં આ વયોવૃદ્ધ રાજાએ આપણી સરકારે આપણા ઉપર વર્ષાવેલ અને ઉપકારોના વર્ષાદ માટે અભિનન્દન આપતા ગોઠ કર્યો કે આખી પ્રજાને કેવળ કલમબાજ ગરીબ ઘેંટા જેવી બનાવી દેવા માટે આપણે સરકારનો ઉપકાર માની શકીએ તેમ નથી આખી પ્રજાના વીરત્વનો ધ્વંસ કરવાથી કે પોતાના જ દેશનું સંરક્ષણ કરવાની શક્તિ અને સાધનો લઈ લેવા માટે આપણે તેમનો ઉપકાર માની શકીએ તેમ નથી આ ઉપરાંત ચાલુ યુદ્ધનું ભવિષ્ય પણ એ દીર્ઘદૃષ્ટિવાન્ રાજાએ ત્યાં જ ભાખ્યું હતું,

Look where you will around you in the world and you will see gigantic armies and armaments There is trouble in store for the whole civilized world and sooner or later a tremendous military struggle will commence in which assuredly before it terminates Great Britain will be involved Great Britain with all her wealth cannot put one hundred men into the field for every thousand that several Continental Powers can England herself is isolated and by her insular position to a certain extent protected but no friendly sea rolls between Europe and Asia the landward path to India is known and open, India is not isolated and it will be India on whose possession half Great Britain's wealth and status depends that will be the scene of any serious attack by any Continental Powers on Great Britain

ત્રીશ વર્ષ ઉપરનું આ ભવિષ્ય આજે કેવું સત્ય જ ઠર્યું! કાળની ગતિ ગહન છે न जाने जानकीनाथ प्रात काले किं भविष्यति એ સુવાક્ય અનુસાર એક વખતે જ્યાં અનુપમ શાન્તિ હતી ત્યાં યુદ્ધનાં રણશિંગાં વાગ્યાં અને ન્હાની પ્રજાઓના અધિકાર અને હકક અને સ્વાતંત્ર્યના રક્ષણાર્થે ગ્રેટબ્રિટને પ્રચંડ યુદ્ધની અસાધારણ પ્રવૃત્તિ વેગથી ઉપાડી હિન્દના સૈનિકોએ આ વિની વખતે ફ્રાન્સમાં પ્રવેશ કરી સામ્રાજ્યને જીવનદાન આપ્યું હિન્દના નેતાઓએ, રાજાઓએ, લક્ષાધિપતિઓએ અને સમસ્ત પ્રજાએ અંતઃકરણથી સામ્રાજ્યની સેવામાં સર્વસ્વ અર્પ્યું છતાં પણ નામદાર લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આપણા દેશની પ્રજામાં વિશ્વાસ મૂકી શકતી નથી, એટલું જ નહિ પરન્તુ બોલનારાંઓ

અને વિચારશીલ ગૃહસ્થોએ જાહેર અને ખાનગી રીતે જાહેર્યો હતો તે કાયદાથી હિન્દના લોકોને સંતોષ હતો જ નહિ છતા પણ સામ્રાજ્યની એકનિષ્ઠ સેવા એ જ જેનો જીવનમંત્ર છે એવા હિન્દીજનોએ એ કાયદાની સિદ્ધિ માટે અને સામ્રાજ્યની પ્રતિષ્ઠાને માટે અનેક પ્રયાસો કર્યા દેશના અનેક ભાગોમા જાહેર સભાઓ આમત્રાઈ અને નેતાઓએ દેશના યુવાન બન્ધુઓને લશ્કરમા જોડાવાના ભાષણો આપ્યા, ત્યારે સરકારી અમલદારોએ એ પર ઠંડુ પાણી રેડ્યુ, સરકારના અમલદારો તરફથી એવી હિલચાલોની શરૂઆત પણ થઈ જણાઈ નહિ, એટલુ જ નહિ પરન્તુ લશ્કરમા જોડાવા માગતા યુવાન બન્ધુઓને નિરુત્સાહી જવાબ મળ્યા સરકારની લડાઇની લોન માટે અમલદાર વર્ગ ખાઈપીને મચ્યો રહ્યો છે ત્યારે આ કાયદાનો અમલ કરવા એ તેટલો જ બે દરકાર લાગે છે પરિણામે અત્યારે ના. લૉર્ડ ચેમ્સફર્ડની સરકાર આ કાયદાની પુરેપુરી સિદ્ધિ ના થવા માટે હિન્દના લોકનેતાઓ ઉપર આક્ષેપ મુકે છે, એ કાયદાની નિષ્ફળતાના કારણો તપાસ્યા વિના સમગ્ર દેશને માથે એ નામદાર આમ દોષ મૂકે છે, એથી બીજુ વધારે આશ્ચર્યકારક કયુ હોઈ શકે ? લોકના નેતાઓની ભૂલ કાઢતા આ અમલદાર બન્ધુઓ પોતાની સકુચિત રાજનીતિની ભૂલો પરખી શકતા નથી, અગર તો એવી રાજનીતિ જાણી જોઇને સ્વીકારે છે હિન્દના નેતાઓએ રાજ્યને માટે, સામ્રાજ્યને માટે ઘણ કર્યુ છે અને હજી પણ યથાશક્તિ કરવાને તૈયાર છે પરસ્પર વિશ્વાસ, મૈત્રી અને સ્નેહાળ દૃષ્ટિબિન્દુઓ સિવાય કોઈપણ કાર્યથી સિદ્ધિ થઈ શક્તી નથી એ સત્ય શુ હજી સ્હમજવાનુ પડે તેમ છે ? હિન્દરક્ષક સૈન્યનો કાયદો જે સકુચિત બુદ્ધિથી યોજાયો છે તે સ તર બદલી નાખવો જોઈએ અને પ્રજાને સપૂર્ણ અધિકાર, પ્રજાને સપૂર્ણ સ્વાતત્ર્ય, અને પ્રજા ઉપર સપૂર્ણ પ્રેમ અને વિશ્વાસદૃષ્ટિથી જોવાઈ આ કાયદો જો પુરેપુરા ઔદાર્યથી રચાશે તો જ આ કાયદો રચ્યાનુ સાર્થક થશે હિન્દરક્ષકોને લશ્કરી સેવામા ઉંચા હોદ્દા મળે નહિ, એ નોકરીના પગારમા વર્ગ ભેદ જોવાય, કે એના એવા એમના સ્વમાનને પ્રતિકૂલ પ્રતિબન્ધો મૂકાય અને તેમના ઉત્સાહને દાબી દેવામા આવે અને પરિણામે જોઇની સામગ્રી ઉભી થઈ શકે નહિ તેમા દોષ પ્રજાનો, કે પ્રજાના નેતાઓનો નથી, એ કોઈપણ નિષ્પક્ષપાત આત્મા સ્હેજમા જ પરખી શકે તેમ છે બાકી વર્ષોથી અશસ્ત્ર બની ગયેલી પ્રજામા તાત્કાલિક શૌર્ય આવવાની આશા રાખવામા અર્થ નથી

હિન્દની રાષ્ટ્રીય પરિષદના બત્રીસ બત્રીસ અધિવેશનોમા આજ સુધી એવા કેટલા ઉદ્ગારો નીકળ્યા છે તેનુ સમીક્ષણ હિન્દના રાજનીતિજ્ઞોએ અત્યત લક્ષ્યપૂર્વક કરવાની સૌથી પહેલી જરૂર છે એ પરિષદોએ બૂમેબૂમ પાડીને આજીજીઓ ઉપર આજીજીઓ કરીને, સત્તાધિકારીઓનુ આ ન્યાય્ય બાબત લક્ષ્ય ખેચ્યુ છે પણ હતાશ, એ અરણ્યરુદિતમ્ નીવડયુ છે કૉંગ્રેસની બીજી બેઠક વેળાએ સન ૧૮૮૮ મા વયોવૃદ્ધ રાજા રામપાલસિંહે 'વૉલન્ટીઅરીંગ'નો બારમો ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતા કહ્યુ હતુ કે,

'We are deeply grateful to Government for all the good that it has done us but we cannot be grateful to it when it is no matter with what

તેજ શક્તિને અન્યનો ઉપકાર કરવામા વાપરવી તે પુન્ય છે  આથી સર્વોત્તમ શ્રેય સાધક વિદ્યા તેને આપણી કેળવણી એવુ નામ આપીશુ, પછી તે શારીરિક હોય કે માનસિક, ઐહિક શ્રેય સાધક હોય કે આમુષ્મિક, મનુષ્યને આપવામા આવતી હોય કે અન્યને

આવી જાતની કેળવણીથી જ આપણા પૂર્વજો–આર્યો–મોટા બ્રહ્મર્ષિઓ તેમ જ જનક–નળ–રામ–યુધિષ્ઠિર–અકબર આદિ રાજાઓ યશ શરીર પાછળ મૂકી ગયા છે

' જે વ્યાઘ્રાદિ પશુઓને કેળવણી આપવાથી લોકોને રંજાડવાને બદલે સરકસના ખેલમા રંજન કરતા આપણે જોઈએ છીએ  કેળવણીના પ્રભાવથી જ પૃથ્વી ઉપર ઉત્પન્ન થતી વિવિધ વનસ્પતિને તેના ગુણદોષનુ યથાર્થદૃષ્ટિથી અવલોકન કરી આહાર્ય બનાવી શકાય છે તથા ઔષધિરૂપે વિવિધ રોગ ટાળવા માટે ઉપયોગી બનાવી શકાય છે  કેળવણીના પ્રતાપથી જ ગાય–ભેંસ–બકરી વિગેરે જાનવરોને પાળી તેમાથી દુધ–દહીં–છાશ–માખણ–ઘી વિગેરે પોષક તત્ત્વો ઉપજાવી શકાય છે અને ઘોડા–બળદ–ગધેડા–વિગેરે પ્રાણીઓને વ્યવહારમા કામે લગાડી શકાય છે  કેળવણીથી જ ઘેટા–આલપાકા–કોશેટા વિગેરેમાથી ઉત્તમ વસ્ત્રો માટે સામગ્રી તૈયાર મેળવી શકાય છે અને કેળવણીથી જ તે વસ્તુઓમાથી ઉત્તમ કામળા–પોષાક–પીતાબર વગેરે તૈયાર કરી શકાય છે

અન્ધકારના જમાના પછી શાતિના જમાનામા આગગાડી–આગબોટ–દોરડાવાળા તેમ જ દોરડા વિનાના તાર–વિજળીક બળથી ચાલતા યન્ત્રો વિગેરેના ઉપયોગથી વ્યવહારના માર્ગ સરલ અને નિર્ભય બનાવી શકાય છે તે પણ કેળવણીનો જ મહિમા છે

કેળવણીના જ પ્રતાપે આ પાયાસે કાષ્ઠપુતળીરૂપી યન્ત્રો પાસે અનેક કામ કરાવાય છે તથા હજારો અને લાખ્ખો માણસો જેટલા સમયમા લખી શકે તેથી ઘણાજ ઓછા સમયમા મુદ્રણકળાની શોધથી આપણે આંધળાને પણ ઉકલે તેવા અક્ષરો લખાવી શકીએ છીએ, તે જ શક્તિ ગ્રહ તથા ઉપગ્રહ અને તારામડળ તથા રાશિઓના નિયમોને નક્કી કરે છે તેમ જ ગ્રહણ તથા ક્રાન્તિકાળને મુકરર બનાવે છે  રાત્રે કે દિવસે, અતરાય રહિત કે સહિત, ઘરમા કે બહાર, જળમા કે સ્થળમા, પૃથ્વી ઉપર કે વ્યોમમા વસ્તુ–પ્રાણી કે પદાર્થની આબેહુબ પ્રતિકૃતિ ફોટોગ્રાફની કળાથી ચિતરી શકે છે  તે પણ કેળવણીનો જ પ્રતાપ છે કેળવણીથી જ મનુષ્ય દેવ થઇ શકે છે  કેળવણીથી જ રાજા પ્રજાઉપર રાજ્ય ચલાવી શકે છે કેળવણીથી જ મનુષ્ય કે પ્રાણીમાત્રનો અવાજ ફોનોગ્રાફની પેટમા ઉતારી શકાય છે  અને કેળવણીથી ટેલીફોનની મદદથી મોટા વિસ્તૃત પ્રદેશ ઉપર લોકો ઘણે દૂરથી પણ પરસ્પર વાતચિત કરી શકે છે

ઉપરના અસખ્ય કારણોને લીધે જ કેળવણી–જ્ઞાન–ને શાસ્ત્રોમા सत्य ज्ञानमनन्त ब्रह्म એ પ્રમાણે બ્રહ્મરૂપ કહેવામા આવ્યુ છે  અને એ જ કારણથી *Knowledge is Power* એટલે જ્ઞાન એ અદ્ભુત શક્તિ છે એમ કહેવાય છે  અને તે જ કારણથી સાક્ષાત્ ઈશ્વર.

( यस्मिमाश्वर इसनन्यविषय शब्दो यथाथाक्षर ) શબ્દને માટે લખવામા આવેલો શ્રીપુષ્પદંતકૃત મહિમ્નનો શ્લોક

असितगिरिसमं स्यात्कज्जल सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकाल
तदपि तव (કેળવણી-જ્ઞાન) गुणाना पार न याति ॥

અક્ષરશ લાગુ પડે છે સહસ્ત્રફણાથી શેષ પણ તેનુ યથાર્થ વર્ણન કરી શકતો નથી કારણ કે જ્ઞાન બ્રહ્મરૂપ છે અને તેથી यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह એ શ્રુતિ પ્રમાણે મન અને વાણી પણ તેનુ વર્ણન કરતા શ્રમિત થઈ જાય છે

વળી વિદ્યા એવી અનર્ધ વસ્તુ છે કે ભાઈઓ તેમાથી ભાગ પડાવી શકતા નથી, ચોર તેની ચોરી કરી શકતો નથી પુસ્તકોને પાણી પલાળી શકે છે પરન્તુ વિદ્યાને તે સ્પર્શ કરી શકતુ નથી, એવી જ રીતે અગ્નિ તેને બાળી શકતો નથી તેમ ઉંદરડા પુસ્તકને કાતરી શકે છે તેમ જ્ઞાનને કરડી શકતા નથી તરવારથી તેના કટકા થઈ શકતા નથી સૂર્યનો તાપ તેને સુકવી શકતો નથી તેમ મરુત્ દેવ તેને શોષી શકતા નથી એવુ એ બ્રહ્મવિદ્યારૂપી યક્ષ છે કે જેને બધા દેવતાઓમાથી ઇન્દ્રે પ્રથમ જાણવા પ્રયત્ન કર્યો હતો અને તેથી તે દેવતાઓનો રાજા થયો અને આ કારણથી જ શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણપરમાત્માએ જણાવેલુ આત્માનુ સ્વરૂપ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च વિગેરે જ્ઞાન-ને અક્ષરશ મળતુ આવે છે અને તેટલા માટે જ દેહને કૌમાર, યૌવન, જરા વિગેરે અવસ્થા હોય છે પરન્તુ સરસ્વતી સદા કુમારી જ છે આ કારણથી જ કુમારી મૅરીથી જ્ઞાનભાસ્કર જીસસ ક્રાઈસ્ટનો જન્મ થયો કહેવાય છે કે જે જ્ઞાનભાસ્કરના પ્રતાપથી આપણને હાલ જ્ઞાન મેળવવાના સાધનો જે અન્ધકારના જમાનામા નષ્ટપ્રાય થયા હતા તે પાછા મેળવવાની ઉત્તમ તક મળી છે

આ કારણોને લીધે જે લોકોએ કેળવણી લીધી છે તે સિવાયના शेषास्तु ब्रह्मनिलये परिभ्रमति એ પ્રમાણે પૃથ્વીને ભારરૂપ છે

આથી વિદ્યાના ગુણાનુવાદનુ કીર્તન જે બાબતમા જોવામા આવે છે તે અતિ સ્મરણીય તેમ જ મનન કરવા યોગ્ય છે

O happy is the man who hears
Instruction's warning voice
And who Celestial wisdom makes
His early only choice
She has treasures greater far
Than east and west unfold,

And her rewards more precious are
Than all their stores of gold
In her right hand she holds to view
A length of Happy days
And riches with splendid honours joined
Are what her left displays
According as her labours rise
So her rewards increase
Her ways are ways of pleasantness
And all her paths are peace

જેનો ભાવાર્થ એવો છે કે,

જે પુરૂષ સરસ્વતીદેવીનો સૂચક અવાજ સાંભળે છે, અને જે સ્વર્ગીય જ્ઞાન (બ્રહ્મ-વિદ્યા)ને પહેલી પસંદગીનો વિષય બનાવે છે તેને ધન્ય છે પૂર્વ અને પશ્ચિમ દિશારૂપી ભંડાર-કર્તા પણ સરસ્વતીનો ભંડાર વિશાળ છે અને તેની કૃપાનું ફળ સુવર્ણખચિત ભંડારથી પણ અધિક છે તેના જમણા હાથમાં તે સુખી દિવસોની માળા ધારણ કરે છે અને તેના ડાબા હાથમાં ઉત્તમ પદવીઓથી અલંકૃત લક્ષ્મી છે

કેળવણીનો મહિમા અપાર હોવાથી જ વિદ્વાન પુરૂષ જ્યાં જાય ત્યાં માન પામે છે જ્યારે એક મૂર્ખ માણસ પોતાના ઘરમાં જ પૂજાય છે, એક મુખી કે તલાટી તે ગામડામાં જ પૂજાય છે, એક તાલુકદાર પોતાના તાલુકામાંજ માન પામે છે અને એક રાજા પોતાના દેશમાં માન પામે છે

આટલા માટે જ જગતમાં પ્રતીત થતી સર્વ વસ્તુઓ નાશવંત છે જ્યારે વિદ્યા વાપરતાં વધે व्यये कृते वर्धत एव नित्यम् એવી કહેવામાં આવે છે સમુદ્રમથન–અગ્નિહોત્રમાં અરણિ-માંથી ઘર્ષણ દ્વારા પ્રકટ કરવામાં આવતો અગ્નિ, સંવાદસમિતિ (*Debating Clubs*) પાર્લામેન્ટ, કોંગ્રેસ–સંધિસમિતિઓ (*Leagues*) વિગેરેમાં કરવામાં આવતી ચર્ચા પણ ઉપ રોક્ત વાક્યનું જ સમર્થન કરે છે

કેળવણીનું માહાત્મ્ય આટલું ઉત્તમ હોવાને લીધે જે રાજપુત્ર કચ દૈત્યગુરૂ શુક્રાચાર્યને ત્યાં મૃતસંજીવિની વિદ્યા ભણવા ગયા હતા અને અનેક કષ્ટ સહન કર્યાં હતા અને એ જ કારણથી શ્રીકૃષ્ણ સાંદિપની ઋષિને ત્યાં ગયા હતા એ કારણથી જ આજ પણ અસંખ્ય શાળાઓ–યુનિવર્સિટી–આર્ટ્સ કોલેજો વિગેરે ખોલવામાં આવે છે એ ઉત્તમતાને લીધે જ લોકો ઘરબાર, બૈરાંછોકરાં મૂકી જાપાન–અમેરિકા–ઈંગ્લંડ–જર્મની વિગેરે સ્થળે અભ્યાસ કરવા જાય છે એ માહાત્મ્ય જાણીને અપાત્ર દાન ન થાય તેટલા માટે શ્રીકૃષ્ણપરમાત્માએ મોહિની રૂપ ધર્યું હતું એ મહત્તાને લીધે જ વેદાનુદ્ધરતે એ વાક્ય પ્રમાણે પ્રલયને સમયે વિષ્ણુ ભગ-

વાને વેદનો ઉદ્ધાર કર્યો હતો એ માહાત્મ્ય જાણીને જ વેદની સહિતા કંઠસ્થ રાખવા માટે-જટા-ઘન-સપુટ આદિ પદ્ધતિઓની પ્રાચીનકાળમા શોધ કરવામા આવી હતી

આથી જ વિદ્યાના માહાત્મ્યને નહિ જાણનારને પશુભિ સમાના એ પ્રમાણે પશુની સજ્ઞા આપવામા આવે છે એ માહાત્મ્ય નહિ જાણવાથી જ રાવણ-શિશુપાલ-વૃત્રાસુર-કંસ-શાક્ય વિગેરેએ પોતાનો વિચ્છેદ કરાવ્યો અનેક શાસ્ત્રનો અભ્યાસ કરવા છતા પણ રહસ્ય નહિ જાણવાથી દુર્વાસા સુલભ કોપ રહ્યા આથી જ પાણિનિ મુનિને સિહે મારી નાખ્યા-જૈમિનિ ઋષિને હાથીએ ચીરી નાખ્યા તેનુ કારણ પણ કેળવણીનો અભાવ એ કેળવણીનુ રહસ્ય નહિ જાણવાથી જ દાનવો પ્રબળ હોવા છતા પણ તેનો પરાજય થતો અને કેળવણીનુ ખરૂ રહસ્ય સમજનાર દેવોનો હમેશા વિજય થતો

જ્યારે કેળવવાથી આલ્પ્સ પર્વતમા અનેક મનુષ્યોના જીવ, કુતરાઓએ બચાવ્યા કહેવાય છે વર્તમાન યુદ્ધમા પણ કબુતરોને કેળવવાથી અનેક સૈનિકોના પ્રાણ બચાવી શકાય છે આથી મનુષ્યદેહ-જે દેવતાઓને પણ દુર્લભ-તેને યોગ્ય રીતે કેળવવામા આવે તો તે શુ સિદ્ધિ ન મેળવી શકાય ?

આ પ્રમાણે કેળવણી સબન્ધમા સામાન્ય અવલોકન કર્યા પછી તેના અગભૂત સગીત-કળા-ચિત્રકળા-યુદ્ધકળા-યાત્રિકકળા (*Mechanics*) વિગેરે સક્ષેપમા જોઈએ

સગીત-નાદબ્રહ્મ-ની સિદ્ધિ પ્રાપ્ત કરવાથી નરસિહમહેતો કેદારો રાગ ગાઇ સકટમાં પ્રભુના દર્શન કરી શકતા, અને હિંદોલ ગાઈ કારાગ્રહમા પણ તેમણે પ્રભુનુ સ્મરણ કર્યુ હતુ તાના અને રીરી મલ્હાર રાગ ગાઇ ગાયકશિરોમણિ તાનસેનનો દીપક રાગથી પ્રજ્વલિત દેહ શાત કરી શકી હતી અને વર્ષાદ વરસાવી શકી હતી તે જ પ્રમાણે માલકોષ રાગથી લોકો પત્થરને પણ પીગળાવી શકતા સામવેદના ગાનથી સામવેદી બ્રાહ્મણ સમુદ્રના ઉછળતા તરંગો ઉપર વિજય મેળવી કમળપત્ર ઉપર બેસી ઇષ્ટ સ્મરણ કરી શકતો માધવ નામનો ગાયક સગીત કળામા પ્રવીણતા મેળવવાથી જ કામકુડલાના તબલચીના જમણા હાથનો અગુઠો નાહોવાથી તાલભેદ થાય છે એમ સભામડપની બહાર હોવા છતા પણ કહી શકયો હતો સગીતના પ્રભાવથી જ મદારી સાક્ષાત્ મૃત્યુનુ સ્વરૂપ મહા પ્રાણરૂપ નાગને રાફડામાથી બહાર બોલાવી પકડી શકે છે સગીતના પ્રભાવે હરિણ નિર્ભય બની નાદ સાભળી તે તરફ દોડી આવે છે સગીતના મધુર ધ્વનિથી માનસિક રોગ દૂર થઈ શકે છે સગીતને લીધે જ શિથિલ ચારિત્ર્યવાળી નાયિકાઓ પણ રાજાઓના માનને પાત્ર બને છે સગીતના પ્રભાવથી જ રભા નાયિકા-અપ્સરા-વિશ્વામિત્રને તપમાથી ડગાવી શકી હતી સગીતના નાદથી જ યુદ્ધમા સૈનિકોમા શૌર્ય રેડી શકાય છે

ચિત્રકળાથી કાળીદાસ કવિ ભોજરાજાને અરણ્યમા પણ નખથી (*Nail work*) તેની રાણીનુ દર્શન કરાવી શકયા હતા તે જ ચિત્રકળાના પ્રભાવે ગ્રીસના એક ચિત્રકારે ચિત્રમા

પ્રતિઓને સાચા ફળનુ ભાન કરાવ્યુ હતુ એ ચિત્રકળાથી જ એક કાગળના ટુકડા *Map* ઉપર આખી પૃથ્વીનુ ભાન આપી શકાય છે એ ચિત્રકળાથી વિવિધ દેશોની પ્રજાઓનુ પ્રદર્શન, જાદુઈ ફાનસ, ફોટોગ્રાફ, સ્ટીરીઓસ્કોપ વિગેરેથી પ્રત્યક્ષ કરી શકાય છે એ ચિત્ર કળાના પ્રતાપે રવિવર્મા અમર નામ મેળવી ગયા છે

તેવી જ રીતે યાન્ત્રિકકળાથી દુનિઆમા આશ્ચર્યોત્પાદક અદ્ભુત વસ્તુઓ બની રહી છે યાન્ત્રિકકળાના જ્ઞાનથી સીરાક્યુઝના વેગ સમયે આર્કિમિડીઝ અમુક યુક્તિથી અરીસાઓ ગોઠવી અમુક પ્રદેશમા આવતા દુશ્મનના વહાણોને બાળી શકતો તે જ શક્તિના પ્રભાવથી *Gib & Crane* ની બળે વહાણોને સમીપ આવતા સમુદ્રથી ઉંચા લઈ પકડા મૂકી તેનો સત્વર નાશ કરવામા આવતો. તે જ યાન્ત્રિક બળથી એક યન્ત્રશાસ્ત્રી એમ કહેતો કે દુનિઆની બહાર એક પગ રાખવા જેટલી જગ્યા મળે તો 'લીવર'ના બળથી આખી પૃથ્વીનુ ઉત્તોલન કરી શકાય તે યાન્ત્રિક બળથી વર્તમાનયુદ્ધમાં એક કલાકમા અસખ્ય ગોળા છોડી શકાય છે તે યાન્ત્રિક બળના પ્રતાપે પર્વત ચીરીને આગગાડીઓ ચલાવવામા આવે છે યાન્ત્રિક બળથી જ લડનમા તેમ જ કલકત્તા વિગેરે મોટા સ્થળોમા આગબોટો માટે આવવા તથા જવાના ઉઘડે અને બન્ધ થઈ શકે તેવા પુલ બાધવામા આવે છે તે જ શક્તિથી ટેમ્સનદી નીચે ટનલ ખોદાવી શકાય છે પરન્તુ આ બધી કળાઓ કેળવણીના અગરૂપ છે

એ જ પ્રમાણે વૈદકી વિદ્યા—જેનાથી આ મનુષ્યદેહરૂપી અદ્ભુત યત્રનુ જ્ઞાન મેળવી શકાય છે અને જેના જ્ઞાનથી અદ્ભુત આશ્ચર્ય પમાડે તેવી રીતે લોકોના વ્યાધિ દૂર કરી શકાય છે, જેની મદદથી શરીર સુદર બનાવી શકાય છે તે પણ કેળવણીનુ વિશેષ અગ છે

આથી એમ એ, એમ ડી એલ સી ઈ સગીતાચાર્ય વિગેરે થવાથી મનુષ્ય પૂર્ણ જ્ઞાની થઈ શકતો નથી પરન્તુ તેટલી જ કેળવણી લીધામા પોતાને સપૂર્ણ માનનાર લોકોનુ હિત કરવાને બદલે કેટલીકવાર અહિત કરી બેસે છે આથી જ શ્રીભર્તૃહરિ કહે છે કે —

यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदान्ध समभव
तदा सर्वज्ञोऽस्मीत्यभवदवलिप्त मम मन ।
પરન્તુ, यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगत
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥

અને તે પ્રમાણે *A little knowledge is a dangerous thing* એ વાક્યો એમ સમજી શકાય છે

પુસ્તકોના અભ્યાસ માટે અને અમુક અમુક નિર્ણીત કરવામા આવે અમુક પરીક્ષાઓ પાસ કરવા માટે અને તેમનુ પ્રમાણ પત્ર આપવામા આવે પરન્તુ કેળવણી માટે પ્રથમ ભાષાના વિદ્યા એનુ વિસ્તીર્ણ વાચન સાધવુ પણ વાસ્તવિક નથી જોકે યુવાવસ્થાના વિદ્યોપાર્જન હિતકારક છે તોપણ અમુક જ કાળ વિદ્યા માટે મુકરર કરવો તે લોકોને નિરાશાની

૧ પ્રોફે. ૩ ૧-૮-૭ એન એમ ત્રિપાઠી એન્ડ કપની મુબાઈ

બનાવવા જેવું છે એટલું જ નહિ પરન્તુ તેથી મનુષ્યોના જીવનની ઉગતી આશાઓને તોડી નાખવાનું પાતક થાય છે. આથી જ એક સ્થળે જોવામાં આવે છે કે गतेऽपि वयसि ग्राह्या विद्या सर्वात्मना बुधैः । यद्यपि स्यान्न फलदा सुलभा सान्यजन्मनि ॥ એટલે કે કેળવણી-વિદ્યાપ્રાપ્તિ માટે અમુક અવસ્થા કે ઉમ્મરની મર્યાદા જરૂર નથી પણ તે તો ગમે તેટલી ઉમ્મરે પણ ગ્રહણ કરી શકાય અને તેનું ફળ નકામું જતું નથી. વિદ્યાપ્રાપ્તિને માટે સમય, સ્થળ કે અધિકારની મર્યાદા બંધાતી જ નથી. આ જન્મમાં નહિ તો આવતા જન્મે પણ તે ફળ આપે જ છે. મહાન પુરૂષોના ચરિત્રો વાંચવાથી પણ એ જ વાતને પુષ્ટિ મળે છે. કે મોટા પુરૂષોમાંના ઘણા ખરાઓએ પોતાનો અભ્યાસ ઘણી મોટી ઉમ્મરે શરૂ કર્યો હતો, એ ઉપરાંત આજન્મ વિદ્યાવ્યસનમાં અને વિદ્યાપ્રાપ્તિમાં જ પોતાનું જીવન ગાળનાર સેંકડો-લાખો હજારો મહાત્માઓના નામ ઇતિહાસ રજુ કરવા આજે સમર્થ છે અને એવા પ્રત્યક્ષ દૃષ્ટાન્તો પણ મળી શકે તેમ છે. વિદ્યાને જ પોતાનું સર્વસ્વ માનનાર-વિદ્યાને જ પોતાનું જીવન માનનાર અસંખ્ય મનુષ્યોએ પોતાનાં નામ અમર કર્યાં છે, એ કોનાથી અજાણ્યું છે? શ્રીશંકરાચાર્યે બત્રીસ વર્ષની ઉમ્મરે દિગ્વિજય કર્યો, એટલે થોડા વખતમાં અમુક જમાનાઓમાં પણ ન શીખી શકાય તેનાથી પણ ઉત્તમ વિચારો લોકોને જણાવી શકયો એ सुलभा सान्यजन्मनि એ વાક્યનું જ સ્મરણ કરાવે છે.

શ્રીબુદ્ધદેવે પરમ કલ્યાણકારી વિદ્યાની શોધ માટે રાજપાટ તથા વૈભવનો ત્યાગ કર્યો. એ બ્રહ્મવિદ્યાને ખાતર જ જીસસ ક્રાઈસ્ટે પોતાના શરીર ઉપર ખીલાના પ્રહાર પણ સહન કર્યા. મહા કવિ જગન્નાથે કેળવણી (સરસ્વતી)ની ઉપાસના દ્વારા ગંગાજીને "ગંગાલહરી" રચી પ્રસન્ન કર્યાં અને મણિકર્ણિકાના બાવન પગથીઆ ચઢી પોતાને સપત્નીક પાવન કરવા માટે બોલાવ્યા.

રાવણાદિ રાક્ષસો વિદ્યારૂપી કોટકિલ્લાના આશ્રયથી દેવતાઓને પણ હરાવી શકતા. વર્તમાનયુદ્ધમાં પણ નાયકો કેળવણીના પ્રતાપથી પરસ્પર યુદ્ધમાં જોડાએલા સૈનિકોનો બચાવ કરી શકે છે. જો આ સમયે નાયકો કેળવાએલા ન હોત તો સમગ્ર વિશ્વનો નાશ ક્યારનો યે થઈ ગયો હોત. આવા અનેક કારણોથી, સૂર્ય પ્રકાશતો હોય છતાં ઘુવડની પેઠે પ્રકાશ નહિ જોવાની શક્તિવાળા પ્રાણીઓ જેઓ કેળવણીનું રહસ્ય નહિં સમજવાથી પોતાની મૂર્ખતા દૂર નહિ કરવાને બદલે કેળવણીમાં દોષ જોનારની દલીલોનો પરિહાર કરી શકાય છે. કેળવણીનો વિરોધી પોતાના અસ્તિત્વમાં શંકા લાવનાર જેવો મૂર્ખ છે. સૂર્ય સામે ધૂળ ઉડાડનાર જેમ પોતાને જ હાનિ કરે છે તેમ કેળવણીમાં દોષ જોનાર પોતાનું જ અહિત કરે છે. કારણ કે અમુક વસ્તુને મિથ્યા અથવા ખોટી ઠરાવવામાં પણ જ્ઞાન જ સાધનભૂત છે. ઉષ્ણતાનું સ્વાનુભવિક જ્ઞાન મેળવનારા અગ્નિમાં પડતુ મુકે તેમ યાદવવંશના બાળકોએ એકવાર એક તપસ્વી જ્ઞાનનિધિની ઠઠ્ઠામશ્કરીથી પરીક્ષા કરવા વૃત્તિ કરી અને તેનું પરિણામ એ આવ્યું કે જ્ઞાનાસ્થળાથી યાદવવંશનો સમૂળો નાશ થયો. એવી જ રીતે જ્ઞાનનું માહાત્મ્ય

જાણવા છતા બલિરાજાને અરધે માર્ગે દોરવા જતા શુક્રાચાર્ય પોતાની આખ ખોઈ જ્યારે બલિરાજાએ તે રહસ્ય બરાબર સમજવાથી પાત્રતાનો વિચાર કરી વામનરૂપે આવેલા વિષ્ણુ ભગવાનને તેના ત્રણ પગલાં ભૂમિ દાન કર્યું જેના પરિણામે બલિરાજાનું રક્ષણ કરવા માટે ભગવાનને પોતાને પાતાળમા રહેવુ પડ્યુ

વિદ્યા માતાની પેઠે રક્ષણ કરે છે અને પિતાની પેઠે હિતમા જોડે છે અને તેથી જન્મ દાતા માબાપ જો પોતાના સંતાનને કેળવણી ન આપે તો માતા વૈરી અને પિતા શત્રુ સમાન છે એટલા જ માટે કેળવણી નહિ લેનારા પુરુષો કે સ્ત્રીઓ ઘુવડ જેમ છતે દિવસે પણ સૂર્યને જોઈ શકતુ નથી તેમ કેળવણીના લાભ નહિ જાણવાથી તે પ્રતિ ઉપેક્ષા કરે છે વિદ્યા કલ્પવૃક્ષરૂપ હોવાથી તેની ઉપાસનાથી ધન-વૈભવ-યશ સર્વ મળે છે કારણ કે તે સ્પર્શ-મણિ કરતા પણ અધિક છે, માટે સર્વ સુખસાધક વિદ્યા પ્રાપ્ત કરીને-સ્પર્શમણિ મેળવ્યા પછી પણ ક્ષુદ્ર ઉદ્દેશો શામાટે રાખવા? પ્રથમ જ્યોર્જને પણ રાજ્ય અપાવી શકે તેવી સરસ્વતીની ઉપાસના કરી શામાટે ઘેર ઘેર ભટકવુ પડે! પરન્તુ કલ્પતરૂરૂપ વિદ્યા પ્રાપ્ત કરવા છતા પણ વિદ્યાના ઉપાસકોને રખડતા જોવામા આવે છે તેનુ શુ કારણ એવો પ્રશ્ન કરનારને આપણે એટલો જ જવાબ દઈશુ કે તેનો ઉદ્દેશ ક્ષુલ્લક હોવો જોઈએ અને તેથી સકામ ઉપાસક તે બને છે અને अतवत्तु फल तेषां એ પ્રમાણે પરિમિત ફળને જ મેળવે તેમા શુ આશ્ચર્ય! કારણ કે તેઓ પુરુષો આંબાનો ગોટલો વાવી તે જ સમયે અને તેજ ગોટલામાથી ઉદ્ભવતા આંબાની કેરી ચાખવાની ઇચ્છાવાળા છે દેશભક્ત ગોખલે મદનમોહન માલવીઆ, ફીરોજશા મહેતા દાદાભાઈ નવરોજી, એનીબીસાંટ વિગેરેમાના કોણે ક્ષુલ્લક ઉદ્દેશથી પોતાનો અભ્યાસ શરૂ કર્યો હતો? ક્રિયાની ઉત્પત્તિ સાથે જ તેનુ ફળ મેળવવાની ઇચ્છા રાખવાથી ક્રિયાશક્તિના વિભાગ પડી જાય છે અને તેથી જ ફળ અલ્પ પરિણામવાળુ આવે છે અને વિદ્યાવિના કાર્યનું દૂષિત કરે છે સ્વયંપ્રકાશ-બહિ પ્રાણ સૂર્ય પૃથ્વી અથવા વાદળાના આવરણથી જેમ ઝાંખો જણાય છે તેમ અત્યંત સાત્વિકી શ્રદ્ધાના અભાવે વિદ્યાને વિગુણ બનાવીએ છીએ અને ઉત્તમ સુખપ્રાપ્તિના અધિકારથી ચ્યુત થઈએ છીએ

અહિ એક એવો પ્રશ્ન થાય છે કે પ્રયોજન વિના મંદની પણ પ્રવૃત્તિ થતી નથી અને થી શાસ્ત્રોમા પણ સ્વર્ગાદિ ઉત્તમ લોકની ભાવના જોવામા આવે છે તેનુ શુ? આ પ્રશ્ન વાજબી છે અને તેનો જવાબ પણ પ્રશ્નમાજ આપેલો છે કે મંદ પુરુષો માટે તેની આવશ્યકતા છે પાણીમા પગ નહિ મુકનાર કદી તરતા શીખતો નથી, તેમ કર્મમાં પ્રવૃત્ત નહિ થનાર સ્વપ્ને પણ કદી વિજય મેળવી શકતો નથી. પરન્તુ તરતાં શીખ્યા પછી, કર્મનુ રહસ્ય જાણ્યા પછી મનુષ્યને તેની જરૂર રહેતી નથી. બાળક ચાલતા ન શીખ્યુ હોય ત્યાસુધી ચાલણગાડી કે તેવી કોઈ વસ્તુની ભલે જરૂર હોય પરન્તુ ચાલતા શીખ્યા પછી પણ ચાલણગાડી રાખનાર જેમ હાસ્યને પાત્ર થાય છે તેમ આહીં પણ સમજવુ રોગ ટાળવા-માટે ઔષધ પાવુ જોઈએ અને તે પીએ તો સાકરનો ગાંગડો પણ આપવો જોઈએ પરન્તુ રોગ મટી

'આજ એક ઘણા જરૂરી કામને માટે અમે આપની સેવામાં આવ્યા છીએ આપની મદદથી અમારી આબરૂ ન્હેરો જો થોડાક સમય માટે આપ અમારી વિનતિ એકાંતમાં સાંભળી શકો તો ઘણી કૃપા થશે—'

'આવો, અન્દર ગોળ ઓરડીમાં આપણે બેસીએ' કહેતા વકીલ સાહેબ ઉઠી ઉભા થયા અને એ બન્ને ભાઈઓને પણ સાથે લઈને ઓરડીમાં ગયા આ ઓરડી સારી રીતે સજેલી હતી એની ભીતોપર ભારતના નેતા દાદાભાઈ નવરોજી, ગોપાળ કૃષ્ણ ગોખલે, સુરેન્દ્રનાથ બૅનર્જિ લો૦ મા૦ ટિળક આદિ અનેક મહાનુભાવોના ચિત્રો ટાંગેલા હતા સર્વ સામાન કીમતી હતો અને એ જ્યાં ત્યાં યોગ્ય સ્થાને ગોઠવેલો હતો બન્ને ભાઈઓને બેસાડીને વકીલ સાહેબ પણ બેઠા અને વણી વ્યગ્રતાથી બોલ્યા—'ફરમાવો, શી આજ્ઞા છે?'

પંડિત ભોળાનાથે પોતાના ઘરની હકીકત કહી સંભળાવી અને અંતમાં તેમની સંપત્તિના ભાગ પાડી આપવા માટે વકીલ સાહેબ પાસે વિનીત પ્રાર્થના કરી એમણે પોતાની મેળે જ વકીલ સાહેબની ફી માટે એકેક હજારની બે નોટો એમની સામે મૂકી દીધી

વકીલ સાહેબને આ બધું જોતા સાંભળતાં ઘણો વિસ્મય થયો એમણે કેટલોક સમય વિચાર કરીને કહ્યું કે, 'હું આપની સંપત્તિના ભાગ પાડી આપીશ પરંતુ આપ મને લખી આપો કે એનું જે કાંઈ મહેનતાણું હું માગું તે આપ પ્રસન્નતાપૂર્વક મને આપશો જે કાગળપર આપ આ પ્રતિજ્ઞા લખશો તેજ ઉપર હું પણ મારૂં મહેનતાણું લખી આપીશ કાગળને કવરમાં બંધ કરીને હું આપને જ પાછું સોંપી દઈશ એ કાગળ આપની જ પાસે રહેશે જ્યારે વ્હેંચણી થઈ રહેશે ત્યારે આપે કવર ઉઘાડીને તેમાં જે કાંઈ લખ્યું હશે તે મને આપવું પડશે બોલો, મંજુર છે?'

બન્ને ભાઈઓએ વકીલસાહેબની આ સરતને ઘણા આશ્ચર્યથી સાંભળી એમની ન્યાયપરાયણતા અને સૌજન્યના વિચારથી એમણે સરત મંજુર કરી એ બોલ્યા—'લાવો, હમણાં જ પ્રતિજ્ઞાપત્ર લખી આપીએ શુભસ્ય શીઘ્રમ્ આપ જેવા દેવતુલ્ય મહાનુભાવ અમારી પ્રતિજ્ઞાથી અનુચિત લાભ લેશો એવો અમને સ્વપ્ને પણ ડર નથી'

કાગળપર પ્રતિજ્ઞા લખીને બન્ને ભાઈઓએ તેનાપર તેમના હસ્તાક્ષર કર્યા તારીખ લખી અન્તે એ કાગળ વકીલસાહેબના હાથમાં આપવામાં આવ્યો વકીલસાહેબે તેનાપર એક લાઈન લખીને તે કાગળ કવરમાં બીડી દીધો એ કવર પંડિત ભોળાનાથજીના હાથમાં સોંપવામાં આવ્યું.

'કાલથી હું આપનું કામ શરૂ કરીશ પરંતુ મહિનાની ઠિનાની કચેરીમાં એક માસની રજા છે આ એક મહિનાની અંદર જ હું આપની સંપત્તિના ભાગ પાડી આપીશ આપ મારા નામનું નિયમપૂર્વક કાંઈ પંચનામું લખીને રજીસ્ટર કરાવી આપજો' આ નોટો પંડિત ભોળાનાથના હાથમાં આપી દીધી

બીજા દિવસે નિયમપૂર્વક પચનામું રજીસ્ટર થઈ ગયું, પંડિત રામરત્ને રોજ સાંજ ચાર કલાક કામ કરીને પંડિત ભોળાનાથની હવેલીમાં એમની સંપત્તિની યાદી બનાવવા આરંભી દીધું.

( ૫ )

શહેરમાં પંડિત ભોળાનાથ અને શ્યામનાથના ભાગ પડવાની વાત સાંભળીને સર્વ દિંગ થઈ ગયા. કોઈને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે આ બન્ને ભાઈઓ કદિ જુદા થશે. પણ જે ભલમનસાઈથી અને સરળતાથી આ બન્ને જુદા થયા તેની તારીફ સર્વ સ્થળે થવા લાગી. સાથે સાથે રામ રત્નપંડિતના પ્રશંસા પુસ્તકમાં પણ બે ચાર પૃષ્ઠ વધારે વધી ગયા. શ્યામનાથ જુદો થવાનો તો થઈ ગયો પણ એનો બધો સમય હમેશની માફક પંડિત ભોળાનાથજીની સેવામાં વીતતો હતો. પંડિત ભોળાનાથના મકાન પર જ એ બેસી રહેતો હતો. બહારના આદમી પણ એ જાણી ન શકતા કે આ બન્ને ભાઈઓ જુદા થઈ ગયા છે. એક દિવસ બન્ને ભાઈ બેઠા બેઠા વાત કરી રહ્યા હતા.

શ્યામનાથે કહ્યું—'ભાઈ સાહેબ એક વાત વધારે થઈ ગયું પરંતુ વકીલ સાહેબની ફીની બાબત હજી સુધી નક્કી થઈ નથી.'

ભોળાનાથે કહ્યું—કેવી રીતે થઈ શકે? જ્યારે જ્યારે એમને કહીએ છીએ ત્યારે ત્યારે એ ટાળી દે છે. એમની આજ્ઞાવિના આપણે પેનું કવર પણ ખોલી શકતા નથી. તું જ બતાવ કે શું કરીએ?

શ્યામનાથ—'ભાઈ સાહેબ મારી સમજમાં—'

હજી વાત સમાપ્ત નહોતી થઈ તેટલામાં તો તાર લઈને સામેથી એક ચપરાસી આવ્યો. તારનું કવર એણે પંડિત શ્યામનાથના હાથમાં આપ્યું.

શ્યામનાથે જોયું તારમાં લખ્યું છે—

*Reaching Bombay twentieth instant*

*P & O Koh-i-noor,*

*Devadhara*

ઓગણીસ જ દિવસ પછી દેવધરનું મુખપદ્મ જોવાનું મળશે એ શુભ સમાચાર જાણીને બન્ને ભાઈઓના હર્ષનો પાર રહ્યો નહિ. ભોળાનાથે ઘરમાં જઈને આ સમાચાર જણાવ્યા. ત્યાં આજથી જ ઉત્સવ આનંદમંગળ થવા લાગ્યા. યથા સમય બન્ને ભાઈ મુંબાઈ જવાની તૈયારી કરવા લાગ્યા.

શ્યામનાથે કહ્યું—'ચાલો, પંડિત રામરત્ન વકીલને પણ આ શુભ સમાચાર જણાવી આવીએ અને એમની ફીની બાબત પણ નક્કી કરતા આવીએ.' 'ઠીક છે' કહીને ભોળાનાથે કપડાં પહેરી લીધાં અને બન્ને ભાઈ તાર અને પ્રતિજ્ઞાપત્રનું કવર સાથે લઈને ગાડીમાં બેસીને વકીલ સાહેબને ઘેર પહોંચ્યા.

'વસન્તપંચમીની રજા હતી. વકીલ સાહેબ તેમના ખાસ ઓરડામાં બેસીને ઇન્દુમતી પાસે શેક્સપીયર અને ડાનિતસ, ડ઼ી તથા મિલ્ટન, વર્ડઝવર્થ અને ભર્તૃહરિના કાવ્યોની વિશેષતાઓ પર વિવેચન કરી રહ્યા હતા. એટલામાં આ બન્ને ભાઈઓ આવ્યાના સમાચાર મળ્યા. વકીલ સાહેબે બન્ને ભાઈઓને ત્યાં જ બોલાવ્યા અને ઘણા સત્કાર સાથે એમને પોતાની પાસે બેસાડ્યો. ઇન્દુમતીએ પણ ઘણા શ્રદ્ધા-ભક્તિથી એ બન્નેને પ્રણામ કર્યાં. બન્ને ભાઈઓએ ઇન્દુમતીના રૂપમાં સાક્ષાત્ ભગવતી સરસ્વતીનું દર્શન કર્યું. એમણે ઘણા સ્નેહથી તેને આશીર્વાદ આપ્યો. બન્નેએ ઇન્દુમતીની યોગ્યતા, વિદ્વત્તા અને ગૃહકાર્યે કુશળતાની પ્રશંસા પહેલેથી જ સાંભળી હતી. આજ જ એ જ દેવીના પ્રત્યક્ષ દર્શન કરવાથી એમને ઘણો આનંદ થયો. એમણે વૃદ્ધ શિવરત્નના ભાગ્યને મનમાં વારવાર વખાણ્યું.

ઇન્દુમતી તેનું *The History of Sanskrit Literature* નામે પુસ્તક લઈને ગામરત્નની આજ્ઞા લઈને અંદર ચાલી ગઈ. જતી વખતે પણ તેણે નમ્રતાપૂર્વક આ બંને ભાઈઓને પ્રણામ કર્યાં.

વકીલસાહેબ પૂછ્યું—'કહો. સર્વ કુશળ તો છે ને?'

'આપની કૃપા છે. દેવધર આ માસની ૨૦ મી તારીખે મુંબાઈ આવશે. આજ જ એનો તાર આવ્યો છે. લ્યો જુવો'—એમ કહીને શ્યામનાથે તારનું કવર વકીલસાહેબની સામે ધર્યું.

વકીલસાહેબ—'ઇશ્વરની કૃપા છે. બહુ સારૂં. કહો ત્યારે હવે આપ મુંબાઈ ક્યારે જવાના છો?'

શ્યામનાથ—'પરમ દિવસે જવાનો વિચાર છે. કેટલાક દિવસ પહેલેથી મુંબાઇ પહોંચીને મુંબાઇની સહેલ પણ કરી લઈશું.'

વકીલ સાહેબ—'બહુ સારૂં.'

'અમારી એક પ્રાર્થના છે. અમે આપના ઋણી છીએ. કૃપા કરીને હવે અમને ઋણમુક્ત કરો. અમારી પ્રતિજ્ઞાનું આ કવર હાજર છે. આજ આ બાબતનો નિકાલ કરી દ્યો. આપે અમારાપર ઘણો ઉપકાર કર્યો છે.' આમ કહીને ભોળાનાથે કવર વકીલસાહેબની સામે ધરી દીધું.

વકીલ સાહેબે કહ્યું—'હું આપનો સેવક છું. જો આપની એવી જ આજ્ઞા છે તો કવર ખોલીને એમાં જે મહેનતાણું લખ્યું છે તે મને આપી દ્યો.'

ભોળાનાથ—'આપ જ ખોલો.'

વકીલ સાહેબ—'આપ જ ખોલો. એ આપની જ સંપત્તિ છે.'

ભોળાનાથે ઘણા વિસ્મય અને હર્ષ સાથે કવર ખોલ્યું. અંદરના કાગળપર નજર પડતા જ એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એણે કાંપતે હાથે એ પત્ર શ્યામનાથના હાથમાં આપ્યો અને ગદ્‌ગદ કંઠે કહ્યું—

'મહેતાણાની આ રકમપર મારો રતિપૂર અધિકાર નથી, આતો માનિક તુ છે ત જાણે અને વકીલસાહેબ જાણે, હુ તો ઋણમુક્ત થઈ ગયો'

સ્યામનાથે જોયુ કે એમની પ્રતિજ્ઞાની નીચે વકીલસાહેબના હાથની નીચે લખેલી પંક્તિ લખાયેલી છે

'મહેનતાણું— ઇન્દુમતીના બદલામા દેવધર.'

આ વાચીને સ્યામનાથની પણ એ જ દશા થઇ કે જે હવને લીધે એના ભાઈની થઈ હતી એણે મતનમપૂર્ણ દૃષ્ટિથી ભોળાનાથની તરફ જોયુ ભોળાનાથે એની મતલબ સમજીને કહ્યુ

'મારી તરફ જોવાની જરૂર નથી જે ચીજ તારી છે તે પર તારો પૂર્ણ અધિકાર છે

શ્યામનાથે બહુ હર્ષથી કહ્યુ—'દેવધર આપનો થયો ' વકીલસાહેબે હર્ષોત્ફુલ્લલોચન થઈને જવાબ આપ્યો- ઇન્દુમતી આપની થઈ'

ભોળાનાથે નમ્રતાપૂર્વક કહ્યુ—'મારે ફક્ત એટલુ જ નિવેદન કરવાનુ છે કે હુ મારૂ સૌભાગ્ય સમજુ છુ કે સાક્ષાત્ ભગવતી ઇન્દિમતી મારી પુત્રવધૂ બનશે પરન્તુ શુ આપ આ વિષયમા વર-વધૂની સમતિની આવશ્યકતા નથી સમજતા?'

'સમજુ છુ'-કહીને વકીલસાહેબ ઉઠ્યા અને એક પત્ર લાવીને ભોળાનાથના હાથમા આપ્યો એમા આમ લખેલુ હતુ—

'શ્રીમતી ઇન્દુમતીની સાથે વિવાહ કરવામા મને કાંઈ હરકત નથી જો મારા પૂજ્ય કાકા (પંડિત ભોળાનાથજી) આ સબધનો સ્વીકાર કરે તો-દેવધર

( ૬ )

ડૉક્ટર દેવધર એમ ડી. ની દેખરેખ નીચે ભોળાનાથ-શ્યામનાથ-હૉસ્પીટલનુ કામ ઘણી જ સરસ રીતે ચાલી રહ્યુ છે અહીંઆ ગરીબોના દુ ખ દૂર કરવાની એવી સારી વ્યવસ્થા છે કે ભારતવર્ષમા ભાગ્યે જ બીજે કોઈ સ્થાને હશે હશે રાયબહાદુર પંડિત ભોળાનાથ અને રાયબહાદુર પંડિત શ્યામનાથે લગભગ પાચ લાખ રૂપિયા ખરચીને આ આદર્શ હૉસ્પિટલ બધાવી છે આ ઉપરાત એમણે આ દાનથી પણ વધી જઇને એમના એકના એક સુપુત્ર ડૉક્ટર દેવધરને સરકારી નોકરીના સુવર્ણ-પાશમા ન બાધતા દેશહિત અને પરોપકારના કાર્યમા યોજ્યો છે એને લીધે અસખ્ય નરનારીઓના આશીર્વાદ એમને મળતા રહ્યા છે ×

---

× હિન્દી માસિક પત્ર સરસ્વતી માથી અનુવાદ

# કૉલેજીઅન.

## (ચાલુ વાર્તા.)

લેખક—રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી. એ.

(ગયા અંકથી ચાલુ)

### પ્રકરણ ૮ મું

### મનનું મથન કે હૃદયનું બંધન!

કૉલેજ બંધ થઈ મૅટ્રીકયુલેશન ગેધરીંગ, ગરબાપાર્ટી, કૉનસર્ટ પત્યાં અને પ્રો. પ્રમથનાથ એકલો પડ્યો. આ વખતે વિદ્યાર્થીઓની સાથે તેને પીકનીક ઉપર જવાનું નહોતું. એ ત્રણ વર્ષથી પોતાને દેશમાં નહોતો ગયો માટે ત્યાં જવા તેને ઉત્સુકતા થઈ હતી, ત્યાં માતા અને પિતાનો તાગીદ આ રજામાં આવવા તેમાં આગ્રહ કર્યો હતો, એટલું જ નહિ પણ એમાં જણાવ્યું હતું કે એના આવ્યા ઉપર વિચાર કન્યાને જોવાનું તેમણે નક્કી કર્યું હતું. પ્રો. પ્રમથનાથ એકેશ્વરવાદી હતો. એને પ્રથમ તો લગ્ન કરવા વિચાર જ નહોતો. તેમ એ વાચનમાં—સાહિત્યમાં અને સંશોધનમાં વિઘ્ન રૂપ છે એમ માનતો અને યુરોપીઅનમાંના કેટલાક નવા જમાનાના માને છે કે જન્મ પર્યન્તનું બ્રહ્મચર્ય એ ઈશ્વરના કાનુનનો ભંગ છે એવી માન્યતા એની નહોતી. પરન્તુ માતાના ઉંડા શબ્દો, અને વારંવાર પત્રમાં એવું જ સૂચન, લગ્નના વિચાર વાળતા અને પ્રમથનાથ વિચારોને કૌમુદીમાં એકલો—અગાસીઓમાં ઉપર ટોપન ટકુકતી હોય—પોતે આરામ ખુરશીપર પડ્યો પડ્યો મેટરલીંકનો શાન્તિ—ચુપકીનો નિબંધ વાંચી અનુભવતો હોય તે વખતે લગ્ન સૂક્ષ્મ શરીરે નહિ પણ સ્થૂલ શરીરે સામું ઉભું રહેતું. પિતાજી લખે છે કે, "મદ્રાસમાં મીસ આયંગર બી. એ. મેથેમેટીક્સ લઈ પાસ થઈ છે તે પરણવા ખુશી છે. કલકત્તામાં મીસ ચેનરજી એમ. એ. સંસ્કૃત છે. પંજાબમાં મીસ ગીનજીનસીંહ આર્યસમાજીસ્ટ જાલંધર કન્યા વિદ્યાલયની છે. આ ત્રણમાંથી એકને પરણ અને તું સુખી થા.' આમાં ગુજરાતી કેમ કોઈ નથી? ગુજરાતમાં કોઈ કન્યા જ નથી કે પરપ્રાન્તમાં પરનાતમાં પરણવા તૈયાર નથી? હું ગુજરાતમાં રહ્યો છું, બંગાળી છું, પણ ગુજરાત જ મારી જન્મભૂમિ હોય એમ મને લાગે છે. તો કોઈ ગુજરાતી કન્યા મળે તો ઠીક પણ ગુજરાતમાં કોણ આગળ ભણ્યું છે? કૉલેજમાં કેટલી ગુજરાતી છે? યુનીવર્સીટીની ઉંચી કેળવણી લીધેલી હોય તો ઠીક પણ એથી જ બધું સુખ છે એમ નહી. જો બુદ્ધિશાળી હોય, શરીરે તંદુરસ્ત અને મજબુત હોય, ઉત્સાહી હોય અને સ્હેજ સારૂં ઇંગ્રેજી વગેરે ભણી હોય તો જીવનમિત્ર થઈ શકે. મદ્રાસીને પરણું તો ઘરની ભાષા ઈંગ્રેજી રાખવી પડે. પંજાબી સાથે પણ એ જ. બંગાળી હોય તો વળી બંગાળી ભાષા. પણ હવે બંગાળી મને પરદેશી લાગે છે—ગુજરાત અલબેલી, રમણીય ગુજરાત! પણ ગુજરાતમાં મને કોણ કન્યા આપશે? જ્ઞાતિના રિવાજ એટલા બધા સખ્ત છે કે રજ પણ સુધારો ગુજરાતમાં થવાનો નથી. બંગાળી બ્રાહ્મણ કોંકણસ્થ બ્રાહ્મ

ગુને પરણેના જ્ઞાતિથી વિરૂદ્ધ છતા કાયદેસર લગ્ન કહેવાય પણ બ્રાહ્મણ બીજાને પરણે પછી થઈ ગયુ–મીશ્ર મેરેજ ! એમા દોષી જેને પ્રભુનો ડર નથી એને ફાવે બન્ને ચુસ્ત હિંદુધર્માવલમ્બી હોય, હિંદુ–વૈદિક ધર્મમા માનતા હોય છતા મીશ્ર મેરેજ કરવુ હોય તો ક્ષણવાર રજીસ્ટ્રારની રૂબરૂમા અમે હિન્દુ નથી એમ એમણે કહેવુ પડે. હુ એમ કહુ ? વિદ્યાર્થી ઉપર અને જનસમાજ ઉપર મારી કેવી છાપ પડે ? અને એમ ન કરૂ તો લગ્ન ન થાય શુ કરવુ ? મામી ઘેર બોલાવે છે પણ મારૂ મન મુઝાય છે તે દિવસે કેવા સર્ટમા મીસ દત્તા શુ સુન્દર બોલી હતી ! એનુ વ્યાખ્યાન પણ કેવુ સારૂ ! એ મારી શિષ્યા ? ગુજરાતીકન્યા વય–અભ્યાસમા ઠીક છે બે વર્ષમા બી એ થશે એના માબાપ આગળ પડતા વિચારના છે પણ એ કેમ પુછાય ? મીસ દત્તાના પોતાના લગ્નસબંધી શા વિચાર હશે ! એનો વિવાહ થયો હશે તો ! એના પિતાએ નક્કી કર્યો હશે તો ! ઘણીવાર અંદરથી નક્કી કરી રાખવા ગુજરાતીઓને ટેવ હોય છે અરે પ્રભુ ! હુ પાપમા તો પડતો નથી ? મારી પોતાની શિષ્યા માટે આવો વિચાર ? ખરે ! દેશમા જાઉ અને ઘણે વખ કન્દત્તાના વાન કરૂ ત્યાની પ્રવૃત્તિ જોઉ—માતપિતાને મતોષ આપુ અને લગ્નનુ તો જે બને તે ખરૂ ગુજરાતમા પણ સાથે સાથે તજવીજ કરૂ

પ્રો પ્રમથનાથ આમ મનની મુઝવણમા પડ્યો હતો અને બે ત્રણ દિવસમા સ્વદેશ તરફ ઉપડી જવાની તે તૈયારી કરતો હતો કૉલેજમા અને કૉલેજની રેસીડેન્સીમા લગભગ કોઈ જ નહોતુ બીજા પ્રોફેસરો અને પ્રિન્સીપાલ વિગેરે સૌ બહારગામ ઉપડી ગયા હતા અને પ્રો પ્રમથનાથ આ આમાવાડીયા લીમડાની ઘટા અશોક વૃક્ષની છાયા, બાગ અને સૃષ્ટિસૌન્દર્યમા એકલો ફરતો હતો જ્યારથી લગ્નના અંકુર હૃદયમા ફુટ્યા હતા ત્યારથી આ સર્વ એને તાપ આપતા હતા શ્રીરામચન્દ્રજીની પેઠે એને પણ

નાગે મૃગયમાન ચંદ્ર હમણા, વા નગ્ન જેવો બન્યો,
બુચે મોયમમાન કુલકળીઓ, આ નેપ અગ્નિ ધર્યો,
ગતિ કંઠ સમાન પ્રાણ પણ આ ભાસે છે ભારે મને,
હા દુર્ભાગ્ય ન્હુ પ્રિયા ! વિરહનુ મહાર આ યો કને

એના હૃદયમા આમ ગરબાગ થતી હતી આ તે મારા હૃદયમા બધ બધાય છે કે મનનુ મથન થાય છે, એ પોતે સમજી ન શક્યો હુ એનો એ એક સમય એવો હતો કે મારા કૉલેજ-જીવનમા બીજા વિદ્યાર્થીઓ પોતાની વિવાહિત અને અવિવાહિત પત્નીને જોતા–એમની સાથે વાતો કરવા મળતા,અને પત્ર લખતા તરફાપ થતા વિદ્યાર્થીઓ અંદર અંદર 'અલ્યા, તુ તો બહાનુ કહાડી રહ્યો હોય મળીઆ યો' એમ મોની ચીઢવતા ત્યારે મને એમ થતુ કે એ લાગણી કેમ થતી હશે ! લગ્ન આવશ્યક જ નથી અજાણી–જેના સ્વભાવની આપણને જરા પણ માહિતી નથી એવી સ્ત્રી–કન્યા મારી પત્ની થાય ? થવાની છે એ ભાવના થતા એને માટે તીવ્રતાનસા, એને માટે હૃદયમા ગભરાટ શામાટે થતો હશે એમ મને થતુ આજ હુ એ સમજ્યો વિદ્યાર્થીઓને ઈંગ્રેજી અને સરકૃત કાવ્યો સમજાવતો નાયક અને નાયિકાના અંતર આલંબન કવિની ભાષામા સમજાવતો

પણ એનુ પ્રત્યક્ષ દર્શન મ્હને થાય છે” આમ પ્રો પ્રમથનાથના હૃદયમા કાર્લાઈ આંદોલનો ઉછળતા હતા ત્યા જરૂરી રજીસ્ટર્ડ કાગળ આવ્યો પત્રની છાપ અને પત્ર મોકલનારનુ નામ જોતા જ પ્રમથનાથ વિચારમા પડયો પ્રીન્સીપાલ હજી તો રસ્તામા હશે મહાબળેશ્વર પહોંચ્યા પણ નહિ હોય એટલામા આ કાગળ શેનો? પ્રમથનાથે પત્ર ઉઘાડયો, તે પત્ર ઇંગ્રેજીમા જ હતો

**ખાનગી જરૂરી.** પુના તા——

મ્હારા વ્હાલા પ્રમથનાથ

તિ મને ટપાલમા આ સાથેનો કાગળ અને બીજા પત્રો મળ્યા મીસ દલાલને તમે ઓળખોછો આપણી કૉલેજમા એના જેવી શાન્ત-સદ્‌વર્તનવાળી અને તે છતા હિમ્મતવાન બીજી કોઈછોકરી નથી એના પિતા ગુજરાતના એક પ્રસિદ્ધ લેખક અને મુત્સદ્દી છે આપણે ત્યા ગરબા પત્યા પછી મીસ દલાલ ગાડીમા બેસી જતી હતી ત્યા સાથેની ચીઠી એને મળી આપણી કૉલેજમા હજી સુધી આવો બનાવ બન્યો નથી અને કૉલેજનુ નામ બગડે એ આપણા દેશની દેશી વ્યવસ્થાને બટ્ટો લાગેનો કાયમ કરવા જેવુ થાય માટે એની પુરેપુરી તપાસ કરી તકસીરવાર વિદ્યાર્થીને સખ્ત સજા કરવી જોઇએ રજા છે એ મારા મનથી તો બહુજ સારૂ છે કારણ હોહા નહિ થાય, ચીઠી લખનાર આપણી કૉલેજમા ભણ્યો હોવો જોઈએ અગર ભણતો હોવો જોઈએ એ ચિઠ્ઠીમા નામ-ઠામ કાંઈ નથી એટલે આટલા બધા ગુજરાતીઓમા એ કયો ગુજરાતી હશે એ ખોળી કાઢવો પણ મુશ્કેલ થઈ પડશે તમે ક્લકત્તે જવા તૈયાર થયા હશો પણ આઠ દિવસ રોકાઈ જાઓ તમારા શિવાય આ કામ બીજાને સોંપાય એમ નથી અને એમા એક જુવાન કન્યા અને કૉલેજની પ્રતિષ્ઠા સમાયેલી છે તમે આઠ દિવસે મોડા આવજો, હુ બોર્ડને સમજાવીશ હુ રસ્તામા છુ-હુ જ પાછો આવત પણ મને ગુજરાતી ભાષાનો અનુભવ નથી મીસ દલાલના પિતા બહુજ દિલગીર થઈ ગયા છે અને એ પત્ર પોલીસને સોંપવો કે કેમ એમ થઈ ગયુ છે મીસ દલાલના પિતાને આજ હુ આ કામ તમને સોંપુ છુ એમ લખુ છુ અને જરૂર પડે તો તમે તેમને મળશો શુ થયુ તે મહાબળેશ્વર મને લખી જણાવશો એ જ—

લા તમારો વિશ્વાસુ

સી સી બોસ.

પ્રમથનાથ પત્ર વાચી વિચારમા પડી ગયો છે મીસ દલાલ મારી સામે જ આવી ક્યાથી ઉભી! આ કાગળ! વાહરે! મીસ દલાલનુ વ્યાખ્યાન-ગરબો સાભળી આવી લાગણી કેટલાને પેદા થઈ હશે, મૂર્ખો! ચીઠી આપવાથી તારી મનકામના પૂરી થાત? ચીઠી પણ એક નવલકથાના દાખલ કરાય એવી છે-શેલી સ્વિનબર્ન-કાળીદાસ-કવિતાપોથીમાથી ઉતારા! સ્નેહના નિબંધ તરીકે ઠીક છે; ઘણા સમયથી સ્નેહના બીજ નખાયા છે પણ તુ અને એ કઈ નાતના છો! નામ ખોટુ છે! એ આ મીનાવડામા હાજર હોવો જ જોઇએ-કદાચ ન પણ હોય શી રીતે ઓળખાવુ! દલાલને બોલાવુ? એને બોલાવવાથી શો લાભ! મારૂ પોતાનુ હૃદય શુદ્ધ નથી-હુ આ

તપાસ કરવા લાયક નથી પ્રીન્સીપાલને લખી દઉં? ના ના એ યજ્ઞ નથી પ્રમથનાથ બહાર ફરવા ગયો ઘણો વિચાર કર્યા—વૃક્ષકુંજમાં—દરિયા કિનારે ભમ્યો નગરે આવ્યો બૉય—નોકરને સામાન છોડી નાખવાનો હુકમ આપ્યો અને બીજે દિવસે કના ને કૉલેજનું જનરલ રજીસ્ટર લઈ હાજર થવા કહેવડાવ્યું

પ્રાત કાળ થયો અને રજીસ્ટર લઈ કનાર્ક આવ્યો ઇન્ટર, બી એ, વગેરે ઊંચા વર્ગમાં ભણતા વિદ્યાર્થી—ગુજરાતી વિદ્યાર્થીઓ અને તેમાં પણ અવિવાહિત વિદ્યાર્થીઓના સરનામા આવ્યા કૉલેજમાં રજીસ્ટરમાં નક્કી કર્યું છે કે કેમ, વિવાહ થયો છે કે કેમ અને કેટલે વર્ષે એ સૌ વિગતનું સ્પષ્ટીકરણ કર્યું હતું અવિવાહિત વિદ્યાર્થીઓના નામ ઠામ સરનામા લીધા અને એમના નામના દફતરો તૈયાર કરાવ્યા પ્રમથનાથે ફોર પ્રીન્સીપાલ'ના નામનો એક જરૂરી સરક્યુલર કાઢ્યો

સરક્યુલર.

"મુંબાઈના એક સુપ્રસિદ્ધ ગુજરાતી ધનાઢ્ય અને વિદ્વાન ગૃહસ્થની એવી ઇચ્છા છે કે નૅશનલ કૉલેજનો કોઈ પણ અવિવાહીત ગુજરાતી વિદ્યાર્થી 'કૉલેજ જીવનમાં લગ્નજીવન બંધન રૂપ છે કે કેમ' એ વિષય ઉપર મૌલીકનો નિબંધ આ સરક્યુલર પહોંચ્યા પછી આઠ દિવસમાં કૉલેજને શરણામે મોકલી આપશે અને એ નિબન્ધો પસંદ પડશે તો બનતા સુધી ક્રમવાર દરેકને રૂ ૧૦૦) થી ૧૦) સુધી ઇનામ આપવામાં આવશે તા પછીથી મોકલેલા નિબંધ ઉપર ધ્યાન નહી આપવામાં આવે '

પ્રમથનાથ

*For Principal*

આ સરક્યુલરની એકેક નકલ દરેક ઉપર મોકલી અને પ્રમથનાથે મીસ દનાનના પિતાને પણ પત્ર લખી નાખ્યો તે સાથે સાથે કાંઈ ખર્ચ થશે એ પણ જણાવ્યું

પ્રો. પ્રમથનાથ વિચારમાં પડ્યો એક ઉમર લાયક—વિવાહયોગ્ય હિંદુ કન્યા જોડે આવા પત્રદ્વારા માગણી કરવી એ પાપ ખરૂં? આ વિદ્યાર્થી પોતે શુદ્ધ અંત કરણથી તેને ચાહતો પણ હોય આ સિવાય મીસ દનાનને હિન્દુ સમાજમાં મળવાની બીજી કઈ રીત? છોકરા મોટા થાય—નવા વાતાવરણમાં ઉછરે એટલે સ્નેહલગ્નની તેમને ધૂન લાગે અમારી કૉલેજમાં તો સખ્ત દેખરેખ ને કાયદા એવા છે કે સ્ત્રીપુરૂષો મળી શકે એમ પણ નથી છતાં આવાં જ સ્થાનોમાં સ્નેહના બીજ નખાય છે અને પોષાય છે પુરૂષ પુરૂષમાં કૉલેજમાં મિત્રતા બંધાય છે તો પછી પતિપત્ની પણ કૉલેજની રંગભૂમિ ઉપર ન થાય! મૂળે એટલો કે જરાક મીસ દનાનને અગર એના માબાપને આડકતરી રીતે મળ્યો હત અને પછી ચિઠ્ઠી લખી હત તો ઠીક પ્રમથનાથે ખાનગી રીતે મીસ દનાનના ચારિત્ર્યની અને આચરણની તપાસ કરી અને એ અતિશુદ્ધ વિશુદ્ધ લાગી અને એને માટે મમત્વ સન્માન અને ભાવના થયા લખન થતા નિબંધો આવવા લાગ્યા અને પ્રમથનાથ વાંચતા કંટાળ્યો કેટલાકે લખેલું કે કૉલેજ-જીવનમાં લગ્નજીવન એ બેડી છે—હિંદુઓ નરાધમ છે હિંદુ રિવાજ નાબૂદ કરવા જોઈએ—

એટલુ જ નહિ પણ જેમ ની મરકોસ ગુનામગીરીમાથી ચાટના બગીચાવાળાને પૈસા અપાવી ગુનામોને છોડાવ્યા હતા તેમ જ કૉલેજ્યનો પરણ્યા હોય, જેમનો ગૃહસસાર દુ ખી હોય તેમને લગ્નની બેડીમાથી છૂટા થવાની ધર્મગુરુ અને જ્ઞાતિસરદાર અને જનસમાજ તરફથી છૂટ અપાવી જોઇએ બીજો વર્ગ જુદા જ વિચારનો હતો કૉલેજજીવનમા વધુ નસિદ્ધતરન ઉમેરવુ હોય, ઇંગ્રેજી–સંસ્કૃત–ફારસી કવિયોના હૃદય અને ભાવના સમજવા હોય, અને ભવિષ્યના ગૃહજીવન–દાંપત્યજીવનમા રસ આણવો હોય તો કૉલેજજીવનમ જ લગ્નજીવન શરુ થવુ જોઇએ ત્યારે ત્રીજો વર્ગ મધ્યમવર્ગ હતો એ બિચારા લગ્નજીવન–કૉલેજજીવનનુ જ રહસ્ય સમજતા નહોતા–એ માત્ર એ જીવન ઘસડતા હતા જીદગી જ એમને ભારરૂપ હતી માત્ર પાસ થઈ બે પૈસા કમાઈ જીવવા ખાતર કૉલેજજીવન ભોગવતા હતા પ્રો પ્રમથનાથ આ બધા નિબંધો વાચી હસતો હતો અને એને થયુ, આવો નિબંધ મને લખવા આપ્યો હોય તો હુ શુ લખુ? પ્રોફેસર તરીકે આ પ્રશ્નનો શો ઉત્તર આપવો? લગ્ન! સહધર્મચારિણી–પ્રિયપત્ની! આ વિચાર અત્યાર સુધી આવતા જ નહોતા આ તપાસમા હુ નિષ્પક્ષપાત નિવડીશ ખરો? બીજે દિવસે પ્રો પ્રમથનાથે મીસ દલાલ ઉપર આવેલી ચીઠી ફરીને વાચી અને નિબંધ લખનારા ઓના અક્ષરો, વિચારો–અને અવતરણો ધ્યાનપૂર્વક તપાસવા શરુ કર્યા–એ ચાર–પાચ છ–પચીસ એમ કાગળો ઉથલાવતા એક નિબંધની સાહી અક્ષર, એટલુ જ નહિ પણ એ વિચાર અને અવતરણો સમાન લાગ્યા અને ઉંડો વિચાર કરતા પકકી ખાતરી થઈ ખાત્રી થતા જ એ નિબધ બહાર કાઢ્યો એ વિદ્યાર્થીનુ નામઠામ લઈ રાખ્યુ અને ચોર પકડાયો એમ થયુ બીજા નિબંધો ઊંચા મૂકયા અને રજા ઉપરે ઇનામનો નિર્ણય કરવામા આવશે એવા પોસ્ટકાર્ડ લખારી દીધા જે વિદ્યાર્થી પકડાયો હતો તેને બોલાવવો કે કેમ? શી રીતે બોલાવવો? એનુ શુ કરવુ એનો નિર્ણય કરવા મીસ દલાલના પિતાને મળવુ ઉચિત ધારી એ ત્યા ગયો

મીસ દલાલના પિતાએ પ્રો. પ્રમથનાથને યોગ્ય સન્માન આપ્યુ અને લગ્નની વાત ચાલી 'મારી પુત્રીને બી એ થતા સુધી પરણાવવી નથી એનો વિવાહ કરવો નથી અને હુ એને એવા વિચાર ન આવે એ ખાસ ધ્યાન રાખુ છુ કૉલેજના પુસ્તકોમા રતુસહાર આવે જ નહી, આવે તો બાળકોના નીતિના ધોરણો બગડી જાય છે એવી માન્યતા મારી નથી વય વધતા, જનસમાજ જોતા, આખ અને કાનનો ઉપયોગ થતા અમૂક વૃત્તિઓ તો થાય જ, માત્ર પ્રભુમાં શ્રદ્ધા અને મનોબળ એટલા તો દૃઢ હોવા જોઇએ કે બાલકો ગમે ત્યા હોય તો પણ એમની નીતિના ગઢ તે તોડી ન શકે મારી પુત્રીની જગ્યાએ હાલની બીજી કોઈ છોકરી હત તો આ ચીઠી મારી પાસે આવત જ નહિ' પ્રો પ્રમથનાથ વસ્તુસ્થિતિ સમજ્યો મીસ દલાલને માટે સદ્ભાવ થયો અને બને તો એની સાથે વાત કરવા એને તીવ્રેચ્છા થઈ

"હુ મી દલાલ! એ ચીઠી લખનારને પકડયો છે પણ એનુ શુ કરીશુ? એને શી શિક્ષા કરશી?"



## The Time Has Come

The time has come for the C ment of India to place itself at the head of the best national forces of India to avow bol lly and uncompromisingly that the attainment of self-government within the Empire is the goal of its policy in India, that it proposes to take early and definite steps towards that end through the universal diffusion of education the expansion of local government the establishment of effective provincial autonomy and the liberalisation of the Government of India itself Once this policy is boldly avowed and honestly pursued the words of those who preach the disruption of all government will fall largely upon deaf ears and all the patriotic forces in India will be with Government in dealing with them

*The Times of India June 21 1917*

પુસ્તક ૨૨મું

અંક ૭ મો

વાર્ષિક લવાજમ રૂ
હિન્દુસ્તાન બહાર રૂ

છૂટક અંકની કિંમત રૂ ૦-૮-

# તદ્દન નવી આવૃત્તિ !

તૈયાર છે ! તૈયાર છે !

ત્રણરંગમાં આર્ટપેપર ઉપર છાપેલાં સુન્દર અને આકર્ષક પુઠાંવાળી

## નવી આવૃત્તિ ! નવી આવૃત્તિ !

બહાર પડી ચુકી છે !

સ્વ. ગોવર્દ્ધનરામ ત્રિપાઠી કૃત

# સરસ્વતીચન્દ્ર

ભાગ ૨ જો.

## ગુણસુંદરીનું કુટુમ્બજાળ.

કિંમત રૂપીઆ ૬॥૮

( પાસ્ટેજ ૭૬ )

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની,
બુકસેલર્સ ઍન્ડ પબ્લીશર્સ
મુંબાઈ નં. ૨.

# સો વરસનું પુરાણું ખાતું

જુના ગોપાલદાસ બરફીવાલા અને

મીઠાઈવાલા

મુંબાઈ.

મોઘા મશાલા અને સરસ ઘીની ઉત્તમ મીઠાઈઓ માટે

એક ફેરો મારખાની ભલામણ કરવામા આવેછે.

| | |
|---|---|
| બદામની બ ફી | કુલનેરની |
| પીસ્તાની બરફી | નસા |
| ખાસાના પ | ચેનાના શુનોસ |
| ખાસાના કુર | એ ેજ વગેરે |
| ટોપરા પાક | સુ ા ભનસા |
| બાસુંદી | રે જાતના |
| શ્રીખંડ | અધગણીના લાડુ |
| ગગન ગેરે | ભુનીના લાડુ |
| ચા ી જાતના | જલેબી મેસુર |



મુરતી મોગ ઓ--મગનજ ધારી

સી પી ટેન્ક. ટેલીફોન ન. ૧૧૦૭.

## હિંદના પરમ દેશભકત.



સ્વ. ડૉ. દાદાભાઈ નવરોજી.

જન્મ — 
તા ૪ થી સપ્ટેમ્બર ૧૮૨૫

અવસાન — 
તા ૩૦ મી જુન ૧૯૧૭

સમાલોચક જુલાઈ ૧૯૧૭ ]




પુસ્તક ૨૫ મું ] જુલાઈ, ઈ. સ. ૧૯૧૭. [ અંક ૭.

# પૃથ્વીની ઉમર કેટલી હશે ?

લેખક—રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ. બી. એસસી.

ધરતી માતાને તેમની ઉમર પૂછવી એ અવિનય અને ધૃષ્ટતા કહેવાય પરંતુ વિજ્ઞાન આવી ખોટી શરમને સ્વીકારતું નથી અને આ પ્રશ્ન જુદી જુદી રીતે તપાસતાં અચકાતું નથી. ભૂવિદ્યાના અભ્યાસીઓને પૃથ્વીની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ સમજવો એ ઘણું જ અગત્યનું છે. વિજ્ઞાનના ઉપાસકો સિવાય સાધારણ મનુષ્યોને પણ આ પ્રશ્ન ઘણી રીતે આકર્ષક છે. મનુષ્યની ઐતિહાસિક દૃષ્ટિ ફક્ત થોડાએક હજાર વર્ષ સુધી પહોંચી શકે છે, તે પહેલાંના લાખો વર્ષ સુધીના અંધકારમાં પ્રકાશ પાડવો એ ભૂવિદ્યાનું કામ છે. પૃથ્વી એ એક સૂર્યમંડળનો ગ્રહ છે અને આ સૂર્યમંડળ વિશ્વમંડળમાં એક બિંદુ સમાન છે, તેમના સંબંધી વધારે જ્ઞાન મેળવવાથી મનુષ્યની સંકુચિત દૃષ્ટિનો વિકાસ થાય છે અને વિશ્વના મહાન પ્રશ્નોનું કાંઈક ભાન થાય છે. આ પ્રશ્નનો જવાબ કાંઈ ફક્ત ભૂવિદ્યાથી આપી શકાય તેમ નથી અને તેથી આ ક્ષેત્રમાં સમર્થ ખગોળવેત્તાઓ, ભૌતિકશાસ્ત્રીઓ અને પ્રાણિજીવનશાસ્ત્રીઓએ ઘણી મદદ આપી છે. આથી આ પ્રશ્નના વિવેચનમાં વિજ્ઞાનની જુદી જુદી શાખાઓની પદ્ધતિ અને તેમના મુખ્ય સિદ્ધાંતો જોવાનો પ્રસંગ મળશે. વળી મનુષ્યની ઉત્પત્તિ સાથે પૃથ્વીની ઉત્પત્તિનો સંબંધ હોવાને લીધે દરેક ધર્મમાં આ સંબંધી ઘણી ચર્ચા થએલી છે. પૂર્વના મુખ્ય ધર્મોમાં પૃથ્વી અનાદિ છે, અથવા તો શાશ્વત પરિવર્તનમાંનું એક છે, વિશ્વના પ્રલયની સાથે બ્રહ્માના દિવસ(એટલે મનુષ્યના અસંખ્ય વર્ષો)ને સંબંધ છે, વગેરે મતોને લીધે આ ચર્ચા કડવું રૂપ પકડી શકી નથી. પરંતુ પશ્ચિમમાં ઇસાઈ ધર્મ પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ ઈ. સ. પૂર્વે ૪૦૦૪ વર્ષમાં થઈ હતી, એ મતની પાછળ ઘણી જ તકરાર થઈ છે. આ ચર્ચાના પરિણામે ધર્મ અને વિજ્ઞાનની વચ્ચેના વિગ્રહના ભણકારા હજુ સુધી સંભળાય છે. પરંતુ ધર્મશાસ્ત્ર (*Geology*)ના દૃષ્ટિબિંદુમાં ફેરફાર થવાથી આ કલહનું સ્વરૂપ ફર થયું છે અને પૃથ્વી અને મનુષ્યની ઉત્પત્તિના કાળનો નિર્ણય કરવાથી ઈશ્વરે નિરૂપણ કરેલા ગુણોમાં ખામી આવશે, એ વિચાર હવે સ્વીકારાતો નથી.

મુદ્રક ગોકુળજી ઝાલા અને [illegible] રૂ. ૧-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ
૩૦

આપણા વિષયની ચર્ચા માટે પૃથ્વી એ શુ છે, તેનો બરોબર ખ્યાલ આપવાની જરૂર છે આકાશમા સવથી વધારે ધ્યાન ખેંચનારી વ્યક્તિઓમા સૂર્ય, ચદ્ર, ગ્રહો અને તારા છે ચ પૃથ્વીના ઉપગ્રહ( *Satellite*)ની માફક પૃથ્વીની પાછળ ફરે છે અને પૃથ્વી બીજા ગ્રહોની માફક સૂર્યની પાછળ ફરે છે, પૃથ્વી અને ગ્રહો સૂર્યના ગુરુત્વાકર્ષણ નીચે હોવાથી તે બધાનું એક સૂર્યમડળ બને છે તેવી જ રીતે આકાશમા દેખાતો પ્રત્યેક તારો એક સૂર્ય હોય છે અને તેમાના કેટલાએક તો સૂર્ય કરતા ઘણા મ્હોટા હોય છે, પરતુ આ તારાઓ અને આપણી પૃથ્વી વચ્ચે કરોડો માઇલોનુ અતર હોવાથી તે ઘણા ન્હાના લાગે છે તારા, સૂર્ય, અને ચદ્ર એ સર્વે ઉપરથી આવતી રોશની વિજળીની માફક ઘણી જ ઝડપથી આવે છે અને એક સેકન્ડમા લગભગ બે લાખ માઇલ જેટલુ અતર કાપી શકે છે ચદ્ર ઉપરથી પૃથ્વી ઉપર આવતા આ રોશનીને ફક્ત એક સેકડ લાગે છે, સૂર્ય તરફથી આવતા આઠ સેકડ લાગે છે અને સૌથી નજીકના તારા ઉપરથી આવતા ચાર વર્ષ કરતા પણ વધારે વખત લાગે છે આટલુ બધુ અતર ન હોત તો તારાઓ પણ સૂર્ય કરતા મ્હોટા લાગત આ ઉપરથી વિશ્વ મડળની બીજી વ્યક્તિઓ સાથે સરખાવતા પૃથ્વી ધળના રજકણ કરતા વધારે મ્હોટી નથી એમ આપણને લાગ્યા વગર રહેતુ નથી

પૃથ્વીની ઉમર નક્કી કરતા પહેલા તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જાણવાની જરૂર છે આકાશ તરફ રાત્રે ધારીને જોતા ઝીણા તારાઓના વાદળા (*Nebulae*) જોવામાં આવે છે જેને "આકાશગગા" કહીએ છીએ તે પણ આવા ઝીણા તારાઓના વાદળાની બનેલી હોય છે અને મધ્ય આકાશમા એક મ્હોટા ધોળા પટાની માફક દેખાય છે આવા "વાદળા"(નેબ્યુલા)માથી તારાઓ, સૂર્યમડળો અને ગ્રહો બને છે એમ ધારવાનો કારણો છે, બીજા તારાના ગુરુત્વાકર્ષણથી ધુમસ જેવા લાગતા આ પદાર્થમા ગાંઠ પડી જાય છે, અને આવી ન્હાની ન્હાની ગાંઠો ભેગી થઈને તેના ગ્રહો બને છે આ બધી ન્હાની ગાંઠો એકઠી થવાથી અને તેમાથી ગરમી નીકળવાથી, આપણી આથમિક પૃથ્વી તપી જવાથી તેના ઘણા ભાગો ઓગળીને પ્રવાહી રૂપ પકડ્યુ હશે આવા અર્ધપ્રવાહી રૂપમા પણ બીજા ગ્રહોની માફક પોતાની ધરી ઉપર ચકરચકર ફેરવવાને લીધે હલકા અને પાતળા પથ્થરોવાળા પદાર્થો પૃથ્વીની

* આ તારાઓ કેટલા દૂર છે તેનો ખ્યાલ સ્હેલાઇથી આવે તેમ નથી દાખલા તરીકે આપણે એમ ધારીએ કે સૌથી નજીકના તારા પાસે આપણાથી જઈ શકાય અને આપણી મુસાફરી કલાકના ૧૦૦ માઇલના હિસાબે બહુ જ ઝડપવાળા વિમાનમા કરી શકાય તે છતા પણ ત્યા જતા આપણને ૫ લાખ વર્ષ લાગે અને આનુ ખર્ચ દરેક માઈલે એક આનો ગણીએ તો ... કરોડ રૂપિયા ખરચવા પડે સૌથી નજીકનો તારો પૃથ્વીથી ૧,૮૬ ૦૦,૦૦ ૦૦ ૦૦૦૦ માઇલ છેટે છે

† આકાશમાના ગ્રહોની ઉત્પત્તિ વિષે બધી બાબતો સ્હેલાઇથી સમજી શકાય તેવી નથી અને તેથી અહીં આ ફક્ત મુખ્ય બાબતો સમજાવી છે આ વિષે વધારે સપૂર્ણ માહિતી માટે જુઓ Chamberlain and Salesbury Geology, Vol II ch I and II અને Geikie s Geology Vol I, p 19

બહારની બાજુ ગોઠવાઈ જાય અને વધારે અગ્નિ ધાતુવાળા પદાર્થો અદર રહી જાય, એ તો સ્વાભાવિક છે આ પ્રમાણે કેટલોએક સમય ગયા પછી પૃથ્વી ધીમે ધીમે ટાઢી થવાથી તેની ઉપર મજબુત ઘણી બધાઈ અને તેમાથી પાણી અને હવાના વાતાવરણ બધાયા ધીમે ધીમે વાસ્તવિક ઉષ્મામાન થયા પછી અને આકાશમાથી વાદળા વરસાદ, અને નદી અને સમુદ્ર સુધી પાણીની ગતિ સ્થાપિત થવાને જોઈએ તેવી પરિસ્થિતિ મળ્યા પછી વનસ્પતિ અને સૂક્ષ્મ પ્રાણીઓની જીદગીની શરૂઆત થઈ પર્વતો ધોવાઈને પાણીની મદદથી નવા થરો બધાના માટી અને નવી જાતના પથ્થરો અને શિલાઓ બનવા માડ્યા જે જે સમયમા નવા થર બનાયા અને તેના પથ્થરો બન્યા તે સમયના વનસ્પતિઓ અને પ્રાણિઓ ઘણી વાર તેમા દબાઈ રહેલા હોય છે અને તેમના અસલના તત્વો તો બદલાઈ જાય છે પણ તેમના અવશેષનો આબેહુબ આકાર પથ્થરના રૂપમા જળવાઈ રહે છે આ આકારને અગ્રેજીમા ફૉસીલ કહે છે તેની મદદથી પૃથ્વી ઉપર જુદે જુદે સમયે રહેલા પ્રાણીઓ સબધી અગત્યની વિગતો જાણવાની મળે છે તે ઉપરથી સિદ્ધ થયુ છે કે પૃથ્વી ઉપર વનસ્પતિ અને પ્રાણીઓને રહેવાને અનુકૂળ વાતાવરણ સ્થાપિત થયા પછી ઘણા સમય પછી જ મનુષ્યના પગલા થયેલા લાગે છે *

પૃથ્વી એ શુ છે અને તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે જોયા પછી 'પૃથ્વીની ઉમર' એટલે શુ તેનુ સ્પષ્ટીકરણ કરવુ જરૂરનુ છે પૃથ્વીનો પૂરો ઇતિહાસ ચોક્કસ રીતે જાણવાના આપણી પાસે સાધન નથી પરતુ તે ઇતિહાસના કેટલાએક અગત્યના અને માર્ગદર્શક બનાવો સમજી આપણે સારી બાતમી મેળવી શકીએ તેમ છે એક તો પૃથ્વી ( સઘન ) ઘન રૂપમા આવી તે અને બીજુ આ ઘન રૂપમા આવ્યા પછી હવા અને પાણીની વાસ્તવિક પરિસ્થિતિ પ્રાપ્ત થયા પછી નવા થર અને પથ્થર બધાવા લાગ્યા તે અને ત્યાર પછી પ્રાણીની જીદગીની શરૂઆત થઈ તે આ અને આવા બીજા અગત્યના બનાવો ક્યારે બન્યા તેનો નિર્ણય થાય તો પૃથ્વીની ઉમરનો નિર્ણય કર્યો એમ કહી શકાય આપણે આ ઉપરાંત બીજી દિશાઓમાથી પણ આ સમજી શકુ જાણવાનુ મળે છે, તે, નીચે જોઈશુ આ સર્વે રીતોમા કાળના નિર્ણયને માટેનો સમય લાખો અને કરોડો વર્ષોનો ગણવો પડશે, તેથી બ આશ્ચર્ય પામવાનુ નથી, મનુષ્યના ઇતિહાસમા ઘણો ખરો હીસાબ સૈકા અને શતક થી થાય છે, પરતુ મનુષ્યના ઓછા વખતના આયુષ્યના પ્રમાણમા શાશ્વત ગણાતા પૃથ્વી સૂર્ય અને ચદ્ર જેવા

*બાઇબલ પ્રમાણે " મનુષ્ય અને સર્વે પ્રાણીઓ સાથે ઉત્પન્ન થયા હશે " એ મત ૫૦-૬૦ વર્ષ પહેલા યુરોપમાં ઘણુ માન પામતો તે વખતે ધર્માંધ પાદરીઓ ફૉસીલો સેતાનના કારસ્થાન છે અને મનુષ્યની શ્રદ્ધા બગડતા હોવાથી તે સબધી કાઈ પણ વાત કરવાની ના પાડતા સદ્ભાગ્યે હિન્દુ ધર્મની ફીલસુફી અને ખાસ કરીને ઉપનિષદોમા ઉત્ક્રાન્તિવાદની તરફેણમા ઘણુ વાચવામા આવે છે ઈશ્વરના અવતારોમા પણ પહેલા ત્રણ મત્સ્ય, કૂર્મ, અને વરાહ એ પ્રાણીઓની ઉત્ક્રાન્તિના માર્ગ સૂચક છે અને બાકીના સાત અવતારો મનુષ્યની માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિની ચઢતીના પગથીઆનુ ભાન કરાવે છે એમ કહેવાય છે

મચુ ૨૧મ ૩ ૧-૮-૦૧એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

વિરાટ મહરૂપોની વિભૂતિઓ નાખો અને કરોડો વર્ષોમા ગણાય એ સ્વાભાવિક છે અને તેથી જ હિંદુ ઋષિઓ અને વિચારકોએ બ્રહ્માડના પ્રલયકાળને કરોડો વર્ષનો ગણ્યો હશે

પૃથ્વી ક્યારે ઘન (સંગીન) રૂપમા આવી હશે તે પ્રશ્નનો નિર્ણય કરવાને લોર્ડ કેલ્વીન અને બીજા મહાન પદાર્થશાસ્ત્રીઓએ જુદા જુદા પ્રયત્નો કર્યા છે તેમા બેકર નામના અમેરિકાન પ્રોફેસરની રીત ઉત્તમ લાગે છે પૃથ્વી એક સમયે પ્રવાહી અથવા અર્ધપ્રવાહી રૂપમા હતી તે વખતે તેનુ ઉષ્ણમાન (*Temperature*) કેટલુ હશે તે જાણવાને પ્રયોગો કરવામા આવ્યા છે, પૃથ્વીમા સૌથી વધારે જથ્થામા મળી આવતી શિલાઓને પ્રવાહી રૂપમા લાવવાને ઓછામા ઓછા ૧૩૦૦ $C$ જેટલા ઉષ્ણમાનની જરૂર પડે છે વળી પૃથ્વીનુ હાલનુ ઉષ્ણમાન કેટલુ છે તે જાણવાને જમીનમા ખાડા ખોદીને માપ લઇને શોધી કહાડવામા આવ્યુ છે કે ૭૭ ફુટ ઉંડા જવાથી ૧ $F$ જેટલો ફેર પડે છે આ ઉપરથી ગણત્રી કરવામા આવી છે કે પ્રાથમિક ૧૩૦૦ $C$ ના ઉષ્ણમાન ઉપરથી સપાટી ઉપરના હાલના ઉષ્ણમાન જેટલું થતા ઓછામા ઓછા ૬ કરોડ વર્ષ લાગે એટલે પૃથ્વીને ઘન રૂપમા આવ્યાને આ હિસાબે ૬ કરોડ વર્ષ થયા હશે

ખગોળશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર એ બન્નેએ ભેગા થઈને પૃથ્વીના કાળનો નિર્ણય કરવાને એક બીજો યુક્તિપૂર્વક રસ્તો શોધી કહાડ્યો છે પૃથ્વીની પોતાની ધરી ઉપર ફરવાની ગતિ ઓછી થતી જાય છે આ ગતિ પૂરી કરવાને દરેક સૈકાના અન્તે ૨૨ સેકંડ જેટલો વધારે કાળ લાગતો જાય છે એટલે કે દિવસ પણ તેટલો લાંબો થતો જાય છે દાખલા તરીકે ઈ સ ૧૯૧૬ નો કોઈ પણ દિવસ ઈ સ ૧૮૧૬ દિવસના કરતા ૨૨ સેકંડ લાંબો હોય છે આ ગતિ ધીમી પડવાનુ કારણ પૃથ્વીના પાણી અને વાતાવરણ ઉપર ભરતીઓટનુ ખેંચાણ કરનાર સૂર્ય અને ચન્દ્ર છે, બાઇસીકલ અથવા ગાડીના પૈડાની ઉપર જેમ ઝડપ ઓછી કરનાર બ્રેકની અસર થાય છે તેવી અસર આ પાણી અને હવાના આવરણની થાય છે પૃથ્વીની ગતિની વિરુદ્ધ દિશામા આ ભરતીની ગતિ હોવાથી પૃથ્વીની ગતિ નરમ પડે છે આ હિસાબે એક સમય એવો હશે કે જ્યારે પૃથ્વીની ગતિ હાલના કરતા વળી જ વધારે હશે હવે પૃથ્વીનો આકાર નારંગીના ઘાટનો છે એ બધા જાણે છે, પરતુ તે કાંઈ નારંગીના જેટલી બધી દબાઈ ગયેલી નથી એટલે કે ધ્રુવથી ધ્રુવ સુધીનુ અંતર તેના મધ્યના વ્યાસ (*Equator*) ના કરતા ફક્ત ૧૭ માઈલ જેટલું ન્હાનુ છે સાદી પણ અશુદ્ધ ભાષામા કહીએ તો તેની ઊંચાઈ, તેની પહોળાઈ જે ૮૦૦૦ માઈલ છે તેના કરતા ફક્ત ૧૭ માઈલ જેટલી જ ઓછી છે આ પ્રમાણે પૃથ્વીના રૂપમા સંપૂર્ણ ગોળાકાર કરતા જે ફેર થયો છે અને જરા દબાયેલા ગોળા જેવો આકાર થયો છે તે પૃથ્વી ઘન રૂપમા આવ્યા પહેલા જ થયો હશે, કારણ કે ત્યાર પછી આકાર બદલાવો મુશ્કેલ છે ૮૦૦૦ માઈલમા ૧૭ માઈલ જેટલો ભાગ દબાઈને ઓછો થયો તે વખતે પૃથ્વીની ગતિનુ જોર ત્રણ ટકા જેટલુ વધારે હશે એમ ગણત્રી કરવામાં આવી છે અને આ ગતિ કેટલા પ્રમા-

ઘુમા ઓછી થાય છે તે ઉપર પ્રમાણે તે જાણવાથી લા. કેલ્વીને સિદ્ધ કર્યું છે કે જે પૃથ્વીનુ ઘનીકરણ ૨૦ કરોડ વર્ષ કરતા વધારે સમય પહેલા નહીં થયુ હોય

પૃથ્વીની ઉત્પત્તિના કાળની વધારેમા વધારે ૯૮ નક્કી કરનાને સૂર્ય તરફથી પણ મદદ મળે છે સૂર્યના તેજ સિવાય પૃથ્વી ઉપર વનસ્પતિ અને પ્રાણીઓની જીંદગી અશક્ય થઈ પડે પૃથ્વીને સૂર્યના તાપનો લાભ ન મળે અને વ્યોમ( અવકાશ )મા પોતાની મેળે ઠંડી પડવા દેવામા આવે તો પૃથ્વીનુ ઉષ્ણામાન બગડ઼ે ઠરના પણ-૨૮૦ ડીગ્રી જેટલુ ઓછુ થઈ જાય અને પાણી બધુ બરફના રૂપમા જ રહેવાથી પ્રાણીજીવન અશક્ય થઈ પડે આમ હોવાથી સૂર્યનુ તેજ કેટલા સમયથી પૃથ્વી ઉપર પડતુ હશે ? 'સૂર્યનુ તેજ શી રીતે બનતુ હશે ?' એ પ્રશ્નો અગત્યના થઈ પડે છે સૂર્ય એ 'ધગધગતા અગ્નિનો ગોળો' છે એમ કહેવુ એ તદન ખરૂ નથી કારણ કે કોલસા જેવા પદાર્થનો આ અગ્નિ હોય તો થોડા હજાર વર્ષમા બળીને ખાખ થઈ જાય પરતુ સૂર્યનો આ તાપ અને શક્તિ કેટલાએક આકસ્મિક ફેરફારો અને કેટલાએક ન્હાના પદાર્થો (*Moteors*) સૂર્ય લેવાથી વધે છે પૃથ્વી ઉપર સૂર્યનુ કેટલુ તેજ પડે છે અને પૃથ્વીની ઉષ્મા જાળવી રાખવાને કેટલી મદદ મળે છે એનો હિસાબ ગણતા લૉર્ડ કેલ્વીન અને બીજા ભૌતિકશાસ્ત્રીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે સૂર્યનો પ્રકાશ પૃથ્વી ઉપર બથી ચાર કરોડ વર્ષથી પડતો હશે અને હવે ૪૦ થી ૫૦ લાખ વર્ષ પછી આ પ્રકાશ બધ પડશે, તે વખતે પૃથ્વી ઉપરની વનસ્પતિ અને પ્રાણીઓનો પણ નાશ થશે.

ઉપરની ત્રણ રીત પ્રમાણે ભૌતિકશાસ્ત્રીઓએ પૃથ્વીની ઉત્પત્તિકાળનો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યા છે, આ વિગતના હિસાબમા ભૂલ થવામા ઘણા અવકાશ રહેલા છે તે સબધી વિવેચન કરવાની જરૂર નથી પૃથ્વીની ઉમ્મર એથી દસ કરોડ વર્ષની હદમા મૂકવાથી પૃથ્વી વિષે જણાયેલી બીજી વિગતોનુ સ્પષ્ટીકરણ કરવાને પૂરતો કાળ મળે છે કે નહીં તે હવે તપાસીએ ભૂસ્તરશાસ્ત્ર અને ભૂવિદ્યાના અભ્યાસકોએ પોતાના શાસ્ત્રની દૃષ્ટિએ નિર્ણય કરવાના પ્રયત્નો કરેલા છે પૃથ્વી ઉપર બધાયેલા થરોને બાઝતા કેટલો કાળ થયો હશે ? સમુદ્ર ખારો કેમ હશે ? સમુદ્રની ખારાશ વધે છે કે કેમ ? સમુદ્રની ઉમર શોધી શકાય કે કેમ ? પૃથ્વી ઉપર પ્રાણીઓ કેટલા કાળથી જીવતા હશે ? પૃથ્વીપર હાલમા વસતા વનસ્પતિ અને પ્રાણીઓની ઉત્ક્રાન્તિ માટે કેટલા સમયની જરૂર હશે ?

પૃથ્વીના ઇતિહાસમા આપણે જોયુ છે કે તેણે અધપ્રવાહી અને અત્યન્ત ઉષ્ણ સ્થિતિમાથી ઠંડી પડીને હાલનો આકાર ધારણ કર્યો છે ઠંડી પડતા આપણા સાધારણ અનુભવ

* આ સિવાય પૃથ્વીમા રેડિયમનાથી, ખનિજોમા તે ધાતુમાથી અને તેના બીજા પદાર્થોનો અશ અને તેમનામા રહેલી ઉષ્મા વિગેરેનો વિચાર કરવાથી પૃથ્વીની ઉમરના સબધી નવાજાણવાજોગ વિગતો મળે છે પરતુ આ વિચારશ્રેણીનાં પરિણામ હજુ સુધી નિશ્ચયાત્મક નહીં હોવાથી તે સબધી વિવેચન અહીં કર્યું નથી એટલું કહેવુ બસ છે કે આ નવી રીતથી પૃથ્વી ઉપરની કેટલીએક ખનિજો કરોડો નહીં પણ અબજ વર્ષ જેટલી પ્રાચીન છે એમ ગણતરી કરવામા આવે છે

જયસિહના નાસકનો ઉલ્લેખ છે કૃષ્ણમિશ્રના "પ્રબોધ ચન્દ્રોદય" નાટક ઉપરથી હકીકત મળી આવી છે કે, ચેદી દેશના હૈય (કલચુરિ) વંશી રાજા કર્ણે, કલિજરના ચદેલ રાજ કીર્તિવર્માનુ રાજ્ય ખુચી લીધુ હતુ પરતુ, ત્હેના (કીર્તિવર્માના) બ્રાહ્મણ સેનાપતિ ગોપાળે કર્ણને હરાવીને ત્હેને ફરી રાજસિંહાસન ઉપર બેસાડયો હતો ગુણાઢ્યની "બૃહત્ કથા" (પૈશાચી ભાષામા) ના સસ્કૃત અનુવાદ "કથા સરિત સાગર"મા વરરુચિ, વ્યાડી, પાણિની, નદ, શકટાલ, ચાણાક્ય, શાતવાહન, વત્સરાજ ચડ મહાસેન વિક્રમાદિત્ય આદિની કથાઓ છે અને શિવસિંહ દેવના આશ્રિત વિદ્યાપતિ પડિતે રચિત "પુરૂષ પરીક્ષા" મા મિથિલાના કર્ણાટવશી રાજા નાન્યદેવના પુત્ર મહદેવ ગૌડના રાજા લક્ષ્મણસેન, ધારાનગરીના રાજા ભોજ, અને કાશીના રાજા જયચદ આદિના કઈક વૃત્તાત મળી આવે છે

આવી જાતના સાધનો ઉપરથી, ઐતિહાસિક ઘટનાઓનો સગ્રહ કરવાનો આધાર, ઇતિહાસલેખકની બહુશ્રુતતા ઉપર જ રહ્યો છે

**( ૧ ) પુસ્તકોનો પ્રારભ અને અત** –ઇ સ ની પાચમી શતાબ્દી પછીના ગ્રથકારોમાથી કોઈ કોઇએ ખાસ કરીને, પોતાના પુસ્તકના પ્રારભમા અથવા અન્તમા પોતાના અથવા પોતાના આશ્રયદાતા રાજાની કઈક કઈક હકીકત આપી છે કોઇએ પોતાનુ પુસ્તક રચ્યાને સવત તથા તે સમયે રાજ્ય કરનારા રાજાનુ નામ અને કોઇએ પોતાના આશ્રયદાતાના વશનુ ખાસ વર્ણન લખ્યુ છે આ પ્રમાણે પ્રાચીન કાળમા કેટલાક વિદ્વાન્ નકલ કરનારાઓએ કેટલાક પુસ્તકોની છેવટમા નકલ કરવાનો સવત અને તે સમયના રાજાઓના નામ પણ આપ્યા છે આવી જાતના સાધનોમાથી પણ ઇતિહાસના કામમા કેટલીક મદદ મળે છે જેમાના થોડા ઉદાહરણ નીચે પ્રમાણે છે

જલ્હણ પડિતે પોતાની "સુકિત મુક્તાવલિ" ના પ્રારભમા, પોતાના પૂર્વજોના વૃત્તાન્તમા, દેવગિરિ (દોલતાબાદ) ના કેટલાકએક યાદવ રાજાઓની હકીકત આપી છે પ્રસિદ્ધ હેમાદ્રિ પડિતે (જે દેવગિરિના યાદવ રાજા મહાદેવનો મત્રી હતો તેણે) પોતાના "ચતુર્વર્ગ ચિંતામણિ"ના વ્રતખડની છેવટની રાજપ્રશસ્તિમા પુરાણપ્રસિદ્ધ કેટલાક યદુવશી રાજાઓની નામાવલિ સિવાય, દક્ષિણમા યાદવોનુ રાજ્ય સ્થાપનાર રાજા દૃઢપ્રહારથી લઇને મહાદેવ સુધીની પુરે પૂરી વશાવલિ તથા કેટલાએક રાજાઓની કઈક કઈક હકીકત પણ આપી છે ગુજરાતના સોલકીઓના પુરોહિત સોમેશ્વરે, પોતાના રચેલા "સુરથોત્સવ" કાવ્યના ૧૫ મા સર્ગમા, પોતાના પૂર્વજોના વર્ણનપ્રસગે, ગુજરાતના સોલકીઓનો કઈક કઈક વૃત્તાત આપ્યો છે ધનપાલ પડિતે "તિલક મજરી" ના પ્રારભમા પરમારોની ઉત્પત્તિ તથા વૈરિસિંહથી ભોજ સુધીની વશાવલિ આપી છે બ્રહ્મગુપ્તે શક સ ૫૫૦ (વિ સ ૬૮૫, ઇ સ ૬૨૮) મા ભિન્નમાળમા (જે જોધપૂર રાજ્યમા છે) "બ્રહ્મસ્ફુટ સિદ્ધાત" રચ્યો હતો, તે સમયે, ત્યાનો રાજા ચાપ (ચાવડા) વશી વ્યાઘ્રમુખ હતો, એવુ તેના લેખ

ઉપરથી જોઈ શકાય છે ઇ સ ના સાતમા સૈકાના ઉત્તરાર્દ્ધમા, પ્રસિદ્ધ માઘ કવિએ ( જે ભિન્નમાળ નગરનો રહેવાસી હતો તેણે ) " શિશુપાલ વધ " મહાકાવ્ય રચ્યુ હતુ એમા, તે પોતાના દાદા સુપ્રભદેવને, ત્યાંના રાજા વર્મલાતનો સર્વાધિકારી બતાવે છે જિનેશ્વર શક સંવત ૭૦૫ ( વિ સ ૮૪૦ ઇ સ ૭૮૩ ) મા " જૈન હરિવંશ પુરાણ ' લખ્યુ તે વખતે ઉત્તરમા ઇન્દ્રાયુધ, દક્ષિણમા વલ્લભ પૂર્વમા વત્સરાજ અને પશ્ચિમમા વેરાહ ( જય વરાહ ) રાજ્ય કરતો હતો એવુ એ પુસ્તક ઉપરથી જાણી શકાય છે અમિતગતિએ વિ સ ૧૦૫૦ ( ઇ સ ૯૯૩ ) મા ' સુભાષિત રત્નસંદોહ નામનુ પુસ્તક રચ્યુ તે સમયે માળવાનો રાજા મુંજ પરમાર હતો વજ્જટના પુત્ર ઉવટે ઉજ્જનમા રહીને યજુર્વેદ ( મંત્ર ) ઉપર ભાષ્ય લખ્યુ તે વખતે ત્યાંનો રાજા ભોજ પરમાર હતો

—અપૂર્ણ

---

# ચિત્ર અને ચિત્રકાર

લેખક —રા. કનૈયાલાલ આત્મારામ પટેલ.

ચિત્ર શી વસ્તુ છે તે સમજવુ અને બીજાને તે સમજાવવુ એ ઘણુ જ કઠણ કામ છે આ વિદ્યાને યથાર્થ સમજાવનાર હિંદમા કોઈ ભાગ્યે જ થયો હશે, અને દુનિયામા પણ કોઈ ભાગ્યે જ થયો હોય એમ અમારુ કંઈક માનવુ છે ખરી હકીકત તો એ છે કે જે પોતે ચિત્રકાર છે તે જ પોતે ચિત્રવિદ્યાના રહસ્યને જાણી શકે છે માતાના સ્નેહનુ યથાર્થ વર્ણન તેનો અનુભવ કરનાર બાળક સિવાય અન્ય કોઈ કરી શકતુ નથી તેવી જ રીતે ચિત્રવિદ્યાનુ રહસ્ય પણ કહેવાથી કે સાંભળવાથી પ્રગટ થઈ શકતુ નથી અર્વાચીન કાળમા આ વિષયમા મોટી મોટી વાતો કરી શકાય છે, અને ખરેખર તેમ જ થાય છે, એમ આપણે સર્વ જોઈએ છીએ

જે આલેખનથી પ્રેક્ષકનુ મન રંજન પામે તેને સામાન્યત ચિત્ર કહે છે પ્રત્યેક ચિત્રમા મુખ્યત્વે કરીને ત્રણ ગુણ હોય છે —

( ૧ ) મનોરંજકતા ( ૨ ) આકર્ષણશક્તિ અને ( ૩ ) પ્રભાવોત્પાદકતા ( શોભા આપે તેવુ )

ચિત્રમા મનોરંજકતા લાવવા માટે કેટલીક બાબતો ઉપર લક્ષ આપવાની કેટલીક ખાસ આવશ્યકતા હોય છે ચિત્રકારે સૌથી પહેલા તો ચિત્રના ભાવને પોતાના હૃદયમા આણવો જોઈએ છીએ મતલબ કે કોઈ પણ ચિત્ર આલેખતા પહેલા ચિત્રકારે પોતાને જે ચિત્ર આલેખવાનુ હોય તેના ભાવને પોતાના હૃદયમા ખસુસ કરીને લાવવો જોઈએ પોતે જે ભાવ આલેખવા માંગે છે તે તેણે પોતાના હૃદયમા સંપૂર્ણ રીતે સૂક્ષ્મ કરી રાખવો જોઈએ

# જય ! માત ભારતિ !

લેખક—રા અરૂણ.

ભૈરવી.

જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી,
જય ! જય ભરત ભૂમિ !
જ્યા સૃષ્ટિસાન્દર્ય ભર્યું છે, ધર્મ, કર્મ જ્યા થાય
આદિ મહદ્ ઋષિએ ગજવી, ધુની વેદની જ્યાય
જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! ધર્મગામિની !
હસતી, હૂલાવતી,
જય ! જય ! ભરત ભૂમિ !
પ્રેમ-શૌર્ય અંકિત તનુજો જેના જગવિખ્યાત,
ઇતિહાસે જેના આલેખ્યા છે જીવન ગુણ અમાપ
જય ! દિવ્ય તે ભૂમિ !
અમ આશ પૂરતી,
હસતી, હૂલાવતી
જય ! જય ભરત ભૂમિ !
" મારો દેશ, ભૂમિ આ મારી" જાપ સદાયે જ્યાય
નીશ કોઈ સંતાન મુખેથી સ્વપ્ને નહિ ભૂલાય
જય ! દિવ્ય તે ભૂમિ !
જય ! માત ભારતિ !
આશા અમ પૂરતી,
જય ! જય ભરત ભૂમિ
જય ! માત ભારતિ !
જય ! પુણ્યશાલિની !
હસતી, હૂલાવતી,
જય ! જય ભરત ભૂમિ !

---

કારાએ "તે શકા નિરાધાર છે" એમ સ્પષ્ટ રીતે પ્રગટ કરવુ જોઇએ જ્યા સુધી એવુ અચૂક સ્પષ્ટીકરણ પ્રકટ થયુ નથી અને માત્ર લૉર્ડ પેન્ટલૅન્ડનુ શોચનીય ભાષણ અને અસ્પષ્ટ પરિશિષ્ટ જ માત્ર દેશ આગળ છે ત્યા સુધી તે સ્હામે જે પુકાર સમસ્ત દેશના ખૂણેખૂણામાથી ચારે પાસથી ઉઠી રહ્યો છે તે અમને સ્થાને અને ધર્મરૂપ લાગે છે લૉર્ડ પેન્ટલૅન્ડને એથી અપ્રિયતા થતી હોય તો તે માટે એઓશ્રીએ પોતાનો જ આભાર માનવાનો છે

બીજો વાંધો એ લેવા જેવો છે કે લૉર્ડ પેન્ટલૅન્ડનુ ભાષણ અસ્પષ્ટ અને અતિવ્યાપક છે એટલુ જ નહિ, પરન્તુ લોકનાયકોની કાયદેસર પ્રવૃત્તિઓને વિકૃત સ્વરૂપમા રજુ કરવાનો નિન્દ્ય પ્રયાસ છે,–પંડિત મદન મોહન માલવીયા કહે છે તેમ "તિરસ્કાર કરવા યોગ્ય અસત્ય છે" "બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દી સ્વરાજ્ય" એ કૉંગ્રેસનુ અને મૉસ્લેમ લીગનુ તથા હોમરૂલ લીગનુ સાધ્ય છે આ સાધ્ય ક્રમશ રાજ્યતન્ત્રમા સુધારા કરીને મેળવવાનુ છે એવુ સ્પષ્ટ શબ્દોમા આ સર્વે સસ્થાઓએ જણાવેલુ છે "લડાઈ બન્ધ થાય કે તરત જ હિન્દુસ્તાનને એકદમ સપૂર્ણ અને જવાબદાર સ્વરાજ્ય આપી દ્યો" એવી માગણી કોઈ જવાબદાર સસ્થાએ કરી નથી તો પછી પ્રજાના નાયકોની તેમ જ પ્રજાકીય સસ્થાઓની માગણીઓને વિકૃત સ્વરૂપમા આલેખી ત્હેમના ઉપર હુમલો કરવાનુ શુ કારણ? જો નામદાર લૉર્ડ પેન્ટલૅન્ડ એટલુ જ કહેવા માગતા હોય કે "બ્રિટિશ સામ્રાજ્યમા સ્વરાજ્ય ભોગવતા અગોની સમાન સ્થાન પ્રાપ્ત કરવા" નો હિન્દી પ્રજાનો ઉદ્દેશ એ વ્યાજબી અને કાયદેસર ઉદ્દેશ છે, અને તે ઉદ્દેશ ચાલુ રાજ્યપદ્ધતિની પદ્ધતિમા "ક્રમશ ઘટતા" સુધારાવધારાથી સિદ્ધ કરવો જોઇએ તો પછી આટલી બધી ધાંધળ અને ખળભળાટ કરી મૂકવાનુ શુ કારણ? પ્રજાકીય સસ્થાઓ પણ એ જ માગે છે પછી તો માત્ર એટલુ જ નક્કી કરવાનુ રહે છે કે "ક્રમશ" એટલે શુ? એ શબ્દનો અર્થ અધિકારીઓ કરે એ જ પ્રજાએ સ્વીકારવો એવુ કાઈ છે નહિ, પ્રજા પ્રજાને યોગ્ય લાગતો અર્થ કરવા હકદાર છે કૉંગ્રેસ, મૉસ્લેમ લીગ, હોમરૂલ લીગ વિગેરે દેશની જવાબદાર રાજકીય સસ્થાઓની માગણીઓ નિશ્ચિત રૂપમા પ્રકટ થયેલી છે સવાલ એટલો જ છે કે લડાઈ પછી સરકાર એમાથી કેટલુ આપવા માગે છે એ માગણીઓનો જે જવાબ આપવો હોય તે સરકાર ભલે આપે લૉર્ડ પેન્ટલૅન્ડના જેવા અઘટ હુમલાઓ માત્ર દેશમા અસતોષની મજબૂત લાગણી ફેલાવવા કરતા વધારે ભાગ્યે જ કરી શકશે

ત્રીજો વાંધો લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારે બ્હાર પાડેલા ખુલાસાના કેટલાક ભાગ સ્હામે છે એ ખુલાસો પૂરેપૂરો સ્પષ્ટ નથી, જો કે તેથી નામદાર સાહેબનો પત્રપ્રયોગ કાઈક ઓછો અસ્પષ્ટ બને છે લડાઈ પછી એકદમ સપૂર્ણ જવાબદાર સ્વરાજ્યની માગણી કરનારને "ધિક્કારી કાઢવા" મદ્રાસની સરકાર લોકોને આગ્રહ કરે છે અમ્હે ફરીએ ક્હિએ કે કોઈ જવાબદાર રાજકીય સસ્થાએ તેવી માગણી કરી નથી પરન્તુ ધારો કે કોઈ અધીર ભાવનાશાળીએ તેવી માગણી કરી હોય તો ત્હેમા "ધિક્કારી કાઢવા" જેવુ શુ ખરાબ છે? તેવુ કહેનારે શુ નીતિ સ્હામે પાપ કર્યું છે કે કાયદા સ્હામે અપરાધ કર્યો છે? એવા માણસને એટલુ જ કહેવા જેવુ છે કે

હોમરૂલ—હિન્દ સ્વરાજ્યના પુનિત ચરણે—



મિસીસ્ એની બિસેન્ટ.

## હોમરૂલ–હિન્દ સ્વરાજ્યના પુનિત ચરણે—



મિ જી. પી વાડીયા



મિ. જ્યોર્જ એરૂ ડેલ.

'ભાઈ, તમ્હારી ભાવના વ્યાજબી છે, પરન્તુ ત્હેની સિદ્ધિને માટે હજી વાર છે એવુ અમ્હારૂ માનવુ છે" ગેરકાયદેસર ન હોય તેવી માગણીઓને ધિક્કારી કાઢવાની સરકાર આશા કરે એ લોકોની પ્રામાણિક મન પ્રદર્શિત કરવાની સ્વાભાવિક માનુષી સ્વતંત્રતા ઉપર ન બચાવી શકાય એવો હુમલો છે. સરકારી અમલદારોએ સમજવુ જોઇએ કે ત્હેમના અનાવશ્યક ક્રોધો મહી ચાકવાની મનોદશામા હવે હિદુસ્તાનની પ્રજા નથી ખાલી શબ્દો અને ન્હોટોની મીઠાશ કરતા વધારે સગીન રીતે સરકારનો સમભાવ જણાય એવુ તે ઈચ્છે છે તો જ પ્રજા સંતોષ પામશે-સંતોષ પામવાની આશાઓથી નહિ

## ૨ મિસિસ બેસન્ટને નજરકેદનો હુકમ.

લૉર્ડ પેન્ટલેન્ડના દુર્ભાગી ભાષણ સ્હામે સમસ્ત દેશમા જેટલો સખ્ત પુકાર ઉઠ્યો છે ત્હેના કરતા ઘણો જ વધારે સખ્ત પુકાર મિસિસ બેસન્ટ, મિ એરન્ડેલ અને મિ વાડીઆ ને નજરકેદ કરવાના મદ્રાસની સરકારના હુકમ સ્હામે ઉઠ્યો છે કાયદેસર અક્ષોભ કરનારની સ્હામે આવુ પગલુ સરકારી અમલદારો લે તે સ્હામે પ્રજા કોઈ પણ સમયે પુકાર ઉઠાવત જ, પરન્તુ જે સમયે હિન્દુસ્તાન દેશ પોતાની સામ્રાજ્યભક્તિ માત્ર ખાલી શબ્દોથી જ નહિ પરન્તુ મહાન્ સ્વાર્થત્યાગોથી સાબિત કરી રહ્યો છે, જે સમયે હિન્દુસ્તાન દેશ સામ્રાજ્યના હિતની ખાતર તેમ જ પોતાની પ્રતિષ્ઠાની ખાતર સ્વરાજ્ય ભોગવનારા સસ્થાનોની સમાન સ્થાન સિદ્ધ કરવા પ્રયાસ કરી રહ્યો છે, અને જે સમયે હિંદુસ્તાન દેશ અરાજક અત્યાચારો સ્હામે પોતાની સખ્ત નાપસંદગી જણાવી રહ્યો છે તે સમયે દેશના વ્યાજબી હકોને માટે કાયદેસર સક્ષોભ કરનાર નાયકોની સ્વતંત્રતા ઉપર સરકાર મર્યાદા મૂકે એ હિન્દુસ્તાનની કૃતજ્ઞ પ્રજા કેમ શાન્તિથી સહી શકે ? ધર્મ, સમાજ અને શિક્ષણના પ્રદેશોમા પોતાના મહત્વવાન્ કાર્યથી મિસિસ બેસન્ટે હિન્દુસ્તાન ઉપર અનેક ઉપકારો કરેલા હતા, પરન્તુ ખરા અણિના પ્રસંગે હિન્દુસ્તાનની પ્રજાના રાજકીય ઉત્થાનને એ સાધ્વીએ જે આશ્ચર્યકારક વેગ આપ્યો છે તેથી ત્હેમણે હિન્દુસ્તાન ઉપર એવો તો અનહદ ઉપકાર કર્યો છે કે જે કૃતજ્ઞ હિન્દુસ્તાન કદાપિ ભૂલશે નહિ મિસિસ બેસન્ટની રાજકીય પ્રવૃત્તિ સરકારી અમલદારોને ગમે તેવી અગવડભરેલી લાગતી હોય, પરન્તુ તે કોઈ પણ રીતે રાજદ્રોહી કહી શકાય તેવી નથી એવો અમ્હારો મજબૂત અભિપ્રાય છે મિસિસ બેસન્ટ કાઈ પણ હોય તો તેઓ પ્રધાનપણે સામ્રાજ્યસેવક છે તેઓ હિન્દ માટે અમુક શબ્દોમા સ્વરાજ્ય માગે છે, પરન્તુ તે બ્રિટિશ સામ્રાજ્યમા જ રહીને—ત્હેની બ્હાર જઇને નહિ "બ્રિટિશ સામ્રાજ્યમા સ્વરાજ્ય ભોગવતાં સસ્થાનોની સમાન સ્થાન" પ્રાપ્ત કરવા તેઓ હિન્દને ઉપદેશે છે ટૂંકામાં, કૉંગ્રેસનુ તેમ જ મોસ્લેમ લીગનુ જે સાધ્ય છે તે જ હોમરૂલ લીગનુ સાધ્ય છે, અને મિસિસ બેસન્ટના રાજકીય પ્રવૃત્તિ તે સાધ્યની સિદ્ધિને માટે જ છે મિસિસ બેસન્ટે સ્વીકારેલુ સાધ્ય જ કાયદેસર છે એમ નથી ત્હેમણે સ્વીકારેલી પદ્ધતિ પણ કાયદેસર છે હા, એટલુ ખરૂ કે હિન્દુસ્તાન દેશે આગળ જાણ્યો નથી એવો સતત સક્ષોભ તે બાઇએ પોતાના અદ્વિતીય ઉત્સાહથી આરમ્ભ્યો છે પરન્તુ તે સક્ષોભ ગમે તેવો સતત ગમે તેવો વેગ

ભર્યો અને ગમે તેવો અગવડભર્યો હોય, છતા બેશક તે રાજદ્રોહી તો નથી જ મિસિસ બેસન્ટ જો સરકારી અમલદારોની આપખુદ સત્તાના કટ્ટા શત્રુ હોય તો અરાજક પ્રવૃત્તિઓના પણ તે ઓછા સખત વિરોધી નથી પોતાની સત્તાનો સરકારી અમલદારો જે દુરુપયોગ કરે છે હેની સ્હામે મિસિસ બેસન્ટ સખ્ત ટીકા કરતા હોય તો બદોબસ્ત, કાયદો અને શાન્તિનો ભંગ કરવા પ્રયાસ કરનારની સ્હામેની હેમની ટીકાઓ ઓછી સખ્ત નથી ટુંકામા, મિસિસ બેસન્ટ એ યોગ્ય સ્વતંત્રતાના આરૂઢ અનુરાગી છે અને યોગ્ય સ્વતંત્રતા આપવના હમેશા હોશિયાર રહે છે

આ સાદી હકિકત છે છતા મદ્રાસ સરકારને જો એમ જ લાગ્યુ હોય કે મિસિસ બેસન્ટની પ્રવૃત્તિઓ ગેરકાયદેસર અને રાજદ્રોહી છે તો પીનલ કોડ મોજુદ છે અને ન્યાય મદિરો ખુલ્લા છે હિન્દુસ્તાનના સરક્ષણના કાયદાનો આશ્રય લઇને સરકારે પોતાની સત્તાનો જે દુરુપયોગ કર્યો છે તે ખરેખર અસહ્ય છે હિન્દુસ્તાનના સરક્ષણનો કાયદો એ સરકારના શત્રુઓને મદદ કરનારની સ્હામે વાપરવા માટે છે, નહિ કે પ્રજાના હકો માટે કાયદેસર લડત ચલાવનાર લોકનાયકોની સ્હામે હિન્દુસ્તાનના સરક્ષણના કાયદાનો જે દુરુપયોગ અનેક દાખલાઓમા સરકારી અમલદારોએ કરેલો છે તે ઉપરથી અચૂક રીતે સિદ્ધ થાય છે કે સરકારી અમલદારોના હાથમા અનિયન્ત્રિત સત્તા સોપવાની સ્હામે લોકનાયકો જે ફરિયાદ કરે છે તે સર્વાંગે સ્થાને છે સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય એવો છે કે આ કાયદો તે હિન્દુસ્તાનના સરક્ષણને અર્થે છે કે આપખુદીના ?

મિસિસ બેસન્ટની પ્રવૃત્તિઓ કાયદેસર છે એમ જણાવવા હોમરૂલ લીગમા દેશના અનેક આબરુદાર, વિચારશીલ અને જવાબદાર લોકનાયકો તેમ જ અન્ય ગૃહસ્થો જોડાયે જાય છે, તે અત્યત અભિનન્દનીય છે લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારને તેમ જ હેમનુ અનુકરણ કરવા ઇચ્છનારને એ સબલમા સખત ઉત્તર છે મિસિસ બેસન્ટ વગેરેને માટે જે ફડ ખોલવામા આવ્યુ છે તેમ જ મિ. જમનાદાસ વગેરે ઉદાર દેશભક્તોએ હોમરૂલ લીગને જે બાદશાહી સખાવતો આપી છે તે સર્વથા અનુમોદનને પાત્ર છે ખરેખર, હિન્દુસ્તાનના લોકનાયકોએ આ પ્રસગે જે ઉચ્ચ પ્રકારનુ ચારિત્ર્ય બતાવ્યુ છે તે સર્વાંશે આશાજનક અને પ્રોત્સાહક છે

### ૩ સભાઓમા જવાનો વિદ્યાર્થીઓને નિષેધ

દેશના રાજકીય ચેતનને દાબી દેવાના જે અનેક પ્રયાસો થયા છે હેમાનો એક મદ્રાસની અને મુંબાઈની સરકારના એવા હુકમો છે કે વિદ્યાર્થીઓએ સભાઓમા ન જવુ આ હુકમ સ્હામે જે સખ્ત નાપસન્દગી બતાવવામા આવી છે એમા અમ્હે સમત છિએ પ્રથમ તો એ હુકમ માબાપોની સ્વતંત્રતા ઉપર હુમલા સમાન અમને લાગે છે સમસ્ત દેશમા જે ચેતન અત્યારે પ્રસર્યુ છે તે ચેતન પોતાના બાળકો પણ ઝીલે એવુ કયા માતપિતા નહિ ઇચ્છતા હોય? જે માતપિતા એવુ ન ઇચ્છતા હોય હોય તેઓ પોતાના બાળકોને સભાઓમા ન જવા દેવાને સ્વતંત્ર છે, પરન્તુ અત્યારે દેશમા એવા પણ માતપિતા પુષ્કળ હશે કે જેઓ એમ ઇચ્છે કે દેશમા વર્તતુ નવજીવન અમ્હારા બાળકો ઝીલે સરકારના આવા હુકમથી

શુ તેના માતપિતાની સ્વતંત્રતા મર્યાદિત થતી નથી? બીજી બાબત, શાળાઓમા ને કૉલેજોમા જે શિક્ષણ આપવામા આવે છે તે શુ એવુ નિર્બલ છે કે બ્હારના કેટલાક વક્તાઓના ભાષણોથી ત્હેની અસર નિર્મૂલ થઈ જાય? આવો હુકમ અમને તો દાનમા અપાતા શિક્ષણની શક્તિ વિષે અવિશ્વાસસૂચક લાગે છે ત્રીજી બાબત, અમ્હે એમ નથી કહેતા માગતા કે વિદ્યાર્થીઓને ઉશ્કેરી ત્હેમને અયોગ્ય અને હાનિકારક માર્ગમા લઇ જનાર ભાષણો નહિ અપાતા હોય, પરન્તુ થોડા તેવા ભાષણો અપાતા હોય તેટલા માટે સર્વ ભાષણો અને સભાઓથી દૂર રહેવાનો હુકમ કરવો એ શુ બરાબર છે? એમા અવિવેકી અતિ વ્યાપકતા નથી જણાતી? અમ્હે પણ એમ માનીએ છિએ કે વિદ્યાર્થીઓનુ મુખ્ય કર્તવ્ય પોતાનો વિદ્યાભ્યાસ છે અને તે જેટલી શાન્તિથી અને એકાગ્રતાથી થઈ શકે તેટલી સારી વિદ્યાર્થીઓએ રાજકીય સભાઓમા સક્રિય ભાગ ન લેવો જોઈએ એવુ અમ્હે પણ માનીએ છિએ, પરન્તુ તેટલા માટે રાજકીય વિષયો વિષે ત્હેમણે ભાષણો ન સાંભળવા અથવા રાજકીય સભાઓમા ન જવુ એ અમને વધારે પડતુ લાગે છે ઉલટા અમ્હે તો એમ માનીએ છિએ કે સાર્વજનિક પ્રશ્નોમા વિદ્યાર્થીઓએ રસ લેવો જોઈએ અને તે વિષે બને તેટલી માહિતી મેળવવી જોઇએ ખાસ કરીને જે સમયે દેશમા અસામાન્ય રાજકીય ચેતન પ્રસરી રહેવાની જરૂર છે તે સમયે વિદ્યાર્થીઓને તેથી તદ્દન દૂર રાખવાનો પ્રયાસ અમને તો આત્મઘાતક અને નિરર્થક લાગે છે

## ૮. હિન્દી પ્રધાનની કાઉન્સિલમા નવી નીમણુકો

હિન્દી પ્રધાનની કાઉન્સિલ માટે જે બે નવી નીમણુકો થઈ છે તેથી હિન્દુસ્તાનમાં એકંદરે સંતોષની લાગણી થશે એવી અમ્હે આશા રાખીએ છિએ બાબુ ભૂપેન્દ્રનાથ બસુની નીમણુકથી કેળવાયલા હિન્દીઓની માગણીઓનો સરકારે સત્કાર કર્યો છે એમ અમ્હે માનીએ છિએ ખરુ છે કે બાબુ ભૂપેન્દ્રનાથ બસુ એ નવીન ચેતનના નેતા નથી,—કદાચિત્ને એના અનુયાયી છે છતા એ પણ ખરુ છે કે બાબુ ભૂપેન્દ્રનાથ એ આગળ પડતા કૉંગ્રેસવાળા છે અને વિચારોમા તથા વાણીમા સ્વતન્ત્ર છે તેઓ દૃઢ, અનુભવી અને મર્યાદશીલ રાજપુરૂષ છે પોતાને સત્ય લાગતી બાબતો તેઓ દૃઢતાથી અને હિમ્મતથી રજૂ કરી શકે એવા છે સામ્રાજ્યમા હિન્દને યોગ્ય સ્થાન આપવાની અને હિન્દને સ્વરાજ્ય આપવાની જે પ્રસંગે વાતો થાય છે તે પ્રસંગે બાબુ ભૂપેન્દ્રનાથ જેવાની સલાહ સરકારને તેમ જ પ્રજાને બન્નેને લાભદાયક નીવડશે એમા અમને સંદેહ નથી જેઓએ પોતાનુ જીવન સ્વતન્ત્ર રાજકીય વાતાવરણમા વ્યતીત કર્યું છે તેવા હિન્દી રાજકીય નેતાની હિન્દી પ્રધાનની કાઉન્સિલમાં આ પ્રથમ જ નીમણુક છે અમ્હે બાબુ ભૂપેન્દ્રનાથને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ અને ઇચ્છીએ છિએ કે સામ્રાજ્યહિતની સાથે સંગત હોય તેવા હિન્દના હકો માટે નીડર લડત ચલાવી હિન્દને ન્યાય અપાવવામા તેઓ સાધનભૂત થશે

સર પ્રભાશંકર પટ્ટણીની નીમણુકથી બાબુ ભૂપેન્દ્રનાથ બસુની નીમણુક જેટલો સંતોષ ન થાય એ સ્વાભાવિક છે હિન્દુસ્તાનને માટે રાજકીય હકો પ્રાપ્ત કરવા જે દેશભક્તોએ પોતાનુ

જીવન માતૃભૂમિને ચરણે તપણ કર્યું છે તેના લોકનાયકોમા તેઓ એક નથી, તેમ જ સામાન્ય પ્રેમને પોષે તે કરતા તોળે તેવા વાતાવરણમા તેઓ વિરોધ ઉછરેના છે પરન્તુ એટલું યાદ રાખવા જેવું છે કે સર પ્રભાશંકર પાછી એક બાજુથી નરકારી અમલદારોના તેમ બીજી બાજુથી કળવાયના હિન્દીઓના નિકટ સમ્બન્ધમા આવવા પ્રયાસ કરે છે, અને તે બન્નેની બાજુઓ બરાબર સાભળી બન્ને વચ્ચે સારી સમજ અને એખલાસ વધારવા પ્રામાણિક પ્રયત્ન કરનાર સમાધાનની રાજપુરૂષ છે જે સમયે અગ્રેજ અધિકારીઓ અને હિન્દી લોકનાયકો ઘણું ગાઢ સબન્ધમા આવતા નથી તે સમયે બન્ને વર્ગોની વચ્ચે સુવર્ણની સાંકળ જેવા રાજપુરૂષોની જરૂર છે અને એ કામને માટે સર પ્રભાશંકર ઘણા જ યોગ્ય છે એક બીજી દૃષ્ટિથી પણ સર પ્રભાશંકરની નીમણૂક જેવા જેવી છે દેશી રાજ્યોનો પ્રશ્ન એ પણ હિન્દુસ્તાનનો એક અગત્યનો પ્રશ્ન છે, અને તે પ્રશ્ન વિષે જ્ઞાન અને અનુભવ ધરાવનાર કોઈ રાજપુરુષ હિન્દી પ્રધાનની કાઉન્સિલમા હોય એ જરૂરનું છે સર પ્રભાશંકર એ દિશામા પણ સારૂ કાર્ય કરી શકે એવો સભવ છે અમે એઓશ્રીને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છીએ અને ગુજરાતના તથા હિન્દના ગૌરવને વધારે એવી ઉત્તમ રીતે પોતાની સમાધાનનીતિનો તેઓ ઉપયોગ કરે એમ ઇચ્છીએ છીએ

---

# ખવાસણ.

લેખક—રા૦ રા૦ રણછોડલાલ નાનાભાઈ મેહતા, બી એ

**" સ્વરાજ્ય માટે જ્યારે હાકલ વાગી રહી છે, ખેડુતોની સ્થિતિ સુધારના પ્રયત્નો ચાલી રહ્યા છે, સ્ત્રીકેળવણી વધારના ચળવળ ચાલી રહી છે, ગુજરાતનું ગૌરવ વધારવાનો ઘોષ ગાજી રહ્યો છે ત્યારે એક ખવાસણની મુઝવણો સાભળવા કોઇને ફુરસદ હશે ખરી ? "**

"નાતોના ત્રિમાસિક નીકળે છે તેવું અમારું ચાકરનફરોનું ચોપાનીઉં નીકળતું હોત તો અમારી મુઝવણો તેમા પ્રગટ કરત અમારી સ્થિતિનું કવન કરના કોઈ કવિ તૈયાર હોત, નાટકમા અમારો વૃત્તાંત વસ્તુ તરિકે ગૂથવા નાટક કંપનીનો કોઈ 'કવિ' તૈયાર હોત, અમારી 'ત્યાગમાળા' ની છબી પાડનાર કોઈ ભેદનાર હોત, અમને સુખી કરવા કોઈ સિન્ડે કે જેવી હોત, અમારા દુઃખ નિવારણ કરવા સી આઈ ડી ની ખાસ પલટણ હોત, બાળકોના કે જાનવરોના રક્ષણ માટે જેવી મંડળીઓ છે તેવી અમારે માટે મંડળીઓ હોત, અમારી તરફદારી કરનાર કોઈ લાભશંકર લક્ષ્મીશંકર હોત, અમારા ઉદ્ધાર માટે મુક્તિફોજ પ્રયત્ન કરતી હોત, અમારો ખાસ પ્રતિનિધિ ધારાસભામા વિરાજતો હોત તો મારે જાતે મારી આપદાઓ પ્રકટ કરવી ન પડત"

---

"જન્મથી જ ( ડમનસિબ છુ આમાએ એવી જ નીવડી છુ પેને ભન કેના કેના ઘોર પાનક કર્યા હશે તે આ ભન આના દુખમા કરાક છુ કોઈ શાસ્ત્રી, કોઈ પુરાણી, કોઈ સાધુ એ પાપો બનાવશો ? ફરીથી એના પાપ ન થાય તેની જાગ્ગ તો ગખી શકુ મારે આનો ને આવો ભન હવે નથી જોઈતો ઓ મારા પ્રભુ ! સાભળીશ માગ દિવાની ચીસ !"

"પણ વાચનારા અધીરા થયા હશે મારી નાત જ ચનાવુ મને તો અગ્રેજી નથી આવડતુ પણ ચિત્રો જોનાથી થોડી વાગી હકીકત જાણુ છુ એક સાહેબે પોતાના દેશી નોકરો વિષે પુસ્તક લખ્યુ છે, તેમા તેમની હાલત ...રી છે હોય ભાઈ, નીચી ઓરડી સૌ જુવે પેના સિક્ક ને માણુસની વાત નોકરો ખગામ અને ગેર સારા ગુજરાતી ભાષામા કોઈ નોકરો તરફથી તમિાત નહીં કરે ? મારાથી ...હેવાય તેવી મારી જ વાત કરવા દ્યો તેની જ અસર થાય તો સોનાથી પીળુ શુ ?"

"અમને ખવાસોને તો ઓળખતા હશો રાજાના અમે વગર ખરીદાયના ગુલામો રાજકુવરીની સાથે અમે પણ દાયજામા જનારા અમારે ન મળે વતન અશ્વત્થામાની પેઠે શાપિત હોઇએ તેમ અમે ભટકનારા છીએ ન મળે અમારે કુટુમ્બના પવિત્ર સબધો ન મળે અમારામા લોહીની શુદ્ધિ ગજાઓ અમને પરણાવે છતા પોતાની રખાતતો પણ બનાવે અમારે હુગ છે। ડરવાની સદર પરવાનગી અમારામા બધી નજોનો સમાસ થાય મુસલમાન પણ અમારામા રાજાના હુકમથી ...ખન થાય રાજાઓ અમા । કુટુમ્બો છિન્નભિન્ન કરે તેમ રાણીઓ પણ કરે અમારા દિકરાઓ રાજા પણ થઈ શકે"

"આવા લોકોમા મારો જન્મ થયો હતો પરતુ સુખ અમારે નસિબે ઓછુ હોય છે ખવાસણો અનેક ઘર કરે એટલે બાપનુ હેત અમે જાણતા નથી માની છાયામા અમારો ઉછેર પેટ માટે મા જ્યા ચાકરી કરતી હોય ત્યા અમારે પણ જવાનુ પેગીઓ આપે તેમા થાય તેવુ કામ કરવાનુ અને માના શેઠના છોકરાઓ સાથે તેઓ રમાડે ત્યા લગી રમવાનુ મા પરવારે નહીં ત્યા લગી ઘેર જવાય નહીં ઊંઘ આવે તો ગમે ત્યા સૂવાનુ પછી ટાઢ હોય, વરસાદ હોય કે રોગચાળો હોય ભૂખ લાગે તોએ મ્હો વિકાસી રહેવાનુ અને પેટ પપાળવાનુ ભૂખ ન હોય ત્યારે અકરાતીઆની પેઠે ખાવાનુ નહાવા ધોવાનુ તો માને ફુરસદ મળે ત્યારે. માદી પડુ તો કુદરતની દયાથી સારા થવાનુ શેઠના છોકરાના જેવા લુગડા પેગ વાના કે તેમના રમકડાથી રમવાના કે તેઓ ખાતા હોય તે ખાવાનુ ખાવાના કોડ મનમા જ રાખવાના આથી હશે ગુલામગિરિ બીજે કયા ?"

"મહોટી થવા લાગી હતી હુ દેખાવડી ગમે ત્યારે મળે છતા નેહને ત્યાંનુ ભોજન! અમારા ગરીબોના ખાસ રોટલાથી તો ચડીઆતુ શેને ત્યા બગલામા રહેવાનુ સૂવા ફાટી ગોદડી કે ઓટલાપરનો ખૂણો હોય તોએ ખુલ્લી હવામા રહેવાનુ એટલે રૂપ ખીલે અને બધાની આખને વળગેએ ખરૂ"

"પ્રભુ ! તારા વિશ્વમા અમારા જેવી કોઇની આબરૂ નહીં હશે અમારામા કોઇથી સતી થવાય નહીં એવો શુ મનુમહારાજે કાયદો કર્યો છે ? અમારી ઈચ્છા સતી રહેવાની હોય

છતા દુનીઆ અમને તેની ન રહેવા દે એ પણ અમારી ગુલામગિરિ માટે વાસ્તે ઘણુ ઘણા મનસુબા કરતા ગેડ ઘડે તે જૂદા શેઠાણી ઘડે તે જૂદા, શેઠના દિકરા કે ભાણેજ–શેઠાણીના ભાઈ ઘડે તે જૂદા અમારે ત્યા આવતા મહેમાનો ઘડે તે જૂદા અને અમારો નોકરવર્ગ ઘડે તે જુદા અરણુ એ રૂપ, બળી એ ખીલતી જુવાની, બળી એ શેઠની નોકરી શેરીમા ઉછરતી પેલી આહાણી ટપુડી કેવી ભાગ્યશાળી છે! છે એને આવા મતાપ? એનુ વેશવાળ થઈ ગયુ છે અને વર્ષ બે વર્ષમા પરણી સાસરે જશે પણ મારે કયા સાસરે જવાનુ હતુ? જે નહીતર કરવામા માએ આવરદા ગુમાવ્યુ તેમા જ દીકરીને પડવાનુ હતુ પરણીને પારકે પરદેશ ચાલી ન જાઉ માટે એક પટાવાળા સાથે મને પરણાવવાનુ નક્કી થયુ હતુ એવામા અમારી નાતના એક બારિસ્ટરની બાયડી મરી ગઈ તેને જોઈતી'તી રૂપાળી બાયડી મારૂ માગુ આવ્યુ ત્રણસે ચારસે રૂપીઆ માગી માને આપવા તે તૈયાર થયો હુ હરખાઈ, મારી મા હરખાઈ પણ શેઠાણીએ વગીને ના પાડી અને તેનુ બીજે ચોકઠુ બેસાડી આપ્યુ બીડેલુ નસિબ તે કયાથી ખુલે? દુઃ કર્મે દુઃ રહેવા જ સરજેલુ ગયે જન્મ બીજાને હાર્યો હોય તો જ આ ભવમા હરીએને?"

"જેની સાથે બેસા બનાવાના હતા તેની સાથે ફેરા ફરી તેનુ વર માઠવા શેઠાણીએ સુગમતા કરી આપી પણ ત્યાએ કયા સુખ હતુ? ઘણી નાકરીઓ હતો કમાતો તે બધુ પીઠામા ઉરાડતો મહિનો પુરો ન થાય તે પ્હેલા તો તેનો ટકો પગાર ખરચાઈ જતો ખાવાને દિવસોના દિવસ સાંસા પડતા શ્રીમતને ત્યા ઉછરેલી એટલે મને પણ પથરો તાણવાનુ આળસ બીડી વાળતા કે ચોપડીના ફરમા વાળતા કે ટોપી ભરતા આવડતુ ન્હોતુ ઘરવતીતરામાથી માણમાણ છૂટી હતી એટલે પાછુ તે કરી સાદનાકાપડા માટે બે ત્રણ રૂપીઆ કમાવાની પણ દાનત ન્હોતી સાથે સાથે રૂપની પણ ચિંતા હતી કોઈ અમલદારની નજરે તે પડ્યુ તો પછી જોઈ લ્યો મ્હારી કમબખ્તી"

"સુખેદુઃખે બે ત્રણ વર્ષ કહાવ્યા મારો ભરથાર મારી માને ગમ્યો નહીં તેણે છુટાછેડા કરાવ્યા પછી મારૂ ઠેકાણુ જોઈ મો તેના ઘરમાં બેસાડી પૂર્વ ભવમા કાઈ સુકૃત કરેલા, બ્રાહ્મણ જમાડેલા, મંદિરે દીવો ડોખવો કરેલો, વ્રતઉપવાસ કરેલા તે ત્રણ ચાર વર્ષ સુખમા, નિરાતમા ગયા પણ પાછુ ભાગ્યનુ ચક્ર ફર્યું ભાયડો કોઈના ફંદમા ફસાયો બધી કમાણી ત્યા ખરચવા લાગ્યો મારે નકોરડા અપવાસ કરવા પડ્યા હુ મરવા જેવી થઈ ગઈ મરી હોત તો સારૂ પણ હજૂ શુ શુ વેઠવાનુ હશે કર્યાં કર્મ ભોગ્યા વિના છે કાઈ આરો?"

"આ દુઃખદ સ્થિતિમા હતી તેવામા મારી માના શેઠાણી અચાનક માટે ગામ આવી ગયા મારી ખબર કહાડી તો મારી ભૂખમરાની દશા જોઈ રહેમ લાવી મને પોતાને ત્યા રાખી મારો દેહ બધો ગળી ગયો શેખચલ્લીશાઈ સમ્કલ્પો ઉડી ગયા મારી માની માફક હુ પણ જેને વડીનરૂ ગણતી હતી તે, કામમજ કરવા લાગી દુનીઆ પોતાની જુવાનીનો લાવો માણે ત્યારે આ દુહાગણ ખવાસણ પારકાના વઠીતરામા પોતાનુ શરીર રોકતી હતી પાજરામા પૂરાએલા

નહીં અમે નીતિભ્રષ્ટ, જાણે કે અમારા શેઠ સ્વર્ગના દેવો ન હોય ! મારી આગળ બધાના લક્ષણ અપલક્ષણ ચોખ્ખા જણાતાં જગત્ આગળ ગમે તેટલુ છુપાવે, પણ મારી પાસે કાંઈ છાનુ રહેતુ નહોતુ જગતને ગમે તેમ છેતરે પણ મને છેતરાય એમ નહોતુ હરે પ્રભ ! સૌનુ કર્યું સૌ ભોગવશે "

"શેઠોની જાસુસીથી વધારે જાસુસી તો અમારા નોકરોની મને વધારે સાલતી અમારા શેઠાણી હતા કાનના કાચા નોકરમાત્રને એમના માનીતા થવાનો અભરખો હતો એક બીજાનુ કાપ્યાવિના માનીતા ન થવાય એ એમનો સિદ્ધાંત હતો એથી કેટલુ જુલમ ચાલતુ કેટલી ખટપટો ચાલતી કેટલાના સુખ નાશ પામતા પણ સ્વાર્થના કીડાઓને છે દરકાર કશાની ? જો શેઠાણી પાસે કામકાજ કરતા હુ એટલી પડી ગઈ તો તરત જ બીજી વકારણ ત્યા ગમે તે બ્હાને આવવાની ઝખેને, શેઠાણીના મન ભભેરી તેનો પાટો"

"શેઠાણીના માનીતા થવામા જાણે સ્વર્ગનુ રાજ્ય મળી જવાનુ હોયને ? શેઠાણી બહુ જ કુરબાન થાય ત્યારે એક બે કપડા સીવડાવી આપે અથવા પોતાના એક બે સાડીના ઘાઘરા પ્હેરવા આપે બહુ થાય તો ગોળીઆ કરાવી આપે પણ સૂવાની, બેસવાની નહાવાની અને હિંદી મહારાજાની તજવીજ થોડી જ કરી આપવાના હતા ? દાળ, સડેલુ, હલકુ ખાવાનુ તો કોઈ દિવસ થોડુ જ ઓછુ કરવાના હતા ? લીલો કે સૂકો મેવો સડી જાય, મીઠાઈ ગંધાઈ જાય, ફરસાન ફુગાઈ જાય ત્યારે અમને ખાવા અપાય, જાણે પરમેશ્વરે અમારા અને એમના શરીર જૂદા ઘડ્યા હોય ! એ માંદા પડે અને અમે ન પડીએ ! માંદા પડીએ ત્યારે ચાકરી પાછી કોણ દઈને કરે ખરાને ? ઘોડો માંદો પડ્યો હોય ત્યારે તેની જેટલી સારવાર અને કાળજી રખાય તેટલી અમારા નોકરોની કોણ રાખે છે ? એક નોકર જશે તો બીજો આવશે પણ એક ઘોડો મરશે તો રૂપીઆ હજારનુ નુકસાન થવાનુ આના કરતા તો ગુલામગિરિ સારી ગુલામની કિમ્મત આવી હોય એટલે પોતાના પૈસાની ચિંતા તો હોય અને માંદા પડીએ તે પણ મ્હોટો ફોજદારી ગુન્હો કર્યો હોય એમ લેખાય શરૂઆતમા ઢોંગ કર્યો છે એમ જ ગણાય અમારા અવગુણો હરેક રીતે ગવાય આખો દિવસ મહેનત કરીએ એટલે શરીર પોષણ માગે સ્વાભાવિક રીતે વધારે ખાઈએ એટલે મનાઈ વખતે અમારો ખોરાક વગોવાય કામકાજની આપદા પડે તો ચાપીને દવા થાય જરા હરતાફરતા થયા કે તરત જ કામપર ચડવુ જોઈએ આરામ, આસાએશને માટે અમે સરજાયેલા નથી શરીર કહ્યુ ન કરતુ હોય, હાથે દોરડી લઈ કામ કરવુ પડતુ હોય તો રજા માગીએ પાછો થાય કચવાટ પ્રસન્ન મને રજા કોણ આપે છે ? હે અંગ્રેજ સરકાર ! તમે સૌને રવિવારની રજા આપો છો, ઉનાળામા બબ્બે મહિનાની રજા આપો છો, બીજા વાર તહેવારે રજા આપોછો, બજારમા પણ અમાસની પાખી પળાય છે મીલોમા પણ રજા હોય છે પટાવાળાને પણ વારાફરથી પ્હેરો ભરવાનુ હોય છે શેઠ કામ કરવા ત્રણ ચાર કલાક લાગવાગટ બેસે હોય ત્યા તો શેઠાણી દોડાદોડ કરી મૂકે અને તબીઅત બગડશે તબીયત બગડશે કરી ધમાલ મચાવી મૂકે પણ અમને રજા નહીં દિવસમા

આરામ નહીં પણ શરીરના સ્વાસ્થ્ય માટે પણ રજા નહીં કારખાનાઓમા કામ કરતા મજુરો માટે સરકાર કાંઈ ધડે છે પણ અમારા માટે કયારે થશે ?"

"ન છૂટકે રજા મળી તો રજાપર રહીએ તેટના દિવસનો પગાર કપાય ચાકરીમા અમારા શરીર, મન અને આત્મા ઘસી નાખીએ છતા જુઓ ન નો લક્ષાધિપતિઓ પોતાના મોઝ શોખમા હજારો રૂપીઆ ઉડાવે પણ અમારા ગરીબની કાળજી આનરડી નહીં હારે જ્યા અમારા શરીર માટે આવી દરકાર તો પછી અમારા મનનો વિકાસ કરવા કે આત્મા ખીલવવા તો કોની જ દરકાર હોય પારસમણિના સમાગમમા આવવાથી લોહ સુવર્ણ થાય છે પ્રભુની ભક્તિ કરવાથી ગમે તેવો પાપી પામર સ્વર્ગે સંચરે છે પણ શેઠીઆઓની નોકરી કરવાથી અમારો ભવ સુધરતો નથી બગડે નહીં અમારા પૂર્વ ભવના સુકૃત્ય હોય તો"

"કામની તાલિમ કોઈ આપે નહીં છતા સઘળી જાતની આવડતની અપેક્ષા રખાય વિના યતનના નોકરોની પ્રશસા અવારનવાર કરવામા આવે અને અમારા કામમાથી પોરા કઢાય વિલાયત જઈ આવેલા પાસેથી ત્યાના નોકરોચાકરોની વાતો સાભળી હુ તો દંગ જ ગઈ થઈ છુ જેવી તેમની આવડત, હુશીઆરી, ખબરદારી અને નિયમિતતા તેવી જ તેમની સ્વતત્રતા તેટલી જ તેમને માટે સુખ, આસાએશ, મોઝની સગવડ અને અનુકૂળતા વખતસર કામ કરવુ અને પછી કોઈના તાબેદાર નહીં સેવા કરવામા જેટલી ત્યાની ચાકરડીઓ નિપુણ તેટલી જ પોતાના હક જાળવવામા પાવરધી અને ખબરદાર તેમને ધર્મપરાયણ કરવા ખ્રિસ્તી ધર્માનુયાયીઓ તરફથી જૂદી જૂદી રીતે કરાતી તજવીજો ક્યા અને ક્યા મંદિરે જવાના કે કથા સાભળવા જવાના આદિના પ્રતિબંધ ? પ્રતિબંધ, અલબત ચોખ્ખા પ્રતિબંધ નહીં પણ કામમાથી પરવારો મળે ત્યારે જ દેહનુ સાર્થક કરાય ને ? વ્રત અપવાસ પણ ન થાય શરીર એથી અશક્ત થાય તો વહીનરૂ પછી શી રીતે કરાય ? દાન પણ ક્યાથી કરવુ ? અમારા પગાર પાધરા બહુ મ્હોટા કે તેમાથી અમે વળી પુણ્ય વ્હોરી શકીએ રોજ ચહા પીવામા કે તાર કરવામા જેટલા રૂપીઆ શેઠીઆઓ વાપરે છે એથી પણ ઓછુ અમારૂ માસિક વેતન દયા કોના પરત્વે બતાવીએ ? અમે પોતે જ જ્યા દયાને પાત્ર છીએ ત્યા ?"

'પ્રભુ ! અમે નોકરો એટલે મનુષ્ય નહીં ? અમને આત્મા નથી ? અમને મોક્ષ માટે વાંછના ન હોવી જોઈએ ? અમને જગતનો લ્હાવો માણવા હોસ ન હોવી જોઈએ ? અમારે શુ પશુ જેવો જન્મારો કહાડવાનો ? અમને શા માટે વૈભવમા મૂકી તેના સુખથી વંચિત રાખતો હઈશ ?"

---

ચાલુ વર્ષનું લવાજમ

બાકી હોય

ત્હેમણે તાકીદથી મોકલી આપવું.

# ડૉ. દાદાભાઈ નવરોજી.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ એલએલ બી

ઈ સ ૧૯૧૭ના જૂન માસની ૩૦ મી તારીખનો અશુભ સાયંકાલ ભારતવર્ષના ઇતિહાસમાં શ્યામ અક્ષરે અમર રહેશે તે સાયંકાલે પંચાશીતાને સુમારે અર્વાચીન ભારતની પરમપૂજ્ય વ્યક્તિ ઐહિક જીવનની રંગભૂમિ ઉપર પોતાનો પાઠ ભજવી, કૃતકૃત્ય થઈ સદાને માટે નિવૃત્ત થઈ, અને એક પરમ પવિત્ર અને લોકકલ્યાણકારી જીવન પર્યવસાન પામ્યું એ જીવનની પ્રેરણાએ મૃતપ્રાય હિન્દને જગાડ્યું છે અને એ જ જીવનની પ્રેરણા હિન્દને જાગૃત રાખશે પોતાનું સર્વસ્વ હિન્દમાતાને ચરણે સમર્પણ કરનાર જીવનનું દૃષ્ટાન્ત કૃતજ્ઞ હિન્દ કદાપિ નહિ વિસરે,—દાદાભાઈ—હિન્દના રાજકીય ઉદ્ધારના આદ્યદ્રષ્ટા—ના જીવનનું ચેતન હિન્દમાં અમર રહેશે

હિન્દ એ દીન અને પરાધીન દેશ છે, અને છતાં સદ્ભાગ્યે, અર્વાચીન હિન્દનો ઇતિહાસ પરમ ગૌરવજનક ગૌરવયુક્ત નામોથી અલંકૃત થયો નથી એ નામોમાં જો કોઈ પણ નામ પૂજ્યતામાં પ્રથમ હોય તો તે દાદાભાઈનું છે એ પૂજ્યતામાં પ્રથમ પદની પ્રાપ્તિનું પરમ રહસ્ય શું ? એ પ્રથમ પદની પ્રાપ્તિના બીજાં અનેક કારણો હશે પરન્તુ અમને તો એ રહસ્ય મુખ્યત્વે દાદાભાઈના જીવનની આધ્યાત્મિકતામાં જણાય છે શ્રીયુત ગોપાલ કૃષ્ણ ગોખલેએ મુંબાઈના નાગરિકોની ટાઉનહૉલમાં મળેલી એક ગંભીર સભા સમક્ષ આફ્રિકામાં આપણા દેશજનોની સ્થિતિના સંબન્ધમાં બોલતાં જણાવ્યું હતું કે ત્હેમના જીવન ઉપર સ્થાયી અસર કરનાર ત્રણ આધ્યાત્મિક વ્યક્તિઓ છે—દાદાભાઈ નવરોજી, મહાદેવ ગોવિન્દ રાનડે અને મોહનદાસ કરમચંદ ગાંધી મનુષ્યોના હૃદયો ઉપર જે સામ્રાજ્ય આધ્યાત્મિક લોકનેતાઓ ભોગવવા સમર્થ થાય છે તે ઈતર પ્રકારના નેતાઓના ભાગ્યમાં કદાપિ હોતું નથી સંક્ષેપમાં, દાદાભાઈની આધ્યાત્મિકતા એ એમની પૂજ્યતાનું પરમ રહસ્ય

દાદાભાઈની આધ્યાત્મિકતા સમજવી એટલે એમનું જીવન સમજવું એક વ્યક્તિ તરીકે દાદાભાઈનું જીવન નિષ્કલંક પવિત્રતા અને સર્વગ્રાહી પ્રેમમયતાથી યુક્ત કેમ ? કારણ ત્હેમની આધ્યાત્મિકતા એક દેશજન તરીકે દાદાભાઈનું જીવન, આદર્શરૂપ, આત્મભોગ અને નિર્ભય સક્ષોભથી યુક્ત કેમ ? કારણ ત્હેમની આધ્યાત્મિકતા એક સામ્રાજ્યજન તરીકે દાદાભાઈનું જીવન ઉદાર હૃદય અને વિશાલ દૃષ્ટિથી યુક્ત કેમ ? કારણ ત્હેમની આધ્યાત્મિકતા સંક્ષેપમાં, દાદાભાઈનું જીવન એ ત્હેમની આધ્યાત્મિકતાના અનેક આવિર્ભાવોનો સમુદાય માત્ર છે

દાદાભાઈએ અનેક દિશાઓમાં કાર્ય કરી હિન્દમૈયાની સેવા બજાવી છે, પરન્તુ ત્હેમની મુખ્ય સેવા તો "બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દી સ્વરાજ્ય"ના ભાવનામન્ત્રની તેઓશ્રીએ હિન્દસન્તાનોને આપેલી દીક્ષા છે હિન્દ એ સાધ્ય સિદ્ધ કરશે એમાં સંશય નથી—પ્રશ્ન માત્ર સમયનો જ છે, પરન્તુ એ સાધ્યની સિદ્ધિના સમયે જો કોઈ નામનું પ્રથમ સ્મરણ હિન્દ કરશે તો તે દાદાભાઈનું જ હશે સમયની પ્રગતિ સાથે પ્રગતિ કરનાર અને નવીનમાં નવીન આન્દોલનોને ઉત્સાહથી આશીર્વાદ આપનાર એ મહાત્માના અવસાનજનિત શોકથી પરિપ્લુત થઈ પ્રત્યેક હિન્દીએ ઉદ્ઘોષ કરવો ઘટે છે કે,

"અમ્હારો ધર્મ્ય છે હેતુ—પ્રભુ ત્હારે જરૂર ધારશે,
અમ્હારા કાર્યમાં શ્રદ્ધા અને આશા અમોને છે."

---

# વસુનાં નવાં શિક્ષક

લેખક—રા કેશનપ્રસાદ છોટાલાલ દેસાઈ બી એ, એલએલ બી

કુસુમની નિર્દોષ અને સુન્દર કલિકા સમાન બે બ્હેનો હાથમા ચોપડીયોનુ પાકીટ લઈ નિશાળે જતી હતી બન્ને યે પારસી છોકરીઓની માફક સફાઇબન્ધ ફ્રોક પહેરેલા હતા, અને હજી ફક્ત સાડાદસ જ થયેલા હોવાથી તેઓ ધીમે ધીમે વાતો કરતી કરતી નિશાળે જતી હતી બન્નેની ઉમરમા ફક્ત સવા વર્ષનો જ ફેર હતો મોટી વસુ ઈંગ્રેજી ત્રીજા ધોરણમા હતી અને નાની જસુ બીજા ધોરણમા હતી

" પણ વસુબ્હેન, તારે હમેશ એમ જ કેમ થાય છે ? તુ રોજ કાઈ ને કાઈ વાકમા હોય છે તેનુ શુ કારણ ?

" કારણ તો શી રીતે સમજાય ! મને તો એમ જ લાગે છે કે મારા વર્ગની બીજી ગમે તે છોકરી જેવી હુ ડાહીને શાંત છુ "

" શાંત ! " જસુ બોલી ઉઠી " હમેશા તારે ક્રમે ઇમ્પોઝીશન તો હોય છે જ હિન્દુસ્થાનના શહેરો પૂરા થયા, પર્વત અને નદિયો પણ પૂરા થયા હવે તો તારે ચીન કે જૅપાનના શહેર લખવા પડશે એમ તારી ક્લાસની છોકરીઓ તો કહેતી હતી "

એ નિશાળમા એવો નિયમ હતો કે છોકરી તોફાન કરે તો તેણે ઘેરથી હિન્દુસ્થાનના મુખ્ય શહેર કે નદિયો અથવા પર્વતોના નામ લખી લાવવા પડતા હતા

" તેમા મારો તે શો વાક ! હુ જે પણ કાઈ કરૂ છુ તે ઉંધુ જ પડે છે મીસ નીઝી લખવા આપે છે ત્યારે મારે લખવુ પડે છે ને ? તે તો એનો વાક "

" પણ વસુબ્હેન, એક્વાર હુ મીસ સ્ટુઅર્ટ—આપણા પ્રીન્સીપાલ—

" હા ડાહ્યલી ! જાણુ છુ કે મીસ સ્ટુઅર્ટ પ્રીન્સીપાલ છે " વસુ બોલી બીચારી જસુ તો ખસીયાણી પડી ગઈ ને બોલી —

" મીસ સ્ટુઅર્ટની ઓફીસમા હુ ગઈ હતી અને ત્યા એમનો કાગળનો ખપ પડ્યો તે હું દોડતી દોડતી ક્લાર્ક પાસેથી લઈ આવી તેથી તે ખુશ થયા, અને મને પૂછ્યુ છોકરી તારૂં નામ શુ ?" ત્યારે મેં કહ્યુ 'જસુ બી ઠાકોર' ત્યારે એમણે કહ્યુ ' તુ વસુ ઠાકોરની બ્હેન તો નહિ ?' અને મેં હા કહી ત્યારે બોલ્યા ' અજબ જેવુ છે કે તુ આવી ડાહી છુ " આવુ થાય છે ત્યારે મને બહુ ખરાબ લાગે છે "

" હા, મને પણ ખરાબ લાગે છે તુ એવા ચાગલાવેડા કેમ કરે છે ? " ગરીબ જસુનુ મો પાછુ વિલાઈ ગયુ

" પણ ત્યારની હુ રીસેસ ( રજાના કલાક ) ની મોનીટર થઈ છુ," જસુ પાછી હિમત રાખી બોલી, " ત્યારથી તો મને એમ થાય છે કે તારી જોડ મને બાઈ બાઈ જુવે તો બહુ ખરાબ લાગે ! માટે હવે તુ "

"બહુ સારૂં મારે તારી શીખામણ નથી જોયતી" મનમા અદેખાઈથી બળી જતી, પણ બ્હારની હિમ્મતથી વસુ બોલી

આમને આમ તેઓ બન્ને નિશાળપાસે આવી પહોચ્યા પાચ મિનિટનો ઘટ વાગ્યો અને જસુ તો ઉતાવળી ઉતાવળી પોતાની ક્લાસમા ચાલી ગઈ પણ વસુથી તેમ થયુ નહિ કારણ કે કોંપાઉંડના દરવાજા આગળ રગનારો ઉભો હતો અને બે દિવસ ઉપર જ તે ઉતાવળી જતી હતી તે વખતે એના રગના કુડાને અડકટ વાગવાથી ઉંધુ થઈ ગયુ હતુ રગનારો તો એમ જ સમજતો હતો કે એણે જાણી જોઈને તોફાન કર્યું હતુ તેથી પ્રીન્સીપાલ પાસે એ એને લઈ જવા માગતો હતો આ કારણથી વસુને એની નજર ચુકાવી પાછલે બારણેથી જવુ પડ્યુ અને ક્લાસમાં જરા મોડી પડી બિચારીના આમને આમ જ એકમાથી અનેક ગુન્હા થઈ જતા હતા

વસુ ક્લાસના દરવાજા આગળ ઉભી રહી અને અંદર દાખલ થવાની રજા હડે પેટે મીસ લીઝી ક્લાસ ચલાવતી હતી તેની પાસે માગી એના નગરગભરાયલા ખ્યાલથી મીસ લીઝી ચીડાઈ ગઈ

"આ મહિનામા કેટલામી વાર તુ મોડી આવી?" મીસ લીઝીયે પૂછ્યુ

"ત્રીજી વાર, મીસ લીઝી" વસુ રડે પેટે બોલી

"તારી જગાયે જઈને બેસી જા શરમવિનાની છોકરી!"

કોઇના અગુઠા કચરતી, કોઇકની ચોપડી પાડતી, તે પોતાની જગાએ બેઠી. મીસ લીઝી અકળાઈ ગઈ ને પાછી બોલી

"આ છોકરીથી તો જાનમ છે એનાથી તો તોબાહ, તોબાહ"

વસુની જીભને ટેરવે આવી ગયુ કે તોબાહ એટલે શુ? પણ વળી બોલી નહિ

અત્યારે ક્લાસમા લેસન ઘણુ જ મઝાનુ ચાલતુ હતુ એમની વાચનમાળામા (રીડર)ના વિલાયતના મહાન કવિ શેકસપીયર વિષે પાઠ હતો તે આગલે દિવસે મીસ લીઝીએ સમજાવ્યો હતો અને છોકરીઓને કહ્યુ હતુ કે એનુ જીવનચરિત્ર તમે ઘેરથી કરી લાવજો ઘણી છોકરીઓ પોતાના ઘરના કોઇકની પાસેથી પાઠ ઉપરાત એના જીવન વિષે નવી નવી વાતો શીખી લાવતી હતી વસુ પણ પોતાના પિતાપાસે શીખી લાવી હતી, અને *Shakespeare was called the sweet swan of Avon* એ વાક્ય એણે મોંઢે કર્યું હતુ શિક્ષકે છોકરીઓને કહ્યુ કે પાટીયા ઉપર આવીને એને વિષે એક એક વાક્ય લખી જાવ આ ઉપરથી બીજી છોકરીયો સાથે વસુ પણ ઉઠી વાક્ય મોંઢે તો આવડતુ હતુ પણ લખતા ગભરાઇ ગઈ અને બીવાતા જેવા અક્ષરે પાટીયા ઉપર લખ્યુ *Shake was the sween swat of Adam* ઘણીયે છોકરીઓએ ઘેલા જેવુ લખ્યુ હતુ કોઈયે લખ્યુ હતુ કે "તે ઇગ્રેજ હતો" વળી કોઇયે લખ્યુ હતુ કે, "તે એનને પરણ્યો હતો" અને "તેણે હમ્લેટને બનાવ્યો" એમ પણ લખ્યુ હતુ પણ છેક જ અર્થવિનાનુ તો વસુનુ જ હતુ

મીસ લીઝીયે બધા લખાણ એક પછી એક વાચ્યા છેવટે વસુનુ વાચી બોલી ઉઠી "આ કોણે લખ્યુ?" વસુએ ગર્વ સાથે ઉભા થઈ જવાબ દીધુ "એ મ્હેં લખ્યુ છે"

"હું વગર પૂછે જ જાણતી'તી કે તારા સીવાય આવુ અર્થ વગરનુ કોણ લખે?"

વસુએ કહ્યુ "મારા પિતાએ મને તે શીખવ્યુ છે"

"તારા જ પિતા કની?"

આ કડવાશીના બોલ સાભળતા જ વસુનો મીજાજ ગયો ને કાંઈક બગડી

"હિંદુસ્થાનની મુખ્ય નદિઓ કોને લખી લાવજે" અજા થઈ

વસુએ કહ્યું કે મુખ્ય નદિયો તો આજે જ લખેલી છે ત્યારે શહેરો આપ્યા તે પણ કોને લખેલા હતા છેવટે સરોવર આપવામા આવ્યા

આ પુરૂ થયુ કે તરત જ મીસ સ્ટુઅર્ટ કલાસમા આવ્યા અને મીસ લીઝીને કહ્યુ

'સરકારી કામસર તમારે હમણાં હમણા જ બહાર જવાનુ છે હું આવતા નાખું છું તમે જઈ શકશો એક બીજા શિક્ષક તમારો વર્ગ સભાળવા હુ મુકીશ આવતા રાખુ છુ કે તે નવા શિક્ષક સાથે આ વર્ગની છોકરીઓ સભ્યતાથી વર્તશે અને તમારૂ નામ વગોવશે નહિ"

છેલ્લુ વાક્ય તેઓ છોકરીઓ તરફ જોઇને બોલ્યાં હતા

મીસ લીઝીયે કહ્યુ "ફક્ત એક શીવાય બધાનો મને વિશ્વાસ છે મીસ વસુ ઠાકોર, તોફાની, બેદરકાર, બહુ બોલી અને નાદાન છે"

'હુ એને વિષે નવા શિક્ષક મીસ કામાને કહીશ વસુ હાજર આગળ આવીને ઉભી રહે" પ્રીન્સીપાલનો હુકમ થયો

પછી મીસ સ્ટુઅર્ટ અને મીસ લીઝી કલાસની બહાર ગયા પાચએક મિનીટે મીસ કામાને લઈને મીસ સ્ટુઅર્ટ પાછા આવ્યા વસુ આગળ ઉભેલી જ હતી એને વિષે કાંઈક કહેવા જતા હતા, એટલામા એક છોકરીયે દોડતા આવીને કહ્યુ કે ડીપોટી સાહેબ આવ્યા છે મીસ સ્ટુઅર્ટ એકદમ ચાલી ગયા

વસુએ પોતાની તરફ જોઈ હસતુ મો રાખી મીસ કામાપાસે ગઈ અને એમના હાથમાથી છત્રી તથા ઓવરકોટ લઈ લીધા, અને શિક્ષકની ખીંટીયે ભેરવી આવી મીસ કામા એ ગ્રેજ્યુએટ હતા અને શિક્ષકનુ કામ કરવા આજે જ પહેલવહેલા આવ્યા હતા, તે વાત છોકરીઓની ચકોર આંખો પારખી ગઈ અને કોઈ લાગે પગે તો કોઈ નિરાતે ટેકો દઈને બેસી

"થેંક યુ" મીસ કામા બોલ્યા અને સભ્યતાના ખાતર ઉમેર્યું

"તુ ઘણી ડાહી છોકરી છે તારૂ નામ શુ?" બોલવા અવાજ લથડ્યો વસુ પારખી ગઈ કે બાઈ તદ્દન નવા છે તેણે હસતે મુખે જવાબ દીધો

"મીસ વસુ ડી ઠાકોર' અને પછી ઉમેર્યું "મીસ અત્યારે જોગ્રાફીનો વારો છે અને છોકરીઓએ પાટીયા ઉપર એના જ્ઞાનમાથી વાક્ય લખ્યા છે'

મીસ કામાએ એ ઉપરથી શેક્સપીયર વિષે સમજુતી આપી છોકરીઓને આશા ન હોતી કે એને એટલુ બધુ આવડતુ હશે અને એ બધુ ક્યાંથી શીખ્યા હશે તેનો વિચાર તેમને થયો તેમણે પાટીયા ઉપરના થોડા વાક્ય વાંચ્યા અને બોલ્યા

" વસુ તેં શુ લખ્યુ છે ?"

" મીસ ! મેં હજી લખ્યુ નથી ' વસુએ હિમ્મતથી ગપ મારી ' પણ હુ એમ લખવાની હતી કે —*Shakespeare was the sweet swan of Avon* "

" ઓહ ! ઘણુ જ સરસ છે શાબાશ " આટલુ બોલી એ વાક્ય ઉપર એણે વિવેચન ચલાવ્યુ અને છોકરીઓ બધી ચીડથી અને અદેખાઈથી બળી ગઈ એટલામાં બપોરની રજાનો ઘટ થયો

" મીસ કામા ! હુ અત્યારે મોનીટર તરીકે કામ કરુ ? " વસુ વખત વિચારી બોલી

" અલબત ઘણી જ ખુશીની સાથે "

છોકરીઓમા ખળભળાટ થઈ ગયો ગણગણાટ થયો કે મોનીટર તો છે પણ મીસ કામાએ ડોળા કાઢી બધાને ચૂપ કરી દીધા એક પછી એક બધી છોકરીઓ બહાર ગઈ અને વસુ જઈને મોનીટરની જગાએ ઉભી તરત જ ત્યા જમુ જે કેટલા વખતથી મોનીટર નિમાયલી હતી—તે આવી વસુએ તેને ચાલી જવાનુ કહ્યુ અને બોલી કે પોતે મોનીટર નીમાયલી છે, અને વધારે ગડબડ કરશે તો પ્રીન્સીપાલને નામ આપવામા આવશે જમુ ખસીયાણી પડી રડવા જેવે મોઢે ચાલી ગઈ નિશાળની બીજી છોકરીઓ પણ વસુને એ જગાએ ઉભેલી જોઈને ચુપચાપ અને સીધી લાઇનમા ચાલી ગઈ કારણ કે એ પ્રીન્સીપાલને નામ આપતા વિચાર કરે તેવી નહોતી અને એના શત્રુ ઘણા હોવાથી આ વખતે એમના ઉપર તે વેર વાળે અને માર્ક કપાવે આ કારણથી જતા આવતા જરાયે ગડબડ થઈ નહિ અને ડીપોટી આવેલા હોવાથી મીસ સ્ટુઅર્ટને આ ઘણુ જ ગમ્યુ અને મોનીટર કોણ હતુ તે જોયા વિના જ હેડેનકાક્સ, ક આજે જે મોનીટર હોય તેને દસ માર્ક વધારે આપજો

આ કામ પુરૂ થયુ કે તરત જ તે મીસ કામા પાસે ગઈ અને ચહા ક્યા મળે છે, ખાઉ ખાવા ક્યા બેસવાનુ, પાણી વગેરે ક્યાંથી મગાવવાનુ તે બધુ બતાવ્યુ અને મીસ કામા જે એ બાબતનો વિચાર જ કરતી હતી તે ખુશ થઈ વાત પરી થતા આવી કે ક્લાસમા આવતા પહેલા મીસ કામાએ પૂછ્યુ

" વસુ ! હવેના બે ક્લાસમા શુ લેસન લેવાનુ છે ? '

ખરૂ જોતા ગણિત અને નિબન્ધ લેવાના હતા પણ વસુને આ બેમાથી એક પણ ન હોતુ આવડતુ તેથી થોડી વિચાર કરી તે બોલી

" હુ ધારૂ છુ કે અત્યાર ભુગોળ અને વાચન લેવાના છે "

વસુએ મન વાળ્યુ કે હુ ક્યા જુઠુ બોલી છુ મે કહ્યુ કે હુ ધારુ છુ

ઘટ વાગ્યો અને છોકરીઓ પોતાની બેન્ક પર ગોઠવાઈ ગઈ

"*Next*" મીસ કામાએ બીજી છોકરીને કહ્યું

"હીમાલય, આરાકાન, અરવલ્લી, પશ્ચિમઘાટ, આબુ," બીજી છોકરી બોલી

"આને તો આવડે છે" મીસ કામાએ કરડાકીથી કહ્યું

પરન્તુ ત્યાર બાદ સરોવરો અને બંદરો તથા પર્વતો પૂછ્યા તે તો કોઈને આવડ્યા જ નહિ ત્રણે વાર વસુએ જ જવાબ આપ્યા કારણ કે એણે તો શિક્ષામાં તે બધું પાંચ વાર લખેલું હતું અને વગર મહેનતે જ તે યાદ રહી ગયું હતું અને વળી ભૂગોળ તથા નકશાનો એને શોખ પણ હતો

આમને આમ નિશાળ છુટવાનો વખત થયો અને પાંચ મિનિટનો ઘંટ વાગ્યો ઉતાવળા ઉતાવળા મીસ સ્ટુઅર્ટ આવ્યા અને બોલ્યા

"મીસ કામા! દિલગીર છું કે હું ડીપોટી સાહેબ પાસે જરા કામમાં રોકાઈ ગઈ તેથી તમને મદદ કરવા આવી શકી નહિ પણ હું આશા રાખું છું કે આ વર્ગની બધી જ કન્યાઓ તમારી સાથે સભ્યતાથી વર્તી હશે અને તમને કાંઈ હરકત નહિ પડી હોય"

"ના મને કાંઈ હરકત પડી નથી" મીસ કામાએ કહ્યું "એકંદર બધી જ છોકરીઓ ઘણી શાંત છે પણ ખાસ કરીને એક કન્યાના સભ્ય વર્તન અને હોંશીયારી તરફ મારે તમારૂં ધ્યાન ખેંચવાનું છે હું ધારૂં છું કે અભ્યાસમાં પણ તે આખી કલાસ કરતાં આગળ છે અને ઉપલા વર્ગમાં એને બેસાડવા હું ભલામણ કરૂં છું"

"એમ કે!" મીસ સ્ટુઅર્ટ હસીને બોલ્યા, "એવી તે કઈ છોકરી છે?"

"વસુ ઠાકોર" મીસ કામાએ આનંદ સાથે જણાવ્યું અને કહ્યું "વસુ! આગળ આવ, તું ઘણી શાંત, ડાહી, હોંશીયાર અને ખબરદાર છોકરી છે" વસુ આવી તેનું હૃદય ધડકતું હતું એણે જાણ્યું હમણાં વાદળ તુટી પડશે પણ વાદળ તો તુટ્યું નહિ

"કોણ! વસુ ઠાકોર!" આશ્ચર્યથી પ્રીન્સીપાલ બોલ્યા, "અને વસુ! આ બાબતમાં તારો શો ખુલાસો છે?"

વસુ ગભરાઈ એનો અવાજ થડક્યો તો પણ હિંમતથી ધીમે રહીને બોલી "આ બાબતમાં ખુલાસો એ છે કે" પ્રીન્સીપાલના શબ્દો જ વળગી લઈને તેણે ચલાવ્યું, "હું તોફાની, બેદરકાર, બહુ બોલી અને નાદાન છું એવું મીસ [illegible] કહેવાનો વખત તમને મળ્યો નહિ તેથી મીસ કામાએ શોધી કહાડ્યું [illegible] શાંત, ડાહી [illegible] અને ખબરદાર છોકરી છું"

આખી ક્લાસની છોક[illegible] આમે આ[illegible] [illegible]રી, આ[illegible] આમાંથી મોટું ગંભીર પરિણામ આવશે એ[illegible]

પણ મીસ સ્ટુઅર્ટ ગતા[illegible] તેઓ [illegible] રી [illegible] ના કારણ [illegible] એક પણ શબ્દ બોલ્યા સીવા[illegible] [illegible]ઓફીસમાં



## Great Britain's Task

Great Britain has done well by India but her work is by no means finished. Remember India is a country of infinite possibilities and the widest range of interests and of activities peopled by millions of people to whom love of their country is something more imaginative even more religious than anywhere else in the world. Our task it seems to me is to set ourselves so to perfect the institution for the perfection of their ideals as to give them the opportunities which with our help they have won and are winning and which they demand now from us as fellow fighters in the struggle for our existence and for the overthrow of our common enemy

—*Montagu*

પુસ્તક ૨૨મું

અંક ૮ મો

પકાયલા, પુરાણા અને પ્રજાપ્રિય મશીન

પૉલીશની શરૂઆત કરનાર

અને આ ધંધાને એક ફેશનેબલ ધંધાની સપાટીપર લાવનાર

# ઝવેરી કાનજી માલજી



## આ નામ કોણ નથી જાણતુ ?

પહેલા પાયોનીયર,

હજી પણ કંઈ નથી કૃતિઓ,

નવા ઘાટ, નવા શણગાર, અને નવા અખતરા

**તૈયાર કર્યાં જ જાય છે !**

દુકાને પધારી તસ્દી લઈ જોશો તો

**જરૂર જ મોહશો !**

પરિણામે અમને અજમાવ્યા વિના

**છુટકો જ નથી !**

પછી આજે આવો કે કાલે !

## અબદુલ રહેમાન સ્ટ્રીટ, મુંબાઈ

ટેલીફોન ન. ૭૮૯.

# સમાલોચક.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत् ।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मय तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મુ. ]  ઑગસ્ટ ઈ. સ. ૧૯૧૭.  [ અંક ૮ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## વિષયાનુક્રમણિકા.



વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમા જ લેવામા આવે છે

# સમાલોચક

પુસ્તક ૨૨ મુ ]　　　ઑગસ્ટ ઈ. સ. ૧૯૧૭.　　　[ અંક ૮.


## ગુજરાતમાં રાજકીય જાગૃતિ.

લેખક-રા **મનસુખલાલ આત્મારામ માસ્ટર,** બી એ, એલએલ બી

ભારતવર્ષના રાજકીય ઇતિહાસમા ૧૯૧૬ ના ડીસેમ્બર માસમા લખનૌમા ભરાયેલી ઈન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ હમેશને માટે સ્મરણીય રહેશે હિન્દને સ્વરાજ્ય મળવુ જોઇએ તેની નિશ્ચિત સ્વરૂપમા માગણી તે કૉન્ગ્રેસમા કરવામા આવી હતી, અને સ્વરાજ્યના પ્રથમ પગથીયા તરીકે લડાઈના અન્તે હિન્દના રાજ્યતન્ત્રમા શુ શુ સુધારા કરવાની જરૂર છે તેની એક યોજના કૉન્ગ્રેસે તથા મૉસ્લેમ લીગે એકમતે ઘડી કહાડી હતી, એટલુ જ નહિ પણ આ દેશના સદ્ભાગ્યે ૩૧ વર્ષના પાકા અનુભવ પછી રાજકીય ચેતન સર્વ દિશામા પ્રસરે તથા હિન્દની સ્વરાજ્યની માગણી વિષે લોકમત સગીન રીતે કેળવાય તે માટે કૉન્ગ્રેસે ડિસ્ટ્રિક્ટ કૉન્ગ્રેસ કમીટીઓ, હોમરૂલ લીગો અને અન્ય રાજદ્વારી સસ્થાઓને આખુ વર્ષ સ્વરાજ્યની માગણી જનસમાજને સમજાવવાની તથા તે વિષે તેઓનો મત કેળવવાની આજ્ઞા કીધી હતી આ હુકમ જેટલો દીર્ઘદૃષ્ટિવાળો હતો તેટલો જ સ્વરાજ્યની લડતને સગીન પાયાપર મૂકનારો હતો કૉન્ગ્રેસના આ ફરમાનને માન આપી, હોમરૂલ લીગોએ સ્વરાજ્યની યોજના સમ્બન્ધી લોકમત કેળવવાની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી, તે માટે ખરેખર તેઓને ધન્યવાદ ઘટે છે.

૧૯૧૬ ની આખરે કૉન્ગ્રેસે અને લીગે સ્વરાજ્યની યોજના ઘડી કહાડી ત્યાર પછી હિન્દનુ રાજકીય વ્યોમ અનેક અભ્રોથી છવાવા માંડ્યુ એક પાસથી ૧૯૧૭ ની શરૂઆતમા ઇમ્પીરિયલ વૉર કૉન્ફરન્સમા હિંદના નિયુક્ત કરેલા પ્રતિનિધિઓએ પોતાના વર્તન તથા વિચારથી હિન્દનુ ગૌરવ વધાર્યું અને ઇંગ્લાંડના સ્વાતન્ત્ર્યપ્રેમી પ્રધાનોએ હિન્દની અભિલાષાઓ તથા માગણીઓ પ્રતિ સમભાવ દર્શાવનારા આશાજનક વચનો ઉચ્ચારવા માંડ્યા બ્રીટનના વડા પ્રધાન લૉર્ડ જ્યૉર્જે પોતાના ભાષણમા જણાવ્યુ કે હવે તો હિન્દ *"equal partner of the Empire"* થવાને લાયક છે બીજી પાસથી સ્વરાજ્યની યોજના વિષે લોક-

મત કેળવવાની પ્રવૃત્તિઓ હોમરુલ લીગોએ વેગભર શરૂ કીધી અને તેના આત્મારૂપ મીસીસ બીસેન્ટે સ્વરાજ્યનો સંદેશ દરેકે હદયે પ્હોંચાડવવાને પોતાના પત્ર "ન્યુ ઈન્ડિયા"માં પ્રોત્સાહક લેખમાળા શરૂ કીધી અવાચક હિન્દ વાચામય બન્યું તેનું રાજકીય જીવન નૂતન ચેતનથી પ્રકાશવા લાગ્યું સ્વરાજ્યનો ઉદ્‌ઘોષ દેશના સર્વ ભાગોમાં નિશદિન સંભળાવા માંડ્યો સ્વરાજ્યનું પ્રોત્સાહક સંગીત ગૃહે ગૃહે ગવાવા લાગ્યું સ્વરાજ્યની માગણી માત્ર મૂઠીભર લોકોની માગણી છે એ સ્વાર્થી આરોપ ખોટો છે એમ દેશે સાબીત કર્યું એક પાસથી બ્રીટનના પ્રધાનોનો હિન્દની વ્યાજબી માગણીઓ પ્રતિનો સમભાવ અને બીજી પાસથી આ દેશમાં આવેલું નવું ચેતન તથા હિન્દી પ્રજાને ફૂટેલી નવી હિમ્મતભરી વાણી—આ સર્વથી બ્યુરૉક્રસીના કબુતરખાનાઓ ખળભળી ઉઠ્યા અને હિન્દ પોતાના હકની માગણીઓનો સૂર બ્રીટનની સ્વાતન્ત્ર્યપ્રેમી પ્રજાને પ્હોંચાડે તે પૂર્વે તેની વાણી બને તેટલી રીતે બંધ કરવાના પ્રયાસો બ્યુરૉક્રસીએ શરૂ કર્યા હિન્દની સ્વરાજ્યની માગણીને વ્યવસ્થાપૂર્વક દાબી દેવાના પગલાઓ એક પછી એક લેવાવા માંડ્યા માઈકલ ઑડાયરે તેનું મંગલાચરણ (?) કર્યું લૉર્ડ પેંટલૅન્ડે હિન્દની મોધી આશાઓને નષ્ટ કરનારી તથા સ્વરાજ્યની માગણી અવ્યવહારૂ દર્શાવનારું દાન ઉદ્દીની કડી ધરામાં જોરથી વગાડ્યું અને તેના પરિણામે ભારતમાતાની અનન્ય પ્રેમથી સેવા કરનારી વિદુષી સન્નારી બીસેન્ટને ડીફેન્સ ઑફ ઈંડિયા ઍક્ટની રૂએ, નજરકેદ કરી ! તેની વાણી બંધ કરી, તેના લેખો બંધ થયા, તેનું દર્શન બંધ કર્યું. પરન્તુ તેના આત્માએ હિન્દના આત્માને આપેલો અમૂલ્ય સંદેશ, જેવો ને તેવો રહ્યો ! ડિફેન્સ ઑફ ઈન્ડિયા ઍક્ટ સ્વરાજ્યના સંદેશને નજરકેદ કરી શક્યો નહિ ! એક બાજુથી હોમરૂલ લીગના મુખ્ય નેતાને નજરકેદ કીધી અને બીજી બાજુથી હિન્દના ભાવિની ઉજ્જવલ આશારૂપ વિદ્યાર્થિઓને રાજકીય જીવનથી, રાજકીય સભાઓથી, રાજકીય વિચારોથી દૂર રાખનારા, બંધનો વધારે સખ્ત બનાવ્યા લૉર્ડ પેન્ટલૅન્ડની સરકારના સરક્યુલરનો પ્રતિધ્વનિ લૉર્ડ વિલીંગડનની સરકારે આપ્યો લૉર્ડ રોનાલ્ડશેએ, તથા સર જેમ્સ મેસ્ટને સ્વરાજ્યનું મંદિર દૂર દૂર—સુદૂર—અતિદૂર છે અને ત્યાં પ્હોંચવાનો માર્ગ ઘણો વિકટ છે, એમ જણાવી લૉર્ડ પેન્ટલૅન્ડની ધમકીને થોડી ઘણી મોળી બનાવી, પરન્તુ દેશના સર્વ ભાગોમાં હિન્દની સ્વરાજ્યની માગણી સામે બ્યુરૉક્રસીની વેગભરી લડત શરૂ થઈ ચૂકી ડીફેન્સ ઑફ ઈંડિયા ઍક્ટ સરકારનો પડ્યો ! બ્રીટનને વફાદાર, બ્રીટનના શત્રુઓ સામે સખ્ત પોકાર કરનાર, સામ્રાજ્યને સર્વ રીતે મદદ કરવાનો હિન્દને ઉપદેશ આપનાર સન્નારી નજરકેદ ! કોઈએ સભાઓ બંધ કરી, કોઈએ સભાના રીપોર્ટો છાપવાની મના કરી, કોઈએ સભામાં હાજર રહેનારા દેશભક્તોની ખબર લીધી ! અને આ સઘળું સંરક્ષણુ હિન્દના કાયદાની રૂએ કર્યું !

દેશની આ ગંભીર રાજકીય સ્થિતિએ નેતાઓનું ગંભીર ધ્યાન ખેંચ્યું અને તે સામે, સર્વ દેશોથી સખ્ત પોકાર થયો પણ તેની અસર બ્યુરાક્રસીપર કંઈ પણ થઈ નહિ. અને તેઓએ હિન્દનો સૂર બ્રીટનની પ્રજાને પ્હોંચે નહિ તેવા પ્રયત્નો જારી રાખ્યા અને હોમરૂલ પ્રતિ પોતાની

સખ્ત નાપસંદગી દર્શાવી પંડિત મદનમોહન માલવીયા જેવા ડરેન દેશભક્ત દેશના સર્વ ભાગોમા ફરના માંડ્યા અને તેણે હિન્દના રાજકીય જીવનની નાડ તપાસી, સ્થિતિ અતિશય ગંભીર છે, એમ જણાવ્યું હિન્દના જીવનમા અણીનો પ્રસંગ આ યો છે—હિન્દ કમનસીબીમાથી પસાર થાય છે એ સદેશ દેશભક્ત હૃદયને પહોચાડ્યો કાયદેસર પદ્ધતિથી પણ અનુપમ દૃઢતાથી સ્વરાજ્યની યોજનાને વળગી રહેવાની જરૂર છે એવો પ્રોત્સાહક ઉપદેશ સ્થળે સ્થળે કર્યો પ્રશ્ન એટલો જ છે કે હિન્દ બ્યુરૉક્રસીના હાથમા જે સત્તા છે તેમાથી કેટલીક પોતાના પુત્રોને અપાવવા માગે છે બ્યૂરૉક્રસી ના પાડ છે હિન્દ પોતાની માગણીને દાબી નાખનારા જે પ્રયત્નો બ્યૂરૉક્રસીએ વ્યવસ્થાપૂર્વક આદર્યા છે તેથી હિમ્મત હારી અવાચક બનશે કે સ્વરાજ્યની માગણીમા પૂરતી શ્રદ્ધા રાખી તેને માટે દૃઢતાપૂર્વક સતત લડત ચલાવશે? આ અણીના પ્રસંગ ઉપર હિન્દ જેવુ ચારિત્ર્ય દાખવશે તેવુ સ્વરાજ્ય તેને મળશે

હિન્દની આવી બારીક રાજકીય સ્થિતિ અવલોકી તથા કૉન્ગ્રેસે પોતે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવાના આપેલા ફરમાનને માન આપી મુંબાઈના હોમરૂલ લીગે ગુજરાતના જૂદા જૂદા શહેરોમા ડેપ્યુટેશન મોકલી ત્યાના રાજકીય જીવનમા નવુ ચેતન લાવવાના શુભ પ્રયાસ આદર્યા છે આવી રીતે શહેરે શહેરે ડેપ્યુટેશન મોકલવામા લીગના ત્રણ મુખ્ય ઉદ્દેશો છે પ્રથમ તો ગુજરાતમા એવો એક પણ માણસ કે સ્ત્રી એવા નહિ રહેવા જોઈએ કે જેને હાલની રાજકીય સ્થિતિની સાચી માહિતી નહિ હોય આ ઉદ્દેશ પાર પાડવાને માટે ઠરેલ જવાબદાર વક્તાઓ પાસે ભાષણો અપાવે છે બીજો ઉદ્દેશ એ છે કે દરેક સ્થળે હોમરૂલ લીગની શાખા સ્થાપી લોકોના રાજકીય ઉત્સાહને તથા જીવનને સ્થાયી સ્વરૂપ આપવુ ત્રીજો ઉદ્દેશ એ છે કે કૉંગ્રેસે ઘડી કહાડેલી યોજના વિષે લોકમત કેળવવો અને તેમ કરવાને માટે તે તે સ્થળે વ્યાખ્યાનમાળાની ગોઠવણ કરવી, એક સારૂ પુસ્તકાલય તથા એક ફ્રી રીડીંગ રૂમ કહાડવા તથા રાજકીય વિષયોની સાચી માહિતી આપવાને માટે અભ્યાસવર્ગો ખોલવા કાયદેસર પદ્ધતિથી પણ દૃઢતાથી મુંબાઈના હોમરૂલ લીગે ગુજરાતમા આ કાર્ય કરવાનો નિશ્ચય કર્યો છે હોમરૂલ લીગના હાલના કાર્યકર્તાઓ સમજે છે કે તેઓના કરતા હિન્દ માતાની સેવામા વૃદ્ધ થયેલા રાજ્યદ્વારી નેતાઓ આ કાર્યને માટે વધારે લાયક છે અત્યાર સુધી તેઓએ જે કાર્ય કર્યું છે તે માટે હમારૂ હૃદય ઉપકારવશ છે પરંતુ હિન્દના રાજકીય જીવનના આ અણીના પ્રસંગે તેઓનુ મૌન હમને સાલે છે હમને તો કૉંગ્રેસના ફરમાન મુજબ સ્વરાજ્યની યોજના વિષે લોકમત કેળવવાનો હમારો ધર્મ છે હમારા નેતાઓ એ કામ કરવા બ્હાર પડતા હોય તો હમે ખુશીથી તેમને પગલે તેમની પાછળ ચાલશુ પરંતુ તેઓનો તેમ નહિ કરવાનો ઠરાવ હશે—તેઓના મૌન ઉપરથી હમને તેવુ લાગે છે—તો હમે તો હાથમા લીધેલુ કાર્ય હિમ્મતથી કર્યા જઈશુ અને તેઓ તરફથી માત્ર આશીર્વાદની જ આશા રાખશુ આવી રીતે અત્યારસુધીમા હોમરૂલ લીગે ગુજરાતમા જે કાર્ય કર્યું છે તેની ટુંકી માહિતી નીચે આપી આ લેખ બંધ કરીશુ

સુરત —

તા ૧૫ મી મુબાઈના સુરત ખાતે મી હૉર્નિમૅન, મી જમનાદાસ દ્વારકાદાસ, હોમરુલ લીગના બુદ્ધિશાલી અને વ્યવસ્થા કરવામા કુશળ મત્રી મી બૅન્કર, મી વિભાકર અને મી દેવભાણુકર—આ સર્વનુ ડૅપ્યુટેશન ગયુ હતુ તેઓ સુરતના નેતાઓને મળ્યા હતા એક ઇનૉરમલ સભામા હાલની સ્થિતિ તેઓને સમજાવી હતી સાઝના "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી વિભાકર, મી જમનાદાસ તથા મી હૉર્નિમૅન બોલ્યા હતા સભામા લગભગ ૧૦૦૦ પુરુષો તથા ૧૦૦ સ્ત્રીઓ હાજર હતા હોમરુલ લીગમા નવા ૧૦૦ સભાસદો દાખલ થયા હતા. પુસ્તકાલય તથા ફ્રી રીડીંગરૂમ વધારે વ્યવસ્થિત બનાવ્યા હતા તથા અભ્યાસવર્ગો ખોલવાની ગોઠવણ કરી હતી લોકોનો ઉત્સાહ ઘણો હતો

ભરૂચ —

શેઠ રતનસી, ધરમસી હોમરુલ લીગના અતિ ઉત્સાહી પ્રૉવિન્શીયલ સૅક્રેટરી મી ચન્દ્રશકર પડ્યા, મી કનૈયાલાલ મુનશી તથા મી મનસુખલાલ માસ્તર—એમનુ એક ડૅપ્યુટેશન તા ૧૫ મીના ભરૂચ ગયુ હતુ મી કનૈયાલાલ મુનશીને ત્યા શેઠ રતનસીના માનમાં ચાહપાર્ટી કરવામા આવી હતી અમલદાર વર્ગની ઇચ્છા ન હોવા છતા ત્યાના નેતાઓ આ પાર્ટીમા આવ્યા હતા તેમની અનેક મુશ્કેલીઓ તથા શકાઓ ડૅપ્યુટેશને દૂર કરી હતી સાઝના દાદાભાઈ હૉલમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી માસ્તર, મી મુનશી તથા મી પડ્યાએ અસરકારક ભાષણ કર્યા હતા લગભગ ૫૦૦ પુરુષો હાજર હતા હૉલ ન્હાનો હોવાથી બીજા લોકોને ચાલી જવુ પડ્યુ હતુ સર શાપુરજી હૉલ દરેક સાવજનિક કામને માટે બાધવામા આવેલો હોવા છતા મળ્યો નહિ હતો સભામા ઘણો જ ઉત્સાહ હતો અને ઘણા પુરુષો હોમરુલ લીગમા જ સભામા દાખલ થયા હતા લાઇબ્રેરી અને અભ્યાસવર્ગોની ગોઠવણ પણ કરી હતી

નડિયાદ —

તા ૧૮ મીએ મી ચન્દ્રશકરે નડિયાદમા લગભગ ૧૨૦૦ માણસ સમક્ષ રા બહુકશકર ગિરધરલાલના પ્રમુખપદ નીચે અમલદારોની હાજરીમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર એક અતિ પ્રોત્સાહક અને જવાબદાર ભાષણ આપ્યુ હતુ અને તેને પરિણામે ૧૦૦ નવા સભાસદો હોમરુલ લીગમા જોડાયા હતા

ગોધરા —

તા ૨૧ મી જુલાઇના સવારના હોમરુલ લીગના મત્રી મી બૅન્કર, મી ચન્દ્રશકર તથા મી મનસુખલાલ માસ્તર ગોધરે આવી પ્હોચ્યા હતા મી દલસુખભાઈ વકીલની ઑફીસમા ત્યાના નેતાઓ ભેગા થયા હતા તેઓને હાલની સ્થિતિ સમજાવી હતી અને હોમરુલ લીગની ત્યા સ્થાપના કરી હતી સાઝના ડૅપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની હાજરીમા લગભગ ૫૦૦ પુરુષો સમક્ષ—જેમા લગભગ ૫૦ મુસલમાનો હતા—મી માસ્તર તથા મી પડ્યા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર બોલ્યા હતા મી પડ્યાનુ ભાષણ એટલુ બધુ તો પ્રોત્સાહક અને

---

જવાબદાર હતુ કે તરત જ સભામા જ ૧૫ માણસો હોમરૂલ લીગમા દાખલ થયા હતા લાઈબ્રેરી તથા અભ્યાસવર્ગોની ગોઠવણ કરવાનુ કામ ત્યાના એક ઉત્સાહી નેતા મી વામનરાવ મુકાદમને સોંપવામા આવ્યુ છે ડેપ્યુટેશનની મુલાકાતથી ત્યાના રાજકીય જીવનમા કઇક નવો જ વેગ આવ્યો હતો

**અમદાવાદ —**

તા ૨૨ મીની સવારના શેઠ રતનસી ધરમસી, મી જમનાદાસ દ્વારકાદાસ, મી બેન્કર, મી ચન્દ્રશકર પંડ્યા, મી મનસુખલાલ માસ્તર અમ દાવાદ આવ્યા હતા તેમને સ્ટેશન-ઉપર શેઠ અબાલાલ સારાભાઈ, મી જીવનલાલ દેશાઈ, મી મગનભાઈ પટેલ વિગેરે અમદાવાદના નેતાઓએ આવકાર આપ્યો હતો બપોરના શેઠ અબાલાલ સારાભાઈને ગૃહે અમદાવાદના નેતાઓને બોલાવવામા આવ્યા હતા અને ડેપ્યુટેશનના સભાસદો સાથે તેઓએ હાલની સ્થિતિ વિષે વાતચીત કીધી હતી સાઝના આનન્દભુવન થીએટરમા એક ગજાવર સભા ભરાઈ હતી-લગભગ ૨૦૦૦ માણસોની સખ્યામા ત્યાની પ્રતિષ્ઠિત સન્નારીઓએ હાજરી આપી હતી સભાનુ પ્રમુખસ્થાન ત્યાના જાણીતા શહેરી રા બ રમણભાઈ મહિપતરામે લીધુ હતુ મી માસ્તરે, મી ચન્દ્રશકરે તથા મી જમનાદાસે અસરકારક ભાષણો કર્યા હતા શેઠ મગનદાસ ગિરધરદાસ જેવા ત્યાના મુખ્ય શહેરી અને મોટા મીલમાલેક તેઓનો આભાર માનતા હોમરૂલ લીગમા જોડાવાને શ્રોતાજનને વિનતિ કરી હતી પ્રમુખે પણ અસરકારક ભાષણ કર્યુ હતુ, અને સરકારની હાલની રાજ્યનીતિને વખોડી કહાડી હતી લોકોમા ઉત્સાહ ઘણો હતો લગભગ ૧૦૦ નવા સભાસદો જોડયા હતા

હોમરૂલ લીગે આ પ્રમાણે દબદબાથી, વ્યવસ્થાપૂર્વક પોતાનુ કાર્ય શરૂ કીધુ છે અને ગુજરાતમા ગૃહે ગૃહે સ્વરાજ્યનો સન્દેશ પ્હોંચાડવાની પ્રતિજ્ઞા લીધી છે ગુજરાતમા જાગૃતિ આવી છે હિન્દના અણીના પ્રસગમા ગુજરાત પોતાનુ ગૌરવ જાળવશે તથા તેના રાજકીય જીવનના ચેતનમા પોતાના ચેતનનો ફાળો આપશે, એવી આશા છે

---

સુરત —

તા ૧૫ મી મુબાઈના સુરત ખાતે મી હૉર્નિમૅન, મી જમનાદાસ દ્વારકાદાસ, હોમરૂલ લીગના બુદ્ધિશાલી અને વ્યવસ્થા કરવામા કુશળ મત્રી મી બૅન્કર, મી વિભાકર અને મી દેવભાણુકર—આ સવનુ ડૅપ્યુટેશન ગયુ હતુ તેઓ સુરતના નેતાઓને મળ્યા હતા એક ઈર્ફારમલ સભામા હાલની સ્થિતિ તેઓને સમજાવી હતી સાઝના " હાલની રાજકીય સ્થિતિ " ઉપર મી વિભાકર, મી જમનાદાસ તથા મી હૉર્નિમૅન બોલ્યા હતા સભામા લગભગ ૧૦૦૦ પુરુષો તથા ૧૦૦ સ્ત્રીઓ હાજર હતા હોમરૂલ લીગમા નવા ૧૦૦ સભાસદો દાખલ થયા હતા. પુસ્તકાલય તથા ફ્રી રીડીંગરૂમ વધારે વ્યવસ્થિત બનાવ્યા હતા તથા અભ્યાસવર્ગો ખોલવાની ગોઠવણ કરી હતી લોકોનો ઉત્સાહ ઘણો હતો

ભરૂચ —

શેઠ રતનસી, ધરમસી હોમરૂલ લીગના અતિ ઉત્સાહી પ્રૉવિન્શીયલ સૅક્રેટરી મી ચન્દ્રશકર પડ્યા, મી કનૈયાલાલ મુનશી તથા મી મનસુખલાલ માસ્તર—એમનુ એક ડૅપ્યુટેશન તા ૧૫ મીના ભરૂચ ગયુ હતુ મી કનૈયાલાલ મુનશીને ત્યા શેઠ રતનસીના માનમા ચાહપાર્ટી કરવામા આવી હતી અમલદાર વર્ગની ઈચ્છા ન હોવા છતા ત્યાના નેતાઓ આ પાર્ટીમા આવ્યા હતા તેમની અનેક મુશ્કેલીઓ તથા શકાઓ ડૅપ્યુટેશને દૂર કરી હતી સાઝના દાદાભાઈ હૉલમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર મી માસ્તર, મી મુનશી તથા મી પડ્યાએ અસરકારક ભાષણ કર્યા હતા લગભગ ૫૦૦ પુરૂષો હાજર હતા હૉલ ન્હાનો હોવાથી બીજા લોકોને ચાલી જવુ પડ્યુ હતું સર શાપુરજી હૉલ દરેક સાર્વજનિક કામને માટે બાધવામા આવેલો હોવા છતા મળ્યો નહિ હતો સભામા ઘણો જ ઉત્સાહ હતો અને ઘણા પુરૂષો હોમરૂલ લીગમા જ સભામા દાખલ થયા હતા લાઈબ્રેરી અને અભ્યાસવર્ગોની ગોઠવણ પણ કરી હતી

નડિયાદ —

તા ૧૮ મીએ મી ચન્દ્રશકરે નડિયાદમા લગભગ ૧૨૦૦ માણસ સમક્ષ રા બ્હાદુરશકર ગિરધરલાલના પ્રમુખપદ નીચે અમલદારોની હાજરીમા "હાલની રાજકીય સ્થિતિ" ઉપર એક અતિ પ્રોત્સાહક અને જવાબદાર ભાષણ આપ્યુ હતુ અને તેને પરિણામે ૧૦૦ નવા સભાસદો હોમરૂલ લીગમા જોડાયા હતા

ગોધરા —

તા ૨૧ મી જુલાઈના સવારના હોમરૂલ લીગના મત્રી મી બૅન્કર, મી ચન્દ્રશકર તથા મી મનસુખલાલ માસ્તર ગોધરે આવી પ્હોચ્યા હતા મી દલસુખભાઈ વકીલની ઑફીસમા ત્યાના નેતાઓ ભેગા થયા હતા તેઓને હાલની સ્થિતિ સમજાવી હતી અને હોમરૂલ લીગની ત્યા સ્થાપના કરી હતી સાઝના ડૅપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની હાજરીમા લગભગ ૫૦૦ પુરૂષો સમક્ષ—જેમા લગભગ ૫૦ મુસલમાનો હતા—મી માસ્તર તથા મી પડ્યા " હાલની રાજકીય સ્થિતિ" ઉપર બોલ્યા હતા મી પડ્યાનુ ભાષણ એટલું બધુ તો પ્રોત્સાહક અને

જવાબ ાર હતુ કે તરત જ સભામા જ ૧૫ માણસો હોમરૂલ લીગમા દાખલ થયા હતા લાઈબ્રેરી તથા અભ્યાસવર્ગોની ગોઠવણુ કરવાનુ કામ ત્યાના એક ઉત્સાહી નેતા મી વામનરાવ મુકાદમને સોંપવામા આપ્યુ છે ડેપ્યુટેશનની મુલાકાતથી ત્યાના રાજકીય જીવનમા કઈક નવો જ વેગ આવ્યો હતો

અમદાવાદ —

તા. ૨૨ મીની સવારના શેઠ રતનસી ધરમસી, મી જમનાદાસ દ્વારકાદાસ, મી બેન્કર, મી ચન્દ્રશંકર પડ્યા, મી મનસુખલાલ માસ્તર અમ લાદ આવ્યા હતા તેમને સ્ટેશન-ઉપર શેઠ અબાલાલ સારાભાઈ, મી. જીવનલાલ દેશાઈ, મી મગનભાઈ પટેલ વિગેરે અમદાવાદના નેતાઓએ આવકાર આપ્યો હતો બપોરના શેઠ અબાલાલ સારાભાઈને ગૃહે અમદાવાદના નેતાઓને બોલાવવામા આવ્યા હતા અને ડેપ્યુટેશનના સભાસદો સાથે તેઓએ હાલની સ્થિતિ વિષે વાતચીત કીધી હતી સાઝના આનન્દભુવન થીયેટરમા એક જગીવર સભા ભરાઈ હતી-લગભગ ૨૦૦૦ માણસોની સખ્યામા ત્યાની પ્રતિષ્ઠિત સન્નારીઓએ હાજરી આપી હતી સભાનુ પ્રમુખસ્થાન ત્યાના જાણીતા શહેરી રા બ રમણભાઈ મહિપતરામે લીધુ હતુ મી માસ્તરે, મી ચન્દ્રશંકરે તથા મી જમનાદાસે અસરકારક ભાષણો કર્યા હતા શેઠ મગનદાસ ગિરધરદાસ જેવા ત્યાના મુખ્ય શહેરી અને મોટા મીલમાલકે તેઓનો આભાર માનતા હોમરૂલ લીગમા જોડાવાને શ્રોતાજનને વિનતિ કરી હતી પ્રમુખે પણ અસરકારક ભાષણ કર્યું હતુ, અને સરકારની હાલની રાજ્યનીતિને વખોડી કહાડી હતી લોકોમા ઉત્સાહ ઘણો હતો લગભગ ૧૦૦ નવા સભાસદો જોડયા હતા

હોમરૂલ લીગે આ પ્રમાણે દરેનાથી, વ્યવસ્થાપૂર્વક પોતાનુ કાર્ય શરૂ કીધુ છે અને ગુજરાતમા ગૃહે ગૃહે સ્વરાજ્યનો સદેશ પ્હોંચાડવાની પ્રતિજ્ઞા લીધી છે ગુજરાતમા જાગૃતિ આવી છે હિન્દના અણીના પ્રસગમા ગુજરાત પોતાનુ ગૌરવ જાળવશે તથા તેના રાજકીય જીવનના ચેતનમા પોતાના ચેતનનો ફાળો આપશે, એવી આશા છે

---

# ભાઈ રણજિતરામ.

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી એ, એલએલ બી

૧.

આમુખ.

ભાઈ રણજિતરામ સમ્બન્ધી હું શું લખું અને શું ન લખું ? સ્વભાવથી અને સિદ્ધાન્તથી તટસ્થ પરીક્ષકોની પણ તટસ્થતા સ્નેહનો પક્ષપાત લજાવી દે છે મ્હેં ગુજરાતના અનેક પ્રસિદ્ધ પુરૂષોના જીવનચરિત્રો લખ્યા છે, અને તે મ્હારાથી બની શકે તેટલી સમભાવભરી તટસ્થતાથી ભાઈ રણજિતરામના સમ્બન્ધમા પણ મ્હારાથી બનશે તેટલી તટસ્થતા સાચવવા હું પ્રયાસ કરીશ તથાપિ હું પૂરેપૂરી તટસ્થતા જાળવી શકીશ કે કેમ, શુદ્ધ સ્નેહની સમગ્ર ઊર્મિ પરમ્પરાને હું સયમમા રાખી શકીશ કે કેમ એની મ્હને સ્હેજ શંકા રહે છે તેટલા માટે હું ગુજરાતના વાચકવર્ગને નમ્ર પ્રાર્થના કરૂ છુ કે જો શુદ્ધ સ્નેહનો પક્ષપાત ત્હેને ક્ષન્તવ્ય લાગતો હોય તો સ્નેહપ્રાબલ્યથી હું તટસ્થ મટી પક્ષસ્થ થઈ જતો લાગુ ત્યારે ઉદારતાથી મ્હને તે નભાવી લે

ભાઈ રણજિતરામ ગુજરાતના અનેક અગ્રેસર વિદ્વાનો, લેખકો, કાર્યકરો આદિના નિકટ સમ્બન્ધમા આવેલા હતા ત્હેમાના કેટલાકની સાથે ત્હેમને ગાઢ મૈત્રીનો સમ્બન્ધ હતો હું એ ગાઢ મિત્રોમાનો એક છુ મ્હને હજી સ્મરણમા છે એ રાત્રિ જ્યારે અમ્હે બે મુંબાઈની ચોપાટી ઉપર સાથે ફરવા ગયા હતા અને ત્હેમણે ત્હેમની દેખાતી ભાવહીનતા (*Coldness*) મૂકી દઈ ઊર્મિમય આવેશથી મ્હને પ્રશ્ન પૂછી આશ્ચર્યચકિત કર્યો હતો "ચન્દ્રશંકર, આપણે બે મિત્રો થઈ શકીએ ખરા ?" ત્હેમના પ્રશ્નનો મુદ્દો બરાબર ન સમજાવાથી મ્હેં વિસ્મયથી પૂછ્યુ "રણજિતરામ, કેમ આવો પ્રશ્ન પૂછો છો ?" ત્હેમણે ઉત્તર આપ્યો "તમ્હે નાગર છો માટે" મ્હેં પુછ્યુ "એટલે ? હુ નાગર છુ માટે શુ કોઇનો મિત્ર ન થઈ શકુ ?" ત્હેમણે સચેત અવાજમા પૂછ્યુ "નાગર કોઈના મિત્ર જાણ્યા છે ?" મ્હેં ઉત્તર દીધો "રણજિતરામ, મ્હારી નાતને થતા અનેક અન્યાયોમા ઉમેરો ન કરો તમ્હે કહો છો એવા નાગરો નહિ હોય એમ હુ કહેવા ઇચ્છતો નથી, એટલુ તો હુ કહી શકુ એમ છે કે હુ તેવા નાગરોમાનો એક નથી તમ્હે એમ પૂછો છો કે 'આપણે મિત્રો થઈ શકીશુ ? હુ તો જોઈ શકુ છુ કે 'આપણે મિત્રો છિએ'" ભાઈ રણજિતરામ આ વર્ષના જૂન માસની તા ૪ થીની સ્હવારે ૯ વાગતાને શુમારે નરોત્તમ ગોકળના જુહુના બગલાના કૉમ્પાઉન્ડના દરવાજા આગળથી દરિયામા ન્હાવા જવા હસતે મુખે-મીઠી મશ્કરી કરતે-મ્હારાથી જુદા પડયા ત્યા સુધી 'આપણે મિત્રો છિએ' એ સ્થિતિ અપરિવર્તિત રહી ત્હેમનો દેહ ભસ્મીભૂત થયો છે, અને ચર્મચક્ષુએ હુ એ રણજિતરામને નહિ જોઉ જેમણે મ્હારા જીવનને જીવવા યોગ્ય બનાવવામા અમૂલ્ય ભાગ ભજવ્યો હતો, પરન્તુ આશ્વાસન છે શાસ્ત્રોના કે "આત્મા અમર છે" તો પછી હજી પણ સત્ય છે અને ભવિ

આમાં પણ સત્ય રહેશે મ્હારો ઉદ્ગાર 'આપણે મિત્રો છિએ' નિર્મૂળ ગણાવાની બીતિ વગર જેમની આગળ હૃદયની મર્મભેદી મૂંઝવણો કહી હૈયું હલકું કરી શકાય, મૂર્ખ મનાવાની ચિન્તા વગર જેમની પાસે બુદ્ધિની ગૂંચવી નાખનારી મુશ્કેલીઓ રજુ કરી મગજને કંઇક શાન્ત બનાવી શકાય, અને તરંગી લેખાવાની શંકા વગર જેમની સમુખ આત્માના ગૂઢ મનોરાજ્યો નિવેદિત કરી ઉરને ઉલ્લસિત કરી શકાય એવા અનેક મિત્રો પ્રભુકૃપાથી મ્હને મળેલા છે,–પરન્તુ તે મ્હારા મોટા અને ન્હાના મિત્રોને સ્હેજ પણ અન્યાય કર્યા વિના હું જણાવવાની રજા લઉં છું કે "રણજિતરામ તે રણજિતરામ એમને ગયે એમનું સ્થાન અક્ષય ખાલી" ભાઈ રણજિતરામ મ્હારે સગા ભાઈ સમાન હતા મ્હારા જીવનના ઘણા રહસ્યો એ જાણતા એમના જીવનના ઘણા રહસ્યો હું જાણતો એક બીજાની નિર્બળતાઓ જાણતા અને માફ કરતા એક બીજાની શક્તિઓ જાણતા અને માન આપતા કોઈ પણ સમયે મ્હારા એ ભાઈનું અવસાન હું સહન ન કરી શકત, પરન્તુ જે વર્ષમાં મ્હેં મ્હારા વ્હાલામાં વ્હાલા પત્ની ખોયા અને પૂજ્યમાં પૂજ્ય પિતા ખોયા તે જ વર્ષમાં આ ત્રીજો અગત આઘાત ખમવાનું સામર્થ્ય મ્હારામાં ન્હોતું રહ્યું હશે ભાઈ રણજિતરામ ગયા–તે ન ગયા નહિ થાય, હવે રહ્યું માત્ર ત્હેમને સંભારવાનું અને ત્હેમના અમૂલ્ય જીવનમાંથી પ્રેરણા પામવાનું ઠીક સંભારીશું અને પ્રેરણા પામીશું સાહિત્યપરિષદ્‌ના અધિવેશનો ભરીશું, શિક્ષણપરિષદ્ દ્વારા ગુજરાતમાં જ્ઞાનના વ્હાણા કરીશું માસિકોમાં લેખો લખીશું, ગ્રન્થો રચીશું, ગુજરાતના ગૌરવના ગુણગાન ગાઈશું, ગુજરાતની એકતાના પાઠ પઢીશું એ સર્વ કરીશું—પરન્તુ રહી જશે શૂન્યતાના અનિવાર્ય ભાર એ સર્વમાં સહકાર કરનાર ભાઈ રણજિતરામ વિના વિશેષ શું?

## જીવનની રૂપરેખા.

ગુજરાતનો કૃતજ્ઞ ઇતિહાસકાર સ્મરણીય લેખશે તે દિવસ જ્યારે સુરતમાં રા વાવાભાઈ નામના કાયસ્થ ગૃહસ્થના કુટુમ્બમાં ભાઈ રણજિતરામનો જન્મ થયો તે દિવસ તે સંવત્ ૧૯૩૮ ના કાર્તિક સુદિ ૨ રા વાવાભાઈ એલ, સી ઈ હોવાથી એન્જીનિઅરની નોકરી કરતા હતા તેઓની નોકરી ભરૂચ જીલ્લામાં હોવાથી, રા રણજિતરામનું બાળપણ તે જીલ્લાના જુદા જુદા ગામોમાં વ્યતીત થયું હતું ન્હાનપણથી જ રા. રણજિતરામ સૌમ્યશીલ, નિવૃત્તિપ્રિય અને અલ્પભાષી હતા ઈ. સ ૧૮૮૮ માં ત્હેમના પિતા નોકરીને અંગે અમદાવાદ ગયા અને પછી ત્યાં જ રહ્યા એટલે ભાઈ રણજિતરામનો અભ્યાસ અમદાવાદમાં જ શરૂ થયો અને, અમદાવાદમાં જ પૂરો થયો મેલ ટ્રેનિંગ કૉલેજના પ્રૅક્ટિસિંગ ક્લાસમાં તેઓએ ગુજરાતી અભ્યાસ કર્યો હતો, અને માધ્યમિક કેળવણી, અમદાવાદની મિશન સ્કૂલમાં લીધી હતી ખ્રીસ્તી મિશનરીઓના જીવનની સારી અને બીજી બાજુ ત્હેમણે તે વખતે જાતે જોઈ હતી, અને તે વિષે અનેક વાર તેઓ વાતો કરતા ઈ સ. ૧૮૯૮ માં તેઓએ મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી, અને ઈ. સ ૧૮૯૯ માં અમદાવાદની ગુજરાત કૉલેજમાં પ્રવેશ

કર્યો તેઓનુ વિદ્યાર્થીજીવન પરીક્ષાઓની દૃષ્ટિથી તેમ જ ખરા અભ્યાસની દૃષ્ટિથી ઉંચા પ્રકારનું હતું ત્હેમની વિદ્યોપાસનાએ તથા ત્હેમના કાર્યોત્સાહે ત્હેમના સ્નેહી સમવયસ્કોનુ તેમ જ ત્હેમના અધ્યાપકોનુ લક્ષ ખેચ્યુ હતુ તેઓ વિદ્યાર્થી હતા તે વખતની વાતો તેઓ બહુ કરતા-ખાસ કરીને ત્યાના ત્હેમના મિત્રમડળની, ત્યાના સુધારકો અને પ્રાર્થનાસમાજીઓની અને ત્યાના પ્રોફેસરોની ગુજરાતના વિદ્વાનો અને રસિકોમા અવતસરૂપ પ્રો આનન્દશકર ધ્રુવ માટે મ્હે ત્હેમનો અભિપ્રાય પૂછેલો ત્હેના ઉત્તરમા ત્હેમણે કહ્યુ હતુ "આનન્દશકરમા વિદ્વત્તા વિશાલ અને રસિકતા ઉંચા પ્રકારની, પણ ત્હેમના જીવનથી કે ત્હેમના ઉપદેશથી કોઈને પ્રેરણા આપી શકે અથવા પોતાની આસપાસ સહચરો અથવા અનુયાયીઓનુ મડળ આકર્ષી શકે એવુ સમર્થ વ્યક્તિત્વ ત્હેમનામા નહિ જુઓને, ડૉ ભાણ્ડારકરના વિદ્વાન શિષ્યો હજીયે ત્હેમને કેવી ઉપકારબુદ્ધિથી સભારે છે ? આનન્દશકરને ગુજરાતના કેટલા વિદ્વાનો એવી રીતે સભારે છે ?-અથવા સભારશે ?" બી એ ની પરીક્ષા માટે ઐચ્છિક વિષય તરિકે ત્હેમણે "તર્કશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર" (*Logic and Moral Philosophy*) એ વિષય લીવો હતો ઈ સ ૧૯૦૩ મા તેઓએ બી એ ની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી, અને ગુજરાત કૉલેજમા ફેલો તરિકે તેઓ નીમાયા ત્હેમનુ કૉલેજજીવન ઉંચા પ્રકારનું હતુ તેઓ માત્ર સારા વિદ્યાર્થી હતા એટલુ જ નહિ, પરન્તુ કૉલેજની ડીબેટિંગ સોસાયટીમા, કૉલેજના સોશિઅલ ગૅધરિંગમા અને તે ઉપરાત કૉલેજની બ્હારની 'સાહિત્ય સભા વગેરે સસ્થાઓમા તેઓ હોસભર્યો અને અગ્રેસર ભાગ લેતા તેઓને વણ વાચનાની ટેવ હતી ત્હેમના જેટલા વિશાળ અને વિવિધ વાચનવાળા ગુજરાતમાં બહુ થોડા હશે ઈ સ ૧૯૦૫ ના મે માસમા ત્હેમની પ્રેરણાથી અને મુખ્યાશે ત્હેમના શ્રમથી સાહિત્ય સભાએ પ્રથમ સાહિત્ય પરિષદ્ અમદાવાદમા ભરી તેઓ સાહિત્ય પરિષદ્‌ના મત્રી નીમાયા હતા શ્રીયુત ગોવર્ધનરામે કેટલીક આનાકાની પછી તે પરિષદ્‌નુ પ્રમુખપદ સ્વીકાર્યું હતુ તે સમ્બન્ધમા વાત કરતા ગ રણજિતરામ રા હાકોરલાલ હરિલાલ દેસાઈની અને રા બ રમણભાઈની બહુ પ્રશસા કરતા ગ બ રમણભાઈના સબન્ધમા તેઓએ કહ્યુ હતું "રમણભાઈ હોય નહિ અને અમદાવાદમા આટલુ યે સાહિત્યજીવન અને સાર્વજનિક જીવન હોય નહિ રમણભાઈની ભૂલો બતાવવી એ કામ જેટલુ હલકુ છે તેટલુ જ સ્હેલુ છે, એમની માફક સર્વ સારા કામોમા પોતાની પ્રતિષ્ઠા અને પોતાની સલાહનો લાભ આપવો એ બીજા કોઇ કરતા નથી તમ્હે ચોખ્ખા દિલથી કામ કરવા તૈયાર હો અને જવાબદારી માથે લેતા હો તો રમણભાઈની મદદની ખાત્રી" ઈ સ ૧૯૦૫ ના એપ્રિલમા તેઓ ઉમરેઠની હાઈસ્કૂલના હેડમાસ્તર નીમાયા ને તે વર્ષના નવેમ્બર સુધી તે પદ ઉપર રહ્યા નવેમ્બરમા ગ મણિશકર ગ્નજી ભટ્ટની સલાહથી પ્રો ગજ્જરના પ્રાઇવેટ સેક્રેટરી તરિકે તેઓ રહ્યા શ્રીયુત ગોવર્ધનરામ ત્રિપાઠીને અને પ્રો ગજ્જરને ઘણો સારો સમ્બન્ધ હતો, અને પ્રો ગજ્જરને શ્રીયુત ગોવર્ધનરામનુ જીવનચરિત્ર લખાવવાની ઘણી હોંસ હતી રા રણજિતરામને તે કામ સોપવામા આવેલુ હતુ અને તે માટે



રણજિતરામ અને તેમના પિતા વાવાભાઈ.

તેમણે કરવાની તૈયારીઓ પણ કરવા માંડી હતી, પરન્તુ તેથી આગળ તેઓ અનેક કારણોને લીધે વધી શક્યા નહોતા. પ્રો. ગજ્જરને ત્યાં તેઓ રહ્યા તે દરમ્યાન તેમને અતિશય લાભ થયો. પ્રો. ગજ્જર જેવા ભાવનાશાળી, ચેતનમય અને ઉદ્યોગી મહાન્ પુરુષ પાસે રહેવાથી જે સતત પ્રેરણા મળે તે તેમને મળી; તે ઉપરાંત, પ્રો. ગજ્જરના વિશાળ અને વિવિધ પુસ્તકાલયનો પણ

ઉત્તરરામચરિત્ર ૧૮૯૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તેઓએ પુરો ઉપયોગ કર્યો ઈ સ ૧૯૦૭ મા બીજી સાહિત્યપરિષદ્ વખતે તેઓ મ ત્રી તરીકે નીમાયા હતા ઈ સ ૧૯૦૮મા પ્રો ગજ્જરની સમતિથી પ્રો ગજ્જર ની નોકરી છોડી, તેઓશ્રીયુત પ્રભાશંકર દત્તપતરામ પટ્ટણીના ખાનગી સેક્રેટરી થયા ઈ સ ૧૯૦૮ થી માડી ઈ સ. ૧૯૧૬ ના મે માસ સુધી તેઓ રા પટ્ટણીના સેક્રેટરી રહ્યા તેઓ રા પટ્ટણીની નોકરીમા દાખલ થયા ત્યારે રા પટ્ટણી ભાવનગરના દીવાન હતા, એટલે ઈ સ ૧૯૦૮ થી ઈ સ ૧૯૧૨ સુધી ભાઈ રણજિતરામ ભાવનગરમા રહ્યા ત્યા દેશી રાજ્યનુ વાતાવરણ અનનોકૂળ હોવાથી તેમને તક મળી તેઓ મ્હને વારવાર કહેતા કે ત્યાનુ વાતાવરણ તેમને ગોઠતુ નહિ રા મણિશંકર રત્નજી ભટ્ટ ની સગતિ અને પ્રો નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ ની સગતિ એ ત્હેમના આશ્વાસનો હતા ભાવનગરમા રહ્યાથી તેઓને સુરત, ભરૂચ, અમદાવાદ તથા મુંબાઈ વગેરે સ્થાનોમા મનુષ્યપ્રકૃતિનો જે અનુભવ થયો હતો ત્હેનાથી કેટલાક જુદી જાતનો અનુભવ થયો, અને ત્હેને પરિણામે તેઓ વ્યવહાર વિશેષ સમજતા થયા ભાવનગર તેઓ હતા તે દરમ્યાન ઈ સ ૧૯૦૯ મા ત્રીજી સાહિત્યપરિષદ રાજકોટ મુકામે મળી હતી અને તેમા ત્હેમણે યથાશકિત ભાગ લીધો હતો ઈ સ ૧૯૧૨ માં શ્રીયુત પટ્ટણી મુંબાઈના નામદાર ગવર્નરની કારોબારી સભાના સભાસદ નીમાયા ત્યાર થી રા રણજિતરામને મુંબાઈ, મહાબળેશ્વર અને પૂના એ ત્રણ સ્થાને વારાફરતી રહેવાનુ થતુ આ અરસામા વળી ત્હેમને જુદી જાતનુ જીવન જોવાની તક મળી પૂનામા તેઓ પ્રો બળવંતરાય ઠાકોરના તેમ જ પૂનાની કૉલેજોમા અભ્યાસ કરતા ગુજરાતી વિદ્યાર્થીઓના વિશેષ સબધમા આવ્યા એટલુ જ નહિ, પરન્તુ ત્યાનુ સાર્વજનિક જીવન જોવાની પણ ત્હેમને તક મળી ભાઈ રણજિતરામનો તથા મ્હારો સબન્ધ અતિશય ગાઢ થયો તે પણ પૂનામા જ ચોમાસાના બે સુન્દર માસ દરમ્યાન અમ્હે કવિતાના વાચન સાથે ગાળ્યા છે અને હૃદયમથનો કર્યા છે એ બે માસનો પૂનાનો નિવાસ અને ભાઈ રણજિતરામનો સ્નેહભર્યો સહવાસ મ્હારા સ્મરણમાથી લુપ્ત થઈ શકે તેમ નથી શ્રીયુત પટ્ટણીની સાથે સ્થાનાન્તર કરવામા ત્હેમને એક વાત ખટકતી હતી અને તે એ કે ત્હેમને પોતાના સ્વજનો સમીપ રહેવાની અનુકૂળતા ન્હોતી મળતી તેઓ મ્હને વારવાર કહેતા "ચન્દ્રશંકર! મ્હારા કુટુમ્બની સાથે હુ નથી રહી શકતો તેથી હુ બેશનિશાન છઉ એમ મ્હને લાગ્યા કરે છે" સર પ્રભાશંકર પટ્ટણી પોતાના પદમાથી મુકત થયા તે પ્રસગે ત્હેમની સમતિથી ત્હેમની નોકરી છોડી, ઈ સ ૧૯૧૬ ના જૂન માસથી મુંબાઈના સુપ્રસિદ્ધ શેઠ નરોત્તમ મોરારજી ગોકુળદાસની નોકરી સ્વીકારી ત્હેનુ એક મુખ્ય કારણ ત્હેમની ઉપર કાઢેલી પ્રગન લાગણી હતી મો તે નોકરી સ્વીકાર્યા પછી એક વર્ષના ટૂંકા સમયમા તેઓનુ અકસ્માત્ અવસાન થયુ એ બાબત ધ્યાનમા લઈએ તો એમ લાગી ગયા વિના નથી રહેતુ કે તેઓ ત્હેમના સુશીલ પત્ની શાન્તિબ્હેન તથા ત્હેમના બાળકો—બ્હેન અરૂણા અને ભાઈ અશોક—ની સાથે ત્હેમના જીવનનુ એક છેલ્લુ વર્ષ ગાળી શકયા એ એક આશ્વાસન છે ભાઈ રણજિતરામ શેઠ નરોત્તમની નોકરીમા જોડાયા તે પૂર્વે ત્હેમણે ઈ સ ૧૯૧૬ ના મે માસમા પાચમી સાહિત્યપરિષદ ભરવાની હીલચાલ સર પ્રભાશંકરને ત્યાથી

ઉપમાન ભાગ ૧, ૨, ૩—૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ખાસ રજા લઈને તેઓ ત્યાં રહ્યા હતા, અને જો કે પોતે મંત્રી ન હતા છતાં પરિષદ્ તથા સમ્મેલન સફળ થાય તે માટે ત્હેમણે અથાગ મહેનત કરી હતી. તે વર્ષે સાહિત્યપરિષદ્‌ના મંત્રીઓની સંખ્યા ત્રણને સ્થાને પાંચની થઈ અને ત્હેમાંના તેઓ એક થયા. ઈ. સ. ૧૯૨૧ ના જૂન પછી તેઓ મુંબાઈમાં રહ્યા. તે દરમ્યાન તેઓ ગુર્જર સભાના કામકાજમાં ઘણો રસ લેતા અને ગુર્જર સભા માત્ર મુંબાઈના ગુજરાતીઓમાં જ નહિ, પરન્તુ બ્હારના ગુજરાતીઓમાં પણ ઉન્નત પ્રકારનું પ્રાન્તિક ચેતન પ્રેરનારૂં સમર્થ થઈ શકે તે માટે વારંવાર સૂચનાઓ કરતા. તે ઉપરાંત તેઓ ગુજરાતી હિન્દુ સ્ત્રીશિક્ષણવર્ગોના મંત્રી સાથે સહમંત્રી નીમાયા હતા અને "સમાલોચક" તથા "નવજીવન" એ બે માસિકોને માટે તે પત્રોના તંત્રીઓને પણ શરમાવે તેવી મમતા અને સતતતાથી લખતા. "નવજીવન"ના ચેતનમય, ભાવનાશાળી અને મર્યાદશીલ મંત્રી ભાઈ ઈન્દુલાલ યાજ્ઞિક બીમાર હોવાથી છેલ્લા અનેક માસથી તો તંત્રીપદ ત્હેમની પાસે જ હતું. ચાલુ વર્ષના જૂન માસની ૪ થી તારીખે અણસમજુ મૃત્યુએ "આંધળાની આંખ" સમું ગુજરાતનું અમોલું રત્ન હરી લીધું અને ગરીબ ગુજરાતને વધારે ગરીબ બનાવ્યું જેવી ઈશ્વરેચ્છા!

ભાઈ રણજીતરામના ટૂંકા જીવનની આ ટુંકી રૂપરેખા. હવે આપણે ત્હેમનું એક વ્યક્તિ તરીકે, એક વિદ્યોપાસક તરીકે અને એક પ્રાન્તસેવક "ગુજરાતી" તરીકે ટૂંકું અવલોકન

૩.

વ્યક્તિ.

ભાઈ રણજીતરામ એક વિદ્યોપાસક તરીકે તથા એક પ્રાન્તસેવક તરીકે કેવા હતા એ વાત ઘડી વાર વીસરી જઈએ—વીસરી ન શકાય એવી એ વાત વીસરી જવાનો ક્ષણભર સગવડની ખાતર પ્રયાસ કરીએ—અને કેવળ એક વ્યક્તિ તરીકે જ તેઓ કેવા હતા તે જોવા યત્ન કરીએ તો આપણા આગળ કેવી મૂર્તિ ખડી થાય છે? શરીરે દુબળું અને સત્ત્વહીન, છતાં માંદગીને માંદગી ગણી નહિ અને પ્રસંગે આશ્ચર્યકારક ઉદ્યોગ કરી શકે એવું, મુખાકૃતિ આકર્ષક અને નિર્દંભની પ્રભાથી ઝળકતી, અને ગજા તે કરતાં વિશેષ ભાર મગજ ઉપર હોય તેવી ચિન્તાયુક્ત મનો દશાનું પ્રતિબિમ્બ પાડનારી, ક્વચિત્ હસમુખી પરન્તુ મ્હોટે ભાગે ગંભીર અને ચિન્તનશીલ, મન તીવ્ર જિજ્ઞાસાવાળું અનેક વિષયોમાં રસ લેનારૂં, અનેક ન્હાના મ્હોટા પ્રશ્નોના નિરાકરણો શોધવાને મથતું, પણ મુંઝાતું, ન ફાવતું, આખરે થાકી જતું અને વળી પાછું તે પ્રશ્નની પાછળ નવી હોંસથી પડતું, એક જ વિષયનો અખંડ સાથેનો સહવાસ લાંબો સમય ન સેવી શકતા, પરન્તુ જુદે જુદે પ્રસંગે ટૂંકી ટૂંકી મુલાકાતો લેનારૂં અને ટૂંકા ટૂંકા સંસ્કારો ઝીલનારૂં, વિશાળ અને વિવિધ વાચનમાંથી સંગ્રહેલી વિગતો અને માહિતીથી સભર, પરન્તુ ત્હેમના યથાયોગ્ય મૂલ્ય આંકી, ત્હેમને ઘટતા સ્થાનોનો નિર્ણય કરી, ત્હેમની સુઘટિત વ્યવસ્થા કરવાને અશક્ત. ઉતાવળથી અભિપ્રાયો બાંધનારૂં, ઉતાવળથી અભિપ્રાયો ફેરવનારૂં. એક રીતે સત્યપ્રેમી અને ન્યાયપ્રેમી, છતાં તે માટે આવશ્યક ધૈર્યવાળું નહિ,

* ભવિષ્યવેત્તા રૂ. ૦-૪-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પરિણામે વિદ્યોપાસનાની જે અતિશ ઉંચા પ્રકારના આર્યોથી પ્રેરાયલી પ્રજાઓમાં હોય છે તેવી ગુજરાતમાં ન હોય તો તે સ્વાભાવિક છે-શોચનીય હોવા છતા એવા પ્રાન્તમા ઉપાસ વિદ્યોપાસનાના ઉચ્ચ દૃષ્ટાન્તો નથી જ એમ નથી, જો કે બંગાળા, મહારાષ્ટ્ર, મદ્રાસ આદિ પ્રાન્તોમા જેવા અને જેટલા પ્રસિદ્ધ વિદ્યોપાસકો થયા છે તેવા અને તેટલા કદાચિત્ ગુજરાતમા થયા નહિ હોય રા રણજીતરામનુ વાચન અનિયમ વિનાનું અને વિવિધ હતુ હેમની માહિતી એટલી બધી હતી કે હેમને હેમના એક મિત્રો ' માહિતીના ભંડાર " કહેતા કોઈ પણ વિષય ઉપર પોતાને લખવુ હોય કે વ્યાખ્યાન આપવુ હોય તો અનેક યુવાન વિદ્વાનો હેમની મદદ લેતા માન એટલુ સત્યની ખાતર કહેવુ જોઇએ કે હેમનુ વાચન જેટલુ વિશાળ હતુ તેટલુ મર્મગ્રાહી ન્હોતુ તેમ જ હેમની માહિતી જેટલી વિવિધ હતી તેટલી પચાવેલી અને વ્યવસ્થિત ન્હોતી આમ હોવાનુ કારણ કેટલેક અંશે હેમના મનનુ બંધારણ હતુ અને કેટલેક અંશે હેમની પરિસ્થિતિ હતી ભાઈ રણજીતરામની વિદ્યોપાસના કેવળ બુદ્ધિના વિલાસ સમાન ન હતી, પરન્તુ હેમના ચારિત્ર્ય ઉપર ઉંડી અસર કરનારી અને હેમના લોકોપયોગી જીવનમા સહાયરૂપ હતી

ભાઈ રણજિતરામે હેમની વિદ્વત્તાના પ્રમાણમા લખ્યુ છે થોડુ અને તે થોડુ પણ મ્હોટે ભાગે છૂટક છૂટક લેખો ચર્ચાપત્રો તથા માસિકોમાં લેખો અનેક લખતા ભાઈ રણજિતરામના લેખો મ્હોટે ભાગે હેમની માહિતી અને વિશાળ વાંચનને લીધે રચાતા અને વચ્ચે હેમની શૈલી પૂરેપૂરી જામેલી ન્હોતી અને તેથી એકસરખો પ્રવાહ વાક્યપ્રવાહ એ હેમની શૈલીનું પ્રધાન લક્ષણ નથી, છતા હેમના ટકા ટૂંકા વાક્યો સારા લાગે છે અને હેમની શબ્દ સમૃદ્ધિ અનેક વિજાતીય તત્ત્વોને એકત્ર કરનાર હોવા છતા અર્થબોધ-ક લાગે છે હેમનો વિવિધ વિષયો વિષે લેખો લખેલા છે એ લેખો ઉપરથી જણાય છે કે ભાઈ રણજિત રામ સ્વતન્ત્ર ચિન્તન કરનાર



રણજિતરામ બાળવિદ્યાર્થી તરિકે

ભામિની ભૂષણ ભા ૧ લો રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ



ક્ષુદિરામ અને તેમનાં પત્ની શ્રી. શાન્તિગૌરી.

# કેળવણીનું માહાત્મ્ય.

લેખક—શા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.

અનુસધાન પૃ૪ ૩૨૩ થી

જે સન્નારીઓનાં દષ્ટાંતો બાળાઓને શીખવવામા આવે છે તે ક્યા, અને મોટા ખર્ચ અપાતી આજની અધુરી સ્ત્રીકેળવણી ક્યાં ? અજમીથી બ્રહ્મા વિષ્ણુ તથા મહેશને છ છ માસના બાળકો બનાવી દેનાર દેવી અનસૂયા ક્યાં ? અને સાહેબ સવારીમા તેમ જ જાહેર મેળાવડામા નજરે પડતી, નાટકના એક્ટરોની ચાલ તથા હાવભાવનુ અનુકરણ કરતી આપણી આજકાલની કેટલીક અધદગ્ધ સ્ત્રીઓ ક્યા ? પતિનુ આયુષ્ય પાછુ મેળવનાર સાક્ષાત્ યમરાજને પણ પ્રસન્ન કરનાર સતીસાવિત્રી ક્યા ? અને પતિ ઉપર દોડ ચલાવતી "સુન્દરી સુબોધ"ના પાના ભરવા માટે દષ્ટાન્તરૂપ બનતી આપણી હાલની ભગિનીઓ ક્યા ? દેવતાઓમાથી પણ પોતાના પ્રાણપ્રિય પતિને ઓળખી કાઢનાર તથા વનમા પતિ પાછળ રોતી, રખડતી દમયન્તી ક્યા ? અને મુસાફરીમા પતિને બાળકો સાચવવા આપતી તથા બીજી પરચુરણ મજુરી કરાવનારી આજની વીર્યહીન સ્ત્રીઓ ક્યા ? રાવણને પણ ધ્રુજાવનારી સતી સીતા ક્યાં ? અને બદુકના અવાજથી ડરી જતી આપણી સહધર્મચારિણી ક્યા ? હાલમા અપાતી સ્ત્રીકેળવણી, જેને માટે લેકોએ મોટી ધમાલ કરી મૂકી છે તેના પરિણામરૂપે ઉપર જણાવેલી જગજ્જનનીરૂપ પ્રાતઃસ્મરણીય સન્નારીઓ દેવીઓ જેવી એક પણ ઉત્પન્ન કરી શકાઈ હોય તેવુ દષ્ટાત આજ મળવુ મુશ્કેલ છે

સમયભેદથી શિક્ષણભેદ થતો હોય તો ભલે પરન્તુ તે ભેદ એવો તો ન જ હોવો જોઇએ કે જેથી આપણી સ્ત્રીઓ કે બહેનો અથવા પુત્રીઓ હાસ્યાસ્પદ દષ્ટાંતો બને અથવા તો પરિણામે તેઓ સફ્રેજીસ્ટ થઈ ઘર બાળવાના તથા બોમ્બ ફેંકવાના નિંદ્ય કામો કરવા તત્પર થાય કેળવણીનુ પરિણામ અન્યને પીડાકર અથવા તો વિઘ્નકર ન જ આવવુ જોઈએ અને તેવુ પરિણામ જ્યા જ્યા જોવામા આવે ત્યાં પદ્ધતિ ખામીવાળી છે એમ માનવુ અને તેવી પદ્ધતિ નાબૂદ કરવામા કેળવણીનો ઉપયોગ કરવો એ જ પરમ કર્તવ્ય તથા પુરૂષાર્થ છે

દરેક જાતની કેળવણી પછી ગમે તો તે પુરૂષોની કેળવણી હો કે સ્ત્રીઓની કેળવણી, શારીરિક હો કે માનસિક, પરન્તુ તે ઉત્તેજક પોષક તથા પરમ શ્રેય સાધક હોવી જોઈએ શ્રેયોબાધક ના જ હોવી જોઇએ અને તે બાબતમા ગુણનુ વર્ણન આપ્યા પછી ખામી તરફ લક્ષ્ય ખેંચવુ જોઈએ (એટલે કે ગીતાની પેઠે દૈવી સપત્તિ જણાવ્યા પછી આસુરી સપત્તિ બતાવવી જોઈએ અને તે ખામીઓ પણ એવી રીતે બતાવવી જોઈએ ) કે જેથી તેને દૂર કરવા તરફ જ વત્તિ વળે આજકાલ આ વિષયમા વિપરીત ક્રમ ગ્રહણ કરવામા આવે છે તેવુ કાંઈક ભાન થાય છે એટલે કે ' ગુણ બીજાના ગાવ, દોષ ન દેખે કોઈના, ભારે નહિ ભરાય, તે ધરતીના ધેનના ' એ આનુભવિક વાક્યમા અપ્રીતિ થઈ છે એ પરમ્પરા નેહ દર્શન કરતા મળે છે તેના પરિણામે એમ થયુ છે કે સુસ્ત્રીઓ ત...

માન તથા પ્રેમની લાગણી નષ્ટવત્ થાય છે, સ્વતન્ત્રતાનો અર્થ વિપરિત ઉચ્છૃખળતામા ફેરવાઈ ગયો છે, અને હૃદયથી પ્રેમભાવના પ્રગટ થવાને બદલે બહિરાડમ્બર-*formality*-શિષ્ટાચાર જ ફક્ત રહ્યો છે આ સર્વેનુ કારણ યોગ્ય ગૃહકેળવણીની ખામી સિવાય અન્ય નથી સદ્ગત સાક્ષર મણિલાલ નભુભાઈ કહે છે કે એક યોગ્ય માતા સો શિક્ષક કરતા પણ અધિક છે તે અક્ષરશઃ સત્ય છે જે દેશમા બાળકને સ્તનપાનમા જ નૈતિકતત્વો આપવામા આવતા, જ્યાં સાસરે જતી કન્યાઓને शुश्रूषस्व गुरून् વિગેરે ઉપદેશ આપવામા આવતો, જ્યા અમુક આશ્રમનુ જ્ઞાન—અધિકાર-ફરજ-જવાબદારી વિગેરે શીખ્યા પછી જ તે આશ્રમમા પ્રવેશ કરવા દેવામા આવતો ત્યા આજ તેથી ઉલટુ જ જોવામા આવે છે તે શ્રીમગાજી વિષે शिर शार्वं स्वर्गात् વિગેરે શ્લોકનુ ભાન શુ નથી કરાવતુ ? ખરેખર ગોવર્દ્ધનરામભાઈ તેનુ ભાષાતર કરતા કહે છે કે શતપથ વિનિપાત જ નિર્મેલો એ યોગ્ય જ છે જ્યા સુધી ગૃહકેળવણી ઉપર પરતુ લક્ષ્ય અપાશે નહિ ત્યા સુધી ખરી કેળવણી આપણે પ્રાપ્ત કરી શકીશુ નહિ ગૃહકેળવણીરૂપી મજબૂત ઉપાયોવિના આપણુ ચારિત્રરૂપી ગૃહ મજબુત થશે નહિ. दारार्धीनस्तथा स्वर्ग पितृणामात्मनश्चह ।

આત્મોન્નતિ કે દેશોન્નતિમા પણ વિદ્યારૂપી યોગ્ય માતાની જ જરૂર છે અને તેથી યોગ્ય માતા નહિ મળવાથી તેના અભાવે તેની શોક્ય અવિદ્યાના દોરમા આપણે રહેવુ પડે અને ધ્રુવની પેઠે અથવા તો કૈકેયીએ રામની જેવી દશા કરી તેવી આપણી પણ દશા થાય તો તેમા ગો વાક ?

विद्या ददाति विनय सा चेदविनयावहा ।
क याम क प्रति ब्रूमो गरदाया स्वमातरि ॥

એ પ્રમાણે જ્યા માતા પોતે જ વિષ આપે તેમ વિદ્યાથી વિનય આવવાને બદલે અવિનય જ આવતો હોય તો વિષ આપનાર માને ' માતા ' એવુ નામ કે ઉપમા પણ આપી શકાય નહિ તેમ જેથી અવિનય અને ઉચ્છૃખળતા જ પરિણામે તેને આપણે વિદ્યા એવુ નામ જ નહિ આપી શકીએ તેને માટે તો આર્યશાસ્ત્રોમા અવિદ્યા એવુ નામ આપવામા આવ્યુ છે તે જ યોગ્ય છે કારણ કે તે અવિદ્યા—નાના રૂપ ધરી—આવે તો પણ આર્યસતાનો તેથી અનકૃત થશે જ નહિ તે તો રાવણાદિ રાક્ષસોને જ શોભાસ્પદ થઈ શકે

જે વિદ્યાથી નૈતિક બળ ખીલે નહિ, જેથી સર્વોત્તમ હિત સધાય નહિ તેવી ઉપર ચોટીઆ કેળવણીની ભારતના સતાનોને જરૂર નથી અમારે અને અમારી ભાવિ પ્રજાને તો એવી કેળવણી જોઈએ છીએ જેથી અમારી શક્તિનો ઉત્તમોત્તમ લોકોપયોગી સર્વદેશી ઉપયોગ કરી શકાય—અમે તો હનુમાનની માફક એમ કહીએ છીએ કે રામચદ્રરૂપી સર્વવ્યાપી પ્રેમ અને દેશ હિતકારક શક્તિવર્ધક જ્ઞાન જેમાથી અમને મળે નહિ તેવુ એક પણ દ્રવ્ય અમારે અગ્રાહ્ય અને શિવનિર્માલ્ય છે

કેળવણી-વિદ્યા-તેનુ માહાત્મ્ય વિગેરે ઉપર વિવેચન કર્યા પછી એ પ્રશ્ન હજી પણ બાકી રહે છે કે તે કઈ કેળવણી કે જેથી આપણે પ્રાચીન કાળમા આપણા સતાનોને ઉત્તમ બનાવી શક્યા હતા અને આપણા આર્યાવર્તને ઉન્નતિના શિખરે મુકી શક્યા હતા ? આપણા શાસ્ત્રો જ તેનો ખુલાસો આપતા કહે છે કે द्वे विद्ये वेदितव्ये पराचापरा વિગેરે એટલે કે પરા અને અપરા એવી બે પ્રકારની વિદ્યા છે અને તે શ્રેય અને પ્રેય-સાધનારી છે લોકોની સામાન્ય વૃત્તિ પ્રેય તરફ વળેલી હોય છે નાનાં બાળકને પણ રુપીઓ બતાવવાથી તે લેવા એ વત્તિ કરે છે તેમા મોટા પુરુષાર્થની જરૂર નથી જો કે સાવધાનતાની જરૂર છે કારણ કે આગળ કહ્યુ તેમ કેટલીવાર સાવધાનતાના અભાવે આપણે અવિદ્યાના ભોગ થઈ પડીએ છિએ જેના દષ્ટાતો આપણને દરેક સમયે મળી આવે છે આથી પ્રેય એટલે પ્રિય વસ્તુઓ મેળવવા જતા નિમાજ પઢતા મસીદ કોટે વળગના જેવુ ન થઈ જાય તેટલુ ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે પરતુ પ્રેય તરફથી વૃત્તિને વાળી તેને શ્રેય તરફ દોરવવામા સર્વોત્તમ પુરુષાર્થની જરૂર છે જેમ દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યા શીખતી વખતે અર્જુન વેધ્ય વસ્તુથી અન્ય કશુ જોતા ન હતા તેમ શ્રેયોમાર્ગમા એકતાનતા થવાની જરૂર છે અને તેવી એકતાનતા પ્રાપ્ત કરી એ જ પરમપુરુષાર્થ છે એ પરમપુરુષાર્થ કરવા માટે આપણા શરીર સુદ્દઢ હોવા જોઇએ આ કારણથી જ शरीरमाद्य खलु धर्मसाधनम् એમ ધર્મશાસ્ત્રોમા શરીર સુદ્દઢ રાખવાની અગત્ય જોવામા આવે છે કારણ કે શકરાચાર્ય કહે છે તેમ यावत्स्वस्थमिद વિગેરે જેના ભાવ ભાવાર્થ એવા છે કે જ્યા સુધી આ શરીર સ્વસ્થ હોય, ઘડપણ દુર હોય, ઇદ્રિયોની શકિત ક્ષીણ ન પડી ગઈ હોય અને જ્યા સુધી આયુષ્યનો ક્ષય ન થયો હોય ત્યા સુધી જ્ઞાન મેળવવામા, પરમશ્રેય સાધવામા પુરુષાર્થ થઈ શકે છે ઘર બળે ત્યારે કુવો ખોદવા બેસવુ તે તો મૂર્ખાઈ જ કહેવાય જો શરીર સુદ્દઢ હોય તો જ આપણુ મન પણ સ્થિર અને સ્વસ્થ રહે છે ટુકામા શરીર ઉપર જ બધો આધાર છે અને શરીરને કેળવીને ભીમ જેવુ અલૌકિક સામર્થ્ય પ્રાપ્ત કરી શકાય છે સિહને પણ એક કુત્તાની માફક રમાડી શકાય છે એ સરકસના ખેલાડીઓ-પ્રો સેંડો, પ્રો રામમૂર્તિ, મિસ તારા આદિએ સિદ્ધ કરી આપ્યુ છે શરીર સુદ્દઢ બને માટે જ નિશાળોમા શારીરિક કેળવણીમાટે ઉત્તમ સાધનો પૂરા પાડવામા આવે છે એટલુ જ નહિ પરન્તુ શરીરના દરેક ભાગને પૂરતી કસરત મળે તેવી વ્યાયામપદ્ધતિઓ શોધવામા આવે છે-અને તે એટલે સુધી કે કાઈપણ સાધનવિના પણ શરીર કેળવી શકાય છે-તેમ છતાં પણ મોટા શહેરોમા નિશાળમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પાચ શેર ભાર ઉચકવામા થાક લાગી જાય છે તેટલા પ્રમાણમા તે કેળવણી ખામીવાળી છે એટલુ જ નહિ પરન્તુ અન્ય કેળવણી કરતા શારીરિક કેળવણી ઉપર પુરતુ લક્ષ અપાતુ નથી તે શોચનીય છે કોઈ પણ કાર્ય શરૂ કરતા પહેલા તેનો ઉદ્દેશ જાણવાની જરૂર છે કારણ કે ઉદ્દેશપ્રમાણે જ પ્રવૃત્તિ કરવામા આવે છે જો પોષણ મેળવવા આવશ્યક આહાર માટે જ જો વિદ્યોપાર્જન કરવામા આવે તો પશુઓને તેવો કોઈ પણ પ્રયાસ કર્યાવિના પણ આહાર મળે છે જેથી ફકત

અધ્યાત્મ રામાયણ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ઉદર પોષણ માટે જ કેળવણી લેતા સ્રીપુરૂષોને પશુ કરતા અધિક જ્ઞાનવાળા માની શકાશે નહિ, તેમ જ શરીર શણગાર માટે જ જો તેવો ઉદ્યોગ સેવવામાં આવે તો તે પણ યોગ્ય નથી કારણ કે સવારીમા કે સરઘસમા હાથી ઘોડા ઉંટ આદિ પ્રાણિઓને તેઓના કોઈ પણ જાતના પ્રયાસ વિના પણ શણગારવામા આવે છે ફક્ત શારીરિક બલ પ્રાપ્ત કરવા માટે જ કેળવણી લેવામા આવે તો તે વાત પણ ઉચિત નથી કારણ કે પાણિનિ તથા જૈમિની જેવા મહર્ષિઓનો વધ કરનાર સિંહ તથા હાથી સેંડો અથવા રામમૂર્તિને હફાવે તેવા પહેલવાન હોય છે જો અન્યને પરાસ્ત કરવામા જ વિદ્યાનુ ગ્રહણ કરવામા આવે તો તે પણ વ્યાજબી નથી કારણ કે રાવણાદિએ તેવા પ્રયત્ન કરવાથી પોતાનો જ નાશ કર્યો હતો આ પ્રમાણે ક્ષુદ્ર ઉદ્દેશ રાખીને પ્રવૃત્તિ કરવામા આવે તો તે ઉત્તમ ફલ આપનારી થતી નથી પરતુ ઘણીવાર વિપરીત પરિણામ આપનારી થઈ પડે છે આથી કેળવણી લેનાર સ્રીએ કે પુરૂષે પોતાનો ઉદ્દેશ ઉત્તમ પ્રકારનો રાખવો ઘટે છે રસાયન વિદ્યા ભણી લોકોપયોગી શોધ કરો પણ પ્રાણઘાતક બોમ્બ બનાવતા નહિ શીખો યાત્રિક બનથી રેલ્વે-મોટોર આદિ બનાવો પરતુ તે યાત્રિક બળનો ઉપયોગ પ્રાણઘાતક ઘોડી *guillotine* બનાવવામા ન કરો તવારીખનુ જ્ઞાન અન્યની મુશ્કેલીઓ જાણી તે દૂર કરવામા કરો પરતુ મહમદ ગીઝનવી પેઠે પરદ્રવ્ય હરણ કરવામા અથવા ધાર્મિક દેવાલયો લુટવામા ન કરો. ચિત્રકળાથી ગ્રીક લોકોની માફક એથીના આદિ દેવીઓના ભાવપ્રદર્શક (*awe aspiring*) ચિત્રો બનાવો પરતુ તેનો ઉપયોગ બિભત્સ ચિત્રો ચીતરવામા ન કરો ગમગીની-શોક-દીલગીરી ટાળવા માટે ગાયન કલા શીખો પરતુ લોકોનો સહાર કરવા માટે શકરને પ્રસન્ન કરવામા રાવણની પેઠે તે કળાનો ઉપયોગ ન કરો ઉત્તમ વૈદ્યવિદ્યા સપાદન કરો પરતુ ગર્ભપાતાદિ પાતકોમા પ્રવૃત્ત ન થાઓ અથવા હાઇડ્રોશૈનિક જેવા પ્રાણઘાતક વિષનો ઉપયોગ ન કરો સુવર્ણકારની ઉત્તમ પદવી પ્રાપ્ત કરો પરતુ વરવતો હર ની પદવી મેળવવામા તત્પર ન થાઓ ભણીગણી વિદ્વાન બનો પણ વાચાળ ન બનો રક્ષક થાઓ ભક્ષક નહિ ભાષણ આપો ભષણ ન કરો—મહત્વને પામવા પ્રયત્નશીલ બનો પણ ભ્રમમા ભટકો નહિ શર્કરા જેવા મીઠા બોલા થાઓ, શકરા જેવા કપટી ન બનો સ્વરાજ્યના અધિકારી બનો, સ્વરાજ્યનો ત્યાગ કરો સ્વયપ્રકાશ બનો, ઈશ્વરના પ્રકાશને તજી દો બહેરા થાઓ પારકાની નિંદા સાભળવામા, ઈશ્વરના યશોગાનમા કે કેળવણીનુ માહાત્મ્ય સાભળવામા નહિ મુગા બનો, અપશબ્દ બોલવામા કે ક્રોધ કરવામા, ઉપદેશ આપવામા નહિ, ત્યાગ કરો કામનાઓનો પણ જ્ઞાનનો નહિ ભગીરથ પ્રયત્ન સેવો વિજય મેળવવામા, પણ અન્યને પજવવામા કે રંજાડવામા નહિ તમારી શક્તિનો ઉપયોગ કેળવણી લઈ સુમાર્ગે કરો, કુમાર્ગે કરો નહિ એટલે કે કેળવણીનુ માહાત્મ્ય યથાર્થ સમજી યોગ્ય કેળવણી લ્યો અને પોતાનો ઉદ્ધાર કરી દેશોદ્ધાર તરફ વૃત્તિને દોરો તથા બીનકેળવાએલાની સખ્યા જેમ ઓછી થાય તેવા માર્ગ ગ્રહણ કરો જ્યા સુધી આપણા દેશમા કેળવણીનુ રહસ્ય સમજનારા તથા તે રહસ્યને ક્રિયામા મુકનારા ઓછા હશે ત્યા સુધી ઉન્નતિની આશા પણ રાખવી વ્યર્થ છે કેળવણીનો પ્રચાર જેમ વધે તેમ

દેશની આબાદી પણ વધના સભવ છે नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते એ પ્રમાણે જ્ઞાન જેવુ પરમ કલ્યાણકારી તત્વ અન્ય કશુ નથી न तस्य प्रतिमा अस्ति यस्य योनि महद्यश એ વેદવાક્ય પણ એમ જ કહે છે કે જ્ઞાન બ્રહ્મરૂપ હોવાથી અપ્રતિમ જ કોઈને તેની ઉપમા ન આપી શકાય તેવુ અનુપમ છે અને તે મહાન્ યશનુ જન્મસ્થાન છે પ્રાણઘાતક વસ્તુનુ પણ જો જ્ઞાન ન હોય તો તે ઉપયોગમા આવી શકતુ નથી તેવી જ રીતે પોષક વસ્તુને પણ ઉપયોગી બનાવવા માટે તેના જ્ઞાનની જરૂર છે જ્ઞાન એ જ વસ્તુના ગુણદોષનો પારખનાર પારખ છે–પરીક્ષક છે જ્ઞાનથી જ આંધળા મનુષ્યોને પણ પુસ્તકો વાચતા શીખવવામા આવે છે જ્ઞાનથી જ મુગા તથા બહેરા પણ વાચી લખી તથા બોલી શકે તેવા થઈ શકે છે

હવે ઉક્ત જ્ઞાન સુવર્ણથી પણ અધિક હોવા છતા તે તરફ લોકોનુ દુર્લભ હજી પણ કેમ જણાય છે તે તપાસીએ મદબુદ્ધિવાળાને પણ રહસ્ય તથા તેના લાભ સમજાવવામા આવે તો તે તરફ તેની વૃત્તિ વળે જ જોકે આવુ રહસ્ય બરાબર સમજાવી ગળે ઉતારી શકે તેવો વર્ગ જ ઓછો છે એટલે કે જ્યા સુશિક્ષિત અને નિસ્વાર્થ તેમ જ પરોપકાર વૃત્તિવાળા વર્ગની જ ન્યૂનતા હોય ત્યા સામાન્ય લોકોના અશિક્ષિત મગજમા તે વાત ન ઉતરે અને તેના પરિણામે કેળવણી તરફ લોકોની રૂચિ ન દેખાય તેમા આશ્ચર્ય જેવુ કશુ નથી અને તેથી કેળવણીના ઉચ્ચ આદર્શો તરફ લોકોનુ લક્ષ્ય નહિ દોરાતા ફક્ત ઐહિક તૃપ્તિના માર્ગ તરફ જ વૃત્તિ દોરાય અને તેથી કલાનો અને વૈજ્ઞાનિક શિક્ષાનો ઉપયોગ પાર્થિવ શરીરને પોષવામા કે પ્રાણઘાતક યત્રો બનાવવામા અથવા તો વશ્ય વૃત્તિના પરિણામ રૂપ વેપારવણજ વધારવામા જ ફક્ત થતો જોવામા આવે છે વૈશ્યવૃત્તિ તથા સેવાવૃત્તિને શાસ્ત્રકારો Cતરતા પ્રકારની ગણે છે તેનુ કારણ પણ એ જ લાગે છે કે તે જ્ઞાન ઐહિક સુખમા જ પરિણમે છે, ઐહિક સિવાય આમુષ્મિક સુખ સાધક કોઈ વસ્તુ છે કે કેમ તેનો ખ્યાલ જ ઘણો ભાગે આવવો મુશ્કેલ છે આવા જ કારણને લીધે અન્ય શાસ્ત્રકારો કરતા નાસ્તિકાગ્રણી ચાર્વાક મતવાળા સામાન્ય જનસમુદાયમા પ્રિય થઈ પડયા અને તેથી તે મત પણ લોકાયતિક કહેવાયો મ વ બ્રાહ્મણમા સૂર્યોપસ્થાનમા ભિન્ન ભિન્ન વ્યક્તિના ઉપાસ્ય દેવના સબધમા લખ્યુ છે કે रयिरिति मनुष्या, मायेत्यसुरा, स्वधेति पितरो रूपमिति गधर्वा यथायथोपासते । એટલે કે જેમ અસુરો માયામા મસ્ત રહે છે જેમ ગધર્વો રૂપમા જ મગ્ન રહે છે તેમ મનુષ્યો લક્ષ્મીના જ ઉપાસક બની રહે છે અને તેથી તેમના દિનચર્યાના ઘણા ખરા વિચારો અને તર્કો *Hice* અને *rice* એટલે લક્ષ્મી અને અન્નદાન વિષયો સબધી જ હોય છે અને તેવા ઉદરભરી જીવોમા સામર્થ્ય પણ શુ હોઈ શકે?

પરમાર્થવૃત્તિવાળા આમુષ્મિક દૈવી સુખને સમજનાર પરોપકાર વૃત્તિવાળા પુરુષો હોય છે પરતુ જે જનસમાજને અંગ્રેજ કવિ સ્કૉટ ઝાઝા માથા વાળો રાક્ષસ *Many-headed Monster* કહે છે તેને તે તરફ દોરવો એ દુર્ઘટ કાર્ય છે.

શ્રીવ્યાસ ભગવાન પણ કહે છે કે ऊर्ध्वबाहुर्विरौम्येष नहि कश्चिच्छृणोति मे । धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते । એટલે કે ધર્મ ઇશ્ટોપાસનાથી અર્થ અને કામનાઓ સર્વે પ્રાપ્ત થાય છે માટે હું ઉંચા હાથ કરી રાડો પાડ્યા કરૂ છુ છતા કોઈ મારૂ સાભળતુ નથી અગર પુરાણ તથા ચાર વેદ, બ્રહ્મસૂત્ર કર્તાને પણ આવા શબ્દો ઉચ્ચારવા પડે ત્યારે સામાન્ય ઉપલકીઆ જ્ઞાનવાળા પરીક્ષામા ઉત્તીર્ણ થવાની જ વૃત્તિવાળાનુ તો કહેવુ જ શુ ?

જો કે માહાત્મ્ય આપણે ત્યારે જ બરાબર સમજ્યા છીએ એમ કહી શકાય કે જ્યારે કેળવણી તરફ આપણી ઉત્કટ ઇચ્છા પ્રગટ થાય અને તેમ થવાથી આપણે તનમન ધનથી તે કાર્યમા કમર કસી પ્રવૃત્ત થઇએ, તો પણ ઝાડનુ માહાત્મ્ય રૂપી બીજ વાવવા છતા પણ અમુક સમય પછી જ આપણે તેના ફળ ચાખવા ભાગ્યશાળી થઈએ છીએ પરતુ તે પહેલા તો અતુલ શ્રમ કરવો પડે કેરી–મતરા–મુમ્બી–દાડેમ આદિનો સ્વાદ ચાખનાર ઘણે ભાગે તે તે ફળોને ઉત્પન્ન કરવામા સાક્ષાત્ શ્રમ ( દૃષ્ટિ વિગેરે ) લેતો નથી પરતુ તે તે વિષયના લાભાલાભ સમજ્યા પછી પ્રત્યક્ષ પોતાના ખાસ પ્રયત્નદ્વારા બનાવવામા આવે તો જ સેંકડો મનુષ્યોમા પણ તેની સિદ્ધિને અર્થે કોઈક જ યત્ન કરે છે તેના યત્ન કરનારાઓમા પણ તેનુ ખરૂ રહસ્ય તો કોઈ ઈશ્વિરનો કૃપાપાત્ર પુરૂષ જ જાણે છે

આથી કેળવણીના લાભ માહાત્મ્ય દ્વારા જણાવવાથી જ કાર્યની પરિસમાપ્તિ થતી નથી પરતુ અમુક રીતે અમુક અભ્યાસ અમુક સમય સુધી કરવાથી અમુક ફલ અમુક પ્રમાણમા પ્રાપ્ત થાય છે એમ સિદ્ધ કરી આપવાની જરૂર છે અને તેમા પણ પ્રત્યક્ષ પ્રમાણ જ જે જમાનામા મુખ્ય પ્રમાણ રૂપે ગણવામા આવતુ હોય, જે જમાનામા સૂર્ય–ચદ્રાદિક ઈશ્વિરી કૃતિઓને ફક્ત તેજના ગોળા જ ગણવામા આવતા હોય, જે જમાનામા ઈશ્વિરી ભાવના ફક્ત એક તરગ વિશેષ જ ખાસ ઘણે ભાગે મનાતો હોય તેવા જમાનામા એવી પ્રત્યક્ષ સિદ્ધિ વધારે બતાવી આપવાની જરૂર જણાય છે કારણ કે ચમત્કાર વિના નમસ્કાર કરવાનો આ જમાનો નથી

હાલની ઘણી ખરી પ્રવૃત્તિનો આરભ ખાસ જરૂર ( *Necessity* ) અથવા ફરજ પડ્યા વિના થતો જ નથી–આમ થવાથી શ્રદ્ધા જે ભગવાનનુ જ સ્વરૂપ છે તે નષ્ટપ્રાય થઈ ગઈ અને ભાગવત માહાત્મ્યમા કહ્યુ છે તેમ ભક્તિ વૃદ્ધ થઈ અને જ્ઞાન વૈરાગ્ય ( મિથ્યા ) તરુણ થયા

આમ હોવા છતા પણ, અધકારના જમાના પછી આપણુ જ્ઞાન પાછુ પ્રકાશમા આવવા માંડ્યુ છે તે ખુશી થવા જેવુ છે શ્રી ઇષ્ટ કૃપાથી આપણે આપણુ ગએલુ પાછુ મેળવવુ એવી ખાત્રી અરુણોદયથી સૂર્ય ઉગવાની ખાત્રી મળે છે તેમ આપણને મળે છે

કેળવણી એ સર્વોત્કૃષ્ટ વસ્તુ છે એટલુ જ નહિ પરતુ અધકારમય આવાસમા દીપકના શુદ્ધ પ્રકાશથી પણ અદરની દરેક વસ્તુનુ યથાર્થ સ્થાન આકાર–સ્વરૂપ વિગેરે પ્રત્યક્ષ થાય છે તેવી જ રીતે કેળવણીના આશ્રયથી ગૂઢમા ગૂઢ વિષયો હસ્તામલકવત્ થઈ જાય છે એટલુ જ

નહિ પરન્તુ દેવાધિદેવ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ પણ એ ભગવતીની સેવનાથી જ થવાય છે એ વાત હવે દરેકના જાણવામા આવવી દુસ્તકર્ય કે અતઙ્ક નથી

સાથે સાથે આપણે એટલુ પણ જાણી શકયા છીએ કે ગમે તે પ્રકારની કેળવણી-પછી ગમે તો તે શારીરિક હોય કે માનસિક, ઐહિક હોય કે આમુષ્મિક, અસ્ત્રવિદ્યાની હો કે શસ્ત્રવિદ્યાની, રાસાયનિક પ્રયોગોની હો કે કિંડર ગારટન પ્રયોગોની પરતુ જો તે સાથે ધર્મ ભાવના કે પૂજ્ય ભાવના નથી હોતી તો પરિણામ ઘણે ભાગે વિપરિત અથવા તો અનર્થકારક આવે છે

સૂર્યચંદ્ર ઉપર ત્રાટક કરીને ફક્ત તેમા મોટી ગુણ બાળીને ભસ્મ કરી નાખે તેટલી જવાળા છે કે શીતલતા છે એટલુ જ સિદ્ધ કરવામા આવે અને તેને બ્રહ્મપ્રાપ્તિનો સરલ માર્ગ અથવા તો પિતૃલોકનો માર્ગ છે એમ નચિકેતાની માફક જો બતાવી ન શકાય તો ગ્રહનિરીક્ષણશાળાનો ખર્ચ નકામો છે

રાસાયનિક પ્રયોગોથી સમુદ્ર મથન કરી અમૃત પ્રાપ્ત જ થાય ત્યા સુધી વિરમવુ નહિ એવો નિશ્ચય ન થાય તો તે વિદ્યાને ફલવતી કામદુધા કહી શકાય નહિ

રાહુ અને કેતુરૂપી પૃથ્વીના પડછાયાથી વાતાવરણમા અમુક ફેરફાર થાય છે અને તેથી તેવે સમયે ધર્મભાવના રાખવી, શુદ્ધ જળથી યથોપચાર વડે સ્નાન કરવુ એવો બોધ નહિ અપાતા નાસ્તિકતાનો પ્રભાવ પ્રસરવા દેવામા આવે ત્યા સુધી ખગોળશાસ્ત્ર લુલુ ગણાશે

વિષયાભિસંધિ ઓછી કરવાને બદલે તેને સુંદર રીતે દીર્ઘકાળ સુધી વિષયો ભોગવી શકાય એવા આશયથી યૌવનને સુદૃઢ બનાવવા માટે વૈદ્યકીય શોધ કરવામા આવે ત્યાં સુધી વૈદ્યકશાસ્ત્ર અપૂર્ણ જ કહેવાશે

હૃદય એ ઉત્તમ પ્રેમનુ સ્થાન છે, મગજ એ જ્ઞાન તંતુઓનો ઉત્તમ ભંડાર છે, એમ જાણવાને સ્થાને ફક્ત તે માંસના લોચા છે એવુ જ જાણવામા આવે ત્યા સુધી શસ્ત્રક્રિયાની સફલતા સિદ્ધ થતી નથી

પ્રાણવાયુને ફક્ત ઑકિસજન નામક વાયુ વિશેષ ગણવામાં આવે અને પ્રાણના અસ્તિત્વથી અપાન વ્યાન સમાન ઉદાન વિગેરેનુ અસ્તિત્વ છે એ ઉપનિષદની પરમ કલ્યાણકારિણી આધ્યાત્મિકતાનુ વિસ્મરણ કરી તેને બાનિશના ગણવામા આવે ત્યા સુધી જીવન એટલે શુ એટલુ પણ આપણે સમજી શકયા છીએ એમ કેમ કહેવાય?

આથી જ આહાર નિદ્રા અને ભયને વશ અન્ય પશુઓથી મનુષ્યને જુદા પાડવામા આવ્યા છે પરતુ ધર્મભાવના જે આપણામા અધિક હોવી જોઈએ તેનો અભાવ હોય તો આપણે મનુષ્ય સંજ્ઞાને પાત્ર નથી. એ તો मनुष्यरूपेण मृगाश्चरंति । તો પણ કુદરત રૂપી પશુપતિ, મનુષ્યના રૂપમા ફરતા પશુઓ—જ્ઞાનરહિત હોવાથી—ના પતિ હોવાથી આપણી ઇચ્છા ન હોય તો પણ પરાણે તે ધર્મભાવના પ્રકટાવી આપણુ પરમ કલ્યાણ કરે છે

જ્યાસુધી સ્ત્રીઓને ફક્ત મેળાવડામા અથવા તો ઉત્સવ પ્રસગે જ બહિરાડમ્બરને ખાતર કહો કે આધુનિક એટિકેટની ખાતર જ માન આપવામા આવશે અને હૃદયપૂર્વક શ્રીમનુભગ-

---

વાનની આજ્ઞાનુસાર યોગ્ય માન આપવામા આવશે નહિ, અથવા તો આપણી સહધર્મચારિણી કે હૃદયેશ્વરી બનાવવામા આવશે નહિ ત્યાસુધી સ્ત્રીકેળવણી પણ ખામીવાળી જ ગણાશે

આપણા બાળકો જ્યા સુધી ઉચ્ચ સસ્કારી બનવા માટે યોગ્ય નિરીક્ષણ કરી, વસ્તુનો મર્મ સમજી બોધ લેતા શીખે નહિ ત્યા સુધી આપણી આબાદી આપણાથી દૂર જ રહેવાની એટલે કે માવની પેઠે મેનાકપર્વત ધરતીકમ્પથી સમુદ્રમા ગરક થયો ત્યારે તેના પિતા હિમાલયની પાખ કાપવાનો પ્રસગ આવ્યો ત્યારે પુત્રે સહાયક થવાને બદલે દરીઆમા સતાઈ જવુ એ ઉચિત નથી એમ પિતા પુત્રનો ધર્મ સમજાવવા માટે ઉત્તમ બોધ ઉપજાવી શકતા જ્યા સુધી શીખાય નહિ ત્યા સુધી આપણી માનસિક શક્તિ ખિલી છે એમ કેમ કહેવાય ? અથવા તો માર્કસ ઑરિલિઅસની માફક મારા દાદાજી પાસેથી હુ અમુક શીખ્યો અને મારી માએ મને અમુક બોધ આપ્યો, એમ દરેક પ્રકારનો બોધ ગ્રહણ કરી ક્રિયામા ઉતારતા ન શીખી શકાય તો ટ્રેનિંગ ગ્રલેન્ગે હિતસાધક કેમ લેખી શકાય ?

આવા કારણથી જ શ્રીયુત ગોવર્દ્ધનરામભાઈ કહે છે તેમ ખરી કેળવણીના અભાવે આપણા મગજ *hollow sounding brains* ખાલી બોખા બને છે અને તેથી આપણે કેળવણીનુ ખરૂ રહસ્ય સમજી તે તરફ ભગીરથ પ્રવૃત્તિ ન સેવીએ ત્યાસુધી તો તૃણ ન ખાદન્નપિ જીવમાન એ પ્રમાણે ખડ નથી ખાતા એટલો જ તફાવત આપણામા અને પશુઓમા છે એમ કહેવાશે

આજ સુધી લેખકને એમ લાગતુ કે બીજા જગતની પેઠે ચાબખા લખી બોધ કરવાનો જમાનો ગયો હશે પરતુ ધીમે ધીમે ઉડુ તપાસતા ચાબખા લખવાને બદલે ચાબખા ખાવાનો જમાનો સમીપ આવતો જણાય છે કારણ કે મનુષ્યમાથી દેવ થવાનો જમાનો વેદકાળમા હતો તે ગયા પછી તેનુ સ્થાન પશુવૃત્તિઓએ લીધુ તે વૃત્તિમાથી આપણે મુક્ત થયા છીએ એમ અવલોકન કરતા જણાતુ નથી અને તેથી આપણી કેળવણી પણ પશુની માફક જ શરૂ થવી જોઈએ આ વાતને નેત્રથી શિક્ષણ આપવાને બદલે નેતરના પ્રયોગથી અપાતી કેળવણી પુરાવા રૂપ થઈ પડે છે અને અભ્યાસ માટે બાળકો કજીઆ કરે એ જમાનાની ઝાખી પણ દૂર ભાસે છે

પરન્તુ આથી દિલગીર થવા જેવુ કશુ નથી કારણ કે આપણા સ્વરૂપનુ આપણને યથાર્થ ભાન થવુ એ જ આવશ્યક છે આપણે સર્વોત્તમ છીએ, પરિપૂર્ણ છીએ અન્ય લોકો મારી આગળ શુ હિસાબમા છે એવુ મિથ્યાભિમાન એ આસુરી સપત્તિનો એક પ્રકાર હોવાથી અનિષ્ટકારક છે વળી અનુકૂળ સયોગ પ્રાપ્ત થાય એ પણ ઉદયનુ ચિન્હ છે માબાપ હયાત હોવા છતા, અભ્યાસની સપૂર્ણ સગવડ હોવા છતા, યોગ્ય ઉમ્મર હોવા છતા જે મનુષ્ય પોતાની ઉન્નતિ કરવામા પ્રવૃત્ત થતો નથી તે હતભાગી છે

આપણે મોટી ઉમ્મરે પહોચ્યા હોઇએ અને ટુક અભ્યાસના પરિણામે વ્યવહારના કાર્યોમા હાડમારી ભોગવતી પડતી હોય તો તેનુ પરમ પ્રાયશ્ચિત્ત એ જ કે આપણા બાળકોને

ગમે તેટલા કષ્ટવેઠીને પણ ખુબ અભ્યાસ કરાવવો અને એવી રીતે એક વ્યક્તિ પણ કેળવણીના લાભ જાણશે તો કુટુબ આખુ ઉન્નતિના શિખરે પહોચતા વાર નહિ લાગે एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना । वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा । જે મનુષ્ય પોતાનો સમય વ્યસન નિદ્રા અથવા કનહમા જ ગાળે છે તે મનુષ્ય જાતિના મૂળ પુરૂષ ( પિતા ) મનુ ભગવાનને કલક લગાડે છે વિષ્ણુશર્મા કહે છે કે જડ અભણ નહિ કેળવણી પામેલો પુત્ર પેટ પડ્યો હોય તે કરતા સ્ત્રી વધ્યા ( વાઝણી ) રહે અથવા તો પુત્ર જન્મીને મરણ પામે તે સારૂ કારણ કે તેથી અલ્પ સમય સુધી જ દુ ખ થાય છે મૂર્ખ પુત્ર તો જીવનપર્યંત છેર બાળે છે એટલુ જ નહિ પરન્તુ કેળવણીના અભાવથી મરણ પછી પણ આખા કુટુબને કોઈવાર કલકિત થવુ પડે તેવુ કાઇક કરી બેસે છે

આ સ્થળે કેળવણીના પ્રકાર કે ખામી બતાવવાની જરૂર નથી કારણ કે તે માટે અગ્રેજી—ગુજરાતી—મરાઠી આદિ ભાષામા અસખ્ય પુસ્તકો છે પરન્તુ કેળવણીમા પછાત દેશમા કેળવણી એટલે શુ ? विद्यानाम नरस्य रूपमधिकं વિગેરે શ્લોકોનુ તાત્પર્ય શુ ? શા માટે વિદ્યાને સર્વોત્તમ પદ આપવામા આવ્યુ છે ? લક્ષ્મીપૂજન માટે દીવાળીનો મહોત્સવ મુકરર કરવામાં આવ્યો તેમ સરસ્વતીની ઉપાસના શ્રેષ્ઠ હોવા છતા તે માટે કેમ કાંઈ થતુ નથી ? અનેક જયતીઓ ઉજવાય છે તેમ સરસ્વતીના સમન્વમા કેમ કાઇ થતુ નથી ? એ વિગેરે પ્રશ્નો યથાર્થ રીતે સાદી ભાષામા તેમ જ પરિચિત દૃષ્ટાંતોથી અભણ કે અલ્પ જ્ઞ લોકોને સમજાવવાની ખાસ જરૂર છે અસખ્ય પુસ્તકો ભણાવવા કરતા પણ ઉપરોક્ત માર્ગ કઠિન હોય તો પણ ઘણો ઉત્તમ છે જ્ઞાન ભરવામા આવતી અસખ્ય પરિષદો પણ ત્યારે જ સફળતા પ્રાપ્ત કરી શકશે

પુરૂષવર્ગ ૯૭ ટકા જેટલો કેળવાએલો નથી ત્યા સ્ત્રીઓ માટે કૉલેજો સ્થાપવાની હીલચાલ કરવી એ જનસમાજની અમુક અશે મુર્ખાઈ વધારવા જેવુ લાગે છે જે દેશમા જ્ઞાતિબન્ધન ન હોય, મરજી મુજબ ગમે તેને સ્ત્રીઓથી પરણી શકાતુ હોય ત્યા ભલે તેવુ કાર્ય ફત્તેહમદ નીવડે, પરતુ પુરૂષ અને પ્રકૃતિનુ યોગ્ય મિશ્રણ નહિ હોય ત્યા કલહ વધવાનો વધારે સભવ છે ઑક્સીજનના એક ભાગ સાથે હાઇડ્રોજનના બે ભાગ મેળવવાથી જ પાણી બનશે, વિષમમિશ્રણથી તે નહિ જ જેમ બને, તેવી જ રીતે અસલ વર્ગ અથવા સ્ત્રીઓને જ સુધારવા તરફ જ બધી શક્તિ વાપરવામા આવશે અને પુરૂષવર્ગ પ્રતિ ઉપેક્ષા સેવાશે તો ગ્રન્થિ ઉત્પન્ન થશે

શાસ્ત્રોનો પુખ્ત વિચાર કર્યા વિના ક્ષણિક મગજના ફાટાને વશ થઈ કોઈ પણ રીતે વેરાભાઈનુ નાક પકડી બેસવુ તેનુ શુભ પરિણામ આવે જ નહિ આપણા શરીરના એક જ અવયવ વિષે લક્ષ્ય આપીએ અને અન્યની ઉપેક્ષા કરીએ તો તે પુરૂષ સર્વાંગસુદર અને સુદૃઢ બનાવી શકશે ? તેમ જ સમાજસેવામા પણ સમજવુ કેળવણીના લાભમા અત્યત વિશાળ દૃષ્ટિની જરૂર છે

---

શ્રીમત સરકાર ગાયકવાડની પેઠે સર્વ પ્રજાવર્ગને કેળવણીનો લાભ આપવો જોઇએ તેમ સમજણવિનાના લોકોને કેળવણી લેવાની ફરજ પાડવી જોઈએ કારણ કે કેળવાએલા લોકોની પોતે લીધેલો લાભ અન્યને આપવો એ પહેલી ફરજ છે અને તે ફરજ અદા કરવામાં જ તેઓનુ કલ્યાણ છે, અન્યથા તેઓ ઇશ્વરના ઋણમાંથી મુક્ત થઈ શકનાર નથી.

કેળવણી દિન પ્રતિદિન્ મોંઘી થતી જાય છે અને તે કારણને લીધે લોકો કેળવણી લેતા અટકે તેમ ન થાય એ સભાળ ધનાઢ્ય લોકોએ રાખવાની છે કારણ કે સ્ટેટ કે ગવર્નમેંટ અમુક હદ સુધી જ બોજો ઉઠાવી શકે પરસ્પર સાહાય્યવિના તે બનવુ મુશ્કેલ છે આપણા વિવાહવાજમના ખર્ચમા આપણે કરકસર કરી શકતા નથી અને જનસમાજના હિતની વાત આવે ત્યા મો સતાડના જેવુ કરવુ એથી બીજી દીનતા કઈ હોઈ શકે ? વિદ્યાભ્યાસ માટે બોર્ડીંગો, નિશાળો, સ્કૉલરશિપો વિગેરે સ્થાપી શકાય તેની વ્યવસ્થા થવાની જરૂર છે દેશા વરમા અભ્યાસ કરવા માટે સ્કૉલરશિપો પુરતી નથી, સ્વાર્થત્યાગ કરી જનસમાજની સેવા અર્થે કમર કસવાની પ્રત્યેક જનની પ્રથમ ફરજ છે

---

# હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનાં સાધનો.

લેખક—રા હુમ્મનરાવ હરિલાલ ધ્રુવ.

અનુસધાન પૃ૮ ૩૭૯ થી

પ્રાગ્વાટ (પોરવાડ) મહાજન ધરબની પુત્રીએ વિ સ ૧૨૬૧ (ઈ સ ૧૨૦૫) ના આશ્વિન માસમા, મુજાલ પડિત પાસે "જયતિ-વૃત્તિ"ની નકલ કરાવીને, અજિતદેવ સૂરીને ભેટ કરી હતી તે વખતે અણહિલવાડનો રાજા બીમદેવ ભોળો હતો, તથા વિ સ ૧૨૮૪ (ઈ સ ૧૨૨૮) ના ફાગણ મહિનામા, શેઠ હેમચન્દ્રે "ઉઘનિર્યુકિત" ની નકલ કરાવરાવી, તે વખતે આઘાટદુર્ગ (મેવાડની જૂની રાજધાની) મા જૈત્રસિંહ રાવલનુ રાજ્ય હતું અને તેનો મહામાત્ય (મુખ્ય મત્રી) જગતસિંહ હતો એવુ એ બન્ને પુસ્તકોની નકલ કરનારના લેખોમાથી મળી આવે છે

આની જાતના સાધનોમાથી કેટલીક ઐતિહાસિક બાબતોની શોધ મળી આવે છે કે જે, કદિ ત્હેનો સગ્રહ કરવામા આવે તો, લ્હેવુ એકાદ ન્હાનુ પુસ્તક થઈ શકે પ્રાચીન હસ્તલિખિત સસ્કૃત પુસ્તકોના ફેરિસ્તાના રિપોર્ટો તથા કેટલીક લાયબ્રેરીના ચિરટો એવા થઈ ચુક્યા છે કે, જેમા અનેક ... અને અતનો કઇક કઈ આવશ્યકીય અશ ઉદ્ધૃત કરેલો છે તે દ્વારા, થોડી ... ઐતિહાસિક વાતો જાણી શકાય છે એવા પુસ્તકોમા ડૉક્ટર કીલહોર્ન, ..., પિટરસન તથા શેષગિરિ શાસ્ત્રીના રિપોર્ટો, ડૉક્ટર રાજેન્દ્રલાલ મિત્ર તથા હર... સગ્રહિત "નોટિસિઝ ઑફ સસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટ્સ" તથા બનારસ સસ્કૃત કૉલેજ,

અલક્ષ્યજ્યોતિ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

કાશ્મીર, અલવાર, બીકાનેર, નેપાળ, કલકત્તા સંસ્કૃત કૉલેજ, ઇન્ડિયા-ઑફિસ, બ્રિટિશ-મ્યુઝિઅમ, કેમ્બ્રિજ—યુનિવર્સિટી આદિના પુસ્તકસંગ્રહોની સૂચિઓ મુખ્ય સાધન છે ડૉક્ટર ઑફ્રેચ્યનું "કૅટૅલૉગસ કૅટૅલૉગરમ્" નામનું પુસ્તક (જેના ત્રણ ભાગ છપાઈ ગએલા છે, તે) પણ આ બાબતનો એક અપૂર્વ ગ્રંથ છે[1]

**(એ) વંશાવલિઓના પુસ્તકો**—હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી મળી આવતા, રાજાઓ તથા ધર્માચાર્યોની વંશપરંપરાના પુસ્તકોમાંથી પણ પ્રાચીન ઇતિહાસને કંઈક કંઈક અંશ મળી શકે છે આવા પુસ્તકોમાંથી, મુખ્ય મુખ્યના નામ નીચે પ્રમાણે છે —

**(૧) પ્રસિદ્ધ કાશ્મિરી પંડિત ક્ષેમેંદ્ર રચિત 'નૃપાવલિ"**—આમા કાશ્મીરના રાજાઓની વંશાવલિ છે અને કલ્હણની "રાજ—તરંગિણી' માં એનો સમાવેશ થઈ ગયો છે

**(૨-૩) જૈન પંડિત વિદ્યાધર સંગૃહીત "રાજતરંગિણી" તથા રઘુનાથ રચિત "રાજાવલી"**—આ બન્ને પુસ્તકો, જયપુર વસાવનાર રાજા જયસિંહના સમયમાં, જયપુરમાં રચાયાં હતાં એમાં ભરત-યુદ્ધથી લઈને વિક્રમાદિત્ય સુધીના રાજાઓની નામાવલિ આપવાનો યત્ન કરવામાં આવ્યો છે આ બન્ને પુસ્તકો મ્હેં જોયાં નથી પરંતુ કર્નલ ટૉડે એના 'રાજસ્થાન'માં એના વિષે જે કંઈ લખ્યું છે તેને આધારે, અહિં એનો ઉલ્લેખ કર્યો છે કર્નલ ટૉડે "રાજાવલિ"ની માફક પરીક્ષિતથી લઈને રાજપાલ સુધીના ચાર વંશોની વંશાવલિઓ એમાં આપી છે એમાંથી પ્હેલા વંશના અઠ્ઠાવીસ રાજાઓના નામને "વિષ્ણુ-પુરાણ" તથા "ભાગવત"માં આપેલા નામો સાથે મેળવી જોતા, તો ફક્ત ચાર જ રાજાઓના નામ પરસ્પર મળતા આવે છે એટલે, પ્રાચીન ઇતિહાસને માટે એ ઘણી જ થોડી મદદ કરી શકે છે

**(૪) નેપાલની વંશાવલી**—"પાર્વતીય વંશાવલી" નામનું એક પુસ્તક નેપાલમાંથી મળી આવ્યું છે એમા કલિયુગના પ્રારંભથી લઈને ઈ. સ. ની ૧૮ મી સદી સુધી, નેપાળદેશ પર રાજ્ય કરનાર, જુદા જુદા વંશોના રાજાઓની નામાવલિ તથા દરેક રાજાનો રાજ્યકાળનો સમય આપ્યો છે પરંતુ, ત્યાંથી મળેલા પ્રાચીન શિલાલેખો તથા હસ્તલિખિત પુસ્તકોમાં આપેલા ત્યાંના રાજાઓનાં નામ તથા સંવતોની સાથે ઉપરની વંશાવલિ મેળવતાં જણાતી નથી. ઉદાહરણ તરીકે, ઠાકુરી વંશનો રાજા અંશુવર્મા શિલાલેખો પ્રમાણે ઈ. સ.ની સાતમી સદીના પૂર્વાર્દ્ધમાં થઈ ગયેલો જોવામાં આવે છે ચીના મુસાફર[2] લખ્યા પ્રમાણે, હ્યુએન સાંગ જ્યારે ઇ સ ૬૩૭ ની લગભગમાં નેપાલ પહોંચ્યો હતો તે જ વખત અગાઉ અંશુવર્માં મરણ પામ્યો હતો, પરંતુ ઉપર કહેલા પુસ્તક વંશાવલિ પ્રમાણે, તેને ઈ સ પૂર્વે સાતમા સૈકામા થઈ ગયેલો માનવો પડે સ્થિતિમાં તે વંશાવલિ પ્રાચીન ઇતિહાસને માટે ખાસ ઉપયોગી થઈ શકતી

[1] ઇ સ ૧૯૦૪ ના જુલાઈ સુધીમાં સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકોની શોધની રિપોર્ટો તથા ભિન્ન ભિન્ન પુસ્તક સંગ્રહોની જેટલી સૂચિઓ છપાઈ છે, તેની પૂરી પુસ્તકમાંથી મળી શકે છે તેમાંથી મુખ્ય મુખ્યના જ નામ મ્હેં ઉપર આપ્યા છે

[2] અમરચરિત ભા ૨ જો ૧ ૧-૮૦ એન એમ ત્રિપાઠી એ ૩ ૪

શ્રીમત સરકાર ગાયકવાડની પેઠે સર્વે પ્રજાવર્ગને કેળવણીનો લાભ આપવો જોઈએ તેમ સમજણવિનાના લોકોને કેળવણી લેવાની ફરજ પાડવી જોઈએ કારણ કે કેળવાએલા લોકોની પોતે લીધેલો લાભ અન્યને આપવો એ પહેલી ફરજ છે અને તે ફરજ અદા કરવામા જ તેઓનુ કલ્યાણ છે, અન્યથા તેઓ ઈશ્વરના ઋણમાથી મુક્ત થઈ શકનાર નથી.

કેળવણી દિન પ્રતિદિન મોંઘી થતી જાય છે અને તે કારણને લીધે લોકો કેળવણી લેતા અટકે તેમ ન થાય એ સભાળ ધનાઢ્ય લોકોએ રાખવાની છે કારણ કે સ્ટેટ કે ગવર્નમેંટ અમુક હદ સુધી જ બોજો ઉઠાવી શકે પરસ્પર સાહાય્યવિના તે બનવુ મુશ્કેલ છે આપણા વિવાહવાજમના ખર્ચમા આપણે કરકસર કરી શકતા નથી અને જનસમાજના હિતની વાત આવે ત્યા મ્હો સતાડવા જેવુ કરવુ એથી બીજી દીનતા કઈ હોઈ શકે? વિદ્યાભ્યાસ માટે બોર્ડીંગો, નિશાળો, સ્કૉલરશિપો વિગેરે સ્થાપી શકાય તેવી વ્યવસ્થા થવાની જરૂર છે દેશાવરમા અભ્યાસ કરવા માટે સ્કોલરશિપો પુરતી નથી, સ્વાર્થત્યાગ કરી જનસમાજની સેવા અર્થે કમર કસવાની પ્રત્યેક જનની પ્રથમ ફરજ છે

---

# હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસનાં સાધનો.

લેખક—રા હસમનરાવ હરિલાલ ધ્રુવ.

અનુસધાન પૃષ્ઠ ૩૭૯ થી

પ્રાગ્વાટ (પોરવાડ) મહાજન ધવલની પુત્રીએ વિ સ ૧૨૬૧ (ઈ સ ૧૨૦૫) ના આશ્વિન માસમા, મુજાલ પડિત પાસે 'જયતિ-વૃત્તિ'ની નકલ કરાવીને, અજિતદેવ સૂરીને ભેટ કરી હતી તે વખતે અણહિલવાડનો રાજા ભીમદેવ સોલકી હતો, તથા વિ સ ૧૨૮૪ (ઈ સ ૧૨૨૮) ના ફાગણ મહિનામા, શેઠ હેમચદ્રે "ઉઘનિર્યુક્તિ" ની નકલ કરાવરાવી, તે વખતે આઘાટદુર્ગ (અહાડ-મેવાડની જૂની રાજધાની) મા જૈત્રસિંહ રાવલનુ રાજ્ય હતુ, અને તેનો મહામાત્ય (મુખ્ય મત્રી) જગત્સિંહ હતો એવુ એ બન્ને પુસ્તકોની નકલ કરનારના લેખોમાથી મળી આવે છે

આવી જાતના સાધનોમાથી કેટલીક ઐતિહાસિક બાબતોની શોધ મળી આવે છે કે જે, કદિ ત્હેનો સગ્રહ કરવામા આવે તો, ત્હેનુ એકાદ ન્હાનુ પુસ્તક થઈ શકે પ્રાચીન હસ્તલિખિત સસ્કૃત પુસ્તકોના કેટલાક રિપોર્ટો તથા કેટલીક લાયબ્રેરીના લિસ્ટો એવા થઈ ચુકયા છે કે, જેમા અનેક પુસ્તકોના આરભ અને અતનો કઈક કઈક આવશ્યકીય અશ ઉદ્ધૃત કરેલો છે તે દ્વારા, થોડી મહેનતે, કેટલીએક ઐતિહાસિક વાતો જાણી શકાય છે એવા પુસ્તકોમા ડૉકટર કીલ્હોર્ન, બુહ્લર, ભાંડારકર, પિટરસન તથા શેષગિરિ શાસ્ત્રીના રિપોર્ટો, ડૉકટર રાજેન્દ્રલાલ મિત્ર તથા હર પ્રસાદ શાસ્ત્રી સગૃહિત "નોટિસિઝ ઑફ સસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસ" તથા બનારસ સસ્કૃત કૉલેજ,

કાશ્મીર, અનવાર, બીકાનેર, નેપાલ, કલકત્તા સરકૃત કૉલેજ, ઇન્ડિયા-ઑફિસ, બ્રિટિશ-મ્યુઝિઅમ, કેમ્બ્રિજ—યુનિવર્સિટી આદિના પુસ્તકસગ્રહોની સૂચિઓ મુખ્ય સાધન છે ડૉક્ટર ઑફ્રેચનુ "કૅટૅલૉગસ કૅટૅલૉગરમ્" નામનુ પુસ્તક (જેના ત્રણ ભાગ છપાઈ ગએલા છે, તે) પણ આ બાબતનો એક અપૂર્વ ગ્રથ છે [1]

(એ) વશાવલિઓના પુસ્તકો —હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાથી મળી આવતાં, રાજાઓ તથા ધર્માચાર્યોની વશપરપરાના પુસ્તકોમાથી પણ પ્રાચીન ઇતિહાસને કઈક કઈક મદદ મળી શકે છે આવાં પુસ્તકોમાથી, મુખ્ય મુખ્યનાં નામ નીચે પ્રમાણે છે —

(૧) પ્રસિદ્ધ કાશ્મિરી પડિત ક્ષેમેદ્ર રચિત "નૃપાવલિ"—આમા કાસ્મીરના રાજાઓની વશાવલિ છે અને કલ્હણની "રાજ—તરગિણી" મા એનો સમાવેશ થઈ ગયો છે

(૨-૩) જૈન પડિત વિદ્યાધર સગૃહીત "રાજતરગિણી" તથા રઘુનાથ રચિત "રાજાવલ"—આ બન્ને પુસ્તકો, જયપુર વસાવનાર રાજા જયસિંહના સમયમા, જયપુરમા રચાયા હતા એમાં ભરત-યુદ્ધથી લઇને વિક્રમાદિત્ય સુધીના રાજાઓની નામાવલિ આપવાનો યત્ન કરવામા આવ્યો છે આ બન્ને પુસ્તકો મ્હે જોયાં નથી પરતુ કર્નલ ટૉડે એના 'રાજસ્થાન'મા એના વિષે જે કઇ લખ્યુ છે તેને આધારે, અહિ એનો ઉલ્લેખ કર્યો છે કર્નલ ટૉડે "રાજાવલિ"ની માફક પરીક્ષિતથી લઇને રાજપાલ સુધીના ચાર વશોની વશાવલિઓ એમા આપી છે એમાથી પ્હેલા વશના અઠ્ઠાવિસ રાજાઓના નામને "વિષ્ણુ-પુરાણ" તથા "ભાગવત"માં આપેલા નામો સાથે મેળવી જોતા, તો ફકત ચાર જ રાજાઓના નામ પરસ્પર મળતા આવે છે એટલે, પ્રાચીન ઇતિહાસને માટે એ વણી જ થોડી મદદ કરી શકે છે

(૪) નેપાલની વશાવલી —"પાવતીય વશાવલી" નામનુ એક પુસ્તક નેપાલમાથી મળી આવ્યુ છે એમા કલિયુગના પ્રારભથી લઈને ઈ સ ની ૧૮ મી સદી સુધી, નેપાળદેશ પર રાજ્ય કરનાર, જુદા જુદા વશોના રાજાઓની નામાવલિ તથા દરેક રાજાનો રાજ કર્યાનો સમય આપ્યો છે પરતુ, ત્યાથી મળેલા પ્રાચીન શિલાલેખો તથા હસ્તલિખિત પુસ્તકોમા આપેલા ત્યાના રાજાઓના નામ તથા સવતોની સાથે ઉપરની વશાવલિ મેળવતા તે શુદ્ધ જણાતી નથી ઉદાહરણ તરીકે, ઠાકુરી વશનો રાજા અશુવર્મા, શિલાલેખો પ્રમાણે, ઇ સ ની સાતમી સદીના પૂર્વાર્દ્ધમા થઈ ગયેલો જોવામા આવેછે ચીના મુસાફર હુએનત્સાગના લખ્યા પ્રમાણે હુએનત્સાગ જ્યારે ઇ સ ૬૩૭ ની લગભગમા નેપાલ પહોચ્યો હતો, ત્હેની થોડા જ વખત અગાઉ અશુવર્મા મરણ પામ્યો હતો પરતુ ઉપર કહેલા પુસ્તકમા આપેલી વશાવલિ પ્રમાણે ત્હેને ઇ સ પૂર્વે સાતમા સૈકામા થઈ ગયેલો માનવો પડે છે આવી સ્થિતિમા તે વશાવલિ પ્રાચીન ઇતિહાસને માટે ખાસ ઉપયોગી થઈ શકતી નથી પ્રાચીન

---

[1] ઇ સ ૧૯૦૩ ના જુલાઈ સુધીમા સસ્કૃત હસ્તલિખિત પુસ્તકોની શોધની બાબતમા જેટલા રિપોર્ટો તથા ભિન્ન ભિન્ન પુસ્તક સગ્રહોની જેટલી સૂચિઓ છપાઇ છે તેની પૂરી ખબર આ અમત્ય પુસ્તકમાથી મળી શકે છે તેમાથી મુખ્ય મુખ્યના જ નામ મ્હે ઉપર આપ્યા છે

સમયના રાજાઓના નામોમાંથી કેટલાક ખરા છે ખરા, પણ દરેકે દરેક નહિ આ વંશાવલિ "ઇંડિઅન ઍન્ટિક્વેરી"ના પુસ્તક ૧૩ મ (પાને ૪૧૦-૪૧૮) મા છપાઈ ગઈ છે

**(૫) ઉડિસાની વંશાવલિ**—નેપાળની માફક ઉડિસાના રાજાઓની વંશાવલિ પણ જગન્નાથ પુરીથી તાડપત્ર ઉપર લખેલી મળી આવી છે એમા યુધિષ્ઠિરથી લઈને આજ સુધીના ઉડીસાના રાજાઓની નામાવલિ તથા દરેકનો રાજ્ય-સમય આપેલો છે પણ આની પણ એવી જ સ્થિતિ છે, જેવી નેપાળની વંશાવલિની છે તેની દાખલા તરીકે, પ્રસિદ્ધ જગન્નાથનુ મંદિર બાંધવાની હકીકત જ તપાસીએ પ્રાચીન તામ્રલેખાદિ ઉપરથી માલમ પડે છે કે, જગન્નાથનુ મંદિર જે અત્યાર હયાત છે તે, ગંગાવંશી રાજા અનંતવર્મ ચોડગંગે બંધાવ્યુ હતુ પરન્તુ ઉપરની વંશાવલિમા તે મંદિરના બાંધનાર તરીકે, તેનાથી પાછળના રાજા અનંગ ભીમદેવને લખેલો છે અનંતવર્મ ચોડગંગનો રાજ્યાભિષેક શ સ ૯૯૯ (વિ સ ૧૧૩૪-ઈ સ ૧૦૭૮) મા થયાનુ તેના તામ્રપત્ર ઉપરથી જણાય છે પણ, ઉપરની વંશાવલિમા તેના રાજ્યનો આરંભ ઈ સ ૧૧૩૨ મા થયાનુ લખ્યુ છે ઈ સ ની બારમી સદીના આગળના રાજાઓની નામાવલિ તો ઘણી અશુદ્ધ છે આ વંશાવલિ હંટર સાહેબે (*W W Hunter*) ના "ઓરિસ્સા" (*Orissa*) નામના પુસ્તકના બીજા ભાગમા (પાને ૧૮૪-૧૯૧ મા) છાપવી છે

**(૬) ભાટોની વંશાવલિઓ**—ભાટ લોકો દરેક રાજવંશની વંશપરંપરા લખે છે, પણ તેમના પુસ્તકોને શિલાલેખ તામ્રપત્રાદિ ઉપરથી મળી આવતી જુદા જુદા રાજવંશોની નામાવલિ સાથે મેળવતા, ઇ સ ની તેરમી સદી સુધીના નામોમાંથી ઘણા થોડા જ શુદ્ધ હોવાનો દાવો કરી શકે છે અને એક જ વંશ સાથે સબંધ ધરાવનારા ભાટોના બે પુસ્તકો પણ પરસ્પર નથી મળતા આવતા શિરોહીના ચૌહાણ રાજાઓના ભાટોના પુસ્તકમા, એ વંશની શરૂઆતથી તે છેક પ્રસિદ્ધ પૃથ્વીરાજ સુધી ૨૨૭ નામ છે અને બુંદિના ભાટોના પુસ્તકમાં (વંશભાસ્કર પ્રમાણે) ૧૭૭ છે, એમાથી ફક્ત સાત જ નામ પરસ્પર મળે છે ભાટોની વંશાવલિઓ ઈ સ ના તેરમા સૈકા સુધીના ઇતિહાસને માટે ખાસ ઉપયોગી નથી કેમ કે, તે સમયની અગાઉના નામો ઉપરથી, ઘણા ખરા બનાવટી નામો પણ તેમા ભળઈ ગયા છે

**(૭) પટ્ટાવલિઓ**—જૈનોના દરેક ગચ્છના આચાર્યોની ક્રમપરમ્પરાના પુસ્તકોને પટ્ટાવલિઓ કહે છે એમા મહાવીર સ્વામીથી લઈને, તેમને થઈ ગયાના સમય સુધીની (કોઈમા, અત્યાર સુધીની) દરેક ગચ્છના આચાર્યોની નામાવલિ, તેમની જન્મ-સંવત, જન્મ-સ્થાન, દીક્ષાની સંવત, આચાર્યપદ મેળવ્યાની સંવત તથા ધર્મપ્રચાર આદિની હકીકત હોય છે આનાથી પણ, કેટલીક ઐતિહાસિક બાબતોની શોધ મળે છે આ પટ્ટાવલિઓ ઈ સ. ની દસમી સદીની પછી લખવામા આવી હશે, એમ અનુમાન થાય છે

**(૮) ભાષાના ઐતિહાસિક પુસ્તકો**—સંસ્કૃત તથા પ્રાકૃત સિવાય હિંદી તથા તામિલ આદિ ભાષાઓમા લખાયેલા કેટલાએક ઐતિહાસિક ગ્રંથ પણ મળે છે એમાથી પણ કેટલીક ઐતિહાસિક હકીકત મળી આવે છે એવા પુસ્તકોમાથી નીચે લખેલા મુખ્ય છે

( ૧ ) "રત્નમાલા"—હિંદી ભાષાના ઐતિહાસિક પુસ્તકોમા સૌથી ઉત્તમ "રત્નમાલા" છે ઈ સ ની ચૌદમી સદીની લગભગમા કૃષ્ણ નામના કવિએ તે રચ્યુ હતુ એમા ૧૦૮ રત્ન ( અધ્યાય ) હતા તેમાથી માત્ર ૧૧ જ હજી સુધીમા મળી આવ્યા છે એમા ગુજરાતના ચાવડાવશના રાજાઓની નામાવલિ તથા મૂળરાજથી ભીમદેવ ( ૨ જા ) સુધીના સોલકી રાજાઓની કઈક કઈક હકીકત છે એના આઠ રત્નો, ગુજરાતી ભાષાતર સહિત, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કર્યા છે

( ૨ ) "પૃથ્વીરાજરાસા"—આમા ચૌહાણ વશના પ્રતાપી રાજા પૃથ્વીરાજનો ઈતિહાસ મુખ્ય છે આ હિંદી ( રાજસ્થાની ) કાવ્ય, પૃથ્વીરાજના સમયમા એટલે ઈ સ ની બારમી સદીના અન્તમાં, ચદ બરદાઈ નામના ભાટે રચ્યુ હતુ, એમ કહેવાય છે પણ ખરેખરી રીતે તે તે સમયે રચાયુ હોત તો "પૃથ્વીરાજવિજય" ની માફક ઇતિહાસને માટે તે અગત્યનુ થાત પણ ચૌહાણોના પ્રાચીન શિલા—લેખ, તામ્રપત્ર તથા 'પૃથ્વીરાજવિજય" આદિ ઐતિહાસિક પુસ્તકોની સાથે તેને સરખાવી જોતા, એમા આપેલી ચૌહાણોની વશાવલિ, ઐતિહાસિક હકીકત, અને સાલ-સનતોની કૃત્રિમતા તરત જ જણાઈ આવે છે, એટલા માટે, મ્હારા અનુમાન પ્રમાણે, તે ઈ સ ની પન્દરમી સદીની લગભગમા રચાયુ હોવુ જોઈએ પ્રાચીન ઈતિહાસને માટે આ પુસ્તક ખાસ ઉપયોગી નથી "નાગરી પ્રચારિણી સભા ( બનારસ )" તરફથી તે છપાઈ ગયુ છે

"ખુમાન રાસા" —આ હિન્દી કાવ્ય, ઈ સ ની સત્તરમી સદીમા ઉદયપૂરના એક જૈન સાધુએ રચ્યુ હતુ એમા મેવાડના પ્રસિદ્ધ રાજા ખુમાનનો ઈતિહાસ છે, જે ઘણો-ખરો કલ્પિત છે પ્રાચીન ઇતિહાસને માટે આ પુસ્તક ઘણું જ થોડુ ઉપયોગી છે હજી સુધી એ છપાયુ જણાતુ નથી

ઉપરનાં હિન્દી પુસ્તકો સિવાય વિસળદેવરાસા, હમ્મીરરાસા, રાણારાસા, રાયમલરાસા, રાજવિલાસ આદિ પુસ્તકો પણ મળી આવ્યા છે પણ પ્રાચીન ઇતિહાસને માટે તે વધુ મદદ કરી શકતા નથી

( ૪ ) "કલનવિ નાડપટુ" —આ પુસ્તક તામિલ ભાષાનુ એક ન્હાનકડુ કાવ્ય છે ઈ સ ની સાતમી સદીની લગભગમા પોઈકિયાર નામના કવિએ તે રચ્યુ હતુ એમા ચૌલ દેશના રાજા ચૈંકણુ અને ચેર ( ગગવાડી, મ્હૈસૂર રાજ્યમાં )ના રાજા કણૈકાઈરૂ પોરૈની વચ્ચેના યુદ્ધનુ ( જેમા ચેરનો રાજા કેદ પકડાયો હતો ) વર્ણન છે આ કાવ્ય અંગ્રેજી અનુવાદસહિત, "ઇડિયન-એંટિકવેરી' ના ૧૮ મા પુસ્તકમા, પાને ૨૫૮ થી ૨૬૫ થી છપાઈ ગયુ છે

( ૫ ) "કલિંગત્તુ પરણી"—ઈ સ ની અગીઆરમી સદીની આખરની લગભગમા જય ડા નામના કવિએ, આ તામિલ કાવ્ય રચ્યુ હતુ એમા ચૌલ દેશના મોટા રાજા કુલોત્તુગ ચોડદેવે ( ૧ લા ) કલિંગ દેશ જીત્યાની હકીકત છે એનો સાગત અંગ્રેજી અનુવાદ

સાથે "ઇન્ડિઅન એન્ટિકવેરી" ના પુસ્તક અગીઆરમામા પાને ૩૨૮ થી ૩૪૫ સુધી છપાયો છે

( ૬ ) "વિક્રમ શોલનુલા"—ઈ સ ની બારમી સદીના પૂર્વાર્દ્ધમા રચાયલા, આ તામિલ કાવ્યમા, ચોલદેશ પર રાજ્ય કરનારા રાજા શેગત ( ચેંકણ ) ચોનથી વિક્રમ ચોલ સુધીના રાજાઓની નામાવલિ તથા વિક્રમ ચોલની સ્વારીનુ આબેહુબ વર્ણન છે એનો સારાશ ઇંગ્રેજી અનુવાદ સાથે "ઇન્ડિઅન એન્ટિકવેરી" ના પુસ્તક બાવીસમા, પાને ૧૪૧ થી ૧૫૦ સુધીમા છપાઈ ગયો છે

( ૭ ) "રાજ ગજનુલા"—આ પણ ઉપર કહેલા "વિક્રમ શોલનુલા" ની પદ્ધતિનુ કાવ્ય છે એમા ચોલદેશના સોલકી રાજા રાજરાજ (૨, જા) ની હકીકત છે આ કાવ્ય ઈ સ ની બારમી સદીમા રચાયુ હતુ હજી સુધી એ છપાયુ નથી

ઉપલા ચારે ( ૪ થી ૭ ) તામિલ કાવ્યો, પ્રાચીન ઇતિહાસને માટે ઉપયોગી છે

( ૮ ) "કોંગુ દેશ રાજાક્કલ"—આ પણ તામિલ ભાષાનુ પુસ્તક છે એમા કોંગુદેશ ( ગગવાડી–મ્હૈસૂર રાજ્યમા ) ના ગગાવશી રાજાઓની વશાવલિ તથા તેમના રાજ્યનો સમય આપ્યો છે, જે ઘણોખરો કલ્પિત છે રાજાઓના નામોમાથી ઘણાખરાં નામો શુદ્ધ પણ છે, તો પણ, પ્રાચીન ઇતિહાસને માટે આ પુસ્તક ઘણુ ઉપયોગી નથી

આ ઉપર કહેલા સાધનો એટલે આપણે ત્યાના પ્રાચીન પુસ્તકો ઉપરથી, ઈ સ ની ત્રીજી સદીથી લઈને મુસલમાનોને હાથે જુદા જુદા હિદુ રાજ્યો અસ્ત પામ્યા, ત્યા સુધીની, આ દેશના જુદા જુદા વિભાગો ઉપર રાજ્ય કરનાર અનેક રાજવશોમાથી એકના માત્ર અણહિલવાડના ચાવડા અને સોલકિઓની જ વશાવલિ પૂરેપૂરી મળી શકે છે તે સિવાય બીજા કોઈની વશાવલિ પૂરી રીતે મળતી નથી તેવી જ રીતે, નથી મળતી ઈરાની, યુનાની, શક, કુષન (તુર્ક), હૂણ આદિ વિદેશી વિજેતાઓની વશાવલિ કે તેમના સબધી કાંઈ ખાસ કાંઈ વિશેષ હકીકત તો પણ, કેટલાએક રાજવશોના પ્રાચીન ઇતિહાસમાથી ઘણી ખરી સહાયતા મળી શકે છે લોકોની ધાર્મિક તથા સામાજીક સ્થિતિ, તેમના રીતરીવાજ, વ્હેપાર, સાહિત્ય આદિ અનેક ઉપયોગી બાબતોની હકીકત પણ તેમાથી મળી શકે છે

## ( ખ ) યુરોપ, ચીન, તિબેટ, અને સીલોનના તથા મુસલમાનોના લખેલાં પ્રાચીન પુસ્તકો.

( અ ) યુરોપ તરફના પ્રાચીન પુસ્તકો—ગ્રીસના સુવિખ્યાત બાદશાહ સિકદરે ( એલેકઝાંડર ધી ગ્રેટે ) ઈ સ પૂર્વે ૩૨૭ મા હિદુસ્તાન ઉપર ચ્હડાઈ કરી હતી, તેની કઈપણ હકીકત આપણે ત્યા લખાયેલી નથી પણ, તેનો સવિસ્તર વૃત્તાત યુરોપિઅન લેખકોના પુસ્તકોમાથી મળી શકે છે આપણા ઇતિહાસ સાથે સબધ રાખતી બીજી પણ કેટલીક વાતો તેમના પુસ્તકોમાથી મળી આવે છે આના પુસ્તકોમા નીચે લખેલાં વિદ્વાનોના પુસ્તકો મુખ્ય છે

( ૧ ) **હેરોડોટસ**—પ્રસિદ્ધ ગ્રીક ઇતિહાસ-લેખક હેરોડોટસે, ઇતિહાસ સબંધી મ્હોટુ પુસ્તક, ઈ સ પૂર્વે પાંચમા સૈકામા રચ્યુ હતું એમા ઇરાનના બાદશાહ દારા ( ૧ લા ) એ, ઈ સ પૂર્વે ૫૦૦ ની લગભગમા, હિંદુસ્તાન ઉપર ચ્હડાઇ કરીને પજાબનો પશ્ચિમ ભાગ પોતાને તાબે કર્યો હતો તેની હકીકત છે, અને તે સિવાય, આપણા ઇતિહાસ સાથે સબધ ધરાવતી બીજી પણ કેટલીક ઐતિહાસિક બાબતોનો ઉલ્લેખ એ પુસ્તકમાથી મળી આવે છે એના લેખ ઉપરથી એમ પણ માલમ પડે છે કે, આ દેશ તે વખતે ઘણો જ ધનવાન હતો અને દારાના સામ્રાજ્યના ૨૦ પ્રાંતોમાથી ફક્ત પશ્ચિમ પજાબની આવક સોનામા આવતી હતી, બાકીના બધા પ્રાંતોની ચાંદીમા હેરોડોટસના પુસ્તકનુ ઇગ્રેજી ભાષાતર છપાઈ ગયુ છે

( ૨ ) **ટેસિયસ** *(Ktesias)*—ઇરાનના બાદશાહ અર્તઝર્કઝીઝ *( Artaxerxes Memon )*નો એ વૈદ્ય હતો ઈ સ પૂર્વે ૪૦૦ ની લગભગમા હિંદુસ્તાન વિષે "ઇંડિકા" નામનુ પુસ્તક એણે લખ્યુ હતુ હજીસુધી એ મળી શકતુ નથી તોપણ, ઈ સ ની નવમી સદીના મધ્યમા ફોટિયસ નામના વિદ્વાને એનો જે સક્ષેપ કર્યો હતો તે તથા અન્ય પ્રાચીન લેખકોએ, "ઇંડિકા" નો જે ભાગ પોતાના પુસ્તકોમા ઉતાર્યો છે, તે મળી આવ્યો છે એનુ ઇગ્રેજી ભાષાંતર મેક્-ક્રિડલ *(Mc Crindle)* સાહેબે, " ઇંડિઅન એંટિકવેરી" ના પુસ્તક ૧૦ મામાં ( પાને ૨૯૬ થી ૩૧૪ મા ) છપાવ્યુ છે એમા એમણે ઘણી ખરી સાભળેલી વાતો લખી છે, તેથી એ પુસ્તક ઘણુ ઉપયોગી નથી.

( ૩ ) **મેગેસ્થિનીઝ**—સીરિઆના ગ્રીક પાદશાહ સેલ્યુકસે, મૌર્યવશી રાજા ચદ્રગુપ્તના દરબારમા, મેગેસ્થિનીઝ નામના વિદ્વાનને પોતાનો પ્રતિનિધી નીમ્યો હતો એણે પાટલિપુત્ર (પટના) માં રહીને હિંદુસ્તાન વિષે " ઇંડિકા" નામનુ પુસ્તક ઈ સ પૂર્વે ચોથા સૈકાની આખરની લગભગમા લખ્યુ હતુ આ દેશની તે વખતની સ્થિતિ જાણવાને માટે એ પુસ્તક ઘણુ અગત્યનુ છે, પણ તે મળી શકતુ નથી છતા પણ, ત્હેનો થોડોક ભાગ પણ જે ( અન્ય લેખકોએ પોતાના પુસ્તકોમા ટાક્યો છે તે ) મળી આવ્યો છે અને આપણા પ્રાચીન ઇતિહાસને માટે તે ઘણો જ ઉપયોગી છે તેનુ હિંદી અને બગાળીમા ભાષાતર થઈ ગયુ છે

( ૪ થી ૮) **એરિઅન**[1], **કર્ટિઅસ રૂફસ**[2], **પ્લુટાર્ક**[3], **ડાયોડારસ**[4], **ફ્રોટિનસ**—સિકંદર બાદશાહનો વૃતાત ૧૯ જુદા જુદા વિદ્વાનોએ લખ્યો હતો એમના એ પુસ્તકોને આધારે, આ પાચ ઇતિહાસ લેખકોએ, એની હિંદુસ્તાનની ચ્હડાઇનો હેવાલ લખ્યો છે આપણા ઇતિહાસને માટે એ પુસ્તકો ઘણાં અગત્યના છે અને તે મળી પણ શકયા છે આ પાચ વિદ્વાનોના પુસ્તકોમા પણ, એરિઅનનુ પુસ્તક સર્વોતમ મનાય છે એરિઅને " ઇંડિકા" નામનુ હિંદુસ્તાન સબધીનુ બીજું એક ન્હાનુ સરખુ પુસ્તક પણ લખ્યુ છે, અને તેય પણ ઉપયોગી છે મેક ક્રિડલ સાહેબે, ઉપલા પાચે વિદ્વાનોના લખેલા સિકંદરની હિંદુસ્તાનની સ્વારીના વૃત્તાતના

૧ ઈ સ ની બીજી સદીના મધ્યમા ૨ સમય અનિશ્ચિત ૩ ઇ સ. ની પહેલી સદીમા. ૪ ઇ સ પૂર્વે પ્હેલી સદીમા

અંગ્રેજી ભાષાંતર, " ધી ઈનિવેઝન આફ ઇંડિઆ બાય એલેકઝાંડર ધી ગ્રેટ ' નામના પુસ્તકમા છપાવ્યા છે

(૯) **પેરિપ્લસ ઑફ ધી એરીથ્રિઅન સી*** —એક ગ્રીક વ્હેપારીએ (જેના નામનો પત્તો નથી) ઈ સ ના પ્હેલા સૈકામા આ પુસ્તક લખ્યુ હતુ એમા હિંદુસ્તાન સબંધી કંઈક કંઈક હકીકત જોવામા આવે છે ગ્રથકર્તાએ હિંદુસ્તાનના દરેક સમુદ્રતટની યાત્રા કરી હશે એમ એ ઉપરથી માલમ પડે છે એનુ ઈંગ્રેજી ભાષાતર મેક ક્રિડલ સાહેબે " ઇંડિઅન એંટિક્વેરી"ના પુસ્તક ૮ માંમાં (પાને ૧૦૭ થી ૧૫૧ મા) છપાયુ છે

(૧૦) **ટૉલેમી** —ઈ સ ની બીજી સદીની મધ્યમા, મિસર દેશના એલેકઝાંડ્રિયા નગરના રહેવાસી, ગ્રીક પંડિત ટૉલેમીએ ભૂગોળનુ એક મ્હોટુ પુસ્તક લખ્યુ હતું એમા હિન્દુસ્તાનના કેટલાક નગરો, નદી આદિના નામ તથા તેના અક્ષાંસ વગેરે આપ્યા છે ક્ષત્રપ વંશના રાજા ચષ્ટન સાતવાહન (આંધ્રભૃત્ય) વંશી પુલુમાઈ આદિ તે વખતના રાજાઓના નામોનો પણ એમા ઉલ્લેખ છે તો પણ, તેણે એલેકઝાંડ્રિયામા બેઠે બેઠે, મુસાફરો તથા ખલાસીઓદ્વારા સાંભળેલી વાતો તથા પ્હેલાંના પુસ્તકોના આધાર પર, હિંદુસ્તાનની ભૂગોળ રચી હતી, તેથી તેણે નક્કી કરેલા સ્થાનોમા ઘણો જ ફેર પડે છે જો તેના લખ્યા પ્રમાણે નકશો તૈયાર કરવામા આવે, તો મહાનદી સિઆમમા, હિમાલય તિબેટની ઉત્તરમા, તથા ગંગાને ચીન સુધી લઈ જવી પડે આમ છતાંયે, એ પુસ્તકમાંથી આપણા પ્રાચીન ઇતિહાસને કંઇક કંઇક મદદ મળી શકે છે આ પુસ્તકનુ ઇંગ્રેજી ભાષાતર મેક ક્રિડલ સાહેબે " ઇંડિઅન એંટિક્વેરી" ના પુસ્તક ૧૪ મા મા (પાને ૩૧૩ થી ૪૧૧ મા) છપાયુ છે

(૧૧) **માર્કોપોલો** —વેનિસનો પ્રસિદ્ધ મુસાફર માર્કોપોલો, ઈ સ ૧૨૯૪ ની લગભગમા, દક્ષિણમા આવ્યો હતો તેના પ્રવાસના પુસ્તક (પુસ્તક ૨ જા) માથી ત્યાની જે હકીકત મળે છે તે પણ ઉપયોગી છે, કેમકે, તેમા તેણે પોતે જાતે જે જોયેલું તે, દેશની સ્થિતિનુ વર્ણન લખ્યુ છે તેના પ્રવાસના પુસ્તકનુ ઈંગ્રેજી ભાષાતર કર્નલ હેનરી યૂલે છપાવ્યુ છે

(૧૨) **નિકોલો ડી કાઉંટી** —ઇટાલીનો રહીશ નિકોલો ઈ સ ૧૪૨૦ ની લગભગમા વિજય નગરમા રહ્યો હતો એણે તે નગરની તથા ત્યાના રાજા દેવરાજ (૨ જા)ની જે હકીકત લખી છે તે, વિજયનગરના યાદવોના ઇતિહાસને માટે ઉપયોગી છે તેનુ ઈંગ્રેજી ભાષાતર રૉબર્ટ સેવેલ સાહેબના " એ ફરગૉટન ઍમ્પાયર" નામના પુસ્તકમા છપાયુ છે

(૧૩) **ફેર્નાઓ નનેઝ** —આ પોર્ટુગીઝ ઇતિહાસ લેખકે, ઈ સ ની ૧૬ મી સદીના પૂર્વાર્દ્ધમા, વિજયનગરના યાદવ રાજ્યનો ઇતિહાસ લખ્યો હતો આ ઇતિહાસ, ત્યાના પ્રથમ રાજ્યવંશના ઇતિહાસને માટે, ઘણી સારી મદદ આપી શકે છે એનુ ઈંગ્રેજી ભાષાતર, ઉપલા " ફરગૉટન ઍમ્પાયર" નામના પુસ્તકની છેવટે છપાયુ છે

* તે વખતે આફ્રિકાના કિનારાની પાસના આ સમુદ્ર એરીથ્રિઅન સી (Erythrean Sea)ના નામથી પ્રસિદ્ધ હતો.

( ૧૪ ) જુદા જુદા લેખકો—વખત વખતપર, અનેક યુરોપિયન લેખકોએ, પોતાનાં પુસ્તકોમા, આ દેશ સમ્બન્ધી જે જે કઈ લખ્યુ હતુ તેનો સગ્રહ મેક ક્રિંડલ સાહેબે એમના " એન્શીઅન્ટ ઇન્ડિયા ઍઝ ડિસ્ક્રાઇબ્ડ બાય અધર ક્લાસિકલ રાઇટર્સ " નામના ઇંગ્રેજી પુસ્તકમા કર્યો છે આ પુસ્તક ઘણુ ઉપયોગી છે

ઉપર લખેલા યુરોપિયન વિદ્વાનોના પુસ્તકોમા એક મ્હોટી ખામી એ છે કે, એમા લખેલા સ્થાન તથા પુરૂષોના નામોમાથી કેટલાકનો બરોબર પત્તો મેળવવો, તે ઘણુ મુશ્કેલ થઈ પડે છે

( આ ) ચીનાઓના પુસ્તકો—ચીનમા પ્રાચીન કાળથી જ, ઇતિહાસ લખવાનો પ્રથા હોવાથી તેમને ત્યાથી ઇતિહાસના અનેક પુસ્તક મળી આવે છે તે ઉપરથી તથા યાત્રા કરવા અર્થે હિન્દુસ્તાન આવેલા ચીના મુસાફરો પ્રવાસપુસ્તકો અને ત્યાના ધર્મ ( બાદ્ધ )ના પુસ્તકો ઉપરથી, આપણો આપણા ઇતિહાસ સમ્બન્ધી કેટલી વિગતો મળી આવે છે

( ૧ ) ઐતિહાસિક પુસ્તકો—ચીનના અતિહાસિક પુસ્તકો ઉપરથી મધ્ય એશિયામા રાજ્ય કરનારી શક, કુષન ( તુર્ક ) અને હુણ આદિ જાતોની ( જેમણે તે વખતે હિન્દુસ્તાન ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો ) વિસ્તારપૂર્વક હકીકત મળી શકે છે અને તે સિવાય બીજી પણ કેટલીક ઐતિહાસિક નામવોના ઉલ્લેખ મળી આવે છે ચીનના ઇતિહાસ લખનારામા પ્હેલો પુરૂષ સુમાચિન હતો એણે પોતાનું પુસ્તક ઈ સ પૂર્વે ૧૦૦ ની લગભગમા લખ્યુ હતુ એનુ ફ્રેચ ભાષાન્તર એમ ચવેન્નેસ ( *M Chavannes* ) નામના ફ્રેંચ વિદ્વાને કર્યું છે એ વિદ્વાને ( મેમોયર નામના ફ્રેચ પુસ્તકમા ) ચીનના બીજા પણ ઐતિહાસિક પુસ્તકોનો સારાશ આપ્યો છે " એશિઆટિક જર્નલ " નામના ફ્રેંચ પેપરમા પણ ચીનના ઐતિહાસિક પુસ્તકોને આધારે હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ સાથે સમ્બન્ધ ધરાવતા વિષયો પર કેટલાએક લેખો છપાયા છે પણ તેમાથી ઘણા થોડાના જ ઈંગ્રેજી ભાષાંતર થયા છે

( ૧ ) ફાહિયાન—પ્રસિદ્ધ ચીનો મુસાફર ફાહિયાન ઈ સ ૩૯૯ મા ચીનથી મુસાફરીએ નીકળ્યો હતો અને ગગાની પાસના પ્રદેશમા તથા સીલોન વિગેરેમા ફરતો ફરતો ઈ સ ૪૧૪ મા તે ચીન પાછો ફર્યો હતો તે વખતે ઉત્તર હિન્દુસ્થાન ( નર્મદાની ઉત્તરનો બધા પ્રદેશ )નો રાજા ગુપ્તવંશી ચન્દ્રગુપ્ત ( બીજો ) હતો, જેનુ પ્રસિદ્ધ ઉપનામ વિક્રમાદિત્ય હતુ ફાહિયાન, ત્હેના રાજ્યમા લગભગ છએક વરસ રહ્યો હતો ત્હેણે પોતાની મુસાફરીના " ફોન્કોકી " નામના પુસ્તકમા ચન્દ્રગુપ્તની મુખ્ય રાજધાની પાટલીપુત્ર ( પટના ) ની, ત્યાના ઔષધાલય આદિની તથા ત્હેના વિસ્તૃત રાજ્યના તામાના વર્ણવ સ્થાનોની જે હકીકત લખી છે તે ઉપરથી એ રાજાના રાજ્યની વાસ્તવિક સ્થિતિ માલમ પડી આવે છે એ પુસ્તકના બે ઇંગ્રેજી ભાષાન્તરો છપાયા છે તેમા, પ્રોફેસર જેમ્સ લગ્ગે ( *James Lugge* ) નુ ભાષાન્તર ખાસ અગત્યનુ છે

( ૩ ) સગયુન્ અને વ્હીસગ—આ બન્ને મુસાફરો ઈ સ ૫૧૮ ની લગભગમા હિન્દુસ્તાન આવ્યા હતા ત્હેમના મુસાફરીના પુસ્તકોમાથી પણ, કેટલીક ઉપયોગની માહિતી મળી આવે છે એના ઈંગ્રેજી ભાષાતર, સેમ્યુઅલ બીલ સાહેબે હુએનત્સાગના પ્રવાસના પુસ્તકના ઉપોદ્‌ઘાતમા છપાવ્યા છે

( ૪ ) હુએનત્સાગ—પ્રસિદ્ધ ચીનો મુસાફર હુએનત્સાગ, ઈ સ ૬૨૯ અને ૬૪૫ની વચ્ચે, લગભગ આખુ હિન્દુસ્તાન ફર્યો હતો જ્યા જ્યા તે ગયો હતો, ત્યા ત્યાની હકીકત એણે પોતાના "સી–યુ–કી" નામના પ્રસિદ્ધ પુસ્તકમા આપી છે તે વખતે આખા હિન્દુસ્તાનમા બે રાજાઓ પ્રબળ હતા—નર્મદાની ઉત્તરમા કનોજનો વંશવશી રાજા હર્ષ ( હર્ષવર્દ્ધન ) અને દક્ષિણમા સોલંકી પુલકશી ( ૨ જો ) આમાથી હર્ષની સાથે તો તે કેટલાએક મહિના રહ્યો પણ હતો એ પુસ્તક ઉપરથી, તે વખતે આ દેશની સ્થિતિ, લોકોના રીતિરીવાજ, ધર્માચરણ આદિ અનેક ઉપયોગી બાબતો સિવાય, અશોક, કનિષ્ક, મિહિરકુલ, હર્ષ ( હર્ષવર્દ્ધન ) અને પુલકશી આદિ કેટલાક રાજાઓની, અનેક વિદ્વાનો તથા ત્હેમના પુસ્તકોની અને ઘણાએક રાજ્યવશોની હકીકત મળે છે હિન્દુસ્તાનની પ્રાચીન ભૂગોળને માટે એનાથી વધારે ઉપયોગી પુસ્તક બીજુ એકકે નથી આ કિંમતી પુસ્તકનુ ઈંગ્રેજી ભાષાતર, સેમ્યુઅલ બીલ સાહેબે, "બુદ્ધિસ્ટ રેકર્ડ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ" નામના પુસ્તકમા બે વૉલ્યુમમા કર્યુ છે અને વૉટર્સ ( *Watter's* ) નામના વિદ્વાને એ વિષે બે વૉલ્યુમ બીજા બ્હાર પાડ્યા છે, જે ઘણા ઉત્તમ છે ( *Watter's on Yuan Chaung's Travels* )

( ૫ ) હુએનત્સાગનુ જીવનચરિત્ર—હૂ લી તથા યેન્‌ત્સગ નામના બે શ્રમણો( બૌદ્ધ સાધુઓ )એ મળીને ઉપનુ હુએનત્સાગનુ જીવનચરિત્ર લખ્યુ છે એમાથી હૂ લી તો એ ( હુએનત્સાગ ) નો શિષ્ય હતો આ પુસ્તક પણ આપણા ઇતિહાસ માટે ઘણુ ઉપયોગી છે એનુ ઈંગ્રેજી ભાષાતર સેમ્યુઅલ સાહેબે પ્રસિદ્ધ કર્યુ છે

( ૬ ) ઇત્‌સિંગ—આ ચીનો મુસાફર, ઈ સ ૬૭૧ થી ૬૯૫ સુધી, હિન્દુસ્તાનના કેટલાક ભાગો તથા મલાયા વિગેરે દ્વીપોમા રહ્યો હતો એનુ "નન–હૈ–ચિ–કુઈ–ને ફાયુઅન" નામનુ પુસ્તક, તે વખતના આપણે ત્યાના બૌદ્ધોના ધર્માચરણનુ જ્ઞાન મેળવવાને માટે અપૂર્વ છે, અને એમાથી કેટલીક ઐતિહાસિક બાબતોની શોધ પણ મળે છે એનુ ૩૪મુ પ્રકરણ જેમા, આપણે અહિની પઠન—પાઠનશૈલીનુ વર્ણન છે તે, જોના જેવુ છે આ પુસ્તકનુ ઈંગ્રેજી ભાષાતર જાપાની વિદ્વાન ટાકા કુસુએ છપાવ્યુ છે

આ ઉપરના મુસાફરો સિવાય અનેક બીજા ચીના મુસાફરો પણ હિન્દુસ્તાન આવ્યા હતા, જેમના નામ આદિનો ઉલ્લેખ મળી આવે છે, પણ ત્હેમની મુસાફરી સમ્બન્ધીના પુસ્તકો હોવા ન હોવાની કઈ હકીકત મળી શકતી નથી

ચીનાઓના ધર્મ સમ્બન્ધી પુસ્તકો ઉપરથી, આપણે ત્યાના અનેક પ્રાચીન પુસ્તકો, કે જે હજી અહિ નથી મળી શકતા, ત્હેની નોંધ મળે છે અને અનેક ધર્માચાર્યો તથા ગ્રંથકર્તાઓની હકીકત પણ મળી આવે છે તે સિવાય કેટલાએક એવા વિદ્વાનોના નામ તથા સમય પણ મળી આવે છે કે, જેમણે ચીનમા જઈને અનેક સંસ્કૃત પુસ્તકોના ત્યાની ભાષામા ભાષાંતર કર્યા હતા અથવા તો તે કામમા સહાયતા કરી હતી આ બાબતમા બનીન નેન્જીઓ ( *Bunyin Nanjio* ) નુ " કેટેલાગ ઓફ ધી બુદ્ધિસ્ટ ત્રિપિટક " નામનુ પુસ્તક ઘણુ ઉપયોગી છે

—અપૂર્ણ

---

# મુંબાઈ ઈલાકાની પ્હેલી કેળવણી પરિષદ.

લેખક—રા હરસિદ્ધભાઈ વિજુભાઈ દ્વિવેટિઆ એમ એ, એલએલ બી

મુબાઈ ઈલાકાની પ્હેલી કેળવણી પરિષદ ગયા જુન માસની ત્રીસમી તથા જુલાઇની બીજી તારિખે સર નારાયણરાવ ચન્દાવરકરના પ્રમુખપદ નીચે મુબાઈ યુનિવર્સીટીના સર કાવસજી જહાંગીર હૉલમા મળી હતી આપણા ઈલાકાની કેળવણીની સ્થિતિ તથા જરૂરી બાબતો વિષે વિચાર કરી ઉપાયો યોજવાનો આ એક પ્રથમ પ્રયાસ હોવાથી આ પરિષદ કેટલુ એક મહત્વ ધરાવે છે અને તેથી ત્હેનુ કામ કેવા પ્રકારનુ તથા કેટલે અંશે વ્યાવહારિક દષ્ટિબિન્દુથી સફળ થયુ તે તપાસવાની જરૂર છે પ્રથમ સર નારાયણરાવના પ્રમુખ તરિકેના ભાષણ વિષે બે શબ્દો કહીશુ આવી પરિષદોમા પ્રમુખનુ ભાષણ સૌથી મુખ્ય સ્થાન ધરાવે છે, કારણ કે ત્હેમા પરિષદનો હેતુ, ત્હેમા વિચાર કરવાના પ્રશ્નો, કાર્યપ્રદેશ વિગેરે વસ્તુઓના સિંહાવલોકન તથા વિવેચનની આશા રાખવામા આવે છે પરન્તુ આ દષ્ટિબિન્દુથી જોતા પ્રમુખનુ ભાષણ કેટલેએક અંશે નિરાશાજનક જણાય છે ભાષણનો લગભગ અર્ધો ભાગ કેળવણીનો હેતુ, આશય તથા ત્હેના માનસિક સ્વરૂપ વિષે સામાન્ય અને કેટલાએક તો સર્વસામાન્ય વિચારોથી જ ભરેલો છે આમાના કેટલાએક વિચારો જોકે ઉત્તમ પ્રકારના છે પરન્તુ આવી પરિષદના પ્રમુખ તરિકેના ભાષણમા અસ્થાને છે એમ લાગ્યા વિના રહેતુ નથી પ્રાથમિક કેળવણી, ઔદ્યોગિક શિક્ષણ, રાષ્ટ્રીય પદ્ધતિએ શિક્ષણક્રમની રચના, દેશી ભાષાઓ વડે શિક્ષણ આપવાની જરૂર, શિક્ષકોની સ્થિતિ સુધારવાના ઉપાયો વિગેરે આધુનિક સમયના કુટ પ્રશ્નો કે જે વિષેના વિવેચનની સ્વાભાવિક રીતે કેળવણી પરિષદના પ્રમુખના ભાષણમા આશા રાખી શકાય તે વિષે કંઈ પણ નહીં કહેતા બાલસ્વભાવમાથી આપણને શુ શીખવાનુ મળે છે યૂરોપમા પૂર્વે શિક્ષણનુ ધોરણ કેવુ હતુ, વિગેરે પ્રશ્નોનુ લબાણ વિવેચન કરવામા પ્રમુખે વ્યાવહારિક દષ્ટિબિન્દુથી વિષયનો વિવેક કર્યો હોય તેમ જણાતુ નથી ખાસ કરીને પ્રાથમિક તથા ઔદ્યોગિક શિક્ષ

ણનો બહોળો વિસ્તાર કરવા માટે સરકારે શી રીતિ ગ્રહણ કરવી જોઈએ તથા હેને સિદ્ધ કરવાને કેવા પ્રકારના વ્યાવહારિક પગલા લેવા જોઈએ તે વિષે હેમણે દલીલપૂર્વક વિવેચન કરવુ જોઈતુ હતુ એમના ભાષણનો ઘણોખરો ભાગ તો માત્ર યુનિવર્સીટીની ઉંચી કેળવણી વિષેના જ વિવેચનમા ગયો છે આ વિવેચન જો કે ઉત્તમ પ્રકારનુ નથી પરન્તુ તેમા કેટલીક સૂચનાઓ હેમણે બહુ નિડરપણે તથા અસરકારક ભાષામા કરી છે તે બહુ સતોષની વાત છે પ્રથમ હેમણે જણાવ્યુ કે હિન્દુસ્થાનના યુવકોના શિક્ષણ માટે ઘણેભાગે અહી જ પોતાનુ જીવન ગુજારી નોકરીમાથી નિવૃત્ત થયા પછી પણ દેશના માનસિક તથા નૈતિક ઉત્કર્ષમા મગીન કામ કરી શકે એવા હિન્દુસ્થાનના જ વતનીઓની શિક્ષકો તરિકે જરૂર છે આ એક અગત્યની સૂચના છે અને પ્રમુખે હેના ઉપર વ્યાજબી રીતે ઘણો ભાર મુકયો છે હાલની સ્થિતિમા ઇગ્લાડથી તાજા ગ્રેજ્યુએટો અહીં પ્રોફેસરો તરિકે આવી, માત્ર જરૂરના સમય સુધી નોકરી કરી, ઉડતા પક્ષિઓની માફકનુ જીવન ગાળી પાછા જાય છે તે પદ્ધતિથી આપણા દેશના શિક્ષણને ઘણુ સહન કરવુ પડે છે એમા કશ પણ સન્દેહ નથી હેની સાથે ગમે તેવો પણ ઇગ્લાડનો જ વતની કૉલેજમા શીખવવાના ઘણાખરા વિષયો સારી રીતે શીખવી શકે, એ જુનભરેલા વિચારને, પ્રથમની સ્થિતિ ગમે તેમ હોય પરન્તુ ઉંચી કેળવણી પામેલા હિન્દીઓની હાલની સ્થિતિ અને સખ્યા જોતા તો, મનમાથી જેમ બને તેમ જલદી દૂર કરવાની જરૂર છે સર નારાયણરાવ ખરૂ કહે છે કે યુનિવર્સીટીના શિક્ષણની ઉચ્ચ કાર્યસિદ્ધિને નામે ગમે તહેવા ઈગ્લીશ પ્રોફેસરોનો બચાવ થાય છે તે તદ્દન ગેરવ્યાજબી છે અને જો આવા પ્રકારની સિદ્ધિ મેળવવી હોય તો હિન્દુસ્થાનના વિદ્વાનોને જ કૉલેજોમા મોટી જગ્યાઓ આપવાથી બની શકશે આ સબન્ધી તેઓએ એક વિચાર બહુ અસરકારક રીતે મુકયો હતો કે મી ચેમ્બરલેઈનના કહેવા પ્રમાણે ઈગ્લાંડે હિન્દુસ્થાનમા પોતાના ઉત્તમમા ઉત્તમ માણસો મોકલવા જોઈએ પરન્તુ તે ઉત્તમ માણસો જ્યા હેમની જરૂર હોય ત્યા જ મોકલવા જોઈએ અને નહિ કે હિન્દુસ્થાનના ઉત્તમ માણસોને દૂર રાખીને હેમને બદલે મોકલવા તેઓએ ભાર મુકીને જણાવ્યુ હતુ કે કેળવણી ખાતામા વશે ભાગે યુરોપીઅનો માટે ઇમ્પીરીયલ સરવીસ તથા દેશીઓ માટે પ્રોવીન્સીયલ સર્વીસ એ બે ક્રમોને બે ન્યાતોની માફક એક બીજાથી જુદા જ રાખવામા આવ્યા છે તે પદ્ધતિ યુનિવર્સીટી શિક્ષણના હિતને ખાતર કાઢી નાખવી જોઈએ એકદર રીતે જોતા આ પ્રશ્નને લગતી ચર્ચા પ્રમુખના ભાષણનો ઉત્તમ ભાગ છે

યુનિવર્સીટીઓના કાર્યવાહ વિષે બોલતા, કેળવણી ખાતાની બ્હારના પુરૂષોને હાથે યુનિવર્સીટીનો કાર્યવાહ થવાથી શિક્ષણની ઉચ્ચતા ઓછી થાય છે—એ ટીકાનો હેમણે વ્યાજબી અને અસરકારક જવાબ આપ્યો હતો હેમણે જણાવ્યુ કે સાધારણ રીતે બીજા દેશોમા કેળવણીની સસ્થાઓમા તે ખાતાના વિદ્વાનોના મત પ્રમાણે શિક્ષણના પ્રશ્નોનુ નિરાકરણ થાય છે પરન્તુ આપણા દેશમા વસ્તુસ્થિતિ જુદી છે ત્યા વિદ્યાર્થીઓ તથા શિક્ષકો સર

એક જ પ્રજાના હોય છે પરન્તુ અહીં વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો મોટો ભાગ જુદી પ્રજાઓનો બનેલો છે અને માત્ર કૉલેજ શિવાય વિદ્યાર્થીઓ તથા શિક્ષકો વચ્ચેનો સમ્બન્ધ બહુ ઓછો હોય છે આમ હોવાથી તેઓ એક બીજાના મન સ્હમજી શકતા નથી અને ત્હેની સાથે કેળવાયેલા હિન્દીઓમા એ ભય ઉપન્ન થયો છે કે સરકારની રાજ્યનીતિ ઉચી કેળવણીના વિસ્તારની વિરૂદ્ધ છે આ કારણોને લીધે એવી એક વ્યાજબી માન્યતા ઉત્પન થઈ છે કે આપણી યુનિવર્સીટીઓમા કેળવણી ખાતાના અમલદારોની સત્તા એટલે જે લોકો વિદ્યાર્થીઓની ખરી જરૂરીયાતો સ્હમજી શકે નહિ ત્હેઓ તથા ઉચી કેળવણીના વિસ્તારની વિરૂદ્ધ વિચારવાળા અમલદારોની સત્તા આવી સ્થિતિમા યુનિવર્સીટીના કાર્યવાહમા હાથ નાખવા માટે કેળવણી ખાતાની બ્હારના બીનઅમલદારી હિન્દીઓ આતુર હોય તો ત્હેમા તેઓનો કઈ દોષ નથી અને આમ થવાથી જો યુનિવર્સીટીઓના પ્રશ્નોને રાજ્યીય રૂપ અપાતુ હોય તો તે માટે માત્ર તેઓ એકલા જ જવાબદાર નથી જો હિન્દી રાજકીય પુરૂષોને યુનિવર્સીટીના કાર્યવાહમાથી દૂર કરવાની જરૂર હોય તો જે યૂરોપીઅનો શિક્ષણના પ્રદેશમા પોતાને સર્વજ્ઞ માની પોતાની જાણ બ્હાર રાજ્યીય પ્રશ્નોમા અમુક વલણ ધરાવતા હોય તેઓને પણ દૂર કરવાની સરખી જ જરૂર છે

સર નારાયણરાવના આ વિચારો જેટના નિડર છે તેટલા જ સત્ય છે પોતાની કેળવણીની પદ્ધતિ પસદ કરવાનો હક પ્રથમ હિન્દીઓનો પોતાનો જ છે અને આપણા યુવકોનુ શિક્ષણ કયા ધોરણે અને કેવા વિષયોનુ હોવુ જોઈએ તે માત્ર સરકારી અમલદારોએ નહિં પરન્તુ મુખ્યત્વે કરીને આપણા કેળવાયેલા વર્ગો કે જે આપણા યુવકોની જરૂરીઆતો તથા ઇચ્છાઓ વધારે સારી રીતે સ્હમજી શકે છે તેઓએ નક્કી કરવાનુ છે તેટલા માટે જ યુનિવર્સીટીઓની સીનેટોના સભાસદોની મોટી સખ્યા ગ્રેજ્યુએટો તથા બીજી જાહેર સસ્થાઓએ ચુટી કહાડવી જોઈએ અને આ કૉન્ફરન્સે તે મતલબનો ઠરાવ પસાર કર્યો છે તે આનન્દની વાત છે ત્હેની સાથે બીજી પણ આનન્દની વાત એ છે કે ના વાઈસરૉયની કારોબારી કૅામીટીના કેળવણી ખાતાના હાલના સભાસ૰ સર શકર નેર સીનેટના બધારણમા આવી ચુટાયેલા સભાસદોની સહુમતિ દાખલ કરવા તરફ વત્તિ ધરાવે છે અને તે દિશામા ત્હેમણે એક વાહવારિક પગલુ પણ લીધુ છે નવી પટના યુનિવર્સીટીના બધારણ માટે જે અસતોષકારક ખરડો સર હારકાર્ટ બટલરે પ્રથમ તૈયાર કર્યો હતો ત્હેને તપાસવા માટે નીમાયેલી સીલેક્ટ કમીટીમાથી હમણા જ તે તદન નવા જ રૂપમા બહાર આવ્યો છે અને પ્રથમના ખરડામા જ્યારે ચાળીસથી સાઠ સુધીના સભાસદોમા થી માત્ર બાર જ સભાસદોની ચુટણી કરવા બાબતની સૂચના હતી ત્યારે આ સુધારેલા ખરડામા સાઠથી પચોતેર સુધીના સભાસદોમા પચાસ જેટલા સભાસદો ચુટી કહાડવાનો હક આપવાની સૂચના થયેલી છે આ એક ઘણો સતોષકારક ફેરફાર છે અને આશા છે કે જ્યારે બીહાર જેવા પછાત પ્રાન્તમા આ હક આપવાની જરૂર જણાઇ છે ત્યારે બીજી યુનિવર્સીટીઓમા તો ચુટાયેલા સભાસદોનુ તેથી પણ વધારે પ્રમાણ દાખલ કરવાની જરૂર સરકારને જણાશે

ઉંચી કેળવણીના વિસ્તાર સબધી પણ પ્રમુખે ટુક પણ સારૂ વિવેચન કર્યું હતુ યુનિવર્સીટીનુ હિત ચાહવાનો દાવો કરનારાઓમાના કેટલાએકોનુ કહેવુ એમ છે કે ઉંચી કેળવણીની ઉચ્ચતા સાચવવા માટે વિસ્તાર વધારવાની જરૂર નથી અને આવુ શિક્ષણ લેનારાઓની સખ્યા જો થોડી હશે તો જ તે શિક્ષણ અસરકારક થશે આવુ માનનારાઓ ખરે તો અજાણતા પણ કેળવણીના કાર્યને ઘણો ધક્કો પ્હોચાડે છે અલબત્ત યુનિવર્સીટીઓએ શિક્ષણનુ ઘણુ ઉચુ ધોરણ રાખવાની જરૂર છે અને ઉચ્ચ પ્રકારની વિદ્વત્તા ઉત્પન્ન કરવાનો આશય રાખવો જોઈએ પરન્તુ આવા શિક્ષણનો વિસ્તાર સકુચિત કર્યાથી જ એ વસ્તુ સાધ્ય થઈ શકે તેમ છે એમ ધારવા માટે તો કઇ પણ વ્યાજબી કારણ જણાતુ નથી હિંદુસ્તાનની હાલની સ્થિતિમા તો, પ્રમુખે કહ્યુ તેમ, શિક્ષણની ઉચ્ચતાને નામે ત્હેના વિસ્તારનો ભોગ આપવાનો ભય રહે છે અને અનુભવ પ્રમાણે ત્હેનુ પરિણામ એ જ ઉત્પન્ન થાય છે કે આ બે વસ્તુઓનો કહેવાતો વિરોધ દૂર કરવામા નથી ઉચ્ચતા જળવાતી કે નથી વિસ્તાર મેળવી શકાતો

કૉન્ફરન્સે પસાર કરેલા ઠરાવ વિષે થોડુ કહેવાની જરૂર છે ઘણાખરા કૉન્ફરન્સોમા બને છે તેમ આમા પણ ૭ કલાકના ટુકા સમયમા લગભગ વીસ ઠરાવો પસાર કરવાના હોવાથી અગત્યના વિષયોની યોગ્ય ચર્ચા થઈ શકી નહોતી અને જે ચર્ચા થઈ હતી ત્હેમા પણ શિક્ષણના વિષયમા અનુભવી વિદ્વાનો કરતા આ વિષયમા બહારથી રસ લેનારાઓ નો વધારે ભાગ હોવાથી કેટલીએક વખત વ્યાહવારિક સૂચનાઓને બદલે માત્ર સામાન્ય ટીકાઓ તથા વિવેચનો થયા હતા આવા કૉન્ફરન્સોનો હેતુ સાધ્ય કરવા માટે ત્હેના ઠરાવો વ્યાહવારિક દૃષ્ટિબિન્દુથી સારી પેઠે ચર્ચાઈને પછી પસાર થવા જોઈએ અને તે તેટલા માટે શિક્ષણ સમ્બન્ધી જ્ઞાન તથા અનુભવ ધરાવનારાઓની વધારે મોટી સખ્યાએ ત્હેમા ભાગ લેવો જોઈએ તેમ જ ચર્ચા જેમ બને તેમ સપૂર્ણ થવા માટે સમયનો સકોચ રાખવો જોઈએ નહિ

કૉન્ફરન્સે પસાર કરેલા ઠરાવોમા અગત્યના ઠરાવો નીચેના હતા યુનિવર્સીટીની સીનેટના બધારણમા સુધારેલા તત્વની સગીન બહુમતિ રાખવા તથા સીનેટની સત્તા વધારવા વિષે, મુબઈ [illegible] મા કૉલેજો વધારવા માટેની સગવડો કરવા સારૂ સરકારને વિનતિ કરવા વિષે કેળવણી ખાતાની ઇન્ડીયન તથા પ્રોવીન્શીયલ સર્વીસના હોદ્દા વચ્ચેનો ભેદભાવ દૂર કરવાની જરૂર વિષે બી એ ના અભ્યાસક્રમમા દેશી ભાષાને એક ઐચ્છિક વિષય તરિકે સ્થાન આપવાની જરૂરીયાત વિષે, મુબાઈ શહેરમા પ્રાથમિક શિક્ષણ ફરજીઆત તથા મફત કરવાની જરૂર વિષે દરેક જીલ્લાના મુખ્ય શહેરમા છોકરીઓ માટે એક હાઈસ્કુલ તથા મુબાઈમા સ્ત્રિઓ માટે એક આર્ટ્સ કૉલેજ તથા એક મેડીકલ કૉલેજ સ્થાપવાની જરૂર વિષે, પ્રાથમિક કેળવણીનો વિસ્તાર તથા શિક્ષકોના પગાર વિગેરેની સ્થિતિ સુધારવાની જરૂર વિષે, વિદ્યાર્થીઓ [illegible] તેઆમા હાજર ન રહેવા માટે મુબાઈ સરકારે હાલમા કાઢેલા હુકમની વિરુદ્ધ કૉન્ [illegible] મત દર્શાવવા વિષે, મેટ્રીક્યુલેસનની પરીક્ષામા અગ્રેજી શિવાયના સવાલ પત્રોના જ [illegible] ની ભાષામા આપવાની મરજી પ્રમાણે છુટ આપવાની જરૂર વિષે અને

ઈલાકાની જુદી જુદી ભાષાઓ પ્રમાણે જુદી જુદી યુનિવર્સીટીઓ સ્થાપવાના પ્રશ્ન સમ્બન્ધી વિચાર કરવાને એક કમીટી નીમવા વિષે

આમાના કેટલાએક ઠરાવોમા થોડી ઘણી ચર્ચા થઈ હતી ખાસ કરીને બી એ ના અભ્યાસક્રમમા દેશી ભાષાને ઐચ્છિક વિષય તરિકે દાખલ કરવા માટેના, મૅટ્રીક્યુલેશનના સવાલપત્રોના દેશી ભાષામા જવાબો આપવાની છૂટ આપવાના તથા દેશી ભાષાઓ પ્રમાણે પાથ યુનિવર્સીટીઓ સ્થાપવાની જરૂર વિષેના ઠરાવો ઉપર સારી ચર્ચા થવા પામી હતી યુનિવર્સીટીના શિક્ષણમા દેશી ભાષાઓના સ્થાન વિષે શિક્ષણના અનુભવી વિદ્વાનોમા પણ ઘણો મતભેદ છે એક તરફથી વિદ્યાર્થીઓની સગવડ તથા સરળતા ઉપર ભાર મુકવામા આવે છે બીજી તરફથી હાલની પરિસ્થિતિમા અગ્રેજી ભાષા તથા સાહિત્ય ઉપર કાબુ મેળવવાની આવશ્યકતા ધ્યાનમા લેવાને કહેવામા આવે છે એક તરફથી રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી દેશી ભાષાઓ માટે પ્રેમ ઉત્પન્ન કરવા માટેની જરૂર જણાવવામા આવે છે બીજી તરફથી ઉચ્ચ સાહિત્યના શિક્ષણમા આવો હેતુ અસ્થાને ગણી અગ્રેજી સાહિત્યના વિશાળ ક્ષેત્રમાથી જ્ઞાન મેળવવા માટે તે ભાષાનો પ્રેમ ઉત્પન્ન કરવાની જરૂર માનવામા આવે છે ગમે તેમ હોય પરન્તુ આ પ્રશ્નના નિરાકરણમાં એટલુ તો ખાસ ધ્યાન રાખવાની જરૂર છે કે આપણી દેશી ભાષાઓનુ સાહિત્ય સમૃદ્ધ કરવાની ઘણી જરૂર છે અને જો તે જરૂર સ્વીકારીએ તો ખાસ કરીને ઉચી કેળવણી પામેલા પુરૂષોમાં તેહેને માટે પ્રેમ ઉત્પન્ન કરવાની આવશ્યકતા છે ગુજરાતી સાહિત્યની હાલ એક મોટી ખામી એ છે કે આપણા સારા ગ્રેજ્યુએટો હજી એ તરફ પરાઙ્મુખ રેહેવાથી ઘણે ભાગે જે કંઈ લખાય છે તે સાધારણ પક્તિનુ જ હોય છે આ સ્થિતિ આપણા સારાસારા વિદ્વાનો જેઓ હાલ ઘણે ભાગે અગ્રેજીમા જ લખે છે તેઓ દેશી ભાષામા રસ લેતા થશે ત્યારે દૂર થશે આની સાથે વિદ્યાર્થીઓના દૃષ્ટિબિન્દુથી એટલુ પણ ધ્યાન રાખવાની જરૂર છે કે હાલના માટે શિક્ષણ ક્રમમાં આવો એક વિષય ફરજીઆત વિષય તરિકે ઉમેરવો તે તેહેમના વધી પડેલા ભારમા પણ વધારો કરવા જેવુ છે ઉત્તમ રીતિ એ જ છે કે અગ્રેજીનુ શિક્ષણ ફરજીઆત રાખ્યા ઉપરાત દેશી ભાષાના સાહિત્યને એક ઐચ્છિક વિષય તરિકે બીજો જે કોઈ વિષય તેહેના જેટલો જ લગભગ ભારે હોય તેહેના બદલામા ઉમેરવો જોઈએ

એકદર રીતે જોતા કૉન્ફરન્સનુ કામ જો કે બધી રીતે સ્તેહમન્દ ગણી શકાય નહિ પરન્તુ આ દિશામા એક પ્રથમ પ્રયાસ તરિકે ગણતા તેહેને નિરર્થક તો ન જ ગણી શકાય કેટલાએક સુધારાવધારાઓ વડે તેના ભવિષ્યના કામ માટે સારી આશા રાખી શકાય તેમ છે અને આપણે ઇચ્છીશુ કે આપણા ઈલાકાના શિક્ષણ-પ્રદેશમાં વ્યાવહારિક અનુભવ તથા જ્ઞાન ધરાવનાર પુરૂષોની સહાનુભૂતિથી આ સસ્થા હવે પછી શિક્ષણના પ્રશ્નો સબન્ધી સબળ જાહેર મત ઉત્પન્ન કરી સરકારની રાજ્યનીતિ તથા પદ્ધતિ ઉપર ઇષ્ટ અસર કરવામા ફત્તેહમન્દ નીવડશે

---

# હમારાં જીવનસાધ્ય.

લેખક—રા કનુભાઈ અચાભાઈ દેસાઈ, એન એમ એસ, ( નેશનલ )

હમારા જીવનના પ્રિય સાધ્ય સનાતન હિન્દમા રે
હમારા હિન્દમા રે હમારા જીવન૦

પૂર્વ અને શુભ નવીન સંસ્કૃતિ
જીવનપોષક ઉભય સંગ્રહી
સંયોજી—જીવનમા ઘોળી કરવી સુ-ઉદ્ધારણા રે
હમારા હિન્દમા રે હમારા જીવનના૦

સમાજ–ને–વ્યક્તિગત સેવા
ધર્મ્ય જીવન સન્યાસ સાધના
દેશબન્ધુની સેવા હિન્દે એ જ પ્રભુ ઉપાસના રે
હમારા હિન્દમા રે હમારા જીવનના૦

સર્વ અર્પણે માતૃમોચના
એ જ હિન્દીની જીવનસાધના
હોય હિન્દુ મુસલ્મીન પારસી જાતના રે
હમારા હિન્દમા રે હમારા જીવનના૦

સ્વમાન–સ્વાશ્રય–સ્વતંત્રતાની
વિશ્વબન્ધુતા—સમાનતાની
વીરગર્જના કરી હિન્દમા હિન્દી જીવન જમાવવા રે
હમારા હિન્દમા રે હમારા જીવનના૦

હિન્દ ભૂમિ છે હિન્દી અર્થ
રાજસભા હિન્દીની થાયે
સર્વનિયત શાસન સક્રાન્તિ એ જ સત્ય છે સાધના રે
હમારા હિન્દમા રે હમારા જીવનના૦

પ્રવૃત્તિમય નિવૃત્તિ એ
આત્મ–બ્રહ્મ સાયુજ્ય સિદ્ધિ એ
આધ્યાત્મિક-પર્યેષક–જીવન એ જ હિન્દીની
સાધના રે હમારા હિન્દમા રે૦

હમારા જીવનના પ્રિય સાધ્ય સનાતન હિન્દમા રે

---

# કૉલેજીઅન

## ( ચાલુ વાર્તા. )

લેખક—ગ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિઆ, બી એ

( અનુસંધાન પૃ ૩૪૪ થી )

### પ્રકરણ ૯ મુ

Most like a step-dame or a dowager
Long withering out a young man s revenue

પિતા શંકરલાલ ગુજરી ગયા તે વખતે બીજા સગાવહાલામા શાન્તિલાલના કામ અને શાન્તિલાલના મોટા મારી આવવામા, છોકરાને આશ્વાસન આપવામા અને અમે છીએ પછી તમારે શુ છે કહેવામા મુખ્ય હતા ધનાઢ્ય કાકાએ સવળીને દરખાસ્ત કરી કે ખેતર વગેરે વેચી નાખી શાન્તિની માએ અને છોકરાએ મારાની ભેગા રહેવુ શાન્તિએ અભ્યાસ છોડવો અને શાન્તિને પરણાવશે પસ્તાવશે પોતે અને તેમણે કુટુમ્બનુ ગોરપદુ સાચવવુ આ દરખાસ્ત શાન્તિને અને એની બુદ્ધિશાળી માને રુચી નહી ગોર એટલે ગુરુ-વિદ્વાન્ શાસ્ત્રનુ રહસ્ય સમજનાર ઇશ્વર અને મનુષ્ય વચ્ચે સમ્બન્ધ રખાવનાર એ વિચાર જતા રહેલા માલ્યા છે એવા વિદ્વાન્ આપણે જેમને ગોર કહીયે છીએ તેમા હોતા નથી અને ધરણીસુરથી દાળ બરાબર એ ન્યાય એ ગોરયજમાનને એક બીજા માટે માન જ હોતુ નથી હવે તો ગોર એટલે વારે વારે અવસરે ખાઈ જનાર, બે પૈસા લઈ જનાર અને કામ કરી જનાર ગોરને માન જ નહી તુતાથી વાત અને બ્રાહ્મણ છે, છે. ખાઈ જાય એ જ વિચાર બ્રાહ્મણે જ કેટલીક ક્રિયા કરવી જોઇએ અને ધર્મની કેટલીક રૂઢી કરવાથી પુણ્ય થાય છે એ સર રીતે સુધરેના કુટુમ્બોમા પણ અજ્જડ ન બેસ હત તો બ્રાહ્મણોની ખાખાવીખી થાત વળી યજમાનવૃત્તિથી આત્મશ્રદ્ધા અને આત્મપ્રતિષ્ઠાને હવે હાની છે એમ શાન્તિ સમજતો અને જ્યા સુધી ન્હાવા વાતા જ આજ આને ત્યાથી સીધુ મળવાનુ છે, આની રૂઢિ કરવાની છે, ક્નાણા ભાઇના બાપનુ સમચરી છે અને શ્રાદ્ધ છે એમ થાય ત્યા સુધી કમાવાની, આત્મોન્નતિ કરવાની ઇચ્છા જ થતી નથી શાન્તિલાલને આ કારણથી ધનાઢ્ય કાકાને ધમીને ના પાડી અને આ ઉપગત કામ એકના હતા, શિથિલ વૃત્તિવાળા હતા એટલે ત્યા ન જવુ એ શાન્તિની માને શ્રેયસ્કર લાગ્યુ કાકા રીસાઈને ચાલ્યા ગયા અને પાડપડોશીએ શાન્તિ અને તેની માને ઠપકો પણ આપ્યો

શાન્તિનુ બીજુ કુટુમ્બીજન મોટા મારી હતા આ મોટા મારી ગોધરામા જ રહેતા ચાકરવાળથી વયે મોટા હતા અને દેસાઈગીરીને પરણ્યા હતા ખેતરો ઘરો અને આગા વગેરે પુષ્કળ હતુ દેસાઇનુ કામ ગામડામા જવુ અને ખેડુતોને કનડવામા ને આ તનાની અને પૈના સામનતદારને ખુશ રાખવામા તેમણે બે પૈસા ભેગા કર્યા પણ વયે વૃદ્ધ અને માતાજીના ભક્ત

હોવાથી નવરાત્રીએ પાવાગઢ કાળકા માતાએ જતા અને ત્યાં માતાજીની પ્રસાદીમાં પાછળ પડતા નહી એના પરિણામે એ અચાનક ગુજરી ગયા અને નાના વહુ મોટા માશી સર્વ મીલકતના ધણીરણી થયા પિયરમાં ગરીબ ભાઈ અને પેલો જન્મનુવારો મોટો ભાઈ હતા અને સાસરામાં કોઈ ન હોતુ મોટા માશીનુ ઘર સુંદર હતુ ઘરના બારણાની સામે જ પેસના ધુધરીઆવાળો હિંચકો હતો અને એ એમની બેઠક હતી સવારમાં ઉઠી પૂજામાં પડતા રૂપાના ઠાકોરજી, રૂપાનો સામાન અને એમાં જ બેથી ત્રણ કલાક ચાલતા જેટલી ઠાકોરજીની મૂર્તીઓ, રાખ, મહાદેવ—માળા મળે તે બધુ ઠાકોરજીની સંખ્યામાં વધારો કરતું મોટા માશીએ એક વૃદ્ધ બ્રાહ્મણી રાખી હતી આ બ્રાહ્મણી હેતકાર મોટા માશીની પણ સાસુ જેવી થઈ ગઈ હતી ઘરની કુચીઓ, સગાવ્હાલાની વાતો, અને ન્યાતની રીતો હેતકોર જાણે ૪
મોટા માશીને ન પૂછ્યુ હોય તો ચાલે પણ હેતકોરથી છાનુ કોઈ ચીજ લઈ જાય તો બીજી વાર એનો ટાટીયો ટાળ્યો જ છે રથયાત્રામાં શ્રાવણમાસના હીંડોળામાં આ બે જતા—ફુલમંડળી ભરાવતા મુખીયાજીને બે પૈસા આપતા કોઈ કોઈ વાર મહારાજની પધરામણી કરાવતા અને ભજનમંડળી પણ બેસાડતા આમ મોટા માશી ગામના મોટા માશી થયા હતા પોતાની ગરીબ બ્હેનનુ બગડયુ એટલે મોટા માશીને લાગી આવ્યુ અને બને તો બધાને નહી તો નાના છોકરાને લઈ જવા તેમણે નિશ્ચય કર્યો આ પ્રમાણે શાન્તિલાલના બે નાના ભાઈબ્હેનને મોટા માશી પોતાને ત્યાં લઈ ગયા અને જતા જતા બ્હેનને કહેતા ગયા કે “તુ જરાયે ફિકર કરીશ નહી શાન્તિને સ્કૉલરશીપ નહી મળે તો જરૂર નથી લે આ સો રૂપીઆ ભણવાના બીજા જોઈએ તો તે મગાવજે આવતી લાખી કે દુખી રજામાં શાન્તિ બે દહાડા મારે ત્યાં રહી જશે મારે એના વિના કોણ છે!” આ કહેતા એકમાનુ લોહી ઉછળી આવ્યુ હતુ અને દુખી બ્હેન આગળ હૈયુ ખાલી કરતા સ્નેહ દર્શાવ્યો પણ આ વખતે હેતકોર ન હોતી અને હેતકોરને કોઈનુ મો ગમતુ નહિ બે છોકરાને લઈ મોટા માશી પોતાને ત્યાં ગયા લીલાધર ચાર દિવસ શાન્તિ પાસે આવ્યો હમણાં હમણાંમાં શાન્તિને અભ્યાસનો કંટાળો આવતો થયો હતો, ચોપડીયો ફેંકી દેતો હતો અને જ્યારે લીલાધર કૉલેજની આવતી પરીક્ષા, યુનિવર્સિટીમાં મેળવવાની સ્કૉલરશીપો અને ઇનામોની વાતો કરતો ત્યારે શાન્તિને એમ જ થતુ કે ભણીને પણ પાછી નોકરી કે કમાવાનુ જ ને! માશીના પૈસા આપણા છે પછી શા માટે મ્હેનત કરવી? વળી વિદ્યાનો ઉભરો આવતો અને પૈસા કરતા જ્ઞાનની કિમ્મત વધતી અને કૉલેજમાં જઈ ઉંચી રેંક લેવા ઠરાવો કરતો લીલાધર શાન્તિના મનની સ્થિતિ સમજી શક્યો નહી અને મુંગો જ રહ્યો

મોટા માશી બન્ને છોકરાને લઈ તો ગયા—હંમેશ ગળ્યુ ખાવાનુ, મોડુ ઉઠવાનુ, ફાવે તેટલુ રમવાનુ અને વાંચવાનુ નામ નહિ, એમ છોકરાનુ જીવન જતુ ઘર આગળ વહેલા ઉઠનારને અને નિયમિત રહેનારને શરૂઆતમાં તો આ ન ગમ્યુ પણ મૂળ છોકરા એટલે એમને તો ભણવાનુ ગયુ એ પીડા ગતી અને રમવાખાવાનુ મળ્યુ એટલે સ્વર્ગ મળ્યુ હેતકોર અને મોટા

માશી છોકરાંને હીંચકે બેસાડી બેનાની પટાવી ઘરની વાતો જાણી લેના મોટા માશીનુ વર-ચોક-હીંચકો એ બપોરે બે વાગ્યાથી પાચ વાગ્યા સૂધી અને રાતના આઠથી અગીઆર સૂધી સ્ત્રીવર્ગનો ચોરો હતો નવી સ્ત્રીકેળવણીના હિમાયતીનો હોમ ક્લાસ કે વાચનગૃહ એ ન હોતુ પણ પાડપાડોશી નાતજાતની મુખ્ય વે કરીને આધેડ સૌભાગ્યવતી કે વિધવા સ્ત્રીઓ આવતી અને જે ખબરો પત્રોમા કે માણસોના મગજમા ન હોય તે ખબરો આવતી, ચર્ચા થતી અને જજ્મેન્ટ અપાતા ગુજરાતમા જ નહી પણ સર્વ દેશમા આવા મોટા માશીઓના સ્ત્રીવર્ગો ચાલે છે અને એમની ચર્ચા, એમની ચચાના વિષયો અને એમના ઠરાવો સાભળ્યા પછી સ્ત્રીઓને રાજકીય, સામાજિક સ્વતન્ત્રતા ન આપવી જોઈએ એઓ કૉર્પોરેશન લેજીસ્લેટીવ કાઉન્સીલ સેનીટરી બોર્ડ લોકલબોર્ડ કે પાર્લમેન્ટમા બેસવા લાયક નથી એવુ કહેવા નિકળનાર અસભ્ય નિ છે સુવાન પતિપત્નીની બિભત્સ વાતોથી માડી જનસેવામા દવા રૂ, વિવાહ મૃત્યુ નિન્દાની સર્વ વાતો થતી અને શાન્તિલાલના ભાઈબ્હેનો એ સૌ સાભળતા અને નવાઈ પામતા એમને ઘેર નિયમ હતો કે બીજા મળવા આવે એટલે છોકરાએ ઉઠી જવુ જ જોઈએ અને છોકરા દેખતા અમુક વાતો થાય જ નહિ આથી ઉલટુ મોટા માશીને ત્યા સ્વચ્છન્દીપણુ હતુ ભાઈબ્હેનમા બ્હેન સમજુ હતી અને એણે આ બધી વાત શાન્તિલાલને લખી શાન્તિલાલનો મીજાજ ગયો પણ મોટા માશીને શુ કરવુ ? એમનો ક્રોધ એ બાળપ માતાનો કોપ જ જોઈ રહ્યો ! પોતે કૉલેજજીવન પૂરુ કરી લે અને પોતે ઠેકાણે પડે ત્યા સૂધી નભાવવુ જોઈએ પણ એમ કરતા બે નાના ભાઈ બ્હેન ઉપર ખરાબ સંસ્કાર પડે છે તેનુ કેમ ?

મોટા માશીને નણંદની એક છોકરી હતી આ છોકરી મોટી હતી, મામાને વ્હાલી હતી અને લાડીલી હતી મહિનામા વીસ દહાડા મામી પાસે રહેતી અને એની તો કોણ જાણે પણ એની માની આખ ભાભીના પૈસા ઉપર હતી આ છોકરી ભણી નહોતી-ભણતી પણ નહોતી ગામમા ચાર ચોપડી ભણી ઉઠી ગઈ હતી ચતુર સ્ત્રીગરબાવળીના ગરબા મ્હોડે રાખતી નવરાત્ર-ગોરોમાં ચગનામા જતી, ગાતી, કુટતી અને લડતી જેટલા દેવ એટલાને પૂજતી અને મામીના મનથી એ ધર્મિષ્ઠ અને ડાહી હતી રાતના બેસાડી હોય તો દાળ ઓગી બહાર મદારીની રમત જોવા જાય ચોખા વીણતા ચોખો ઓળે કે માથુ ખજવાળે જેથી ખાનારના ભાણામા વાળ આવે જ ખીચડીમાં એક વાર મીઠુ ભુલી જાય તો બીજે દહાડે શાકનો વધાર બાળે આ સ્થિતિ હતી મોટા માશી અને એમની નણંદની મરજી એવી હતી કે આ છોકરીનુ જો શાન્તિ જોડે થાય તો દુધમાં ખાડ ભળે અને જ્યાર જ્યારે પ્રસગ પડતો ત્યારે ત્યારે માશીને આટનુ કરી આપવા અને આખ આગળ કન્યાદાનનો લ્હાવો લેવા કહેવા ચુકતી નહી મોટા માશીને આ જોડુ ગમ્યુ હતું અને એટલા માટે જ નાણાં પાસે રાખવાનો વિચાર હતો એટલામા ખબર આવ્યા કે કૉલેજમા કોઈ ગુજરાતી કન્યા ભણે છે અને શાન્તિ એની સાથે પરણવુ છે શાન્તિ ચીઠીઓ લખે છે પ્રૉફેસરોને અને એના માબાપને ખબર પડી છે, વગેરે વગેરે વધારેલી વાત ઉડી શાન્તિને ચારપાચ દિવસની રજા મળવાની હતી અને એમા એ આવવાનો હતો એટલે મોટા માશીએ

ઘેર ન જતા અહીં જ રહેવા આગ્રહ કર્યો અને એમા લખ્યુ કે મ્હે ત્હારે માટે કાંઈ કાંઈ અફવા એ સાભળી છે પણ હુ માનતી નથી ત્યાથી આવનારા કહે છે કે ઈંગ્રેજી ભણનારા અને કૉલેજમા મુમાઈમા રહેનારા સ્વચ્છદી બહુ થઈ જાય છે તારી મામા કાંઈ અકકલ નથી નાનપણથી લાડ લડાવ્યા છે મારી પાસે રહ્યો હત તો ખબર પડત એ છોકરા પણ બગડી ગયા છે ગતાગમ તો છે જ નહી તારા બાપ તો ગોરપદુ જ કરી જાણતા હતા મુબાઈ ભણવા મોકલવા જ નહી નાત જાત તો સમજે જ નહી મ સાભળ્યુ છે કે તમારી કૉલેજમા કોઇ છકેલ ગુજરાતી છોકરી છે તેની સાથે તારે પરણવુ છે પણ એ આપણુ કામ નહી ખબરદાર જો એવુ કર્યું તો હુ મારી મીલકતમાથી પાઈ નહી આપુ પેલો હિન્દુ પારસીને પરણ્યો તેમ તારે મડમ લાવવી હશે તારે માટે મારી નણદની છોકરી તૈયાર છે આ શિયાળામા લગન કરી નાખીશુ તુ ચાર દિવસ આવી જા છોકરી ઘર ઉપાડી લે એવી છે અને વ્રત-અપવાસ કરે એવી છે એ તમારી મુબાઈની મડમડીઓ પેઠે ઉંચી એડીના બુટ, ફુલેલી બાયના પોલકા-માથે ફૂલ પાડેલા વાળ, આખુ શરીર દેખાય એવા ઝીણા સાળુ પહેરી મીટિંગોમા જાય એમ નથી સમજ્યો ? માટે એવા કાંઈ વિચાર હોય તો કાઢી નાખજે, નહિ તો ભણવુ મૂકાવી દેવુ પડશે અને મારી રાતી પાઈની આશા રાખીશ નહી હુ તો ઉચિત ક્રિયા કરી કાશીની યાત્રા કરી ઉરાડી દઇશ " શાન્તિલાલને કાગળ પહોંચ્યો-વાચ્યો અને અંદરની નવીનવી હકીકત જાણી એને ખેદ થયો અને ક્રોધ ચઢ્યો મૂળ તો નાના ભાઈબ્હેનની ફરિયાદ હતી જ તેમા આ કાગળથી તો હદ જ વળી હમેશના શાન્ત શાન્તિનો મિજાજ હાથ ન રહ્યો અને માને ઘેર પૂછાવ્યા વિના જ પત્ર લખી નાખ્યો

" પૂજ્ય મોટા માંથી,

તમારો પત્ર મળ્યો આવો જ પત્ર હુ થોડા દિવસ ઉપર લખવાનો હતો પણ વડિલને કોણ લખે કરી મુગો રહ્યો મને લાગે છે કે જ્યા સુધી હેતકોર તમારી હજુરીયણ છે અને અને સવાર સાજ સ્ત્રીઓની કાઉન્સીલ ભરાય છે ત્યા સુધી તમારો ઉદ્ધાર નથી કે તે સાથે મારો પણ નથી મારા નાના ભાઈબ્હેન તમારે ત્યા છે તમે નિશાળે જવુ જોઇએ માટે મોકલો છો વળી તમે એમને તમારા સ્ત્રીવર્ગની તાલીમ આપો છો એ દીલગીરી મારે ત્યા કોઇની નિંદા કરતાં શિખ્યા નથી તે જ તમે એમના દેખતા બીજાની નિંદા કરો ગમે તેવી વાતો કરો અને અમારા જ માતપિતાનું હલકુ બોલો એ કેમ કેમ ખમાય ! માટે આ પત્ર વાચતા જ એમને અમારે ઘેર મોકલી દેજો "

" બાકી તમે મારા કાગળમા જે બીજી વાતો લખી તે જાણી દિલગીર થયો છુ ને બને તો મારે ત્યા તમારે ન આવવુ એમ થાય છે માત્ર તમે મોટા છો એટલો જ વિચાર આવે છે મારી મામા અક્કલ નથી ને મારા પિતા ગોરપદુ કરી જાણતા હતા તે હશે પણ એ પવિત્ર બાપના તોલે બીજું કોઈ આવે એમ નથી મારા પિતા બે વર્ષ જીવ્યા હોત તો મારે કોઈની ગરજ ન પડત હુ કોઈ બીજી ગુજરાતણને પરણવાનો છુ કે પારસણને એ કહેનારનુ નામ લખશો હું કેવો છુ એ મ્હારા પ્રૉફેસરો જાણે છે એટલે બીજાની મને પરવા નથી બાકી જેની સાથે તમે મને પરણાવવા ધારો છો

એ ઇંદ્રની અપ્સરા હોય તોયે મારે તેને પરણવું જ નથી તમારા મનથી નણંદ અને બ્હેનનો સબંધ બાંધવો હશે પણ મને એ પાલવે એમ નથી મારે એ છોકરી જોઈએ નહી એને બહુ આવડતું હશે પણ મારે તો ભવભૂતી મારી સાથે વાંચે એવી કન્યા જોઈએ, ફૂટતા આનંદે એવી નહી મારે તો મારા સાજેમાંદે અને મારા બન્ધુઓની સેવા કરે એવી કન્યા જોઈએ, નહી કે તમારા સ્ત્રીવર્ગની કાઉન્સલમાં બેસી ચોવટ કરે એવી મારે તો મારી સાથે હરેફરે અને ઘરવ્યવસ્થા કરી મહેમાનની પરોણાગત કરે એવી કન્યા જોઈએ છીએ, નહિ કે મોટી લાજ કાઢી નોકર સાથે તડાકા મારે ને મારા સુપ્રસિદ્ધ દેશબાંધવને ઘરમા છે કે નહીં, એટલો જવાબ આપવામાં પણ પાપ માને એવી મારે તો મહાત્મા ગાંધી કે સ્વામી રામતીર્થની દિવ્ય કથામાં ભાગ લેતી કન્યા જોઈએ છીએ, નહીં કે મંદિરેમંદિરે ભટકતી અને જે-જે કરતી મુખીયાજીના ફટકા ખાતી !"

આ પત્ર પહોંચ્યો અને મોટા મામી હેતકોરના ચડાવેના વાંધણુ થયા બે છોકરાને હાથ ને હાથ મોકલાવી દીધા અને શાન્તિનુ નામ ના લેવાના સોગન લીધા પણ છોકરા ગયા તે રાતરે મોટા મામી એકલા પડ્યા ને રોયા, હાય હાય આ પારકા પોતાના થતા હોય તો પોતાના કોણ માગે ? મે શાન્તિને ક્યાં ચીડવ્યો ? એ તે છોકરો છે ! એ તો અજબ છે ! એના વિના કેમ ગમશે કરી, પોતાનો એકનો એક છોકરો ગયો હોય તેમ ખૂબ રોયા

પ્રકરણ ૧૦ મુ

## ફ્રીશીપ

નિશાળમાં અને કૉલેજોમાં રજા ન હોય ત્યારે જૂદા જૂદા ધર્મના જૂદી જ્ઞાતિના અને જૂદાજૂદા દેશના વિદ્યાર્થીઓ અને તેમાં પણ હૉસ્ટેલમાં રહેતા હોય તો એટલા તો સમ્બન્ધમાં આવે છે કે એકબીજા વિના એકને ઘડી પણ ન ચાલે પરન્તુ રજામાં કે કૉલેજ છોડી જાય પછી ઓળખતા જ નથી કૉલેજ અને નિશાળ એ બે જ બન્ધુભાવ, પ્રભુપ્રેમ શિખવાના તેમજ ખિલવવાના સાધન પણ છે, પણ દુર્ભાગ્યે આપણે ત્યાં એ વિકસાવવાનો ધર્મ નથી બજાવતા માબાપ કે નથી બજાવતા શિક્ષકો નિશાળમાં કે કૉલેજમાં એકાદ વિદ્યાર્થી ગેરહાજર રહેતો હોય, એ સખ્ત માંદગીમાં છે એમ ખબર હોય છતાં કોઈ પણ વિદ્યાર્થીને એના અંગતના મિત્ર સિવાય—કોઈ પણ શિક્ષક કે પ્રૉફેસરને એની ખબર કાઢવા પ્રેરણા થતી નથી એ પ્રભુપ્રેમ મનુષ્યપ્રેમ મીશનરીઓમા જ દેખાય છે અને આપણા દેશમા ફરીને પ્રભુ વસાવવો હોય તો બાળકોમાં એ પ્રેમ ખીલવવાની ઓછી આવશ્યકતા નથી

નૅશનલ કૉલેજના વિદ્યાર્થીઓમાં આવી લાગણી કાંઈ ઉત્તેજાતી હતી છતા વધતી જતી જ્ઞાતિવાર નિશાળો, હૉસ્ટેલો અને હિન્દની ઉન્નતિમાં આપણું શ્રેય છે એ વાત ધ્યાનમાં રાખ્યા વિના જાહાનમમાં જાય હિન્દ પણ આપણી ન્યાત-તેમાં પણ પ્રાંતિક ગોળ-તડની વાત વિશેષ, એટલે જે એકતા થવી જોઈએ તે થતી નહી.

નૅશનલ કૉલેજના વિદ્યાર્થીઓ રજામાં ફરી આવ્યા કોઈક બીચારા ઘરની બ્હાર નીકળી શકતા ન હોતા કોઈક પોતાના અગર કુટુંબના મંદવાડમાં પડ્યા હતા કોઈ લગ્નમાં સહેલ કરી

આવ્યા હતા અને કેટલાક કુટુમ્બપીડામાથી છૂટ્યા ન હોતા આવી ઉનડુ બેદરકાર સ્વતન્ત્ર મીજાજના અને વડીલ અજ્ઞાન શું સમજે એમ માનનારા સુખી હતા રજા પડતા જ માબાપને અને બૈરીછોકરાને મળ્યા નહી મજા કરી પહેરેલી જગાએ કાનમા નાખ્યા સિવાય 'આજ મ્હારે ક્રુમસ જવુ છે ત્યાથી ( પાનાગર જઇને આવુ જઇશ ' એટલુ જણાવી ચાલ્યા જતા અને રજા પૂરી થવા આવે ત્યારે વિવેકની ખાતર અને પૈસા લેવાની ખાતર આવી પાછા કૉલેજમા ચાલ્યા જતા સિવાય વૃદ્ધ અજ્ઞાન માબાપો ફકફસની બહીં, છોકરો છોકરો ફરતા મુંબાઈ બેની રહેતા અને પાછ્પડોશી આગળ હ્રદય ઉઘાડતા

આવા વિદ્યાર્થીઓમા આપણા ઉગ્રનાલ એક હતા શરૂઆતમા તો ગામડાઓમા ફરી આવ્યા પણ મુંબાઈ વિના કોઈ સ્થળે રૂચ્યુ નહી અને મુંબાઇ આવ્યા ત્યાંતરત કૉલેજની રેસીડેન્સીમા આ ફેરી રહેવાની જરાએ મરજી નહોતી તે રેસીડેન્સીમા રહેવુ એ વાઘસિંહને પાંજરામા પૂરવા બરાબર છે એમ માનતા રેસીડેન્સીની પદ્ધતિ જ કાઢી નાખવી જોઈએ પ્રભુએ માણસને અક્કલ આપી છે પછી એના ઉપર અંકુશ શા માટે જોઇએ? અંકુશથી શરીર અને બુદ્ધિ ખીલતા અટકે છે એટલે આ વખતે એમણે કાતો ઘર આગળ જ કાતો સાગ લતામા મુંબાઈમા મકાન રાખી વાચવાસુવાની વ્યવસ્થા ત્યા કરવાનુ ધાર્યું હતુ રજામા પાછલા ભાગમા વળી કૉલેજ ઉઘડશે ને વળી ધાચીનો બળદીઓ જોડાશે માટે જેટલી મ્હેલ મરાય તેટલી મારી લેવા નિશ્ચય કર્યો ઉગ્રનાલ આમ બુદ્ધિશાળી હતો છતા એ પોતાને ગોખલે, રાનડે, શેક્સપીઅર અને ગ્લેડસ્ટન માનતો એટલુ જ નહીં પણ એના માબાપને પણ એમ જ હતુ કે પરમેશ્વરે બુદ્ધિનો ઇજારો ઉગ્રનાલને જ આપ્યો છે અને કૉલેજમા પહેલા રહેશે એટલુ જ નહી પણ પછીથી હિન્દુસ્તાનમા પ્રથમ પુરૂષ ગણાશે—રાજ્યદરબારમા માન પામશે અને મોટો માણસ થશે રજા પૂરી થવા આવી અને મહાલક્ષ્મીની બેટરી પાસે એક સુંદર હવાવાળુ મકાન માતપિતાને સમજાવી રાખ્યુ અને યુરોપીઅન ફર્મને એમા યોગ્ય ફરનીચર નવો લાવી ગોઠવવા ઓર્ડર આપ્યો મકાનની જગા—મકાનનો રંગ અને ડ્રૉઇંગરૂમ, સ્લીપીંગરૂમ અને સ્ટડીઓ જોઇ પોતે જ આશ્ચર્ય પામ્યો સાલા આપણા લોકમા કાંઈ શોખ જ ન મળે પૈસા તો થાય પણ શુ સરસ ટેસ્ટથી ગોઠવ્યુ છે વાયચુ-સુવુ અહીં જ ગમે સુંદર ભરેલી સેતરંજીઓ—તકતા—ખુરસીઓ—ચકચકતા મેજલેમ્પ વગેરે જોતા એમ જ થાય કે આ વિદ્યાર્થીના મકાન કરતા કોઈ રાજમહેલનો ભાગ છે ઉગ્રનાલ આ મકાનમા રાતના નાટકમાથી આવી સૂતો—કોઈ વાર હાર્મોનીયમ તો કોઇ વાર સતાર લેતો ત્યારે એ સ્વર્ગસુખમા હોય એમ ધારતો

રજા પૂરી થઈ અને વિદ્યાર્થીઓ આવવા માડ્યા જેમને પોતાની વ્યવસ્થા કરવાની હતી, હજી ટર્મના પૈસાનુ ઠેકાણુ નહોતુ -ક્યા રહેવુ એ નક્કી નહોતુ એ બીચારા ચાર દિવસ અગાઉ આવી રખડતા અને આશાનિરાશા થતા ખિન્ન થતા જેઓ તૈયાર ભાણે ખાવાના હતા તે તો રજાને છેલ્લે દિવસે જ આવવાના હતા રજા ઉઘડી ને તે દિવસે વિદ્યાર્થીઓના ટોળાને ટોળા આવવા લાગ્યા, ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ અને દક્ષિણના વિદ્યાર્થીઓ ગાડીમાથી ઉતરતા હસાહસ

કરતા હતા વ્હેલા આવેના નવા આવનારના ભાથાના ડામના ને ન્ડિયા ઉપાડી રેસીડે સીની રૂમમા ઉપાડી બારણુા બંધ કરી પુગ ઉગ્યા લાગ્યા બીજી કૉલેજના પણ આ કૉલેજમા નવા આવનાર અજાણ્યા પોતાના ઓળખીતા સાથે ફરતા, પરાણે હસતા અને મુગા મુગા ફરતા ગાડીમા મારવાડીને બના પો, ગુજરાતી ભાઇને 'પૅને'ને 'પ્યા'ની રીક મશ્કરી કરી, તાળીયાની ચટણી ફીડ ઉડાવી, એમ વાતો કરતા ગતરે પક્ષીઓ પોતપોતાના માળામા બેસે તેમ સૌ સૌને ઠેકાણે પડ્યા અને જાણે ઘર જ નથી—ન્યાત જ નથી તેમ પાછા એક થઈ ગયા અને નવી દુનિયાના નવા નિયમોમા આવ્યા

બીજે દિવસે સવારે જેમને રૂમ ન હોતી મળી તેઓ કલાર્ક પાસે ઉપરાઉપરી ધક્કા ખાવા લાગ્યા અને કનાક ઠંડે કાળજે 'અરજીના નબર પ્રમાણે મળશે' એટલો જ જવાબ આપતો પરદેશમા રહેવાના જગા હોય નહી ત્યારે બીજાને ઘેર ભણુવા રહેવુ એમા શી મુશ્કેલી છે, એ બીજાને ન સમજાય વિલાયતમા કુટુમ્બોમા પૈસા આપી વિદ્યાર્થીઓ રહે છે પણ ત્યા એની સર્વ સવડ સચવાય છે, દેખરેખ રખાય છે ને સુખ મળે છે આપણા દેશમા પૈસા લેવાતા નથી અને સગા વ્હાલાનો અગર ન્યાતીનો વિદ્યાર્થી ઘરમા રાખ્યો એટલે વગર પગારનો કારકુન કે નોકર એને ભણુવાનુ છે માટે ખાવાપીવાની-અભ્યાસની અનુકૂળતા કરી આપવી તો બાધી રહી પણ વખત સર ખાવાનુ તો મળે જ નહી, અભ્યાસ શાન્તિથી થાય એવી જગા અપાય નહી પરીક્ષાના દિવસમા પણ આ કર, કાકાને નાતરે ત્યા લઈ જા મગનમાની શાક રોજ ત્હારે લાવવુ, બાની સાથે દેરે જજે, આ બધુ પેલા વિદ્યાર્થીને જ કરવાનુ કારણ એને મધુકરી મળે છે માટે !

શાન્તિએ પોતાની રૂમ ઉઘાડી લીલાધર સાથે જ હતો અને સાફ કરાવી અને અન્દર પુસ્તકો કોચ વગેરે ગોઠવ્યા નાની બ્હેનનો ભરેલો ' વ દે માતરમ્ ' નો તકતો બારણા સામે ટાગ્યો રાનડે, ગોખલે, દાદાભાઇ ટોલ્સ્ટૉય અને સરસ્વતીની સુન્દર છબીઓ અને સસ્કૃત ઇગ્રેજી સૂત્રોના પ્લેકાર્ડ ઉપ રાત જાપાની ચીની અને ઈંગ્લાન્ડના સૃષ્ટિસૌંદર્યના ધુરન્ધર ચિત્ર કારોના ચિત્રો ટાગ્યા હતા સામાન્ય રીતે શાન્તિલાલની રૂમ જ બીજા ગુજરાતી વિદ્યાર્થીનુ કેન્દ્રસ્થાન હતુ અને કલાકો ને કલાકો સુધી કૉલેજનો વખત પૂરા થયા પછી સૌ બેસતા ચાહપાણી પીવાતા અને પ્રૉફેસરો વિદ્યાર્થી ક્રીકેટ અભ્યાસ અને અગત મીઠી ટીકા થતી આજ સૌ મળી બેઠી હતી પણ બધાના જીવ તાળવે ચોટયા હતા આવતી કાલે દસ વાગ્યે કૉલેજની પરીક્ષાનુ પરિણામ બ્હાર પડવાનુ હતુ ફ્રીશીપ સ્કૉલરશીપ નક્કી થવાની હતી અને અન્દર અન્દર હરિફાઈ ચાલતી હતી

વ્હાણુ વાયુ, કનગમા સાથે જમવા બેસ અને હસાહસ એક જ થાળીમાથી બીજાની થાળીમાં પુરી નખાતા વાણીયા બ્રાહ્મણની જગનાથપુરી હતી અને આર્યન બ્રધરહુડ જે કરી ફજેત થાય તે જ કામ સગીન શાન્તિભાઇનો બેક કૉલેજ રેસીડેન્સીમા આમ છાનુ કરી અગર ખૂલી રીતે દૂર થતો હતો દસ વાગ્યા અને ઘટની સાથે જ હૃદયમા ધબકારા થયા જમવામા ઉતાવળ થઈ અને વહેલો હુ પરિણામ જોઈ આવુની હરિફાઈ ચાલી ખભીસ

કોઈના બદલે કોઈનુ પહેરાયુ જેના આવ્યા તેના બૂટ સ્લીપર અને ટોપી પણ એ જ પ્રમાણે જેમના લુગડા ગયા હતા તે જવાને એક પગે થયા હતા પણ પહેરી જનારને ગાળો દેતા બિચારા રેસીડેન્સી ક્લબના છજામા જ ઉભા રહ્યા

ફ્રીશીપ કરતાએ કૉલેજની સ્કૉલરશીપ માટે અનેક નામો આવ્યા હતા સ્કૉલરશીપ કૉલેજ પરીક્ષામા સઉથી પહેલો આવે તેને જ મળતી એટલે એ કોને મળે છે, એ જાણવા વિદ્યાર્થીઓ ઉત્સુક હતા શાન્તિએ ફ્રીશીપની અરજી કરી હતી પણ બીજા ઘણા ગરીબ વિદ્યાર્થીઓ હતા અને તેમણે મોટમોટાની વગ લીધી હતી સ્કૉલરશીપની તો શાન્તિને આશા જ નહોતી સ્કૉલરશીપ પચીસ રૂપીઆની હતી શાન્તિને એટલુ જ હતુ કે ફ્રીશીપ મળે તો કાકામારીનુ મોં ઉઘડાવવુ ન પડે

સાડાદશ થતા જ ક્લાર્કની રૂમ પાસે વિદ્યાર્થીઓનુ ટોળુ મળ્યુ ગભીર ચ્હેરે ક્લાર્ક કામ કર્યે જતો હતો અને પટાવાળાને સઘળાને બ્હાર કાઢવા ક્હેતો કનાર્ક નામ ટાઈપ કરતો તે વખતે વિદ્યાર્થીઓ હાથના ચાળાથી કાંઈક કાંઈક અટકળ કરવા લાગ્યા કોઈ કહે ફરદુનજી તો કોઈ કહે ઉગ્રનાન-કોઈ મીસ મહેતાનુ નામ દે તો કોઈ શાન્તિનુ શાન્તિનુ નામ સ્કૉલરશીપ ખાતે એકે દીધુ કે હસાહસ ચાલી ઉગ્રનાન જાતે આવ્યો હતો અને એ સ્કૉલરશીપ મને જ મળવી જોઈએ એમ ખાત્રીથી માની-કોટ ખમીસના કૉલર સમા કરતો બૂટની ધૂળ સાફ કરતો, અક્કડ ને અક્કડ ફરતો, ટાઇપ થઈ ગયુ-સીપાઈએ કાગળ પાટીયા ઉપર ચોડ્યા અને પટાવાળો બ્હાર ગેલેરીમા મૂકવા જાય છે ત્યા તો એના ઉપર વિદ્યાર્થીઓ તૂટી પડ્યા માડમાડ ગેલેરીમા પાટીયુ મૂકાયુ અને વિદ્યાર્થીઓએ બુમ પાડી ફ્રીશીપ કેટલાનાને-સ્કૉલરશીપ શાન્તિલાનને શાન્તિલાનને સ્કૉલરશીપ? એટલા જ શબ્દ ઉગ્રનાલના મોમાથી નીકળ્યા અને એ વખતે એનુ હૃદય, એની આંખો જોઈ હત તો કદાચ શાન્તિનાનનુ ખૂન કરત એમ લાગે લીલાધર એકદમ દોડ્યો રસ્તામા માળી સાથે અથડાયો-રેસીડેન્સીના દાદરના ત્રણત્રણ પગથીયા ચડ્યો- કોણ ઉતરે છે તેનુ ભાન ન હોતુ ને શાન્તિ પાસે જઈ એણે એને એવો તો થાબડ્યો કે બીચારો શાન્તિ થાકી ગયો સ્કૉલરશીપ કોન્ગ્રેચ્યુલેશન અલ્યા ભૂને છે! ફ્રીશીપ હશે! ના સ્કૉલરશીપ સાબાશ. ટાશ ચાન ઘેર તાર કર

—અપૂર્ણ

---

# વર્તમાન ચર્ચા

લેખક—રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલએલ બી

## ૧. મિ. ઑસ્ટિન ચેમ્બરલેનનુ રાજીનામુ.

મિ ઑસ્ટિન ચેમ્બરલેને હિન્દી પ્રધાનના હોદ્દાનુ રાજીનામુ આપ્યાના સમાચારથી હિન્દમા સાનન્દાશ્ચર્યની વૃત્તિ થાય એ સ્વાભાવિક જ છે મિ ઑસ્ટિન ચેમ્બરલેન જેવા કૉન્ઝર્વેટિવ રાજપુરુષની નીમણુક સ્હામે હિન્દ કોઈપણ સમયે વાંધો ઉઠાવત જ, પરન્તુ જે સમયે હિન્દની મહેચ્છાઓ વધારે ને વધારે હિમ્મતભરી બનતી જતી હતી જે સમયે હિન્દ અચૂક શબ્દોમા બ્રિટિશ સામ્રાજ્યમા સ્વરાજ્ય ભોગવના અંગોના સમાન સ્થાનની માગણી કરતુ હતુ, અને જે સમયે અધિકારીવર્ગ કદાચિત્ હિન્દની માગણીઓને ત્યાગી પોતાના નિરાશાજન્ય છેલ્લા પ્રયાસો કરશે એવી ભીતિ હતી, તે સમયે મિ ઑસ્ટિન ચેમ્બરલેન જેવા પ્રકૃતિથી અને સિદ્ધાન્તોથી સકુચિત રાજ્યનીતિવાળા અને હિન્દનાથી સરાસર અજ્ઞાન એવા રાજપુરુષની નીમણુક તરફ હિન્દ પોતાનો સખ્ત અણગમો દર્શાવે એ સ્વાભાવિક જ હતુ મિ ઑસ્ટિન ચેમ્બરલેનનો હિન્દી પ્રધાન તરીકે નિયોગ એ હિન્દી લોકમતના અનાદર સમાન જ હતો તો પછી તે નીમણુક તરફ હિન્દ પણ અનાદરની વૃત્તિથી જુએ એમા કાંઈ વિસ્મય નથી મિ ઑસ્ટિન ચેમ્બરલેન તરફ પ્રથમથી જ હિન્દની આવી લાગણી હતી અને તે લાગણીમા ફેરફાર કરવાને તે નામદારે ત્હેમની કારકીર્દી દરમ્યાન કાંઈ પણ કારણ આપ્યુ નથી ત્હેમની કારકીર્દીમા એક જ બનાવ એવો છે કે જે માટે હિન્દ અન્ત કરણથી ત્હેમનો ઉપકાર માની શકે, અને તે બનાવ તે તેઓએ લૅન્કેશાયરના મિલમાલેકોના ડેપ્યુટેશનને આપેલો સખ્ત જવાબ છે હિન્દના વ્યાજબી હક જાળવવાની જે ગરજ ત્હેમણે તે પ્રસગે બતાવી હતી તે જો ત્હેમણે ત્હેમની કારકીર્દીમા દરેક પ્રસગે બતાવી હોત તો ત્હેમના તરફ હિન્દની લાગણી જુદા પ્રકારની હોત અને અત્યારે ત્હેમના રાજીનામાથી હિન્દ જે છુટકારાની વૃત્તિ અનુભવે છે ત્હેને સ્થાને શોકની લાગણી અનુભવતુ હોત અત્યારે તો શ્રીયુત અમ્બિકા ચરણ મોઝુમદારે અમદાવાદમા ભરાયેલી કૉંગ્રેસ પ્રસગે લૉર્ડ કર્ઝનના સમ્બન્ધમા જે કહ્યુ હતુ તેજ મિ ચેમ્બરલેનના સમ્બન્ધમા યોગ્ય ફેરફાર સાથે કહી શકાય એમ છે કે " *"You have been relieved of your viceroyalty and we have been relieved of you—"* અર્થાત્ " તમ્હે તમ્હારા પદમાથી છૂટ્યા છો અને અમ્હે તમ્હારાથી છૂટ્યા છિએ "

## ૨. મિ. મૉન્ટેગ્યુનો હિન્દી પ્રધાન તરિકે નિયોગ.

છેલ્લા એકબે વર્ષોના એક પછી એક બનાવોથી અને ત્હેમા પણ છેલ્લા થોડા મહિનાના બનાવોથી હિન્દુસ્તાનનુ રાજકીય વ્યોમ શકા અને નિરાશાના શ્યામ અભ્રોથી વ્યાપ્ત થઈ ગયેલુ છે, અને તેવે પ્રસગે મિ મૉન્ટેગ્યુ જેવા ઉદાર રાજ્યનીતિવાળા અને હિન્દુસ્તાનનું જ્ઞાન ધરાવનારા રાજપુરુષનો હિન્દી પ્રધાન તરિકે નિયોગ એ આગામી પ્રકાશના પ્રથમ

સ્થળે ભોગવતી તને જોઈને જ હુ સતોષ માનીશ મ્હારા જેવા પાપીની સાથેનો સબન્ધ દૃઢ કરવાને ત્હેં અત્યાર સુધી જે નિડરતા સાથે અડગ નિશ્ચય બાધ્યો છે તેટલાથી જ હુ મગરૂર છુ પણ હવે હુ એટલી જ તને આગ્રહ કરૂ છુ કે મને ભૂલી જા આ સસારમા હુ હવે છુ જ નહિ એમ માનીને અન્ય સાથે ત્હારૂ મન પરોવ મને ખાત્રી છે કે પ્રભુએ ત્હારા ભાગ્યમા જે સુખ લખ્યુ છે તે તને અવશ્ય મળશે જ ફરીથી મ્હારૂ કાળુ મ્હો જોવાની આશા રાખીશ નહિ પણ એટલો તો વિશ્વાસ રાખજે કે જ્યા સુધી આ શરીરમા પ્રાણ રહેશે ત્યા સુધી એક ક્ષણભર પણ તે ત્હારો વિશુદ્ધ પ્રેમ ભૂલે એમ નથી, અને ત્હારી મનોહર મૂર્તિ મારા ચક્ષુ પાસેથી કે તેને માટે અર્પેલ સ્થપાયની સ્નેહમય ગોદ ઉપરથી અળગી થવા દેનાર નથી "

નિ ત્હારો
પ્રેમતત્પર ચન્દ્રકાન્ત

પત્ર પૂરો થતા જ એના મ્હોમાથી હયાફાટ ચીસ નીકળી ગઈ અને હાથ નાખી નાખીને એ બેય ઉપર ઢળી પડી, " ઓ ભગવાન્ ! ત્હેંએ આ દુ ખ ? શુ પુરુષોના હૃદય એવા એવા કઠિન હશે ? શુ તેઓ અમારા કોમળ અત ૢ કરણની પરીક્ષા પણ નહિ કરી શકતા હોય ? કોઈ દહાડોએ એ નહિ સમજે કે આ જીવને એમના વિના અન્ય કોઈ પોતાનું છે જ નહિ ? "

ડસકા ભરતી ભરતી, અ તરમા આવો બળાપો કરતી કરતી બેભે બેભાન જેવી એ કેટ લીક વાર આમ પડી રહી ઉકળાટ કે દિવસ ચઢવાથી સ્નાનાદિક ક્રિયા કરવાનુ પણ તેને આ વેળા સુઝ્યુ ન હતુ એના વિચાર તો સ્ટેશન પર થયેલી ઝાખીનુ જ સ્મરણ—એ જ ચિત્ર —માનસ–પટ પર ખડુ કરતા ને હવે તો તેઓ નકકી પોતાને નહિ જ મળે એવી ખાત્રી થતા વિશેષ નિરાશા ઉત્પન્ન કરતા હતા દાસીએ આવીને જોયુ તો એ મૂર્છામા હોય એમ લાગ્યુ તેથી તેણે એને ઉપાડીને ઉભી કરી " કઈ લાવુ ? બ્હેન ! કેમ આજ કઈ અસુખ જણાય છે ?–" એવા પ્રશ્નો પૂછ્યા પણ "ના મ્હારે કઇ દવાદારૂ પીવી નથી માથુ દુ ખે છે તે એની મેળે મટશે " એવો ગોળ ગોળ ઉત્તર આપીને તે પાછી ખીંટામા જઇને પડી

ઘરમા સૌ સૌને કામે વળગ્યા હતા દિવસ વિસનુ કામ કરતો હતો જોતા જોતામા પાસેના ઘડિયાળમાં શના ટકોરા થયા ને વળી પાછી દાસીએ આવીને તેને ઢઢોળી ઉત્તરમા પોતે કટાળો જણાવ્યો તથાપિ " બ્હેન ! તમને કોઈ ગૃહસ્થ નીચે મળવા આવ્યા છે " એવા શબ્દો તેના મ્હોમાથી નીકળતા તે ચમકી " મને મળવા ? ' અત્યારમા એવુ કોણ નવરૂ હશે ?' એમ કહેતી કહેતી એ ઊંડા વિચારમા પડી, પણ તરત જ સાવધ થઈ ગઈ, ને વસ્ત્ર તથા વાળ ઠીકઠાક કરીને જરા મ્હો ધોઇને નીચે ઉતરી ગઈ

દિવાનખાનામા જતા જ એણે—જેનુ પોતે અહર્નિશ ચિન્તન કરતી હતી—જેને ફરી મળવાની આશા એણે છોડી દીધી હતી—જેને માટે લોકલાજ પોતે તજી હતી—જેને માટે શરીરનુ

તથા મનનું અસહ્ય દુખ પોતે ભોગવતી હતી-તેને જ આવીને ખુરશી પર બેઠેલા જોયા, તેથી એના મ્હો ઉપર એકદમ હાસ્યની ઝાંખી પ્રકટી રહી ઝડપથી તેને કંઠે વળગીને એવો તો તેને એણે દબાવ્યો કે તેનાથી જરા વાર ઉચ્ચાર પણ થઈ શક્યો નહિ તેના આલિંગનનું જોર નરમ પડતાં તે બોલ્યો

"પત્ર લખ્યો તો લખ્યો, પણ સ્ટેશને ત્હારૂં દયામણું મ્હો-ત્હારી અશ્રુધારા ટપકાવતી આંખો-ત્હારો ઉતરી ગયેલો ચહેરો-ત્હારી એકાગ્ર મ્હારા તરફની દૃષ્ટિ જોતાં મ્હારા નિશ્ચય બધા હવામાં ઉડી ગયા મ્હારૂં અંતઃકરણ ફાટી જવાની તૈયારીમાં હતું, એમ મને લાગ્યું તને એમ ને એમ છોડીને જવું એ મરણતુલ્ય છે, એમ જ મને સમજાયું એક વાર પણ ફરીથી ત્હારૂં દર્શન કરીને-ત્હારો ઉપકાર માનીને પછી જઈશ, એમ ધારી અહીં આવવાની મ્હેં હિંમત કરી છે લોકો ભલે મ્હારા વિષે ગમે તેમ બોલે તેની મને પરવા નથી, પણ ત્હારા મ્હોમાંથી એક પણ સ્નેહનો શબ્દ સાંભળીશ તો જીવિત પર્યંત હું ત્હારો ઋણી રહીશ, અને બહિષ્કૃત થતાં મ્હારા જીવનમાં તે સુધામય બનશે, મ્હારો એકાન્તવાસ પણ મને ઓછો ભયંકર લાગશે એ લોભથી હું ત્હારી પાસે હાજર થયો છું-ત્હારી છેવટને માટે રજા લેવા આવ્યો છું—"

"જીવનાધાર! પ્રાણેશ! હૃદયરંજન!" સામી આવીને નીચે નમીને તેના ખભા ઉપર પોતાના બે હાથ મૂકતે મૂકતે પગ આગળ બેસી જઈને, ગદ્ગદ કંઠે તે બોલી—"આ દાસીને આપે હજી પણ ન જ ઓળખી? તમે આવા ચતુર થઈને ભીંત જ ભૂલ્યા! તે દિવસ મને "જુગલ-જુગારી"નું નાટક જોવા લઈ ગયા હતા ત્યારે આપણે પેલું ગાયન સાંભળ્યું હતું તે યાદ છે?

અમો અબળાને માયા વ્હાલી રે—
વ્હાલી રે-વ્હાલી-માયા વ્હાલી
વસ્ત્ર કરાવો-ઘરેણાં ઘડાવો
મોતીડે મઢો તો મન ખાલી રે ખાલી રે
ખાલી મન ખાલી
નેહની નજરે નાથજી મ્હારા
ન્યાળી મને નેની કાની રે કાળી રે
કાળી નેની કાળી

વ્હાલા! મ્હારે બીજા કશાનો ખપ નથી આપના સ્નેહનું એક બિંદુ પણ મ્હારા ઉપર વર્ષશે તો હું ચાતકની પેઠે તેનાથી કૃતાર્થ થઈશ આપનો પ્રેમ કેવો છે તે તો મ્હેં જોઈ લીધું છે આપ મને મૂકીને-છોડીને-દૂર જશો તેથી શું એમ માનો છો કે મ્હારૂં જીવતર સુધરશે?-હાલ આપના દર્શનથી હું જે ધૈર્ય ધારી રહી છું તે પણ મને દુર્લભ થશે, તો પછી આ પ્રાણ ટકી શા આધારે રહેશે? મ્હેં તો મ્હારૂં સર્વસ્વ આપને અર્પી જ દીધું છે-નથી મ્હારે માતા કે નથી પિતા, કે

જેની અનુમતિની અપેક્ષા રહે ત્યારે હવે શુ કરવા આમ આપ એકના મ્હારાથી દૂર જાઓ છો? આપ જ્યા જશો ત્યા આવવા હુ તૈયાર છુ એટલુ તો હુ પણ સમજુ છુ કે જે દેશમાં આપના વિશુદ્ધ નામને દુર્જનોના છળકપટથી ખોટુ પણ કલંક લાગ્યુ છે ત્યા હવે વધારે વાસ રહેવુ આપને ન જ ગમે, તેથી આપે સ્વદેશ ત્યજવાનો નિશ્ચય કર્યો એ તો યોગ્ય જ છે આપના જેવા મતિમાનને જ્યા જગો ત્યા ઉદ્યોગ જડી જ રહશે આપણે તો वसुधैव कुटुम्बकम् ગણવાનુ છે તો હવે મને આપની સાથે આવવાની અનુજ્ઞા આપો મ્હારા ઘરબારનો બંદોબસ્ત કરીને જે કંઈ સાથે લેવા યોગ્ય જણાય તે લઇને આપ કહો ત્યા આપણે જઇને વસીએ, પણ મ્હારો ત્યાગ ન કરો મને એકલી મૂકીને જશો તો જરૂર આપને સ્ત્રીહત્યા લાગશે તેનુ પાપ માથે વ્હોરી લેવાને શુ આપ તત્પર છો?"

તેની આવી આજીજી સાંભળી ગાઢ પ્રેમ-સૂચક-નિશ્ચલ ભક્તિયુક્ત-અચલ વિશ્વાસભરેલી -દલીલો સાંભળી તેના ચ્હેરા ઉપર છવાઈ રહેલી ઉદાસીનતા નિહાળી-તેનુ શોકાર્ત છતા અધિક લાવણ્યમય મનોજ્ઞ વદન-યાચના કરતી-કરગરતી આંખ્યો નિરખી-ગળગળો-કોમળ સ્વર સાંભળી-તેણીને રગેરગ ઉછાળા મરાવતો મૃદુ સ્પર્શ અનુભવી-ચંદ્રકાન્તના હૃદયમા-તેના શરીરમા અંગેઅંગ જાણે ભાલાની તીક્ષ્ણ ધારો ભોંકાઈ ગઈ તેનો નિશ્ચય હવે આ પ્રેમમય મૂર્તિની પ્રણયાન્વિત પ્રાર્થના આગળ ટકી એમ ન હતુ પોતાને માટે આટલો ભોગ આપવાને તત્પર થયેલી પ્રિયાને તરછોડીને કયો પાષાણ હૃદયનો પુરૂષ આવે સ્થળેથી પલાયન કરી શકે?

"ધન્ય છે પ્રિયા! પ્રભુએ આ દુઃખ મ્હારા ઉપર નાખ્યુ તે મ્હારી પ્રેમના કસોટી કરવા માટે જ હશે ગાંડા જેવો જો હું તને ફરીથી મળ્યા વિના ચાલ્યો ગયો હત તો હુ કેવુ રત્ન ગુમાવત? કેવો મહાપાતકી બનત? કેવુ કષ્ટમય જીવન ગાળત? તેનો હવે જ મને ખ્યાલ આવે છે ત્હારી સાથે બાકીનુ આયુષ્ય પૂરૂ કરવાની પ્રભુએ મને તક આપી તેથી હુ તેની આ સજાને પણ હવે ભૂલી જાઉં છુ, ને ત્હારા જેવી ઉત્તમ રમણીનો સમ્બન્ધ મ્હારા જેવા નરાધમની સાથે સયોજીને તેણે મને ભાગ્યશાળી બનાવ્યો છે એમ માનુ છુ તે પરમ કૃપાળુ પ્રભુ તારૂ કલ્યાણ કરો અને ત્હારા આ સંજોગનો પરિપૂર્ણ બદલો આપો એમ માગુ છુ!"

---

# નડિઆદ પ્રશસ્તિ.

લેખ——રા નાગરભાઈ ઈશ્વરભાઈ પટેલ.

ચરોતર કેરી ચતુરતાના રમણીય કેન્દ્ર સમું આ
ગુર્જરતાને ની ખોળે રમતું રમતું વળી મોહતું આ
આ અલૌકિક નડિઆદ!
નિરખી આવે અતિ યાદ,

વીર રત્નોની પ્રભાવશાળી જન્મભૂમિ શું રાજે
ને રાજ્યધાની ચરોતરના સામ્રાજ્યે
અલૌકિક એવું ગાજે
નિરખી સ્ફુરતું હૃદ આજે
વળી દીસે બનતા તદ્રૂપ
ગુર્જરતાના પ્રતાપ
તારગણ્યા નભમણ્ડળના
વળી ગ્રહો તેજરાશિના

ત્હેં ગોદે લઇ પ્રીત ધરી ઉછેર્યા ત્હારા બાળ
ગુર્જરીને ચરણે ધરીયા ત્હેં નરરત્ન રસાળ!
ગગનકન્ત ઝવેરીલાલ,
ગ્રસમસ્ત કવિવર બાલ
શ્રીયુત ગોવર્ધનરામ,
પ્રભુભક્ત સન્ત આરામ

સુસંસ્કૃત મન સુખરામ અને વળી હરિદાસ દેસાઈ,
ને બ્રહ્મનિષ્ઠ મણિલાલ સુહાગી દોલત દોલત ત્હારી!
ને છગનલાલ નરરત્ને
પરિપોષી કંઈ વિણ યત્ને—

ગુર્જર દેવીની વાટિકાઓને, મુક્તિ હમણા બનતી
વર રત્ન બાળ ગોદે લઈ તનુ સુહવતી
મન મગ્ન મસ્ત સાહિત્યે
ને હિન્દુ દેશની પ્રીતે
ધરી શાન્તિ કાન્તિ વર પથે—
નિજ તાતતણે, રમણીયે

સાહિત્ય, રસે, વક્તૃત્વે રાજે ચન્દ્ર દેશની દાઝે
જાની પણ, એ રત્નો લઈ ગોદે આનન્દે તુ આજે !

હેં ભરી રત્નભણ્ડાર
સમૃદ્ધ કર્યું ગુજગત

એ ગુજરનાના રત્ન ઉછેર્યાં પ્રીત ધરી નડિઆદ !
નિરખી તુજને એ આવે સઘળા યાદ !

હજુ ઉછેર પ્રીતથી રત્નો
નિજ દેશોદ્ધારક યત્નો
જે કરી શકે એવા ક
નહિ અસાધ્ય જાણુ ત્હને કૈં !

સ્મરી આજ સહુ એ પુણ્યભુમિ નડિઆ ! નમે શીર મ્હારૂ
તુજ પુનિત ચરણે આશિષ દે તવ ચારૂ *

---

* આની રત્નપ્રસવા ભુમિ માટે ખરેખર ! જેટલુ લખાય તેટલુ થોડુ છે ગુર્જરાષ્ટ્રની ચારુતર ( અતિવ સુન્દર ) ભુમિની રમણીય નગરી ત્હેની વધામા વધેલી ચારૂતા અને ધવનતા ત્હેના ભવિન રત્નનો આહ્લાદક પ્રસા પ્રફુલ્લ કરતા ચોથા માટે યોજાયુ કરાતા અનિલ અને સ્નેહીઓની મનભર ગોષ્ટિ એ આદિથી જરૂ હૃદયનુ દ્રાવણ થાય અને આવે પ્રસગે સ્વયમેવ વન્દન કરી જવાય તો નવાઈ નથી, ગુજરાત એ નગરીનુ ઋણી છે, અને રહેશે

નાગર ઈ પટેલ

---

આર્ટપ્રિન્ટર્સ ૧—૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

# રાણી મહામાયા[૧].

લેખક—મણિલાલ છીંપારામ દેસાઈ, બી એ

( મારવાડના રાજા જસવન્તસિંહની વિધવા રાણી મહામાયા મેવાડના રાણા રાજસિંહના દરબારમાં )

**રાણી**—રાણાજી! મારા આ બાળકને આપના ગઢમાં સ્થાન આપશો? ઘણા દિન માટે નહિ તો પણ થોડા દિવસને માટે તો આપશો?

**રાજસિંહ**—મહામાયા! તમારો પુત્ર તે મારે મન પારકો નથી એની રક્ષાને માટે આટલી બધી આજીજીની શી જરૂર છે? દુર્ગાદાસ, ઔરંગજેબ શું આ બાળકનો પણ પ્રાણ લેવાની ઈચ્છા રાખે છે?

**દુર્ગાદાસ**—નહિ તો એને પકડવાનો બીજો શો ઉદ્દેશ હોઈ શકે, મહારાણાજી?

**રાણી**—રાણાજી! એક પુત્ર અને એક પુત્રી માત્ર એટલી જ સંપત્તિ લઈ હું દિલ્હીથી નાસી નીકળી હતી રસ્તામાં દીકરી મરી ગઈ, હવે મારી સંપત્તિમાં માત્ર દુધ પીતું આ નાનું બાળક છે આ પુત્ર મારૂં સર્વસ્વ છે તેની રક્ષા કરજો પ્રભુ આપનું ભલું કરશે

**રાજસિંહ**—મહામાયા! પુત્રની બિલકુલ ચિંતા કરશો નહિ મારો પોતાનો પ્રાણ આપીને પણ હું એની રક્ષા કરીશ

**રાણી**—મહારાણાનો જય થાઓ

**રાજસિંહ**—દુર્ગાદાસ, ઔરંગજેબનો અત્યાચાર ધીમે ધીમે વધતો ચાલ્યો જાય છે એણે હિંદુઓ પર ફરી પાછો, જજીઆ વેરો નાખ્યો છે મારવાડપતિ જસવન્તસિંહના કુટુંબ પર આવો દારૂણ અન્યાય! ઔરંગજેબ પર પત્ર લખી કદાચ એને સારે રસ્તે ચઢાવી શકાય એમ છે?

**રાણી**—પત્ર લખીને? આજીજી કરીને? ઘુંટણીએ પડીને? એની પાસે ભિખ માગીને નહિ મહારાણા આમ દીનતા બતાવીને નહિ? હવે તો એ રાજ્યને જડમૂળથી ઉખાડી નાખ્યા વિના મારા કાળજાને ઠંડક નહિ વળે

**રાજસિંહ**—નહિ મહામાયા! લોહીની નદીઓ વહેવડાવ્યા વિના એ કામ નહિ બની શકે? જે રાજ્ય સ્થપાઈ ગયું છે તેને જડમૂળથી ઉખેડી નાખવાની ઈચ્છા રાખવી, એ અન્યાય છે એમાં હજારો આ માણસોની નકામી હત્યા થશે અને દેશમાં વસતી પ્રજાને ઘણું કષ્ટ ભોગવવું પડશે

૧ બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર દ્વિજેન્દ્રલાલના "દુર્ગાદાસ" નામના નાટકના પંડિત રૂપનારાયણના હિંદી અનુવાદપરથી

રાણી—આપણા દેશમા અન્ય જાતિના રાજ્યની રક્ષા કેરી? એ શુ ક્ષત્રિયોનો ધર્મ છે?

ગજસિંહ—ક્ષત્રિઓનો ધર્મ કેવળ મારામારી અને કાપાકાપી કરવાનો નથી! મરવાની અને મારવાની વિદ્યા એ કઈ ઉંચા દરજ્જાની વિદ્યા નથી કોઈ અનાથની કે આપણી પોતાની રક્ષા કરવાના ઉદ્દેશ વિના બીજા કોઈ ઉદ્દેશથી મારામારી ને કાપાકાપી કરવી એ હત્યા છે (કાસિમ તરફ જોઈને) એ કોણ છે?

દુર્ગાદાસ—એ કાસિમઅલ્લી છે મારો જુનો મિત્ર છે એણે પોતાના પ્રાણની પણ પરવા ન કરતા અમારા રાજકુવરની રક્ષા કરી છે!

કાસિમ—મહારાણા સાહેબ! એ પેઢીનો જુનો નીમકહલાલ નોકર છુ સરદારે (દુર્ગાદાસે) એક વખત મને મહાન્ આફત્તમાથી બચાવ્યો છે તે દિવસથી હુ એમનો ગુલામ થઈ રહ્યો છુ

રાજસિ હ—દુર્ગાદાસ! કાસિમ પણ મુસલમાન છે?

કાસિમ—મહારાણા! મારી જાતનુ ભૂડુ ના બોલશો અમારી જાત ખરાબ નથી. અમે બધુ થઈ શકીએ છીએ પરન્તુ નિમકહરામ થઈ શકીએ એમ નથી

રાજસિ હ—નહિ કાસિમ! હુ તમારી જાતની નિદા નથી કરતો બાદશાહની સાથે તમારી તુલના કરૂ છુ બા શાહ આ નાના બાળકનો જાન લેવાનુ પસદ કરે છે, અને તમે—

કાસિમ—કેવો સારો અને સુદર બાળક છે! એને જોતા જ એના પર પ્રેમ થઈ આવે છે! મોડમા લઈને રમાડવાનુ મન થાય છે!

રાજસિ હ—ઔરગજેબ! તુ દિલ્હીના સિહાસન પર બેસી એક નિર્દોષ બાળકનો જીવ લેવા તનપાપડ થઈ રહ્યો છે તારી જ જાતનો આ કાસિમ પોતાનો પ્રાણ આપીને પણ એને બચાવવા માટે તૈયાર છે, પ્રભુની દૃષ્ટિએ કોણ મોટુ છે? ઔરગજેબ! તું, કે આ કાસિમ?

રાણી—રાણાજી! હુ આ અત્યાચારનો બદલો લઈશ ત્યારેજ જપીશ એનો બદલો લેવાને ખાતર જ તે દિવસે હુ બીજી સ્ત્રીઓ સાથે બળી મરી નથી એટલા માટે જ હું અત્યાર સુધી જીવતી રહી છુ તમે આ બાળકનું રક્ષણ કરજો

ગજસિ હ—હુ કહી ચૂકયો છુ કે બાળકની તમે બીલકુલ ચિતા કરશો નહિ. મહામાયા! તમારા પોતાના બાળક સાથે તમે નિરાતે અહીંઆં રહો

રાણી—નહિ રાણાજી! હુ અહીંઆ નથી રહેવાની, હવે આ મારૂં ઘર નથી હુ મારા સ્વર્ગવાસી સ્વામીના રાજ્યમા પાછી જઈશ સપત્તિ કે વિપત્તિમા, સુખ કે

દુ ખમા, શાન્તિ કે અશાન્તિમા, જીવતા કે મરતી વખતે સ્વામીનુ ઘર એ જ સ્ત્રીનુ ઘર છે બાપનુ ઘર નહિ હુ તો મારવાડ પાછી જવાની!

**રાજસિંહ**--પરન્તુ બેન! હવે તમારાથી ત્યા નિશ્ચિંત મને નહિ રહી શકાય

**રાણી**—નિશ્ચિંત ? હુ શુ મારે પોતાને માટે નિશ્ચિંત જગ્યા ખોળવાને આવી છુ ? નહિ! રાણાજી! હુ તે નથી ખોળતી હુ તો હવે આપત્તિને ખોળુ છુ આપત્તિની મોડમા હુ પડી છુ, ધરતીકપમા મારો જન્મ થયો છે, તોફાનમા મારૂ ઘર છે પ્રલયના વાદળામા મારી પથારી છે વિપત્તિ! વિપત્તિને તો મેં મારી સખી બનાવી છે મારે માથે હવે બીજી કઇ વિપત્તિ પડવાની બાકી રહી છે ? પતિ માર્યા ગયા, પુત્ર માર્યો ગયો, મારૂ સર્વસ્વ લુટાઇ ગયુ હવે બીજી કઇ વિપત્તિ બાકી રહી છે ? રાણાજી! મારે માથે હવે તો માત્ર એક જ વિપત્તિ પડી શકે એમ છે, આ બાળકની હત્યા! રાણાજી! એની રક્ષા તમે કરજો, મારે બીજી કશી ઇચ્છા નથી હુ મારવાડ જઇશ, ત્યા જઇ આગ પ્રગટાવીશ એવી તો આગ પ્રગટાવીશ કે એમા ઔરગઝેબ તો શુ, પણ આખુ મોગલ સામ્રાજ્ય બળી ભસ્મ થઈ જશે!!!

---

# કૉલેજીઅન.

( ચાલુ વાર્તા. )

લેખક—રા ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી એ

( અનુસંધાન પૃષ્ઠ ૪૫ થી )

## પ્રકરણ ૧૧ મું

### વાનાચોકડું.

આજ નેશનલ કૉલેજમાં સવારથી વિદ્યાર્થીના ટોળેટોળાં આમ તેમ ફરતાં હતાં રેસીડેન્સીની રૂમોમાં પાંચ પાંચ દસ દસ જુદા જુદા વર્ગોના અને જાતિના વિદ્યાર્થીઓ ભેગા મળી ઘુસ ઘુસ કરતા હતા કેટલાક કમ્પાઉન્ડમાં ઝાડ તળે બેસી વિચારતા હતા, કેટલાક આનેગમાં આવી બૂમો પાડતા હતા તો કેટલાક હૃદયમાં બળતા હતા, છતાં બધાથી જુદા પડવામાં હીણપત માની ખોટી બહાદુરી બતાવતા હતા કેટલાક સૂચના કરી પાછળ રહેતા હતા તો કેટલાક હોળીનું નાળીએર બનતા હતા આખરે ઠરાવ થયો કે સાંજના કૉલેજ છૂટયા પછી અને ક્રિકેટ વગેરે પત્યા પછી હનુમાનજીની દેરી પાસે સાડા નવ વાગે સર્વેએ મળવું, જેથી પ્રૉફેસરો કે પ્રીન્સીપાલને એની કંઈ ખબર ન પડે. આ ઠરાવ થતાં જ સર્વે વિખરાઈ ગયા અને કૉલેજનો ટાઈમ થતાં સૌ પાતપોતાના વર્ગમાં દાખલ થયા કૉલેજ રેસીડેન્સીમાં ન રહેતા—બહારથી આવતા વિદ્યાર્થીઓને કૉલેજના વિદ્યાર્થીઓની હિલચાલ વિષે કાંઈ ખબર નહોતી, જો કે તેના કારણની પૂરતી માહિતી હતી અને એ પણ કાંઈ અસંતુષ્ટ અને ક્રોધયુક્ત હતા વર્ગો ચાલતા થયા—પ્રૉફેસરો આવ્યા—ઇતિહાસ—શેક્સપીઅર—ટેનીસન—એલ્જીબ્રા—ટ્રીગ્નોમેટ્રી—લૉજીક અને ફીઝીક્સ, ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયમાં પ્રૉફેસરો તલ્લીન હતા વિદ્યાર્થીઓને દેશપરદેશના દૃષ્ટાન્ત આપી રસ ઉપજાવતા હતા, નોટ્સ આપતા હતા પણ આજ વિદ્યાર્થીઓની આંખો અને મન પ્રૉફેસરો તરફ નહોતાં—હૃદય નહોતાં કેટલાક તો પ્રૉફેસરો ગુસ્સે ન થાય માટે જ નોટ્સ રાખી જરા પેન્સીલ ઉંચી નીચી રાખી નોટ્સ લેવાનો ડોળ કરતા હતા. કેટલાક નોટ્સમાં સવારની મીટીંગને સાર—સાંજના મળવાનું છે, એ અજાણ્યાને જણાવવા લખી બાંકડા ઉપર સરકાવતા હતા—કેટલાક કાગળની ચબરકી ઉપર લખી પ્રૉફેસરની નજર બીજી બાજુ હોય તે વેળા ફેંકતા હતા ને વર્ગમાં હાસ્ય ઉત્પન્ન કરતા હતા ભોળા પ્રૉફેસર એમ જ સમજતા કે વિદ્યાર્થીઓ પોતે બોલે છે તે સાંભળી આનંદ પામે છે કેટલાક વિદ્યાર્થીઓ નીચેથી લાતાલાતી કરતા તો કેટલાક આગલી બૅંચપર બેસેલાના કોટની સાથે *Big Ass*—મ્હોટો ગધેડો એવું કાગળની લાંબી ચબરકી ઉપર લખી ટાંકણી સાથ જડતા આમ આજ કૉલેજનો દેખાવ હતો છોકરાઓને એમ જ થતું કે સાંજ ક્યારે પડે ! બાનું વિદ્યાર્થીઓ બીચારી શાન્ત રીતે સાંભળતી, લખતી પણ એમને પણ આજ વિદ્યાર્થીના વર્તન વિચિત્ર લાગ્યાં

કૉલેજમાં એક પાણી પાનાર બ્રાહ્મણ હતો બ્રાહ્મણ મહારાજને નામે ઓળખાતો હતો ગોળ મટોળ આંખે નયનો અને લંગડો લાગતો પણ બધો હતો "હા ભાઈસાહેબ ! હા મહેરબાન !"

કરી વિદ્યાર્થીઓને ખુશ રાખતો ઇંગ્રેજી આવડતુ ન હોતુ છતા બેવડી બોલુ ઈંગ્રેજી બોલતો કૉલેજ શરૂ થઈ તે પહેલા તે હાયસ્કુલમા હતો ને ત્યાથી આવેલો એટલે ભલભલા મહારાજનુ લાવેલુ ઘણુ પાણી પી ગયેલા, હાઈકોર્ટના જડ્જો મામલતદારો, માસ્તરો, ડેપ્યુટી કલેક્ટરો, મીલ માલેકો, શેઠીયા ને સામાન્ય વ્યાપારીઓ આ મહારાજને પરિચિત હતા પર્વ-દિવાળીએ મહારાજ ફરવા નિકળતા ને પાચપચીસ રૂપીયા સહેજ ભેગા થતા લગ્નમા નિમન્ત્રણ આપવુ ભૂલી જતા પણ મહારાજને કાને વાત પહોચતી અને મહારાજ સાહેબજી કરી ઘરના માણસ હોય એમ કામે લાગતા—હુકમ કરતા ચાર દિવસનુ જમણ કાઢતા અને દક્ષિણા લેતા નવા વિદ્યાર્થીઓ આગળ આગલા વખતના વિદ્યાર્થીઓના તોફાન, મજાહ અને ઉદારવૃત્તિની વાતો કરી બને તેટલુ નિચોવતા મહારાજમા એક ગુણ હતો—મહારાજની ઓરડી એટલે ખાસ કરી ઉન્હાળામા નન્દનવનની કુંજ મહારાજના ગોળા સ્વચ્છ અને એમા પાણી સ્વચ્છ ને હુગાર રહેતુ પણ !! જૂદી જૂદી જ્ઞાતિવાર હતા પણ વિદ્યાર્થીઓ ઉતાવળમા જે આવે તે ઉપાડી લેતા મહારાજને જાતિભેદનો બાધ હતો અને ન હતો કૉલેજના નિયમમા એકતાનુ સૂત્ર હતુ, છતા ધર્મમા આડે ન આવવાનો સિદ્ધાન્ત હતો નવા જમાનાના વિદ્યાર્થીઓ જાણી જોઇને ગમે તે પ્યાલામા પાણી પીતા—બૂટ પહેરી પીતા અને કોઈ જૂના મતનો હોય તેને હેરાન કરતા મહારાજ પોતે શિવ-વિષ્ણુ બન્ને ધર્મ પાળતા ઘર આગળ ડુંગળીના ભજીયા ઉડાવતા પણ વિદ્યાર્થીઓને ગમત થાય છે તો, તેથી તેમને ખુશ રાખવાથી લાભ છે માની કોઈ ડુંગળીનુ નામ દે તો ખોટા ચીડાતા અને ધાંધલ કરતા જુના વિદ્યાર્થીઓ સમજતા ને નવા વિદ્યાર્થીઓ મહારાજને સાચુ સમજી ચીડવતા કોઈ જૂના મતનો ધર્મિષ્ટ વિદ્યાર્થી વર્ગ ચાલતો હોય ત્યારે જ બિચારો એકલો પાણી પીવા આવતો—બુટ કાઢી મહારાજની છાપરીમા ઓટલા ઉપર બેસતો અને હાથ, પગ ધોઈ કોગળા કરી પાણી પીતો પણ એકા બે તોફાની છોકરાને આ વાતની ખબર પડતા જ પાછળ દોડતા અને પેલા બીચારાના મ્હોમા પાણી ને હાથમા પ્યાલો હોય ત્યા બુટ સાથે જ અડકી—"ક્યા માસ્તર! નાખવામા સમજ પડી કે?" કહી હેરાન કરતા પેલાને પાણી ઢોળી નાખવુ પડતુ, કોગળો કરવો પડતો અને ફરીને પવિત્ર થવાની ફરજ પડતી મહારાજ આ વખતે ચીડાતા ને હેરાન કરનારને ધમકાવતા બાતુઓના રૂમમા પાણીની વ્યવસ્થા હતી ને પાણી મહારાજ જ ભરતા હતા, છતા દિવસમા બેચારવાર ખબર કાઢી આવતો તેમ પ્રોફેસરોની રૂમમા ચાહપાણીની વ્યવસ્થા પણ એક મહારાજની જ હતી મહારાજનો નિત્ય નિયમ એ હતો કે સવારે પાણી ભરવા આવે એ વખત અને સાંજના કૉલેજનો વખત પૂરો થાય એ વખત પ્રીન્સીપાલ સાહેબને સલામ કરવા જવુ અને મહેરબાનીની લાગણી કૉલેજના વિદ્યાર્થી મારફત મળેલા ખબર પહોચાડતા મહારાજ આમ ગરીબમાંથી તવંગર થયો હતો અને નેશનલ કૉલેજ જેવી કૉલેજમા ખાસ ખટપટ ન હતી છતા પોતે પ્રીન્સીપાલનો માનીતો થઈ પડ્યો હતો

મહારાજના કાન ઉપર વાત આવી હતી વિદ્યાર્થીઓ સવારના રેસીડેન્સીમા મળ્યા હતા ઝાડ તળે મળ્યા હતા પાણીની રૂમમા પણ છૂપી ધ્વાઈ વાત થઈ હતી અને સાંજના

ક્યાંક મળવાના છે, એ વાત મહારાજ સાહેબ સાંજના પ્રીન્સીપાલ પાસે ગઈ અને પ્રીન્સીપાલ જાગ્રત થયા. સાન્દર્યમદ–ધનમદ–વિદ્યામદ અને સત્તામદ મનુષ્યને આંધળા બનાવે છે. નેશનલ કૉલેજના વિદ્યાર્થીઓમાં પોતે લોકપ્રિય હતા એમના શિક્ષણ માટે બીજી કૉલેજના વિદ્યાર્થીઓ પોતાની કૉલેજ છોડી નેશનલ કૉલેજમાં દાખલ થતા હતા. વિદ્યાર્થીઓના બાલજીવન–નીતિજીવન ઉપર એ પુરતું લક્ષ આપતા અને કોઈ પણ વિદ્યાર્થી આધિવ્યાધિ ઉપાધિમાં છે એમ ખબર પડતાં પોતે જાતે ત્યાં જતા અને એને દુ:ખમુક્ત કરતા. આમ છતાં હમણાં હમણાં પ્રીન્સીપાલ સાહેબમાં નવો પવન આવવા લાગ્યો હતો. બીજી કૉલેજોના પ્રીન્સીપાલો અને કેળવણીના હિમાયતીઓની નવી ક્લબ સ્થપાઈ હતી તેમાં આ પ્રીન્સીપાલ બહુ રસ લેતા હતા. ગામ હોય ત્યાં ઢેડવાડો હોય જ, એ ન્યાયે હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં પ્રીન્સીપાલ અને વિદ્યાર્થી વચ્ચેના અણબનાવના વૃત્તાંતો પત્રમાં આવતા ને બન્ને પક્ષના કાંક નાક જાહેરમાં આવતા. આના પરિણામે ક્લબમાં અને જાહેર સભા અને કેળવણીના માસિકોમાં 'વ્યક્તિત્વ ખીલવવું કે અંધશ્રદ્ધા' 'વડિલ પ્રત્યે બાબા વાક્યં પ્રમાણં'નું સૂત્ર રાખવું કે પોતાના જ્ઞાન–વિચાર શક્તિનો ઉપયોગ કરવો, એ ઉપર ચર્ચા ચાલતી. જનસમાજનો સ્વભાવ જ એવો છે કે સત્તા મૂકી ગમતી નથી. ઘણી વાર સત્તા અને હુકમ ચલાવ્યા પછી–જેને આપણે રમાડયા હોય, જેને આપણે બાળકોની સ્થિતિમાં દેખ્યા હોય, જે આપણી પાસે સમજતા નથી કરી સમજતા આવ્યા હોય તેઓ મોટા થાય, કૉલેજોમાં ભણતા થાય, ડીગ્રી મેળવે ત્યારે જાહેર સભામાં, અને પત્રોમાં આપણા જેવા હોય તેમ નિડરતાથી ઉભા રહે, આપણા વિચારો અને કાર્યો ઉપર ટીકા કરે, સામા થાય અને હવે તમે ન સમજો–જમાનો આગળ વધે છે એવું કહે તે વખતે તે નથી ખમાતું. વિનિ નાનાવાનના શબ્દોમાં પુત્ર એટલે પ્રગતિ ખરી–પુત્રાદિચ્છેત્ પરાજયમ્ એ શાસ્ત્રવાક્ય ખરૂં, પરંતુ તે ભાષણમાં–બીજાને માટે, અને નહીં આપણે માટે. આવો અનુભવ કૉલેજોમાં, રાજ્કીય સંસ્થાઓના નેતાઓને, અને–જૂના અને નવા સંસારસુધારકોને થયે જાય છે તે થવાનો. નેશનલ કૉલેજના પ્રીન્સીપાલની પણ આજ સ્થિતિ હતી. સમસ્ત હિંદમાં નવો પવન–વ્યક્તિત્વનો વિકાસ વધતો હતો. એને અંગે યુવાનવર્ગ અને વૃદ્ધસત્તા વચ્ચે તુમૂળ યુદ્ધ જાગતું હતું અને એક બાજુ દબાવવાનો ઉપાય લેવાતા ત્યારે બીજી બાજુથી શા માટે? કરી માથું ઉંચું કરવાના આવેગભર પ્રયત્નો થતા. આટલાં વર્ષ સુધી પ્રગતિ કર્યા પછી–સંયુક્ત કુટુંબની સંસ્થા વિચ્છિન્ન કર્યા પછી જ્ઞાતિ એ બેડી છે, એ વિચાર વિદ્યાર્થીઓના મગજમાં ઠસાવ્યા પછી–વૃદ્ધો હજી જૂના મતના *orthodox old folk* છે એમ યુવાન બાળકોમાં ઠસાવી માનવૃત્તિનો ભંગ કરાવ્યા પછી પાછો આ નવા વડીલોનો आज्ञागुरूणामविचारणीया–અંધ માન્યતા જ્યાં સુધી વડિલ છે ત્યાં સુધી સ્વતંત્ર વિચાર કરવાનો યુવાનોને હક જ નથી એ ઉપદેશ આપવા શરૂ થયા. ત્યાં આ બન્ને વર્ગ વચ્ચે અસંતોષ શરૂ થયો. પ્રીન્સીપાલ અને કેળવણીના હિમાયતીની ક્લબમાં નક્કી થયું કે વિદ્યાર્થીઓ ઉપર જરાક દાબ રાખવો અને વ્યક્તિત્વનો ખોટો ઉપયોગ થતો અટકાવવો અને આમાં કાંઈ સત્ય પણ હતું, પરંતુ

ની રીતે વધારે છૂટથી વેચાય, અને તે માટેનુ વધારેમા વધારે લાયક બજાર હિન્દુસ્તાન છે, માટે હિન્દુસ્તાનના બજારમા એ બ્રિટીશ માલ વધારે પગભર કરવાનો એમા પ્રગટ સંદેશો છે 'યુદ્ધની પછી જ્યારે બ્રિટીશ બજાર ખૂલશે ત્યારે અગાઉ નહિ જેનામા આવી હોય તેવી અસાધારણ માગણી બ્રિટીશ માલ માટે હિન્દુસ્તાનમા થશે, અને તેમાયે ખાસ કરીને મશીનરી યંત્રો વિગેરે માટે તો ખાસ માગણી થશે, અને તે વખતે **હિન્દુસ્તાન માગી કિંમત પણ—મ્હોં માગી કિંમત પણ આપી શકશે,"** એ સંદેશો છે આ વાક્ય જેટલુ સ્વાર્થી છે તેટલુ જ સન્દેશાભિમાની વૃત્તિવાળુ અંકિત છે હિન્દુસ્તાન ગરીબ છે પરન્તુ બ્રિટીશ માલની ખપત —ના આવડત હશે, બુદ્ધિ હશે અને વ્યાવહારિક ડહાપણ હશે, તો બ્રિટીશ માલ હિન્દુસ્તાનમા વધારે પ્રમાણમા ખપશે, ખરી વાત છે કે પાછલા કેટલાક વર્ષોથી વ્યાપાર અને ઉદ્યોગ સંબંધમા હિન્દુસ્તાનના લોકનાયકો વધારે ગભીરપણે વિચાર કરે છે, છતા પણ પરદેશી માલ ઉપર તેણે હજી ઘણા વર્ષોના વર્ષો સુધી આધાર રાખવો પડશે—' એવો આ સંગ્રહમા ઉદ્ગાર છે

'હિન્દુસ્તાનના બજારના અવકાશ'વાળા એક ઉપયોગી લેખમા જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે હિન્દુસ્તાનમા ૩૧૫૦૦૦,૦૦૦ ગ્રાહકો છે, અને આટલી મ્હોટી વસ્તીવાળા દેશમા—આટલી મ્હોટી સંખ્યાવાળી ગ્રાહકોમા જરાક આવડત હોય તો બ્રિટીશ માલનુ બજાર વધારે વેગવન્તુ બની પગભર થાય એ નિઃશક છે

છે કોઈ આપણા દેશમા આટલો દેશપ્રેમી સ્વાર્થી વિચારવાન્ક આજે કે જેણે આવા ઔદ્યોગિક વિષયોના રાષ્ટ્રીય દૃષ્ટિથી નિરૂપણ કર્યા હોય? દેશમા હજારોની સંખ્યામા વ્યાપારવણજમા અહોરાત્રિ નિમગ્ન રહેતા વ્યાપારીઓ છે, પણ ત્હેમણે દેશના જ હિતમાટે વ્યાપાર આવો હોય એવા નમૂનો બતાવ્યા છે? મીલ જેવા મ્હોટા ઉદ્યોગોમા મશીનરી યંત્રોની પહેલી જરૂર છે, તે યંત્રો પરદેશી પ્રજા પૂરી પાડે છે, અને ત્યારે જ આપણા મીલ માલિકોના કરોડોના ધંધા ચાલે છે એ યંત્રો આપણે ક્યા સુધી પરદેશથી લાવીશુ, એ પરાશ્રય ક્યા સુધી રાખીશુ એનો વિચાર દેશના નાયકોએ—દ્રવ્યવાન પ્રજાજનોએ કરવો નથી ઘટતો શુ? ઉંચી જાતના અને ટકાઉ અને સુંદર તેમ પણ સોંઘા ભાવના યંત્રો—અને અન્ય વસ્તુઓ હિન્દુસ્તાન માગે છે, માટે તે પૂરા પાડવા બ્રિટીશ પ્રજાએ બ્રિટીશ વ્યાપારીઓએ ભગીરથ પ્રયત્નો કરવા જોઈએ બ્રિટીશ સિવાય અન્ય પરદેશી રાજ્યોના ઔદ્યોગિક પગ પસારો હિન્દમાથી હવે ધીમે ધીમે ઓછો કરવાની એ સલાહ આપે છે આપણા દેશના નાયકોએ આજ વિચાર વધારે ગભીરતાથી કરવો ઘટે છે દેશમા ઔદ્યોગિક શાળાઓ, મહાશાળાઓ અને લાખો અને કરોડોની થાપણોથી નવા ધંધા શરૂ કરવા જોઈએ એ જ ત્હેમનુ જીવનસૂત્ર હોવુ જોઈએ

આપણા દેશમાથી કઈ વસ્તુઓનો ક્યા પ્રમાણમા કેટલો નિકાસ થાય છે અને કઈ વસ્તુઓ કેટલા પ્રમાણમા લાવવામા આવે છે તેની વિગતવાર તપસીલ આ ખાસ અંકમા રજુ કરી છે

'જગતમા ની પૂત, અને તેમા હિન્દની તકપના, ખેતીવાડીના ઓજાર, ધાતુનો ઉદ્યોગ નીજળીનો ઉદ્યોગ, હિન્દનો નાણા વહિવટ, રેલ્વે, રોજગાર, બ રો, કનાનૂનનો, તેનના બીઆ, ખાડ, કાગળ, ટપન્ટાઇન, વિગેર ॥ ઉદ્યોગો સબન્ધમા આમા ઉપયોગી લેખો છે

આ લેખસમૂહનુ તાત્પર્ય એ છે કે યુદ્ધને અંતે બ્રિટીન સામ્રાજ્યની વ્યાપારનીતિ નવે સરથી વ્યવસ્થિત કરવામા આવે તે વખતે ઇંગ્લડના અર્થશાસ્ત્રીઓ, વ્યાપારીઓ અને ઔદ્યોગિક સસ્થાઓના માલકોએ પોતાની સ્થિતિ અને પોતાની પ્રતિષ્ઠા નિશ્ચિત કરવા અત્યારથી જ ઉહાપોહ કરવા માડ્યો છે, અને એ સબધમા કાઈ વધારે વ્યવહારૂ અને આખા દેશને વધારે ઉપયોગી નીવડે એવી સગીન યોજનાઓ રચવા મડી પડ્યા છે એ જ બ્રિટિન પ્રજાની સમયસૂચકતા, એ જ એ પ્રજાની સ્વદેશપ્રીતિનો મહાપ્રવાહ અને તેજસ્વી ઉન્નમન, પ્રજાની કાર્યપદ્ધતિની દૂરદર્શિતા પણ એ જ, અને એ જ પ્રજા જગતની પ્રજાઓમા સૌથી પ્રથમ રહેવાને યોગ્ય રીતે લાયક છે જ્યા સુધી આપણા દેશમા ધાર્મિક મતભેદો, ન્યાતજાતની અનેક ન્હાની મ્હોટી ખટપટો, અને અભાગ ઉદ્યોગ એ અમ્હારે જ માટે છે, એવી સકુચિત દુરાગ્રહ અને સત્વહીન મિમાસાનો જડમૂળથી ત્યાગ કરવામા નહિં આવે ત્યા સુધી વિલીયમ અને અન્ય પ્રજાઓના સૂત્રધારીઓ કહે છે તેમ આપણે હમેશા પગભરથી જ રહીશુ આપણા દેશમા અનેક ઉદ્યોગો લાખોની થાપણોથી ઉભા કરી શકાય તેમ છે, અને તેનુ સાધન પણ આપણા દેશમા ક્યા ન્હાનુ સુનુ છે? આપણો દૃઢ સકલ્પ હશે, આપણામા બુદ્ધિ અને વ્યાવહારિક ડહાપણ હશે, અને આપણામા જ્વલત પુરૂષાર્થ હશે તો દુનિયા જખ મારે છે, હિન્દુસ્તાનને કોઈની પરવા નથી, હિન્દુસ્તાન પોતાના જ પગપર ઉભા રહેવા સદાયે સમર્થ છે—એ જગતને અને તેની સર્વ પ્રજાઓને બતાવી આપીશુ આપણે હિન્દમાતાના પુત્રો યુદ્ધ પછી ધનસચય કરવાની લાલસા, દૂરગામી નીતિથી ઉભરાઈ જતા અનેક પ્રયત્નો ચોતરફથી થશે એ નિશ્ચિત છે હિન્દુસ્તાન સાથે વ્યાપાર કરી, સર્વ જન પોતાના દેશમા હિન્દનો પૈસો ભરી દેશે અને હિન્દના પૈસે પોતે દ્રવ્યવાન થવાના પ્રસગો ઉપરાઉપરી યોજશે, તે વખતે હિન્દની શી સ્થિતિ થશે, એનો વિચાર હિન્દમાતાની કુખે જન્મેલા સર્વ હિન્દીજનોએ પ્રથમ કરવો ઘટે છે હિન્દ માટે હોમરૂલનો પહેલો પાયો—અર્થ સ્વરાજ્ય—પ્રથમ અને બહુ ઉપયોગીમા ઉપયોગી પાયો તે આપણા દેશના અનેક ઉદ્યોગોની સગીનતા અને ઉપયોગીતા ઉપર આધાર રાખે છે અને આ ધ્યેય સિદ્ધ નહિ કરીએ તો પછી એ પણ સાથે નક્કી જ છે કે સ્વરાજ્ય આપણા પુરૂષાર્થથી આપણને મળે ને રહેવારના જહાંગીરો પણ તે ઉઠાવે આપણે આપણા ઉદ્યોગો માટે તો અન્ય પ્રજાઓ સાથે હરિફાઈમા ઉતરવાનુ અથ સમક્ષમ્ તે વખતે કરવુ પડશે એ વિષમ સ્થિતિનો ખ્યાલ કરવો એ શુ જરૂરનુ નથી? એ સ્થિતિ ઉભી જ થવા ના પામે માટે એ નવા આર્થિક યુદ્ધ સામે આપણે અત્યારથી જ આપણા સૈન્યની વ્યૂહરચના કરવાની છે આપણે અત્યારથી જ અડગ નિશ્ચય અને બહાદુરીથી વિજય જ મેળવવો છે એવા દૃઢસકલ્પથી આપણા સાહિત્ય સમાચારના છે, આથી બીજુ શુ?

---

# સમાલોચક

નવેમ્બર ઈ સ ૧૯૧૭

## That is the point —

Benevolence never developed a man or a nation We do not want a benevolent government We want a free and a just government Every one of the great schemes of social uplift which are now so much debated by noble people amongst us is based upon justice not upon benevolence It is based upon the right of men to breathe pure air to live upon the right of women to bear children and not to be overburdened so that disease and breakdown will come upon them upon the right of children to live and grow up and be strong

—Woodrow Wilson

૧ તં
૨૩

અ-
૧૧મો

પુસ્તક ૨૫
અંક ૧૧મો

## That is the point —

Benevolence never developed a man or a nation We do not want a benevolent government We want a free and a just government Every one of the great schemes of social uplift which are now so much debated by noble people amongst us is based upon justice not upon benevolence It is based upon the right of men to breathe pure air to live upon the right of women to bear children and not to be overburdened so that disease and breakdown will come upon them upon the right of children to live and grow up and be strong

—Woodrow Wilson

# વિજ્ઞાપન.

આવતા ડીસેમ્બરના અમારા અંક સાથે "સમાલોચક"નું આ વર્ષ પુરું થઈ જાન્યુઆરી ૧૯૧૮ ના અંકથી 'સમાલોચક'નું નવું વર્ષ શરૂ થાય છે તે વાત ઉપર અમારા ગ્રાહકોનું ધ્યાન ખેંચતા અમે વિનંતિ કરીએ છીએ કે,

જાન્યુઆરી ૧૯૧૭થી 'સમાલોચક'નું ચાલુ વાર્ષિક લવાજમ સર્વ ગ્રાહકો માટે રૂપીઆ ત્રણ અને હિન્દુસ્તાન બહારના ગ્રાહકો માટે રૂપીઆ પોણાચાર લેવામાં આવશે. 'સમાલોચક'ના આજ સુધીના વહીવટમાં શરૂઆતમાં લેવામાં આવતા લવાજમના નિયમ વિરુદ્ધ જઈને પણ કેટલેક વખતે વર્ષ પુરૂં થતાં સુધી પણ કેટલાક ગ્રાહકોના લવાજમ માટે રાહ જોવામાં આવતી હતી.

પરન્તુ, વર્ષના અમુક માસ પર્યંત અંક કેટલીક મુદત સુધી લગભગ આખું વર્ષ માસિક મગાવ્યા પછી અમારા ગ્રાહકો તરફથી છેવટે વી. પી. પાછું ફેરવવામાં આવે છે તેને લીધે અમારે નાહકના ખર્ચમાં ઉતરવું પડે છે તેથી,

**અમારા સર્વ ગ્રાહકબન્ધુઓને આથી વિનતિ કરીએ છીએ કે ૧૯૧૮ ના નવા વર્ષથી જે ભાઈઓએ અને જાહેર સંસ્થાઓએ માસિક મગાવવું ના હોય તેમણે ડીસેમ્બર માસ સુધીમાં તાકીદથી અમને તે પ્રમાણે ખબર કરવાની કૃપા કરવી અને જેમને ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઈચ્છા હોય તેમણે માસિકનું લવાજમ રૂ. ૩) અને હિન્દુસ્તાન બહારના ગ્રાહકોએ રૂ. પોણાચાર તાકીદથી અમને મોકલી આપવા કૃપા કરવી. કારણ કે નવા વર્ષથી લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવશે. હિન્દુસ્તાન બહારના જે ગ્રાહકોના લવાજમ ડીસેમ્બરની છેલ્લી તારીખ પહેલાં નહિ મળ્યા હોય તેમને જાન્યુઆરીથી અંક મોકલવામાં આવશે નહિ.**

૧૯૧૭ ના જાન્યુઆરીથી કેટલીક આર્થિક અગવડો વેઠીને પણ સમાલોચકમાં નિયમ કરતાં વધારે પૃષ્ઠ અને વધારે ચિત્રો આપવામાં આવ્યાં છે તે રીતે ૧૯૧૮ માં પણ આપવામાં આવશે એટલું જ નહિ પરન્તુ યુદ્ધ શમે અને શાન્તિ પ્રવર્તે તો 'સમાલોચક'ને હજી વધારે મનોરંજક કરવાનો અમારો અભિલાષ છે અને વધારે ચિત્રો તથા બનતા પ્રયત્નથી મેળવીને ઉત્તમ લેખો આપી સમાલોચકમાં કળા અને સાહિત્યને વધારે સંગીન સ્થાન આપવા અમારા નમ્ર સંકલ્પ છે. તે સંકલ્પની સિદ્ધિ અમારા ઉદારચરિત અને સાહિત્યપ્રિય ગ્રાહકો અને ગુજરાતના અભ્યાસક અને સુવિદિત લેખકો, અને ગુજરાતના ચિત્રકારો એ સૌના ઉપર જ આધાર રાખે છે. ગુજરાત અને ગુજરાતી ભાઈઓ માટે અભિમાન રાખતા સ્વયંસેવકોએ પોતાના વિચાર આચારમાં મૂકી કાર્યવાહી થવાની [illegible] જરૂર છે. સમાલોચકના કાર્યવાહકો તેમના ઉત્સાહને અને સહાનુભૂતિને પ્રેમથી સન્માનસહિત વધાવી લેવા નિરંતર તૈયાર છે અને તે માટે તે હમેશાં આશાની અપેક્ષા રાખે છે.

ગુજરાતના ઉત્સાહી ચિત્રકારો, એમેચ્યુર ફોટોગ્રાફરો અને વિદ્વાન અને ઉત્સાહી લેખકો પોતાની કૃતિઓથી સમાલોચકના કાર્યવ્યવહારમાં પોતાના તરફથી સાહાય્ય આપી અમને ઉત્સાહ અને ઉત્તેજન આપશે એવી અમને દૃઢ આશા છે, અમે અત્રે તે સર્વને અમને સહાયભૂત થવા નમ્ર વિનતિ કરીએ છીએ. તેમ જ અમારા ઉદારચરિત ઉત્સાહી ગ્રાહકબન્ધુઓ પોતાના ઉદાર ઉત્તેજન ઉપરાંત અમને નવીન ગ્રાહકો મેળવી આપવા કૃપા કરશે તો અમારા આ દેશહિતના કાર્યમાં જરૂર સાહાય્યરૂપ નીવડશે. 'સમાલોચક'ના ચિત્રો અને કાગળો વિગેરે માટેના આ મોંઘવારીના સમયમાં અમારા ગ્રાહકોના આવા ઉદાર આશ્રય અને સદ્ભાવ માટે અમે ત્હેમના મહદુપકારી બનીશું.

આ નમ્ર વિજ્ઞપ્તિ અરણ્યરુદન નહિ નીવડે એવી અમને આશા છે.

મુંબાઈ, ૨૦ સપ્ટેમ્બર ૧૯૧૭ }<br>સમાલોચક ઑફિસ } પ્રકાશક.

# સમાલોચક.

अनुद्वेगकर वाक्य सत्य प्रियहित च यत् ।
स्वाध्यायाभ्यसन चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७-१५

પુસ્તક ૨૨ મું ] નવેમ્બર, ઈ. સ. ૧૯૨૭. [ અંક ૧૧ મો.

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

વિષયાનુક્રમણિકા.



---

વાર્ષિક લવાજમ રૂપીઆ ત્રણ, હિન્દુસ્તાન બહાર રૂપીઆ પોણાચાર.
આ લવાજમ શરૂઆતમાં જ લેવામાં આવે છે.

# ભારતી સ્તવન.

લેખક—રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ.

જાગો નાથ! અરે જાગો નાથ! જગ જાગો નાથ! "હવે" જાગો નાથ!
દ્વાર તમારે આવી જગતના ભારતી રંક અનાથ—
સુના સુના મ્હારા રત્ન સિંહાસન
સુની મ્હારી રણુકાર,
સુના સુના મ્હારા મણિમન્દીર
સુના ગગાના ધાર—હવે જાગો નાથ!

ભારતી ભાગ્યનો ભાનુ છુપાયો
"હા" વ્યોમ-પટલ જ્યોતિનાથ,
ક્યારે નીરખીશ મ્હારો રમ્ય ચેન ભર્યો
આરા ઉષા કેરો સાથ—હવે૦

ખુચ્યા નયનતણા નીર
"અરે" મ્હારા ખોવાયા હૈયાના હીર,
ઓજસ ગયા મ્હારાં ઉંડા પાતાળે
"રે" ધારી રહે કેમ વીર—હવે૦

જ્યોતિ—

દિવ્ય તપસ્વિની રમ્ય મનસ્વિની
શાંત મેધાવિની બાલ!
મા ભર વીગી સુકુમાર નયન
વ્હાલા કુસુમ મીચાયા અજાન,
દેવ દાનવ તણા યુદ્ધ મચ્યા
આજે ધરવા તને જયમાલ
અંધકાર તણા પડદા ઉપડશે
તે પ્રભુજ્યોતિ અવતરો કાન

---

# ગુજરાતમાં ચેતન ત્રણ પરિષદો.

લેખ —રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

કોઈ અગમ્ય શક્તિથી પ્રેરાયેલુ ચેતનનુ જે મોજુ સમસ્ત જગત ઉપર અત્યારે વ્યાપી રહ્યુ છે ત્હેના પ્રભાવથી ગુજરાત અસ્પૃષ્ટ નથી રહ્યુ એ જાણી કયા ગુજરાતીને આહ્લાદ નહિ થાય? ગુજરાત અસ્પૃષ્ટ નથી રહ્યુ એટલુ જ નહિ, ગુજરાત અન્યત્ર ઉત્પન થયેલુ ચેતન પાન બનીને જીવે છે એટલુ જ નહિ,—જો કે એટલું થયુ હોત તો પણ મન્દ ગુજરાતને માટે થોડુ ન્હોતુ—પરન્તુ ગુજરાતમા સ્વયમ્ભૂ ચેતન પણ પ્રકટ્યુ છે, અને પ્રભુની કૃપા હશે તો વેગભર્યા અને વ્યવસ્થિત કાર્યથી હિન્દના અન્ય પ્રાન્તોને તે દૃષ્ટાન્તરૂપ બનશે માત્ર ગુજરાતની જ નહિ માત્ર હિન્દની જ નહિ પરન્તુ સમગ્ર સામ્રાજ્યની એક અમૂલ્ય આધ્યાત્મિક શક્તિરૂપ મહાત્મા મોહનદાસ કરમચન્દ ગાંધી જેવી વ્યક્તિ અત્યારે ગુજરાતમા વસે છે તેઓની પ્રેરણા ગુજરાતને નવજીવન આપશે ગુજરાતની કલંકરૂપ નિર્બળતા દૂર કરશે, અને ગુજરાતના લાક્ષણિક સદ્‌ગુણોનો વિશાલ આશયો માટે દેશોપકારક દિશાઓમા સદુપયોગ કરશે મહાત્મા ગાંધીજી જેવી એક જ પ્રભાવશાળી વ્યક્તિ ગુજરાતમા અવતરી હોત તો પણ તે મન્દ ગુજરાતને અદ્‌ભુત વેગ આપત પરન્તુ ગુજરાતના સદ્‌ભાગ્યે બીજી બે અનુકૂળતા એ પણ ગુજરાતને પ્રાપ્ત થયેલી હોવાથી ગુજરાતની ચેતનમયતા માટે સારી આશાઓ સ્ફુરે છે એક અનુકૂળતા એ છે કે ઉન્નત ભાવનાઓથી પ્રેરાયેલી સાધારણ કરતા વધારે ઉંચી શક્તિઓવાળી અને ગુજરાતની સેવા કરવા તત્પર એવી ટેકીલ વ્યક્તિઓ ગુજરાતના ક્ષિતિજમા દૃષ્ટિગોચર થવા માંડી છે ગુજરાતના મુખ્ય નગરોથી આરમ્ભી ન્હાનામા ન્હાના ગામડાઓ સુધી નવજીવનના વ્હાણા કરવામા નિમિત્ત બની, પ્રાન્તસેવામા પોતાના જીવનની કૃતકૃત્યતા માનનાર યુવાનો માત્ર મુંબાઈમા જ નહિ પરન્તુ નગરે નગરે ઉત્પન થતા જાય છે ગુજરાતના ભાવિની ઉજ્જ્વળતાનુ આ કાઈ જેવુ તેવુ શુભ ચિન્હ નથી ગુજરાતની એક વિશેષ અનુકૂળતા આ બન્નેથી પણ વિશેષ આશાજનક છે અને તે લોકની આશ્ચર્યજનક જાગૃતિ છે જો નિઃસ્વાર્થી કાર્યકર્તાઓ અને લોકહિતૈષી અગ્રેસરો પોતાનો ધર્મ બજાવવા તત્પર હોય તો લોકો પોતાનાથી બનતી પુષ્ટિ આપવા સજ્જ છે, એવુ અનુભવીઓને પ્રતીત થયા વિના રહે તેમ નથી દૃષ્ટાન્ત રૂપે હોમ રૂલ લીગને અંગે આરમ્ભાયેલા આન્દોલનને જે ઉલ્લાસથી ગુજરાતના લોકોએ ઝીલ્યુ છે, એ ઉલ્લાસ ગુજરાતના લોકો માટે જેટલો અભિનન્દનીય છે તેટલો જ આશાજનક છે

ગુજરાતના નવચેતનને સબળ રીતે વ્યક્ત કરનાર પ્રથમ પ્રમાણ તે નવેમ્બર માસની તા ૩, ૪ અને ૫ના દિવસોએ મહાત્મા ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરાનાર ગુજરાત રાજકીય પરિષદ છે એ પરિષદ બોલાવવાનુ માન પંચમહાલને ઘટે છે પંચમહાલ જેવો પછાત ગણાતો જીલ્લો ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ બોલાવે એ પંચમહાલને માટે જ

નહિ, પરન્તુ ગુજરાતને માટે અતિશય સ્તુતિપાત્ર છે ગોધરાની અન્ય એ પરિષદ્ ભરાય તે પૂર્વેનું સમસ્ત જીવનાને જાગૃત કરવાનું અને પરિષદ માટે તૈયારીઓ કરવાનુ કાર્ય ક્યારનું યે આરંભાયુ છે આ પરિષદ્‌નુ ખાસ અગત્યનું લક્ષણ એ થશે કે લોકોને પોતાના રાજકીય હકોનુ ભાન થાય, લોકોને પોતાના હકોનો અમલ થયેલો જોવા જેટલો આગ્રહ કરવાની પ્રેરણા મળે અને લોકો પોતે પોતાના ઉદ્ધારના કાર્યમા સીધો રસ લેતા થાય તેટલા માટે ગુજરાતની માતૃભાષા ગુજરાતીમા જ પરિષદ્‌નુ કાર્ય થશે પરિષદ તો અંગ્રેજી શિક્ષણ લેનારની જ હોઈ શકે પરિષદોનો વ્યવહાર તો અંગ્રેજી ભાષામા જ થઈ શકે અને પરિષદોનુ કામકાજ પણ પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે જ થઈ શકે, એવી ભ્રાન્તિનો ભંગ થશે તો પણ એ કાઈ ન્હાનોસૂનો નૈતિક વિજય નથી રાષ્ટ્રીય આત્મગૌરવની જ માત્ર નહિ પરન્તુ સ્વાભાવિકતાની દૃષ્ટિથી જોનારને પણ ગુજરાતના લોકનાયકો ગુજરાતના લોકોને ગુજરાતની લોકભાષામા ગુજરાતના લોકોદ્ધારની વાતો કહેશે, એ કેવી ભવ્ય નૈતિક સિદ્ધિ લાગશે?

હિન્દના જીવનને કરમાવી નાખનાર પરાધીન પરિસ્થિતિમા રાજકીય સ્વતન્ત્રતાની માગણી હિન્દની પ્રવૃત્તિઓમા પ્રથમ સ્થાને વિરાજે એ સ્વાભાવિક જ છે પરન્તુ રાજકીય પ્રવૃત્તિમા હિન્દના પ્રયાસોની પૂર્ણાહુતિ થવી ન જોઇએ શિક્ષણનો પ્રશ્ન એ પણ હિન્દના ઉદ્ધારકના કાર્યક્રમમા ઉચ્ચ સ્થાન ભોગવે છે તે યોગ્ય જ છે શિક્ષણના પ્રદેશમા પણ રાષ્ટ્રરચનાનુ સાચુ સાધ્ય પ્રથમ સ્થાને જ્યાં સુધી વિરાજશે નહિ અને તે સાધ્યના અંગના સાધનોનો પ્રયોગ લોકોના પ્રતિનિધિઓના હસ્તમા રહેશે નહિ ત્યા સુધી શિક્ષણના પ્રશ્નોનો સતોષકારક અને સફલ નીવેડો આવશે નહિ પ્રશ્ન એક પાસથી શિક્ષણના આદર્શોનો અને કાર્યપદ્ધતિનો છે તેમ બીજી પાસથી શિક્ષણકાર્યનુ તન્ત્ર કોના અંકુશમા રહેવુ જોઈએ ત્હેનો—અર્થાત્ વહીવટની સત્તાનો—છે એ બન્ને બાજુઓને લગતા ન્હાનામ્હોટા પ્રશ્નોનો વિચાર અસરકારક રીતે ભરૂચમા તા ૨૦ મી અને ૨૧ મી ઑક્ટોબરે ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરાનાર શિક્ષણપરિષદ્ કરશે, એવી અમ્હે આશા રાખીએ છિએ હિન્દના અનેક પ્રશ્નોના સફલ ઉકેલનો મુખ્ય આધાર શિક્ષણના પ્રશ્નોના ઉકેલ ઉપર છે, એ વાત ઉપર જેટલો ભાર મૂકાય તેટલો ઓછો છે

સસારસુધારા વગર રાજકીય પ્રગતિ અશક્ય છે એવુ માનનારા જ માત્ર નહિ, પરતુ દેશના સર્વદેશીય ઉદ્ધાર માટે સસારસુધારો પણ બીજી પ્રવૃત્તિઓની માફક આવશ્યક છે એવુ માનનારાઓ પણ જાણીને પ્રસન્ન થશે કે સૌ શારદા મહેતાના પ્રમુખપદ નીચે ગોધરામા નવેમ્બરની તા ૪ થી તથા તા ૫ મી એ "ગુજરાત સસારસુધારા પરિષદ્" ભરાશે આ યોજનાને માટે રા પ્રાણલાલ કિરપારામ દેસાઈ તેમ જ ત્હેમના સહચરોને ધન્યવાદ ઘટે છે સસારસુધારાની પ્રવૃત્તિ લોકપ્રિય નથી એ ખરૂ છે પરન્તુ લોકહિત ત્હેમા સમાયેલુ હોવાથી આવશ્યક છે, એ પણ ખરૂ છે ગુજરાતની જ્ઞાતિમગ્ન સ્થિતિમા સસારસુધારાની પ્રગતિનો વેગ મન્દ હોય એ સ્વાભાવિક છે, પરન્તુ અનેક કારણોને પરિણામે સસારસુધારાનુ કાર્ય આગળ વધતુ જાય છે એ નિર્વિવાદ છે જો સસારસુધારકો સત્યાગ્રહનુ યોગ્ય

અશમા અવલમ્બન કરી દઢતાથી પ્રયત્ન કરતા રહેશે તો તેઓ માગતા હશે તેટલો નહિ તો તેથી થોડો સુધારો પણ થયા વગર રહેશે નહિ આ પ્રવૃત્તિને યથાશકિત સાહાય્ય આપવા અમ્હે સર્વે સાચા દેશભકતોને વિનપ્તિ કરીએ છિએ જેઓ ગુજરાતની સર્વદેશીય સમૃદ્ધિ ન્હાતા હોય તેઓએ પોતાના ઉપદેશથી તેમ જ દષ્ટાન્તથી સંસારસુધારાના કાર્યને યથાશકિત ગતિ આપવા જેવી છે ખાસ કરીને ગુજરાતનો સુશિક્ષિત યુવાન વર્ગ આ દિશામાં પોતાનુ અર્પણ કરવા નહિ ચૂકે એવી આશા શુ વધારે પડતી ગણાશે ?

# ભારતનો શંખનાદ

લેખક-રા. અરદેશર ફરામજી ખબરદાર.

[ 'રજપુત શુરા રે યુધમા વીર નથી શું ?'—એ ચાલ ]

ભારતી ભૈયા રે ! શંખ સુણ્યો ન હજી શુ ?
બેસી રહીશું રે, કે ઝટ સાજ સજીશું ?— (ધ્રુવ)

ભારત મૈયા આજ બધાને સતરંગ રણ બોલાવે
વીરજનોને ત્યાં શુ ટગ્ટગ જોયા કરવુ ફાવે ?—
ભારતી ભૈયા રે !— ૧

શંખ સુણ્યા કે વીરજનોના ગજ ગજ ફૂલે હઈડાં
તો તણખે ત્યાં ભૂલે ગોરી ગોવાલણના મહિડા !—
ભારતી ભૈયા રે !— ૨

હાક પડે સાગન્ત શૂરના આભ ઉછળતા ધાશે
થશે મરસિયા કાયરના ને દુશ્મન તો ડર ખાશે—
ભારતી ભૈયા રે !— ૩

ભારતમૈયા પડી ઘવાની અરે ધર્મો ઝટ સાહ્વે !
લાખ જખમ પણ પલખ રુઝાશે એક શૂરની છાયે !
ભારતી ભૈયા રે !— ૪

એક હાથ રક્ષત—વીરાનો સૌ વાનક શરમાવે
રાજ સ્વદેશ થકી લ ના પડ મરવુ મૃત્યુ દીપાવે !—
ભારતી ભૈયા રે !— ૫

વીરા ! આવો માત ઉગરતા ઉગારની સો પ્હેડી
મરવું તોપણ ધન્ય બનીશું મૃત્યુ વિષે ક્યાં બેડી ?—
ભારતી ભૈયા રે !— ૬

ઓ આ શંખ પ્રગન ફૂંકાયા ! ડંખ દિવેદિશ લાગે !
ક્ષ્હેદર, વીર અદત કાજે આ અનુનખ અવસર જાગે !—
ભારતી ભૈયા રે ! શંખ સુણ્યો ન હજી શુ !— ૭

# માતૃભાષા દ્વારા શિક્ષણ.

લેખક—રા હિંમતલાલ ગણેશજી અંજારિઆ, એમ એ, એલએલ બી

માતૃભાષા માટે પક્ષપાત ધરાવતો વર્ગ હમણા હમણામા થોડોક વધ્યો છે, અને તેથી ઉપરનો પ્રશ્ન ચર્ચાદિશામા આવ્યો છે શિક્ષણ-ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી દ્વારા જ અપાય છે, અપાતુ આવ્યુ છે, અને કાયદામા પણ કબજે હોવો એ ધણીપતાનો સબળ પુરાવો ગણાય છે એટલે અંગ્રેજી ભાષા દ્વારા જ શિક્ષણ મળવુ જોઈએ એમ માનનારાનો વર્ગ મોટો હોય એ સ્વાભાવિક છે છતા પણ એટલુ તો દરેક જણ કબુલ જ કરશે કે કુદરતી રીત તો જુદી જ છે ઇતિહાસમા સ્વાભાવિક રીતે બનેલુ માલમ પડે છે તે કરતા હિન્દમા આજે વિરુદ્ધ બનાવ પ્રચલિત છે માતૃભાષા દ્વારા જ શિક્ષણ મળવુ જોઇએ એ અભિપ્રાય નહિં સ્વીકાર નારાઓ દેશકાલની વસ્તુસ્થિતિને તાબે થવાની જરૂર સિદ્ધ કરી, હમણા ચાલે છે તેમ જ ચલાવવાનો આગ્રહ કરે છે આ સવાલ જુદી જુદી રીતે ચર્ચામા સ્થાન પામે છે અને તેની ચર્ચા એક વધુ વાર પગભર કરવાના હેતુથી આ પ્રવૃત્તિ કરવામા આવી છે

ટુંકામા બોલવા ખાતર માતૃભાષાના પક્ષપાતીઓને હિન્દીપક્ષ, અને અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાની જરૂર જોનારને પ્રતિપક્ષ એમ આપણે કહીશુ

પ્રતિપક્ષ તરફથી રજુ કરવામા આવતી દલીલોમાની મુખ્ય નીચેની ગણાય છે—૧ માતૃભાષા અણખેડાયેલી છે, તેમા પૂરતા પુસ્તકો નથી, આગળ વધેલા જ્ઞાનના વિચારો દર્શાવવા માટે શબ્દો નથી ૨. બુદ્ધિના વિકાસ માટે અંગ્રેજી ભાષા જેટલી ઉપયોગી થઈ શકે છે તેટલી કોઈ પણ હિન્દભાષા થઈ શકશે નહિં ૩ જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર કોઈ પણ હિન્દભાષા આપી શકતી નથી તેના દાખલા તરીકે શાસ્ત્રી પુરાણી અને મોલવીમુલ્લાઓ રજુ કરવામા આવે છે ૪ અનેક ધર્મ અને ભાષાવાળા હિન્દને માટે અંગ્રેજીએ ઘણુ કર્યું છે અને ઐક્યની તથા રાષ્ટ્રની જે ભાવના સકલ હિન્દમા અત્યારે માલમ પડે છે તેને પુષ્ટ કરવી હોય તો અંગ્રેજી ભાષા અનિવાર્ય છે ૫ રાજભાષા તરીકે તેનુ જ્ઞાન આવશ્યક છે અને જેમ અંગ્રેજીમા પ્રાવિણ્ય અને પ્રભુતા વધશે તેમ રાજ કરનારી પ્રજાને વધારે સરલતાથી અસર કરી શકાશે એ બધી દલીલોનો એક બીજી મુખ્ય દલીલમા જ સમાવેશ કરવામા આવે છે કે આજ જે કાંઈ જોવામા આવે છે તે બધુ અંગ્રેજી ભાષાને જ આભારી છે, અને દેશભાષામા કાંઈ થતુ નથી તે જ દેશભાષાની વિરુદ્ધમા સઘળામા સબળ પુરાવો છે

આ બધી દલીલોને ટુકામા તપાસીશુ—

૧. દેશભાષા અણખેડાયેલી છે

આ દલીલ સંપૂર્ણપણે ખરી હતી અને હજીયે પ્રમાણમા ખરી છે એમ સ્વીકારતા કોઈને પણ જરાયે સંકોચ અનુભવવાની જરૂર નથી પણ **અણખેડાયેલી** છે માટે ન ખેડી શકાય **તેવી** છે તેમ તો કોઈથી કહી શકાશે જ નહિં અને જો ખેડી શકાય તેવી છે, તો

ખેડાશે કેવી રીતે ? તેને તદ્દન જ નાબુદ કરવાથી ? જમીન કે ભાષા કાંઈ આપોઆપ ખેડાઈ જતી નથી. અણખેડાયેલી જમીન તરફ લક્ષ ન આપીએ, તેને માટે શ્રમ ન લઈએ, તેનો વિચાર સરખો યે ન કરીએ, અને તેને માટે કાંઈ સાધનસાહિત્યનો ખર્ચ પણ ન કરીએ તો તે પોતાની મેળે જ કદી પણ ખેડાઈ જશે ખરી ? પિતાનો બધો પૈસો, બધો વખત, બધો વિચાર પારકી જમીન ખેડવામાં જ વાપર્યા કરીએ, અને પોતાની જમીન માટે 'તે તો અણખેડાયેલી છે' એવી ફર્યાદ કર્યા કરીએ, તો સમજુ લોકો શું કહે ? જમીન વારોડ છે, ખારો પાટ છે, રેતાળ છે, અને તેથી શ્રમનું ફળ થવાનું નથી, એમ ખાતરી કર્યા પછી તેની તજી દેવાય તો કાંઈ ખોટું નહિ, પણ જરા સરખો પણ પ્રયત્ન કર્યા વિના તેના તરફ દુર્લક્ષ્ય રાખવામાં આવે તો તે દલીલમાં ડહાપણ છે એમ કોણ સ્વીકારશે ?

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન કરવામાં આવશે કે ત્યારે ખેડતા કેમ નથી ? બહુ દીલગીરી સાથે કહેવું પડે છે કે સામાન્ય લોકો તો આવો પ્રશ્ન ઉઠાવે, પણ અર્થશાસ્ત્ર સમજનાર અને દેશ માટે લાગણી રાખનાર વિચારકો પણ આવી ફર્યાદ કરે છે. કહે છે કે આટનાઆટલા ગ્રૅજ્યુએટ થયા, છતાં કોઇએ ઇતિહાસ ન લખ્યો, કોઇએ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ન લખ્યું, કોઇએ અર્થશાસ્ત્ર તરફ લક્ષ નથી આપ્યું. હા વસ્તુસ્થિતિ એવી છે ખરી, પણ તેમાં દોષ કોનો ? ઇતિહાસ લખવામાં જે મહેનત કરવી પડે તેનો કાંઈ બદલો ખરો ? અર્થશાસ્ત્રના પુસ્તકોનો ઉઠાવ કોણ કરે ? નિશાળોમાં તો અંગ્રેજી પુસ્તકો ચાલે, અને ખાનગી પુસ્તકાલયો તો ગણ્યાગાંઠ્યા જ છે. પુસ્તક છપાવનારની હાડમારીનો વિચાર કાંઈ નથી કરતું એ આશ્ચર્યની વાત છે. વળી પુસ્તક લખ્યા પછી, છપાવ્યા પછી પણ તેને મજુરી ન મળે તો તેના તરફ નજર રાખી કોણ નાખે ? રા. બ. કમળાશંકરભાઈ જેવાને પણ ઇતિહાસ બ્રોળીના પુસ્તકોનો તરજુમો કરવાનું જ સુઝ્યું ! સ્વતંત્ર પુસ્તક લખી શકે તેવા ગુજરાતમાં કોઈ નહિ હોય ? આજ નહિ હોય તો એની મેળે નીકળશે, પણ જ્યાં સુધી માતૃભાષાના પુસ્તકોનો ઉઠાવ નથી, ત્યાં સુધી આપણી ભાષા ખેડાય તે કેવી રીતે ? નવ વરસનો છોકરો થાય ત્યારથી માતૃભાષાને રડતી મેલતા શીખે, બહુ તો અંગ્રેજીપર ચોગડે તો પછી માતૃભાષા ખેડવાનો સંભવ જ ક્યાંથી રહે ? ખુશી થવા જેવું તો ઉલટું એ છે કે આવી આવી વિટંબણાઓ છતાં ગુજરાતીમાં પુસ્તકો લખાયે જ જાય છે.

માટે અણખેડાયેલી હોવાની દલીલ તદ્દન જ આત્મઘાતી છે. સ્વભાષા માટે ક્ષેત્ર વિશાળ કરો, તેને જ આવશ્યક અંગ તરીકે સ્વીકારો, અને પછી જુઓ કે તેમાં પ્રગતિ કેટલી થાય છે. જાપાનમાં પણ પુસ્તકોની ફર્યાદ હતી, પણ તેટલા માટે તેઓએ કાંઈ અંગ્રેજી ભાષા નિશાળોમાં દાખલ કરી નથી. બીજે બન્યું છે તેવું હિન્દમાં નહિ બને એમ માનવાને કારણ નથી. એ વખત તક આપો, દશ વરસ સુધી અજમાયશ તરીકે નિશાળોમાં, કૉલેજોમાં બધી સંસ્થામાં ગુજરાતી દ્વારા જ શિક્ષણ આપવાનું શરૂ કરો અને પછી જુઓ કે પુસ્તકોની ખોટ કેટલી રહે છે ?

*અર્થવિચાર રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# માતૃભાષા દ્વારા શિક્ષણ.

લેખક — રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલએલ. બી.

માતૃભાષા માટે પક્ષપાત ધરાવતો વર્ગ હમણાં હમણાંમાં થોડાંક વર્ષો છે, અને તેથી ઉપરનો પ્રશ્ન ચર્ચાવામાં આવ્યો છે. શિક્ષણ—ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી દ્વારા જ અપાય છે, અપાતું આવ્યું છે, અને કાયદામાં પણ તેમ જ હોવો એ ધણીપતાનો સબળ પુરાવો ગણાય છે. એટલે અંગ્રેજી ભાષા દ્વારા જ શિક્ષણ મળવું જોઈએ એમ માનનારો વર્ગ મોટો હોય એ સ્વાભાવિક છે. છતાં પણ એટલું તો દરેક જણ કબુલ જ કરશે કે કુદરતી રીત તો જુદી જ છે. ઇતિહાસમાં સ્વાભાવિક રીત બનેલું માલમ પડે છે તે કરતાં હિંદમાં આજે વિરુદ્ધ બનાવ પ્રચલિત છે. માતૃભાષા દ્વારા જ શિક્ષણ મળવું જોઈએ એ અભિપ્રાય નહિ સ્વીકારનારાઓ હાલનાની વસ્તુસ્થિતિને ચાલુ રાખવાની જરૂર સિદ્ધ કરી, હમણાં ચાલે છે તેમ જ ચલાવવાનો આગ્રહ કરે છે. આ સવાલ જુદી જુદી રીતે ચર્ચામાં સ્થાન પામે છે અને તેવી ચર્ચા એક વધુ વાર પગભર કરવાના હેતુથી આ પ્રવૃત્તિ કરવામાં આવી છે.

ટુંકામાં બોલવા ખાતર માતૃભાષાના પક્ષપાતીઓને હિન્દીપક્ષ, અને અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ આપવાની જરૂર જોનારાને પ્રતિપક્ષ એમ આપણે કહીશું.

પ્રતિપક્ષ તરફથી રજુ કરવામાં આવતી દલીલોમાંની મુખ્ય નીચેની ગણાય છે—૧ માતૃભાષા અણખેડાયેલી છે, તેમાં પૂરતાં પુસ્તકો નથી. આગળ વધવા માટે વિજ્ઞાન દર્શાવવા માટે શબ્દો નથી. ૨. બુદ્ધિના વિકાસ માટે અંગ્રેજી ભાષા જેટલી ઉપયોગી થઈ શકે છે તેટલી કોઈ પણ હિન્દભાષા થઈ શકશે નહિ. ૩ જુસ્સો અને સ્વાતંત્ર્યના વિચાર કોઈ પણ હિન્દભાષા આપી શકતી નથી. તેના દાખલા તરીકે [illegible] પુરાણી અને [illegible] રજુ કરવામાં આવે છે. ૪ એક રાજ્ય અને ભાષાવાળા હિન્દી માટે અંગ્રેજીએ ઘણું કર્યું છે અને ઐક્યની તથા રાષ્ટ્રની જે ભાવના અત્યારે હિન્દમાં અત્યારે માલમ પડે છે તે પુષ્ટ કરવી હોય તો અંગ્રેજી ભાષા અનિવાર્ય છે. ૫ રાજભાષા તરીકે તેનું જ્ઞાન આવશ્યક છે અને જેમ અંગ્રેજીમાં પ્રાવીણ્ય અને પ્રભુતા વધશે તેમ રાજ્યકર્તાની પ્રજાને વધારે સરળતાથી અસર કરી શકશે. એ બધી દલીલોનો એક એવી મુખ્ય દલીલમાં જ સમાવેશ કરવામાં આવે છે કે આજ જે કાંઈ જોવામાં આવે છે તે બધું અંગ્રેજી ભાષાને જ આભારી છે, અને દેશભાષામાં કાંઈ થતું નથી તે જ દેશભાષાની વિરુદ્ધમાં સબળમાં સબળ પુરાવો છે.

આ બધી દલીલોને ટુંકામાં તપાસીશું—

૧. દેશભાષા અણખેડાયેલી છે.

આ દલીલ સંપૂર્ણપણે ખરી હતી અને હજીયે પ્રમાણમાં ખરી છે એમ સ્વીકારતાં કોઈને પણ જરાયે સંકોચ અનુભવવાની જરૂર નથી. પણ અણખેડાયેલી છે માટે ન ખેડી શકાય તેવી છે તેમ તો કોઈથી કહી શકાશે જ નહિ અને જો ખેડી શકાય તેવી છે, તો

ખેડાી કેવી રીતે ? તેને તદ્દન જ નાબુદ કરવાથી ? જમીન કે ભાષા કાંઈ આપોઆપ ખેડાઈ જતી નથી અણખેડાયેલી જમીન તરફ લક્ષ ન આપીએ, તેને માટે શ્રમ ન લઈએ, તેનો વિચાર સરખો યે ન કરીએ, અને તેને માટે કાંઈ સાધનસાહિત્યનો ખર્ચ પણ ન કરીએ, તો તે પોતાની મેળે જ કદી પણ ખેડાઈ જશે ખરી ? પિનાનો બધો પૈસો, બધો વખત બધો વિચાર પારકી જમીન ખેડવામા જ વાપર્યા કરીએ, અને પોતાની જમીન માટે ' તે તો અણખેડાયેલી છે ' એવી ફર્યાદ કર્યા કરીએ તો સમજુ લોકો શુ કહે ? જમીન ધારો કે છે, ખારો પાટ છે, રેતાળ છે, અને તેથી શ્રમનું ફળ થવાનુ નથી, એમ ખાતરી કર્યા પછી તેને તજી દેવાય તો કાંઈ ખોટુ નહિ, પણ જરા સરખો પણ પ્રયત્ન કર્યા વિના તેના તરફ દુર્લક્ષ્ય રાખવામા આવે તો તે દરીવમા ડહાપણ છે એમ કોણ કહી શકે ?

સ્વાભાવિક રીતે જ પ્રશ્ન કરવામા આવશે કે ત્યારે ખેડતા કેમ નથી ? બહુ દીલગીરી સાથે કહેવુ પડે છે કે સામાન્ય લોકો તો આવો પ્રશ્ન ઉઠાવે, પણ અર્થશાસ્ત્ર સમજનાર અને દેશ માટે લાગણી રાખનાર વિચારકો પણ આવી ફર્યાદ કર્યા કરે છે કે, આટનાઆટલા ગ્રૅજ્યુએટ થયા, છતા કોઈએ ઇતિહાસ ન લખ્યો, કોઈએ તત્ત્વજ્ઞાનનુ પુસ્તક ન લખ્યુ કોઈએ અર્થશાસ્ત્ર તરફ લક્ષ નથી આપ્યુ હા, વસ્તુસ્થિતિ એવી છે ખરી પણ તેમા વાંક કોનો ? ઈતિહાસ લખવામા જે મહેનત કરવી પડે તેનો કાંઈ બદલો ખરો ? અર્થશાસ્ત્રના પુસ્તકોનો ઉપાવ કોણ કરશે ? નિશાળોમા તો અંગ્રેજી પુસ્તકો ચાલે, અને ખાનગી પુસ્તકાલયો તો ગણ્યાગાંઠ્યા જ છે પુસ્તક છપાવનારની હાડમારીનો વિચાર કોઈ નથી કરતું, એ આશ્ચર્યની વાત છે વળી પુસ્તક લખ્યા પછી, છપાવ્યા પછી પણ તેને મંજુરી ન મળે તો તેના તરફ નજર સરખી કોણ નાખે ? રા બ કમળાશંકરભાઈ જેવાને પણ ઇતિહાસ ભૂગોળના પુસ્તકોનો તરજુમો કરવાનુ જ સુઝયુ ! સ્વતંત્ર પુસ્તક લખી શકે તેવા ગુજરાતમા કોઈ નહિ હોય ? આજ નહિ હોય તો એની મેળે નીકળશે પણ જ્યા સુધી માતૃભાષાના પુસ્તકોનો ઉઠાવ નથી, ત્યા સુધી આપણી ભાષા ખેડાય તે કેવી રીતે ? નવ વરસનો છોકરો થાય ત્યારથી માતૃભાષાને તરછોડી ગણતા શીખે બધુ બળ અંગ્રેજી ઉપર ચોટાડે તો પછી માતૃભાષા ખેડવાનો સંભવ જ ક્યાથી રહે ? ખુશી થવા જેવુ તો ઉલટુ એ છે કે આવી આવી વિટંબણાઓ હોવા છતા ગુજરાતીમા પુસ્તકો લખાયે જ જાય છે

ભાષા અણખેડાયેલી હોવાની દલીલ તદ્દન જ આત્મઘાતી છે સ્વભાષા માટે ક્ષેત્ર વિશાળ કરો, તેને જ આવશ્યક અંગ તરીકે સ્વીકારો, અને પછી જુઓ કે તેમા પ્રગતિ કેટલી થાય છે જાપાનમા પણ પુસ્તકોની ફર્યાદ હતી પણ તેટલા માટે તેઓએ કાંઈ અંગ્રેજી ભાષાને નિશાળોમા દાખલ કરી નથી બીજે બન્યુ છે તેવુ હિન્દમા નહિ બને એમ માનવાને કારણો નથી એ વખત તક આપો, દશ વરસ સુધી અજમાયશ તરીકે નિશાળોમા, કૉલેજોમા બધી સસ્થામા ગુજરાતી દ્વારા જ શિક્ષણ આપવાનુ શરુ કરો અને પછી જુઓ કે પુસ્તકોની ખોટ કેટલી રહે છે ?

કૃષ્ણચરિત્ર રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

૨. બુદ્ધિવિકાસ હિન્દભાષા દ્વારા થાય તે કરતા અગ્રેજી દ્વારા વધારે સારો થાય

આ દલીલ તો વિચારવા જેવી પણ નથી લાગતી બુદ્ધિના વિકાસને અને ભાષાને જે સબધ હોય તો તે એટલો જ કે વિકાસની પાછળ ભાષા ખેંચાય છે; પહેના ભાષાસમૃદ્ધિ અને પછી બુદ્ધિવિકાસ એવુ તો કયાય હોય જ નહિં જેમ જેમ બુદ્ધિ ખીલતી જાય, તેમ તેમ ભાષા પણ ખીલતી જાય બુદ્ધિના વિકાસ માટે જીવન જવાબદાર ગણાય, પણ ભાષાઓ નહિં જીવન બદલાવો, જીવનની રહેણી, આચારવિચાર, લક્ષ્ય ઉદ્દેશો ઉન્નત કરો, સસ્કારી કરો, એટલે બુદ્ધિ પણ ઉન્નત અને સસ્કારી થશે, અને ભાષા પણ તેવી જ બનશે

દુનિયામા કોઈ પણ દેશે બુદ્ધિવિકાસ માટે અગ્રેજી ભાષા આવશ્યક ગણી છે? બેલ્જી યમ, હોલડ જેવા નાના દેશો પણ પોતપોતાની ભાષા દ્વારા બુદ્ધિ વિકસાવી શકે છે, તો પછી હિન્દને અગ્રેજી ભાષા આવશ્યક છે, એમ કહેનારની સમજશક્તિ માટે શુ કહેવુ?

૩. ત્રીજી દલીલ નવા જુસ્સા અને સ્વાતત્ર્યના વિચાર અગ્રેજી ભાષા વિના આપણા દેશમા દાખલ થઈ નહિં શકે, માટે અગ્રેજી દ્વારા જ શિક્ષણ અપાવુ જોઈએ તેવી છે આ દલીલનો જવાબ ઉપલી ચર્ચામા આવી ગયો જ છે વિચાર લાવવા કે કેળવવા એનો કાઈ ભાષાની પર જ આધાર રહેલો નથી નવો જુસ્સો અને સ્વાતત્ર્યના વિચાર કાઈ અમુક ભાષા જ આપે છે તેવુ નથી—તેને માટે જો કાઈ જવાબદાર હોય તો લોકોની રીતભાત, ધર્મના આચારવિચાર, રહેણીકરણી અને લોકોનુ સમગ્ર જીવન જવાબદાર છે—ભાષા તો માત્ર તે દર્શાવવાનુ સાધન છે હિન્દમા નવો જુસ્સો અને સ્વાતત્ર્યના વિચાર દાખલ કરનાર અગ્રેજી ભાષા નહિં, પણ અગ્રેજી લોકો સાથેનો પરિચય છે અલબત્ત, અગ્રેજી ભાષા જે પ્રમાણમા શીખાય તે પ્રમાણમા અગ્રેજોનો પરિચય વધે, એ વાત ખરી—અને અગ્રેજ લોકો, તેમનો પુસ્તકભડાર અને તેમના જીવન સાથે પરિચય વધારવા માટે અગ્રેજી ભાષાનો પરિચય અને અભ્યાસ બને તેટલા વધારવા જોઈએ તેની ના નથી—પરતુ જે ફળ અગ્રેજના પરિચયથી મળે છે તે ફળનુ કારણ અગ્રેજી ભાષાને—એકલી ભાષાને જ માની લેવુ, અને હિન્દભાષાના અભ્યાસથી નવો જુસ્સો અને સ્વાતત્ર્યના વિચાર આવે જ નહિં, એમ માની બેસવુ એ તો અવિચાર-ચલ્તા જ ગણવી જોઈએ

એકલી હિન્દભાષાના કોઈ અભ્યાસીયે નામ કાઢ્યુ નથી એમ કહેનારને જવાબ એટલો જ છે કે અગ્રેજીનુ જ્ઞાન નહિં ધરાવનારા ગમે તેવા વિદ્વાનને પણ હીણી નજરથી જ વધાવવાનો પ્રથા હિન્દમા ચાલુ થઈ ગયો છે તેનુ જ એ પરિણામ છે આપણે સસ્કૃતના ઘણા વિદ્વાન શાસ્ત્રીઓને જાણતા હોઈશુ, જે સસ્કૃતના જ્ઞાનમા ખરેખર નિષ્ણાત કહેવાય તેવા હશે, છતા પણ તેની કિમ્મત ઘણી જ થોડી આકવામા આવશે—મને યાદ છે કે અમારા હાઈસ્કૂલના શાસ્ત્રી સ્વ જીવનરામ મહીધર સસ્કૃતના જબરા પડિત હતા, છતા તેમને મળતા મહિને દહાડે રૂ ચાળીશ જ્યારે એક નવા જ આવેલા બી એ ને પોણોસો આપવામા આવ્યા હતા શ્રીયુત હાથીભાઈ શાસ્ત્રીના નામથી ગુજરાત સારી પેઠે જાણીતુ છે

કદાચ એમ કહેવામા આવશે કે પુરુષો સ્ત્રીઓને કેળવણી આપવાના મતની વિરૂદ્ધ નથી કન્યાશાળાઓ ને વિદ્યાલયો ખોલવાને તેઓ તૈયાર છે, પરતુ આ સઘળા પ્રયાસ ઉપરકીઆ જણાય છે અત કરણમા તેનો ઉંડી છાપ જણાએ નથી. હ યના ઉડા ખાણામા જોતા સ્ત્રીઓને કેળવણી આપવાના પુરુષોની ઇચ્છા છે જ નહિ તેઓ બ્હીએ છે, ગભરાએ છે ગાડરીઓ પ્રવાહ એમ કરે છે કે કેળવણી આપવી જોઈએ તેથી તેમને એમ કહેવુ પડે છે પણ જ્યારે તેમની પોતાની બ્હેનોને અને પુત્રીઓને કેળવણી આપવાનો પ્રસગ આવે છે ત્યારે તેઓ કોઈ પણ બ્હાને છટકવા માગે છે વળી જ્યા હજી કેળવણીની શરૂઆત થઈ નથી તે પહેલા તો તેમને બીક લાગે છે કે રખેને પોતાની સ્થિતિ ઉતરતી થઈ જાય ને રખેને તેઓ પ્રભુ મટી સેવક થઈ જાય કેળવણી આવારો, સ્ત્રીની સારાસારનો વિચાર કરવાની શક્તિ ખીલશે તો સ્ત્રીઓ પુરુષોની બરોબરી કરશે કદાચ વ્યવહારમા તેમને માન મળશે તો તેમનુ શુ થશે? એવા પ્રશ્નો તેમના મનમા ઉત્પન્ન થાય છે ખરૂ જોઈએ તો એમ છે કે તેમનામા અદેખાઈ જ છે બાકી જે માર્ગે પુરુષોની બુદ્ધિનો-આત્માનો વિકાસ થતો હોય તે માર્ગ અવલબવાને માટે શા માટે બધ રાખવો? આત્માનો વિકાસ કરવાની જરૂર તો સ્ત્રીપુરુષ બન્નેને તો સ્વતત્ર અધિકાર છે તેમા પુરુષો આડખીલીરૂપ શામાટે થાય છે? જે સાહિત્ય, વિજ્ઞાન તેઓના વિચાર વિશાળ કરે છે, તેમની ભાવનાને ઉન્નત બનાવે છે, ઉંચા આદર્શ શીખવે છે તે સાહિત્ય અને વિજ્ઞાનની પ્રસાદીથી સ્ત્રીઓના મનની અધોગતિ થશે એમ શા માટે ધારવુ? જો કાલિદાસ ભવભૂતિ, શેક્સ્પીઅર, બાયરન, એમર્સન વિગેરે મહાન સાહિત્યમરોના લખાણોથી તેમને લાભ થતો હોય તો તેનાથી સ્ત્રીઓને હાનિ થશે એમ શા માટે ધારવુ? દુનીઆના વ્યવહારમા, નોકરીને ધધામા, વેપારરોજગાર કરવામા, અને કુટુબની જ્વાબદારી ઉઠાવવામા આ શિક્ષણને લીધે પુરુષો અયોગ્ય નથી થતા તો તે સ્ત્રીઓને ઘરધધો કરવામા બાળક ઉછેરવામા કે પુરુષોને ઉની ઉની તાજી રસોઈ જમાડવામા તેવુ શિક્ષણ શા માટે આડ આવે? પુરુષોના મનનુ એ તો માત્ર સાકડાપણ જ બતાવે છે કદાપિ કોઈ દાખલા અપવાદરૂપ એવા બનશે કે જેમા કેળવણીનો દુરુપયોગ થતો જણાશે પણ તેના મૂળ કારણો બીજા ઘણા હશે તે તરફ પુરુષોની દૃષ્ટિ જતી નથી, પણ અપવાદને સામાન્ય રૂપ ગણીને જુદો આક્ષેપ મૂકવામા આવે છે, પુરુષવર્ગમા જ સ્ખલન થાય છે અજ્ઞાન સ્ત્રીઓ પોતાની ફરજમાં પછાત પડે છે ઘરને ગોરખાનુ બનાવી દે છે, પુરુષો પોતાના આદર્શોનો નાશ કરે છે તેનો વાત કહાવાની જરૂરને જ મળી આવશે પરતુ જો અપરિક્ષિત બાળાનુ એવુ દૃષ્ટાન્ત આવ્યુ તો તે ઝુડો હાથમા લઈને બધે મ્હાનાન્હાર થશે મ્હોટા મ્હોટા કેળવણી પ્રચારક હોય તે પણ અતરથી તો એમ જ ખાનીપૂરી માને છે કે શિક્ષણથી અને બુદ્ધિના વિકાસથી સ્ત્રીઓની અવનતિ થશે જો કે ઉઘાડી રીતે પોતાના આવા સકુચિત મત કબૂલ નહિ કરે, કેમ કે તેમ કર્યાથી તેમની પ્રતિષ્ઠા ઓછી થવાની બીક લાગે છે પરન્તુ જ્યા એવુ દૃષ્ટાન્ત હાથમા આવશે ત્યાં ઘણા જ રસથી તેની ચર્ચા કરશે, મજાક કરશે અને મનથી પોતાના

મતને ટેકો મળ્યો સમજી અતોષ માની બેસશે દીલગીરીની વાત એ છે કે જુવાન વર્ગમા આવો મત ધરાવનારા ઘણા છે માન ફેશનની ખાતર ' મોસાયટી'મા આબરૂ વધારવા માટે કદાપિ પોતાની પત્ની, બ્હેનને અગ્રેજી બોલતા કરતા શીખવશે, પરન્તુ બુદ્ધિના વિકાસ માટે, આત્માની ઉન્નતિ કરવા માટે, મનની વિશાળતા લાવવા માટે કેળવણી સ્ત્રી અને પુરુષ બન્નેને આપવી જ જોઈએ એ વિચારથી સ્ત્રીઓને શિક્ષણ આપવા તૈયાર થનાર અને તેને માટે કદાચ અગવડ વેઠવી પડે તો તે વેઠી લેનાર થોડા જ નીકળશે આ પ્રમાણે તદ્દન સ્પષ્ટ વાત સર્વને રુચિકર નહિ લાગે, પરન્તુ વાત સત્ય છે થોડા વખતપર ઘણા જાણીતા સ્ત્રીકેળવણીની હિમાયત કરનારા એક માસિકમા એટલી નમાલી કવિતા (જેને કવિતાનુ નામ આપવુ કે નહિ એ પણ સવાલ છે) આવી હતી કે તે વાચતા જ પુરુષ જાતની સ્વાર્થબુદ્ધિ કેટલી છે તેની ખાત્રી થઈ શકે આવી કવિતાના પ્રવેશથી માસિકની કીમ્મત હલકી થઈ જાય છે હજી કેળવણીના અકુર તો ફૂટ્યા નથી ત્યા આવા લખાણોથી કેટલુ નુકસાન થવા સભવ છે તેનો વિચાર લાવવો જોઈએ

"આફ્રિકા ને ઑસ્ટ્રેલિયાની ભુગોળના વિહારિણી, ઘરના બારી બારણે જાળા બાઝ્યા છે તે કહાડશો ક્યારે?"

"ભારતની આત્માને નચાવો છો, બળોતીઆ ધોશો ક્યારે?"

"૭૮ પ્રાસવિનાના કવિરાજાઓને ઝાટકો છો, સુપડામા દાળ ઝાટકશો ક્યારે? સરકારી બજેટ તપાસો છો, જરા ઘરનું બજેટ તપાસશો ક્યારે?" ઇત્યાદિ

વીસમી સદીના સ્વતત્રતા, સ્વમાન તથા સ્વરાજ્યની માગણી કરનાર ગુજરાતના યુવક વર્ગના આ વિચાર ખરેખર, તિરસ્કારને બદલે શોકને પાત્ર છે હજી શુ આપણી આ સ્થિતિ છે? સ્વીડનમા, યુરોપમા, ટર્કીમા, ઇગ્લંડમા સ્ત્રીઓ જ્યારે પુરુષની સાથે રહીને તેમના કાર્યમા સફળતા કરી આપવાને તૈયાર થઈ છે ત્યારે આપણે અહીં સ્વરાજ્ય માગનાર યુવકોના આટલા સાકડા મન, આટલા હલકા આદર્શ! અફસોસ! સતોષ માત્ર એટલો જ છે કે સ્ત્રીઓની ઉણપો તેમણે પોતે સમજવા માડી છે સ્ત્રીઓ જાત પ્રયત્ન કરશે અને પોતાનો ઉદ્ધાર કરીને પોતાના પ્રતિષ્ઠા પાછી મેળવશે અને પરિણામે તેમનો પ્રયાસ પુરુષોને પણ સત્ય લાગશે એટલે તેઓ તે કાર્યમા આપોઆપ મળશે

તેમને એમ પ્રતીતિ થશે કે જ્યારે સ્ત્રીઓ તેમના કાર્યમા ભાગ લેતી થશે, ત્યારે જ તેમનુ કાર્ય સફળ થશે, ત્યારે તે કાર્ય માટે તેમને તૈયાર કરશે, અને તેને માટે આપણા રાષ્ટ્રીય આદર્શને અનુકૂળ શિક્ષણ આપીને બુદ્ધિનો વિકાસ થવા દેશે

હવે આ કાર્ય સિદ્ધ કરવા માટે સરકાર તેમ, જ સમાજની મદદની જરૂર છે હાલમા પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ લેતી કન્યાઓનુ પ્રમાણ ઘણુ જ થોડુ છે, અને તેને માટે પ્રાથમિક શાળાઓની સખ્યામા જેમ બને તેમ વધારો કરવો જો તેમ કરતા ખર્ચ ઘણો વધી

પડતો હોય તો આઠ વર્ષ સુધી છોકરા અને છોકરીઓને બધું શિક્ષણ આપવું. બીજું છોકરીઓને માટે માધ્યમિક શાળાઓ ક્યાં છે? આજ તો ગુજરાતમાં સુરત, અમદાવાદ સિવાય એક પણ માધ્યમિક શિક્ષણ માટે શાળા નથી. અને જે છે તે પણ ખાનગી પ્રયાસથી ચાલે છે. વીમેન ટ્રેનીંગ કોલેજો અને ચાલતી એક હાઈસ્કુલ છે તેમાં ઇંગ્રેજી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ અપાય છે. તેથી આપણા લોક જોઈએ તેટલો એનો લાભ લઈ શકતા નથી. માટે આપણે સરકારની પાસે એટલી માગણી કરવી જોઈએ કે કન્યાઓમાં શિક્ષણ માટે જુદા જુદા ખાનગી પ્રયાસ થાય તેમાં પૈસાની મદદ કરવી. તેમાં રાષ્ટ્રીય પદ્ધતિથી એટલે પ્રજાને અનુકૂળ લાગતું શિક્ષણ અપાય તો તેમાં સરકારે વાંધો લેવો ન જોઈએ. અને જનસમાજે ખાનગી પ્રયાસે એવી શાળાઓ દરેક દરેક મોટા શહેરોમાં ખોલવી જોઈએ. અત્યારે જે લોક પોતાની છોકરીઓને શિક્ષણ નથી આપતા તેમાંના ઘણાનું કહેવું એમ છે અને તે વાજબી છે કે શિક્ષણ પદ્ધતિ આપણા સંસારને અનુકૂળ નથી. તો ખાનગી પ્રયાસે આપણને અનુકૂળ શિક્ષણ પદ્ધતિ ઘડી કહાડવાની કોઈ ના કહેતું નથી. તેમ કરીને શિક્ષણનો બહોળો પ્રચાર થવો જોઈએ. જેની ઇચ્છા ચાલતી પ્રથા પ્રમાણે શિક્ષણ આપવાની હોય તો તે પ્રમાણે આપે, પણ ગમે તે રીતે કન્યાઓના મન ખીલવવાનો ઉદ્દેશ રાખે એવી સંસ્થા હોય તેને ઉત્તેજન આપવું. માત્ર પૈસાનું ઉત્તેજન બસ નથી. તેમના કાર્યમાં ઉત્સાહ બતાવી તેમનામાં ભુલચુક હોય તો તે બતાવી પોતાની ઘેર બેઠી છોકરીઓને તેમાં મોકલીને ઉત્તેજન આપવું જોઈએ. પ્રજાજનોએ તેમાં સહાનુભૂતિ બતાવવી જોઈએ. નવી પદ્ધતિની સંસ્થા હોય તે શરૂઆતથી સંપૂર્ણ તો હોઈ શકે જ નહિ. તો તેમાં અનુભવી માણસો કે જેમને દેશનું હિત હૈયે હોય તેમણે તટસ્થ રહેવું ન જોઈએ. જાતિ અનુભવ કહી સંભળાવવો યોગ્ય નથી, પરંતુ પ્રત્યક્ષ દૃષ્ટાંતથી વાત સમજાવવી સહેલી પડે છે. નવી પદ્ધતિ પ્રમાણે મહિલા વિદ્યાલય અમદાવાદ ને સુરતમાં કહાડયા છે. અમદાવાદની મહિલા વિદ્યાલયની મુલાકાતે મુંબાઈ, નડીઆદ અને સુરતના સંખ્યાબંધ લોક આવી ગયા છે, અને કાંઈ કાંઈ સૂચના કરી ગયા છે. પરંતુ અમદાવાદના દેશહિતેચ્છુ લોકમાંથી કોઈ પણ ગૃહસ્થને વિદ્યાલય કે તેનો કાર્યક્રમ જોવાની ફુરસદ મળી નથી, કે તેને માટે કાંઈ પણ સગવડ કરી આપવાની હોંસ થઈ નથી. એટલો બધો એમનો સ્ત્રીકેળવણી માટે ઉત્સાહ છે. દેશહિતના કાર્ય કરવા માટે ઘણી વધારે ખંતની જરૂર છે. પરંતુ મ્હારા તો જાતિ અનુભવ પરથી કહું છું કે મહિલા વિદ્યાલયો મ્હોટાં મ્હોટાં શહેરોમાં સ્થાપીને, રફ્તે રફ્તે તેને આગળ વધારી મોટી પાઠશાળાઓ સ્થાપ્યાથી સ્ત્રીકેળવણીનો પ્રસાર ઘણી સારી રીતે થઈ શકશે અને એ જ એકનો સારો રસ્તો છે. સ્ત્રીકેળવણીની આ પદ્ધતિથી કેળવાએલી સ્ત્રીઓ પુરુષો કરતાં પછાત રહેશે એમ માનવું ભૂલ ભરેલું છે. કેળવણી એટલે કોઈ પણ રીતે ચારિત્ર્યની દૃઢતા આણી મનુષ્યત્વની ભાવના ઉન્નત કરી, ઉચ્ચ આદર્શ દેખાડીને સત્યને માર્ગે જીવનક્રમ ચલાવવાની શક્તિ પ્રાપ્ત કરવાની દૃષ્ટિમર્યાદા વિશાળ કરવી તે. સ્ત્રી અને પુરુષ બન્નેના શિક્ષણનું લક્ષ્ય આ જ છે. આજ અપાતી પુરુષોની કેળવણીમાં પણ ઘણે અંશે

આ લક્ષ્ય રહેતું નથી અમૂક ચીલે સરકારી પદ્ધતિ સ્થપાઈ ગઈ છે તે યોગ્ય જ છે એમ હાથ પગ જોડીને બેસી રહેવું વાજબી નથી જો તે પદ્ધતિ પુરૂષોના ચારિત્ર ઘડવાને યોગ્ય નથી, તો તે સ્ત્રીઓને માટે શી રીતે યોગ્ય કહેવાય? તેમ કરતા પુરૂષને જો સરકારી નોકરી કરવાની અપેક્ષા હોય તો ભલે તે તે ચીલે ચાલે, પણ સ્ત્રીઓને શા માટે એ રસ્તે દોરવી જોઈએ? તેને માટે જ નવી પદ્ધતિનો આરંભ થયો છે, અને તે આપણે સૌએ વધાવી લેવો જોઈએ માટે બંધુઓ, આ કાર્યમા મદદ કરવામા તમે શિથિલતા કરો નહિ, તમારા દેશની ઉન્નતિ માટે આ કાર્ય આગળ વધારો

પ્રાથમિક શાળાઓની સંખ્યામા વધારો કરવો, માધ્યમિક શાળાઓ નવી કાઢવી, અને તેને અંગે સ્ત્રીઓને માટે ટ્રેનીંગના વર્ગ ઉઘાડવા તે સાથે પરગામની જે છોકરીઓને અગવડ ન પડે માટે જરૂરીઆત પ્રમાણે બોર્ડીંગો કાઢવી એ સૌ જરૂરનું છે સારા પ્રતિષ્ઠિત કુટુંબોમા પૈસા લઈને બોર્ડર્સ રાખવાની પદ્ધતિ આપણા દેશમા દાખલ કરવાની ઘણી જરૂર છે સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાના આ ચાર માર્ગ વ્યવહારૂ જણાય છે

હવે આ કામ ઉપાડી લેનાર સ્ત્રીઓ મળવી જોઈએ આજકાલ આપણે જોઈએ છીએ તો સ્ત્રીઓમા કામ કરનાર પ્રતિષ્ઠિત સ્ત્રીઓની ખોટ પગલેને પગલે પડે છે પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ જો પહેલ કરશે તો જ બીજા બહાર પડી શકશે કારણ કે હાલમા આવા કામ કરનાર પેટ ભરવાને વાસ્તે કામમા જોડાય છે તેનું કામ કરનાર [illegible] નથી તેનું કારણ પણ આપણું રૂઢી બંધારણ છે બાપડી કેટલી વિધવા સ્ત્રીઓ અસહ્ય દુઃખ સહન કરીને જીવન પૂરું કરે છે! કુટુંબીઓના મ્હેણા સાંભળી ઓશીઆળો અવતાર ભોગવે છે? કેટલીક તો અનીતિમય જીવન ગાળે છે! આ દુઃખમાથી બચવાનો ઉપાય એક જ છે અને તે એ છે કે તેમના જીવન દેશના ઉપયોગમા એટલે માનવજાતિના ઉપયોગને માર્ગે વાળવા, કુટુંબનો વ્યવહાર સાચવવા ઉપરાંત જનસમાજને અંગે સ્ત્રીપુરૂષ બન્નેને બીજા અનેક કાર્ય કરવાના છે, અને તેથી તેને માટે ખંતથી કામ કરનાર સેવક સેવિકાઓની જરૂર તો છે જ સ્ત્રીઓએ ઘણા કામ ઉપાડી લેવાના છે કન્યાશાળાઓ માટે, સ્ત્રીવર્ગો માટે, શિક્ષકો, બોર્ડીંગ માટે, સુપ્રીન્ટેન્ડન્ટ, દર્દીઓ માટે પરિચારિકાઓ (નર્સો), સ્ત્રીદાક્તરો હાલતો આ બધા કામ કરનાર સ્ત્રીઓની જરૂર છે, આપણા દેશમા વિધવાઓની સંખ્યા લાખ ચોંકાવે એવી છે તેઓ પોતાના જીવન ઉપયોગી કરી શકતા નથી તેમને આ માર્ગ દોરવા જોઈએ, પણ તેમા એક બાબત ધ્યાનમા રાખવી જોઈએ આપણા દેશમા બાળલગ્નની દુષ્ટ રૂઢીનો પ્રચાર હોવાને લીધે હજારો બાળવિધવાઓ હોય છે તેમને જોર જુલમથી યતિ કરવી ન જોઈએ અથવા તેમને જો ગૃહસ્થાશ્રમ માંડવાની ઈચ્છા હોય તો તેમને તે માર્ગે જવા દેવી જોઈએ કોઈપણ રીતનું દબાણ કરવું જોઈએ નહિ કારણ કે ભવિષ્યનું જરાપણ ભાન ન હોય તે વખતે બાલિકાઓને પરણાવવામા આવે છે, અને પતિ એટલે શું એનું ભાનપણ ન હોય તે પહેલા પત્ની થાય છે ન્હાની બાળાઓ—વરસ ત્રિસની અંદરની એવી—હજારો વિધવાઓ

દેશમા છે રૂઢીનુ બધન એવુ સજ્જડ હોય છે કે રીગના રીગની રમતી બાળાની હરણી જેવી બાળાઓને જન્મપર્યંતનુ વૈધવ્યનુ દુખ વેઠવુ પડે છે જો બાળલગ્ન રહેશે તો બાળવિધવાઓ પણ રહેવાની જો તેમને ફરી ગૃહસ્થાશ્રમ માડવાની ઇચ્છા ન હોય તો, તેમની શક્તિનો બુદ્ધિનો ઉપયોગ કરવાનો તેમના માબાપોએ માર્ગ કરી આપવો જોઈએ એટલે પ્રસગ આવે જન સમાજની સેવા કરીને ઉપયોગી જીવન ગાળી શકે સ્ત્રી તરીકેનો તેમનો સ્નેહ દયા, કોમળતાનો ઉપયોગ બેનના હિતને માટે કરવો જોઈએ કેટલાક ધધા એવા છે કે પુરુષ કરતા સ્ત્રી જ તે સારી રીતે કરી શકે આપણા દેશમા સ્ત્રીડાક્તરોની ઘણી જરૂર છે, કારણકે પુરુષ ડાક્ત રોની પાસે રોગચિકિત્સા કરાવતા આપણી સ્ત્રીઓને શરમ આવે છે ને સ્ત્રીડાક્તરોની ખોટને લીધે હજારો બેનના જીવને હાનિ થાય છે પ્રસૂતિને માટે પણ શિક્ષિત દાયણો બધ્યાબધ જોઈએ દીએ અણઘડ દાયણોને લીધે પરિણામ બહુ નાશકારક થાય છે સ્ત્રીઓ અને બાળ કોના મરણપ્રમાણના આકડા આપણા ગાત્ર શિથિલ કરી દે એટલા મોટા હોય છે મ્હોટા ધનવાન કુટુબોમા તો ઠીક છે, પણ આવે પ્રસગે ગરીબ માતાઓને પેટે જન્મેલા બાળકોને જીદગીનો લાભ જવલ્લે જ મળે છે તેઓ અજ્ઞાન અને અસ્વચ્છતાનો ભોગ થાય છે જે મરણ ધનવાનને ઘેર રોકી શકાય અને ગરીબને ઘેર થાય તેને માટે જનસમાજ તેમને પાત્ર થાય છે એક જાતનુ એ ખૂન કહેવાય આટલા માટે આપણી વિધવાઓને સાયન્સ લાગ ણીવાળુ(?)ની જરૂર છે વળી આપણી છોકરીઓને શીખવવા માટે સ્ત્રીશિક્ષકોની જરૂર છે સ્ત્રીકેળવણીનો જેમને જરા પણ અનુભવ હોય છે તે જાણે છે કે સારી પ્રતિષ્ઠિત સ્ત્રીઓ આ કાર્ય ઉપાડી લેવાને તૈયાર હોતી નથી તેને લીધે કામ નિષ્ફળ જાય છે વિધવાઓના જીવ નમા કઈપણ આનદ કે ઉત્સાહ હોતો નથી તો તેમના જીવન આનદમય રસમય અને સ્નેહાળ બનાવવાને માટે તેમને શિક્ષક તરીકે તાલીમ આપવી જોઈએ જો તેમને ગૃહસ્થાશ્રમના સુખ માથી આનદ ન મળતો હોય તો તેમને માટે જ્ઞાનના દ્વાર ખુલ્લા મૂકો તેમને આનદ માનવા દેવો જોઈએ માતાના આનદનો અનુભવ તેમને ન થઈ શકે તો તેમને બીજાના બાળકોની માતા થઈને શિક્ષણ આપવાની છૂટ આપો જ્ઞાનનુ પિયૂષ તેમને પીવાડો અને તેમ કરીને તેમના શોકમગ્ન હૃદયમા પ્રકાશ લાવો તેમના નિરર્થક જીવનને ઉપયોગી કરો અને તેમ કર્યાથી જનસમાજને લાભ થશે એટલુ જ નહિ, પણ હજારો અને લાખો બાળાઓના જીવન રસમય કર્યાથી તેમનો આશીર્વાદ મેળવી શકશો વિધવાનુ જીવન એક મોટી કિંમતનુ છે તે વ્યર્થ ફેકી દેવાને માટે નથી ઉલટુ તેમનુ જીવન દેશને વધારે ઉપયોગી, કિંમતી, અને પૂજ નીય છે ભારતમાતાનુ તે પણ સતાન છે, અને તે માતાની સેવા તેમણે કરવાની છે આ ભાવના જાગ્રત કરીને વિધવાઓ માટે અને અનાથ સ્ત્રીઓ માટે આશ્રમો કરવાની જરૂર છે કેટલીક વિધવાઓ, તેમ જ નિરાશ થઈ ગએલી ને પતિએ તરછોડેલી સ્ત્રીઓ બીજી કેટલીક દેશસેવા કરવાને તત્પર થએલી ઘણી સ્ત્રીઓ આજ બ્હાર આવવાને તૈયાર છે, પણ તેમને દેશસેવાનો માર્ગ બતાવનાર ન મળવાથી મુગે મોઢે બેસી રહે છે આવી સ્ત્રીઓને માટે એક

એના આશ્રમની જરૂર છે કે જેમાં રહીને તેઓ સેવામાં કાર્ય કરી શકે, અને તે સબંધી શિક્ષણ પણ લઈ શકે પુનાના જે પ્રમાણે નિ:ષ્કામ કર્મ મઠ છે તે પ્રમાણે અહીં પણ સ્ત્રીઓ માટે એ મઠ કાઢવાની જરૂર જ છે, કારણકે જેમ જેમ નવી જાગૃતિ આપણા દેશમાં વધે છે તેમ તેમ પુરૂષો કરતાં સ્ત્રીસેવિકાની ઘણી ખોટ પડે છે તે ખોટ પૂરી પાડવાનું કામ આવા આશ્રમોદ્વારા થાય કોઈ પુરી ઉમરની સ્ત્રી કામ કરવાને તૈયાર થાય તેના કરતા આવી સસ્થા દ્વારા સપ્પ્રમાણ દેશસેવિકાઓ તૈયાર થાય તો તેથી દેશને થોડો લાભ ન થાય સ્વદેશપ્રેમની ભાવનાને ખીલવીને, સાદું સાત્વિક જીવન ગાળીને, નિ:સ્વાર્થ બુદ્ધિથી, પ્રભુપ્રીત્યર્થ, જનસમાજના લાભને ખાતર જે સન્નારીઓ જીવન નિવેદિત કરવાની વૃત્તિ થાય, તેની વૃત્તિનું પોષણ આવા આશ્રમમાં થાય તો કેટલા પ્રકારે પ્રગતિ થઈ આવો આશ્રમ કોઈ ચાર પ્રતિષ્ઠિત દેશહિતેચ્છુ સ્ત્રીઓ મળીને સ્થાપે તો દેશને અપૂર્વ લાભ થાય

ગુજરાતની સમાજને વિશેષ લગતા સુધારામાં ગણ્યા વિષયોનો આપણે ખાસ વિચાર કરવાનો છે ન્યાતના બંધન, પરદેશ ગમન, સાગનમ, જ્ઞાતિદવાનો રિવાજ અને લગ્ન પ્રસંગના ખર્ચ તે સબધી હવે જુદું થશે તેમાં વધુ વિવેચન થશે તો પણ થોડા વિચાર દર્શાવવા માગુ છુ

**જ્ઞાતિબંધન**—પ્રાચીન સમયના ચાર વર્ણમાથી આજે સ્થિતિ બદલાઈને અસખ્ય ભેદ થઈ ગયા છે ન્હાની ન્હાની નાતોમાં પેટાવિભાગ પડી ગયા છે, તેમાં વળી કેટલેક ઠેકાણે તો કઈક ફેરફાર દાખલ કરવા જતા જુદા જુદા તડ અને ગોળ પડ્યા છે હાલની સ્થિતિ જોતા આ ભેદો ક્યાં છેડો આવશે તે સમજાતું નથી પરંતુ એટલું તો નક્કી જ છે કે આ સ્થિતિ કાયમ રહે તો રાજકીય, ઔદ્યોગિક, ધાર્મિક અને નૈતિક પ્રગતિમાં ઘણો જ પ્રતિબંધ નડે અત્યજ લોકોને કાંઈ પણ સ્વત્વ ન હક આપવાની આપણે ના કહીએ ત્યારે આપણે રાજ્યકર્તા પાસે સમાજ હકની માગણી કેવી રીતે કરી શકીએ? ઔદ્યોગિક ખીલવણીમાં પણ ન્યાતના બંધનો નડે છે ના કરતા ન્યાતના બંધારણ હાલ એવા થયા છે કે તેમાં માન રોગ અને જુઠાણું રહ્યું છે લોકો પોતે સમજે છે કે અમુક ચાલ ખોટી છે, તેમાં કાંઈ અર્થ રહેલો નથી તે છતાં બીજાને દેખાડવા ખાતર ઢોંગ કરવો પડે છે વળી કાળને અનુસરીને કેટલાક લોક એવી સકડામણમાં આવી જાય છે કે ન્યાતના આચાર વિરૂદ્ધ કંઈ કામ કરવું પડે છે, પણ ન્યાતના દડના ભયથી ખુલ્લી રીતે તે કરી શકાતું નથી એ આચારો આપણે ન્યાતના રિવાજ પ્રમાણે પાળવા જ જોઈએ તે બધા આ જમાનામાં પાળી શકાય જ નહિ એવા છે અને જે લોકો પાળવાનો ઢોંગ કરે છે, અથવા અગવડ વેઠીને પાળે છે તે આગળ વધી શકતા નથી આવો ઢોંગ અને જુઠાણું સહન કરવું એ પણ એક જાતનું પાપ છે, અપ્રમાણિકતા છે જે જુઠાણું આપણે બીજા વ્યવહારમાં જરા પણ કરીએ નહિ, બીજા કરે તો તે ક્ષમા પણ કરીએ નહિ, તેવું જુઠાણું ન્યાતો આપણી પાસે કરાવે છે અને આપણે કરીએ છીએ, અને

પરદેશગમનનો પ્રશ્ન સંસારસુધારા પરિષદોમાં ચર્ચાઈ ગયો છે, અને ધીમે ધીમે તેનો માર્ગ સરળ થતો ગયો છે, એ સંતોષની વાત છે જેની પાસે પૈસા હોય છે, ધંધો હોય છે અને કાંઈક હિમ્મત હોય છે તે સમાજના બંધનને લીધે પરદેશ જતા અટકતા હોય એના દૃષ્ટાંત હવે થોડા મળી આવશે હજી તેમાં હિમ્મતનો અંશ વધારે આવવો જોઈએ આજ ચાલતી ભયંકર લડાઈ અને રાજકીય ચળવળને લીધે આ પ્રશ્નનો તોડ આપોઆપ થઈ જશે

બાળલગ્નની બદી આપણા પ્રાંતમાં ઘણી છે એ દીલગીરીની વાત છે જો કે મે ચાર ઉંચી ગણાતી કોમોમાં લગ્નની ઉમ્મર અનેક કારણોને લીધે કાંઈક વધી છે, પણ તે નહિ જેવી પ્રથમ જે છોકરીઓને બાર બાર વર્ષ પરણાવવામાં આવતી તેમને હવે વધારેમાં વધારે પંદર કે સોળ વર્ષે પરણાવવામાં આવે છે પણ આ નવી પદ્ધતિને લીધે લાભને બદલે ઉલટો ગેરલાભ થતો માલમ પડે છે કારણ કે છોકરીઓ પહેલાના કરતા નહેની ઉમ્મરે માતા થાય છે, અને વીસ વર્ષમાં તો તેમનું જીવન કચરાઈને નીરસ થઈ જાય છે વીસ બાવીસ વર્ષની ભરજુવાન સ્ત્રી અને પચીસ ત્રીસ વર્ષનો યુવાન જિંદગીના પૂર જુસ્સામાં હોવા જોઈએ, અને પોતાનું સર્વસ્વ બળ વાપરવાને શક્તિમાન હોવા જોઈએ તેને બદલે આપણી શી સ્થિતિ છે ? ચાર પાંચ છોકરાની ધાવણ ભરણપોષણ કરવાના વિચારમાં જુવાન જોડાના ઉંચા ઉંચા આદર્શ તરી જાય છે, શરીર નિર્માલ્ય થઈ જાય છે અને જીવનનો ઉત્સાહ ભાગી જાય છે એટલે જે લોકોપાસે જનસમાજ મહાન સેવાની આશા રાખે તેના બુદ્ધિમાન મનુષ્યો આ પ્રમાણે નિરૂપયોગી થઈ જાય છે આ સ્થિતિ એટલી સામાન્ય છે કે તેના દૃષ્ટાંત આપવાની જરૂર નથી આપણા કરતા દક્ષિણના લોકની સ્થિતિ વધારે સારી છે અને તેને પરિણામે જ આપણે જોઈએ છીએ કે દક્ષણી બાળાઓની નિશાળોમાં અને કૉલેજમાં જતી સંખ્યા વધારે છે નર્સો અને ડાકતરોએ તેમનામાં વધારે છે આપણા લોકમાં તો છેક જ મીંડુ છે બાળાઓના આરોગ્ય ક્ષીણ થઈ જાય છે તેમનાથી વિદ્યાભ્યાસ થઈ શકતો નથી, જનસમાજને ઉપયોગી થઈ શકાતુ નથી, ને નમાલી પ્રજા ઉત્પન્ન થાય છે આ સર્વ નુકશાન આપણા દેશની ઉન્નતિમાં બાધ કર્તા થઈ પડે છે આ વાત લક્ષમાં રાખીને ઉછરતા યુવકોએ એ બાબત હાથમાં લેવાની જરૂર છે તેમણે દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઈએ કે પચીસ વર્ષ સુધી તો બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ કરવો, અને ત્યાર પછી અઢાર વર્ષથી ન્હાની ઉમ્મરની છોકરીની સાથે લગ્ન, ગમે તે થાય તો પણ કરવું નહિ આ પ્રતિજ્ઞા મક્કમપણે ને દશ જણ પાળશે, અને વૃદ્ધ મામા, ભાઈબહેનને સમજાવી શકશે તો જ આપણે કાંઈક સુધરશે દરેક ન્યાતમાં પંદર વીસ જણ એના મળીને આ સત્યાગ્રહનું અવલમ્બન કરશે તો આપોઆપ રૂઢી બદલાશે. ચરોતરમાં પાટીદાર કોમના દેશહિતેચ્છુ છોકરાઓએ કેટલેક અંશે આ વ્રત ગ્રહણ કર્યું છે અને તેને લીધે સામાન્ય લોકમતમાં ફેરફાર થવા માંડ્યો છે એ પ્રત્યક્ષ પ્રમાણ છે

જીંદગી અને ઉદ્યોગ ૩ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

લગ્નસમ્બન્ધી બાબતમા બાળલગ્ન શિવાય, કન્યાવિક્રય, વરવિક્રય અસમાન વિવાહ એ પ્રશ્નોનો પણ વિચાર કરવાનો છે આટલા વર્ષથી આ બાબતની ચર્ચા થાય છે પણ જે કજીઆ નર્મદાશંકર અને નવલરામે વર્ણવ્યા છે તેમા ઝાઝો ફેર પડ્યો નથી આપણા લોકની એક પ્રકારની જડતા છે, તે આ પ્રવૃત્તિના યુગમા દૂર થવી જોઈએ આગળ વધો આગળ જાઓ, સત્ય લાગે તે માર્ગ બેધડક ગ્રહણ કરો એમા લાંબો ટૂંકો વિચાર કરવાનો નથી જમાનો કીડીને વેગે વધતો નથી, પણ પાણીને વેગે વધે છે તો તેની સાથે રહીને કમર કસીને પ્રયાણ કરશો તો જ ટકી રહેશો નહિ તો ડુબી જશો ' યાહોમ કરીને પડો ફતેહ છે આગે ' એ જ મુદ્રાલેખ રાખો

**રડવા કુટવાનો રિવાજ**—આ રિવાજનો પ્રશ્ન હજી સુધી આપણી પરિષદ્મા લાવવો પડે છે એ જ ઘણી શરમની વાત છે એમા માત્ર મનાઈનો સવાલ નથી, પરંતુ તે મનની નબળાઈ દેખાડી આપે છે કોઈ પણ તરેહની વિપત્તિ આવે તો તેનુ પ્રદર્શન કરીને જાહેર ખબર કરવી એમા મોટાઈ છે કે મનનો નિગ્રહ કરીને લાગણીને વશ કરવી એમા મોટાઈ છે ? જેમ જેમ લોકોના વિચાર સુધરતા જાય તેમ તેમનામા સયમશક્તિ ખીલતી જાય એ જ મોટાઈની નિશાની છે તેને બદલે આપણી સ્ત્રીઓ ઘાટા પાડીને, રાગ કહાડીને સરી આમ રસ્તે છાતી કૂટતી જાય એ શુ યોગ્ય છે ? હજારો વાર સાભળ્યુ હશે કે જૅપૅનમા ન્હાનુ બાળક પણ રડતુ સાભળવામા આવતુ નથી એ બતાવે છે કે ન્હાનપણથી જ તેમને લાગણીઓને વશ કરવાની ટેવ પાડવામા આવે છે, એટલે ધીમે ધીમે તે ટેવ મજબૂત થઈ જાય છે, અને બાળક સયમી થાય છે આપણી સ્ત્રીઓમા હજી એટલુ અજ્ઞાન છે કે જો પુરુષો આ બાબતમા દરકાર નહિ વાપરે તો આ દુષ્ટ રિવાજ હજી ચાલુ જ રહેશે છેક જ લજ્જારૂપ અને લાજરૂપ, મનની નબળાઈ દેખાડનાર આ રૂઢી છે માટે તે સત્વર બધ કરવી ઘટે છે દરેક જણ પોતાની પત્ની, બહેન વિગેરેને આ બદદાગ ન પળાવવા માટે દરકાર વાપરશે તો જ તેનો અંત આવશે

**લગ્નમરણના ખર્ચ**—લગ્ન અને મરણ બને પ્રસગે આપણા લોકો હજારો રૂપીઆનો ખર્ચ કરી નાખે છે ખોટી મોટાઈ દેખાડવાને વરઘોડા આતશબાજી, નાતવરા, અને અજ્ઞાન બ્રાહ્મણોને ભિક્ષા આપવામા પૈસા વેરી દે છે એક દિવસના આનદ માટે, ખોટી પ્રતિષ્ઠા મેળવવા ખાતર નકામો ખર્ચ થાય છે ચોથાની જમાડવામા, મરણના વરા કરવામા જે પૈસા જાય છે તેનો બીજો કેટલો સારો ઉપયોગ થઈ શકે ? એ પૈસો લોકની કેળવણીમા હુનર ઉદ્યોગના પ્રચારમા વપરાય તો દેશને કેટલો ફાયદો થાય ? કેટલીક ન્યાતોમા તો લગ્નમરણના પ્રસગના ખર્ચના ડર હોય છે તેથી ગરીબ લોકો દેવામાથી કદી ઉચા આવી શકતા નથી આ બાબતનો બદોબસ્ત ધનવાન લોકો કરી શકે એમ છે તેમને ઘરપ્રસગ આવે તે વખતે રિવાજ જો બધ કરે તો ગરીબ લોકોને સરળતા થાય આપણા દેશમા કેળવણી, વેપાર, અને ઉદ્યોગની ખીલવણી માટે ઘણા પૈસાની જરૂર છે તેને બદલે પૈસો આવી રીતે વપરાઈ જાય જે બીન ઉપયોગની બાબતમા નાણાની તગી પડે એ સૌ સમજે છે છતા હજી આપણા

લોકોમા એટલી જાહેર હિમ્મત આવી નથી કે અણસમજુ લોકોની નિન્દાની અવગણના કરીને પ્રચલિત ખોટી રૂઢીની વિરુદ્ધ વર્તન કરે દરેક કામમા હિમતની જરૂર છે

**સમાજસેવા**—સામાજીક સુધારણાનો પાયો વ્યક્તિગત સ્વતન્ત્રતા, સ્વાર્થત્યાગ અને સમાનતા, ન્યાય તથા સત્ય એ ભાવનાપર સ્થાપવો જોઈએ તે ઉપર બતાવ્યુ છે દરેક માણસે પોતાની શક્તિઓની ઉન્નતિ કરવાનુ સાધન હોવુ જોઈએ કોઈ પણ કારણસર તે ન હોય તો જનસમાજે તે કામ પોતાને શિર લેવુ જોઈએ એમા જ સહેરી તરીકેની ફરજનો સમાવેશ થાય છે અને તેમા સ્વાર્થત્યાગ વગર કામ થઈ શકતુ નથી નિ સ્વાર્થ બુદ્ધિની અન્દર બે અંશ રહેલા છે એક તો પરોપકારવૃત્તિ અને બીજુ બીજાઓ ઉપયોગી થવાની વૃત્તિ આ બે વૃત્તિને લીધે દરેક સાર્વજનિક ઉપયોગની હીલચાલ થાય છે આપણા દેશમા આ સાર્વલૌકિક હિતની ભાવનાનો ઉપયોગ જોઈએ તેવે માર્ગ થતો નથી જુના વખતમા બ્રાહ્મણો ઉંડા અભ્યાસ કરતા, અને સ્વાર્થત્યાગ કરીને પ્રજાને કેળવવામા વખત ગાળતા તેમને દાનદક્ષિણા અપાતી તેને ઠેકાણે આજે આપણે વિવેક વગર ગમે તેમ દાન આપીએ છીએ અત્યારે આપણે જોઈશુ તો એ જ અસલની બ્રાહ્મણવૃત્તિથી કામ કરનાર વ્યક્તિઓ છે અને સંસ્થાઓ પણ છે દૃષ્ટાન્ત તરીકે, ગુરુકુળ, હિન્દ સેવક સમાજ ઈત્યાદિ

સમાજસેવાનો ખરો ઉદ્દેશ એ છે કે ગરીબ ને અજ્ઞાન માણસો જે પોતાની જાતિમહેનતથી અક્કલથી પોતાની તેમ જ કુટુમ્બીઓની સ્થિતિ સુધારી શકે નહિ તેમને મદદ કરી આપવા તરીકે બીજાની અંદર કામ કરનાર મજૂરો પોતાનુ જ પેટ ભરવામા આખો વખત કહાડતા હોય તે પોતાના છોકરાઓની કેળવણીની બાબતમા શુ કરી શકે? વખત ક્યાથી લાવે? સમજણ ક્યાથી લાવે? મજૂરી મેળવવાની વાસ્તે પણ બહારની બીજા લોકોની મદદની જરૂર હોય છે તેઓ દેવામા એવા ગરકાવ થઈ ગએલા હોય છે કે તેમાથી છુટવાનો માર્ગ જોઈ શકતા જ નથી આરોગ્યનો ખ્યાલ તો તેમને હોય જ ક્યાથી? આવી સઘળી બાબતોમા મદદ કરવાને વાસ્તે આપણે જ વિચાર કરવાનો છે અને કાર્ય કરવાનુ છે માત્ર જીંદગીનુ ભરણપોષણ કરવુ એ મનુષ્ય જીવનમા ઘણી મહત્વની બાબત નથી પરન્તુ જે જિંદગીનુ પોષણ કરવામા આવે તેની શારીરિક, માનસિક, અને આધ્યાત્મિક ઉન્નતિ કરવાનો પ્રસંગ આપવો જોઈએ કીડી, માકણ ને વાંદરાના અનેક જીવ બચાવવામા કરોડો રૂપીઆ ખર્ચ થાય અને આપણા જ માનવ બન્ધુઓ અને બહેનો જેઓ તે પૈસા મેળવવામા મુખ્ય સાધનભૂત થયા હોય તેઓ અજ્ઞાન, અનારોગ્ય અને વ્યસનમા ગરકાવ થઈને દારિદ્ર વેઠતા હોય તો તે આપણે શરમાવવા જેવુ છે, ખરી સેવા તો આવા લોકોના દુ ખ ટાળવા એ જ છે

સાધુઓ, બાવાઓ, અને ફકીરોને ખવડાવવા, રાખવામા લાખો રૂપીઆ વેરાય છે એમા ધર્મનુ ધતીંગ રહેલુ છે આ રૂઢીને લીધે હજારો મનુષ્યોને આળસુ અને વ્યસની જીવન ગાળવામા આપણે ઉત્તેજન આપીએ છીએ અનાથ, અપંગ, વૃદ્ધને દાન આપવુ એ જૂદી વાત છે, પરન્તુ જેઓ હૃષ્ટપુષ્ટ હોય તેમને દાન કરવુ એ તો નકામુ છે ભીખ માગવાની રીતને લીધે

-એ વગમા માત્ર આળસ આ પુ છે અને માનવજાતિનુ અભિમાન તેમનામાથી જતુ રહ્યુ છે તો આવા લોકોને કામે લગાડી વિદ્યાનુ દાન આપીને તેમને જ લોકોપયોગી થતા શીખવવુ એ બહુ જરૂરનુ છે

યુરોપ જેવા દેશની અન્દર જે સસાર સુધારો કરાય છે, તેમા ગરીબ લોકોને "ફરાના ઘર, જીદગીના વીમા, વૃદ્ધ વયના પેન્શન, સુવાવડખાના બાળઉછેર ગરીબોને માટેના કાયદા વિગેરેનો સમાવેશ થાય છે "ટ્રેડ્ઝ-યૂનીઅન" આખા દેશમા ફેલાએના હોવાને લીધે મજૂર વગ પોતાના હક સાચવી શકે છે, અને માગણી કરી શકે છે, એવી સસ્થાઓ પણ આપણા દેશમા થવાની જરૂર છે, અને એ કામ સમાર સુધારામા કામ કરનારાઓને માથે જ હોવુ જોઈએ અમદાવાદમા ગયે વર્ષ ભરાએલી પરિષદ્મા મીલમજૂરના હિતને માટે ઠરાવ રજૂ કરવામા આવ્યો હતો, પરિષદ્મા ઉત્સાહથી કામ કરનારમા આ બાબત ઘણી ચર્ચાઈ હતી, અને એવો પણ વિચાર થયો હતો કે સમાજસેવાની જૂદી પરિષદ્ ભરાવવી તો આ બાબતનો વિચાર તમારી સબ્જેક્ટ્સ કમિટી કરશે એવી આશા છે

હવે હવે પ્રકારે આ સર્વ કાર્યનો લોકોમા પ્રચાર કરવો? આપણે પરિષદોમા ભાષણો કરીને ઠરાવો પસાર તો કરવાના છે જ પણ તે ઉપરાત ગામેગામ, ગામડે ગામડે ને ઘેરેઘેર ફરીને આ મત સમ્બન્ધી લોકમત કેળવવાની અને તે પ્રમાણે વ્યવહાર પળાવવાની જરૂર છે તે માટે હાલમા થાય છે તેના કરતા બહુ સગીન અને વ્યવસ્થાપૂર્વક કામ થવુ જોઈએ જે પ્રમાણે યુરોપમા "ટ્રેડ્ઝ્યૂનીઅનો" એ ઠેકઠેકાણે મડળો સ્થાપીને લોકોને તે બાબતની કેળવણી આપવાનુ શરુ કર્યું છે, અને દેશને ચારે છેડે ચળવળ કરી મુકી છે તે પ્રમાણે આપણા દેશમા આ વિષયમા જાગૃતિ આણવાની જરૂર છે

( ૧ ) આ કાર્ય પરિપૂર્ણ કરવા માટે અમદાવાદ જેવે માધ્યમિક સ્થળે એક ઑફીસ સ્થાપવી, અને તેમા ગામેગામની માહિતી એકઠી કરવી જોઈએ દરેક પ્રવૃત્તિના આકડા એકઠા કરવા જોઈએ દરેક કાર્ય જૂદી જૂદી કમિટીને સોપી દેવુ જોઈએ દષ્ટાત તરીકે સ્ત્રી કેળવણીની કમિટી, લગ્ન મરણના ખર્ચ સમ્બન્ધી કમિટી ઈત્યાદિ આ કમિટીના મેમ્બરોનુ કામ સરળ થવા માટે તે તે વિષય સમ્બન્ધી પુસ્તકોની લાયબ્રેરી રાખવી જોઈએ બીજા દેશોમા ચાલતા કામોની માહિતી આપનારા પુસ્તકો, રિપોર્ટ વર્તમાનપત્રો આપણા લોકોની પ્રગતિ સબધી સરકારી આકડાઓ એ સર્વ એકઠુ કરવુ જોઈએ

( ૨ ) રાજકીય સુધારાના કે બીજા સેવામડળો હોય તેમની પાસે સામાજીક સુધારાનુ કામ પણ ઉપાડી લેવડાવવુ કારણ કે એ બે કાર્ય સાથે સાથે સારી રીતે થઈ શકે

( ૩ ) ગામેગામ વચાવી શકાય એવા ચોપાનીઆ અને પત્રિકાઓ સહેલી ગુજરાતી ભાષામા લખાવીને તૈયાર કરાવવા અને ચોરાઓમા, મેળાઓમા, સભાઓમા, મ્યુનિસીપલ સ્કુલોમા વચાવવા નિશાળના માસ્તરો, ડેપ્યુટી ઇન્સપેક્ટરો, ગામડાના ડાક્તરો, પોસ્ટ માસ્તરોને આ કામ સોપાય તો તે લોકોને અઘરૂ નહિ પડે

( ૪ ) મ્હોટા શહેરોમા વચાવવા માટે ચોપાનીઆ, માસિકો તૈયાર કરાવવા અને ચાલતા માસિકોમા આ પ્રશ્નો સમ્બન્ધી લેખો લખાવવા

( ૫ ) વ્યાખ્યાનો કરાવવા

આવે તરેહથી કામનો વેગ વધારવો અને લોકોનો આ કાર્યમા ઉત્સાહ વધારવો ખાસ કરીને સ્ત્રીવર્ગમા તેનો પ્રચાર વધાર કરવો કારણ કે એક વાર સ્ત્રીઓના મન ઉપર સચોટ છાપ ચોટશે તો પછી તે કાર્યની ફત્તેહ જ સમજવી સ્ત્રીઓને આ કામથી વિમુખ રાખી છે તેને જ લીધે પુરૂષો આગળ વધી શક્યા નથી કારણ કે પરિષદોમા જઈને ગમે તેટલા ઠરાવો પસાર કરી ને તેઓ આવ્યા હોય, પણ ઘર આગળ જઈને જોઈશુ તો બૈરાઓ અભણ બ્રાહ્મણોને જમાડવાની, બારમા તેરમાના વરા કરવાની, અને બાર મહિનાના બાળકને વર ઘોડે ચઢાવાની વાતો કરતી હશે, માટે સ્ત્રીઓ આ બાબતમા ભાગ લેતી થશે તો જ કાર્ય સફળ થશે જ્યારથી સસાર સુધારાના પ્રશ્નોની ચર્ચા થવા માડી છે ત્યારથી તેની પદ્ધતિનો માર્ગ એક રીતે ભૂલ ભરેલો લેવાયો છે, અને તેને જ પરિણામે સતોષકારક પરિણામ આવ્યુ નથી

શરૂઆતમા જે લોકોએ આ કાર્ય આરભ્યુ તે લોકો પ્રજાવર્ગમા જેઈએ તેટલુ ભળ્યા નહિ ઉચે આસને અથવા અલગ બેસીને તેમણે શીખામણ આપવા માડી સ્વાભાવિક રીતે આ માર્ગ પ્રજાસમૂહને પસદ પડ્યો નહિ કોઈપણ કાર્ય સફળ ક્યારે થાય કે હુંપદને મમતા અભિમાન મૂકીને જનસમાજના સ્વભાવ સાથે મળી જઈ એકતા બતાવીએ ત્યારે અને જો પ્રેમ અને એકતાની લાગણીથી લોકોની મુશ્કેલીઓ દૂર કરવાના પ્રયત્નો થાય તો કાર્યસાધનને પરિણામે તેનો બોજ ઉપાડી લેવાને લોકો તૈયાર રહે છે, અને તેની અસર ઘણી જ પ્રબળ થાય છે શરૂઆતના સુધારકો લોકોના મન મેળવી શક્યા નહિ તેનુ કારણ એક તો આ ભિન્નભાવ

અમે તો સુધારક છીએ ને બીજા કરતા ઉચી પક્તિના છીએ અને તે સિવાયનો બીજો અવો વર્ગ તુચ્છ છે એ ભાવના નષ્ટ થવી જોઈએ સામાન્ય લોકોનો મત કેળવવાનો છે સત્ય માર્ગના લાભ લોકોને સમજાવવાના છે તો તે પ્રમાણે વર્તન કરીને, તેને માટે દુઃખ વેઠીને, સ્વાર્થનો ત્યાગ કરીને લોકોમા એકમેક થઈને, તેનારુપ થઈને તેના પ્રતિ સ્નેહભાવ દર્શાવીને કામ લેવાનુ છે જેટલુ કામ નમ્રતા અને સાલસપણાથી થઈ શકે છે તેટલુ અહમ્પણે થઈ શકતુ નથી બીજુ, જૂના વિચારો વળગી રહેવામા ઘણાનો સ્વાર્થ સમાએલો છે ખાસ કરીને બ્રાહ્મણ વગનો, ન્યાતના પટેલો ઇત્યાદિનો અને તેથી જો તેમના મત વિરૂદ્ધ વર્તન કરવામા આવે તો તે લોકો સામા થવાની અને તેમનો રોષ શિક્ષા વિગેરેને સહન કરવાની અગ્રેસરે એ હિમત રાખવી જોઈએ કોઈ પણ વિષયમા જે પહેલ કરશે તેને તો દુ ખ ખમવુ જ પડશે પણ તે દુ ખ ખમ્યાને લીધે સમસ્ત પ્રજાને

લાભ થવાનો સભવ હોય તો તે દુ ખ ખમવામા પાછી પ્હાની કરવી નહિ  સત્ય અને ન્યાયની ખાતર દુ ખ ખમવુ પડે તો તે હિંમતથી ખમવુ પણ કાયર થઈને મનની નબળાઈ બતાવવી નહીં આ પ્રકારના સ્વાર્થત્યાગની અસર લોકો ઉપર ઘણી થશે  કદાચ શરૂઆતમા તેની સાથે રહેનાર તો લોકની સખ્યા ઝાઝી ન નીકળે  પરતુ રફતે રફતે તેના કાર્યની અસર થઈને રૂઢીના બધન ઢીલા થવાના જ

સુધારાની યોજના જે જે કરવામા આવી હોય તે વ્યવહારમા મૂકવી જોઈએ  માત્ર બોલીને બેસી રહેવુ ન જોઈએ  આ ઉપરાત વર્ષમા એકાદ બે વાર મળીને સહુ સહુના અનુભવની માહિતી આપવી ને કોઈ મુશ્કેલી નડતી હોય તો તે જાહેર કરવી અને આપણા કરતા મોટા વડીલો અને અનુભવીઓના અનુભવનો લાભ લેવો

કાળને સ્થિતિના ફેરફાર પ્રમાણે દરેક વસ્તુના ફેરફાર થવો જોઈએ  અને કેટલાક ફેરફાર તો જાતિ પ્રયત્ન કરીને કરવા જોઈએ  રૂઢીના બધનો એટલા મજબૂત હોય છે કે તે ફેરવવા ઘણો મુશ્કેલ પડે  પરતુ મનુષ્યનુ મન કબૂલ કરે છે કે એ બધનો વાજબી નથી, ન્યાય અને સ્વતત્રતાની લાગણી આગળ તે ટકાવી રાખવા જેવા છે,  તો તેવે વખતે મનોબળ વાપરીને  તેવા બધનો તોડવા એ જ રસ્તો છે અને તેમા વ્યાવહારિક હિતનુ નુકસાન થતુ હોય તો સ્વાર્થનો વિચાર કરવો નહિ, પરતુ તે વખતે સામા પક્ષ તરફ ગુસ્સો કે તિરસ્કારની લાગણી ન રાખવી કે વિરોધ બનાવવો નહિ, તેમ કર્યાથી આપણુ કાર્ય સરે નહિ અને ઉલટી લાગણી ઉશ્કેરાય  કદાચ એમ પણ બને કે આ પ્રમાણે મનુષ્ય પોતાની બુદ્ધિ, શક્તિ  અને મનોબળને આધારે કાર્ય કરશે તો તેમા ગફલતો થશે તેવી ભુલ, ગફલતોથી ડરી ન જવુ  કારણ કે ભુલો થઈ થઈને પણ છેવટ સત્ય તો સત્ય જ  રહેશે  અને  તેનો જય થશે  સહનશીલતા રાખીને સત્યને પકડી રહેવુ એ જ સત્યાગ્રહની લગન છે અને તેનુ બળ ઈશ્વરી છે

સન્નારીઓ ! અને સદ્‌ગૃહસ્થો ! મ્હે આપ સહુનો ઘણો વખત લીધો છે  પણ તમ્હે શાત ચિત્તે આટલો વખત આપી  સાભળ્યુ  છે તેથી  આપ સહુનો ઉપકાર માનુ છુ આમા એક સુધારાનુ લક્ષ્યબિન્દુ કહ્યુ હોતુ જોઈએ અને તેને કેવી રીતે વ્યવહારમા મૂકવુ જોઈએ એ સબધી મ્હારા થોડા વિચાર આપની સમક્ષ મૂક્યા છે કોઈપણ રીતે આપણી સમાજસ્થિતિ શુધારવી તો જોઈએ જ, નહિ તો જગતની પ્રગતિમા  આપણે પછાત  રહી જઈ શુ ન્યાય અને સ્વમાન અને સ્વાર્થત્યાગની વૃત્તિથી કામ કરીશુ  તો આપણુ પ્રયાણ સફળ થશે જ સત્યને દૃઢતાથી વળગી રહીશુ અને તેને માટે જરૂર પડે આત્મભોગ કરવા તૈયાર રહીશુ તો અતે આપણો વિજય જ છે

---

# વિજ્ઞાનમન્દિર.

લેખક—પ્રૉ કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ એ

## ૧. સર જગદીશચન્દ્ર બોસ અને મુબાઈની સખાવત.

સર જગદીશચન્દ્ર બોસની નવી શોધખોળની સસ્થા સબન્ધી ગત અકમા અમે કેટલુક વિવેચન કર્યું છે તે પછીથી મુબાઈના નામીચા મિલમાલેક શેઠ મૂળરાજ ખટાઉએ નવા બે લાખ રૂપિયાની ઉમદા સખાવત એ સસ્થાને કર્યાના સમાચાર મળ્યા છે ભાટીઆ કામના શ્રીમતો તથા મુબાઈના મિલમાલેકો હજી ઘણુ વધારે આપી શકે એમ છે, તો પણ અમારી ખાત્રી છે કે આ ઉદાર દાન મૂળરાજ શેઠની વિજ્ઞાનની કદરનુ ઘણુ સારુ પ્રતિબિમ્બ છે, એટલુ જ નહિ પણ ત્હેમને તથા મુબાઈને શોભા આપનારૂ છે હિન્દુસ્થાનનો ધનાઢ્ય વર્ગ વિજ્ઞાનની તેમ જ સર જગદીશચન્દ્રની મહત્તાની કીમત સમજતો થયો છે તે સાબીત કરવાને, તા ૩૦ મી નવેમ્બરે જ્યારે સર જગદીશચન્દ્ર આ સસ્થા હિન્દની પ્રજાને અર્પણ કરે તે વખત સુધીમા, એમને જોઈતા પદરે લાખ રૂપિયા એમને મળી ચૂક્યા છે એમ પણ જાહેર થાય એ બહુ ઇષ્ટ છે

## ૨. જાપાનમા શોધખોળ.

જાપાનના રાજનગર ટોકીઓમા એક મ્હોટી, વિજ્ઞાન તથા ઉદ્યોગ વિષે શોધખોળ ચલાવનારી પ્રયોગશાળા થોડા સમયમા સ્થપાવાની છે, એમ "નેચર" પત્રમાથી માલમ પડે છે કુલ ૭૫ લાખ રૂપિયા એને માટે તૈયાર થયા છે, આમાથી સરકાર પોતે દર વર્ષે ત્રણ લાખ કરીને દશ વર્ષમા ૩૦ લાખ રૂપિયા આપશે અર્વાચીન કાળમા વિજ્ઞાનની શોધખોળની કેટલી આવશ્યકતા છે એની કદર જાપાન બહુ જ સારી રીતે સમજ્યુ છે આપણા બજારોમા ને આપણા ઘરોમા હવે જાપાની ચીજો ભરાવા લાગી છે, તે આપણે જાણીએ છીએ આ પ્રસગે જાપાનને જે અસાધારણ નફો થયો છે, ત્હેનો આ ઘણો જ સારો ઉપયોગ છે આપણા દેશના વ્યાપારીઓની તથા કાર્યકર્તાઓની આખ ક્યારે ઉઘડશે?

## ૩. પાચમી હિન્દી વિજ્ઞાનપરિષદ્.

હિન્દી વિજ્ઞાનપરિષદ્નો વૃત્તાન્ત "સમાલોચક"ના પાછલા અકોમા અમે આપ્યો છે, એની ઉત્પત્તિનો તથા પહેલી ત્રણ બેઠકોનો વૃત્તાન્ત સન ૧૯૧૬ ના એપ્રિલ માસના અકમા, અને ચોથી બેઠકનો વૃત્તાન્ત સન ૧૯૧૭ ના એપ્રિલના અકમા પ્રગટ થયેલ છે આ સસ્થાની પાચમી બેઠક સન ૧૯૧૮ ના જાન્યુઆરીની ૯ થી ૧૨ તારીખોની વચ્ચે લાહોરમા ભરાશે સમસ્ત પરિષદ્નુ પ્રમુખપદ ડૉ ગિલ્બર્ટ ટી વૉકર, એફ આર એસ, જેઓ હિન્દની વાયુ-અવલોકનશાળાઓના ડાઇરેક્ટર-જનરલ છે, તેઓ લેશે જુદા જુદા વિભાગોમા નીચે પ્રમાણે વ્યવસ્થા થશે કૃષિવિભાગમા ડૉ કોલમેન, ગણિત તથા ભૌતિકશાસ્ત્રના વિભાગમા અલિગઢવાળા ડૉ વલી મહમદ, રસાયણશાસ્ત્રના વિભાગમા બેંગલોરના તાતા ઇન્સ્ટિટ્યુટવાળા

સ્થાનોએ તે ભીકારી છે જે કોઈ માતાનુ ચરિત્ર સારૂ તથા જાણીતું હોય, પરન્તુ જે પોતાના બાળકોને યોગ્ય રીતે નિર્વાહ કરવા, ખવરાવવા, પીવરાવવા ને ગૃહજીવનમા ઉછેરવા-અશક્ત હોય ત્હેને ચોથુ નાનુ બાળક થાય ત્યા સુધી સસ્થાન તરફથી પેન્શન મળે છે આ પેન્શન-નની રકમ સામાન્ય કરમાથી સસ્થાન નક્કી કરે છે, અને સસ્થાનના સામાન્ય નોકરોની હારમા જ આ માતાઓ મૂકાય છે તથા પ્રતિમાસે એમને પગાર મળે છે આ પૈસાનો સદુપયોગ કરવા તે અશક્ત જણાય તો તે પેન્શન બન્ધ થાય છે, પરન્તુ આવા દાખલાઓ ભાગ્યે જ મળે છે આ કાયદો ફક્ત માતાઓને જ નહિ પરન્તુ આના પ્રકારે કામ કરનાર વાલી થનાર કોઈ પણ સ્ત્રીને મળી શકે છે, અને આ પ્રમાણે ૩૦ સસ્થાનોના લગભગ પોણા ભાગના નિરાધાર બાળકો ગૃહનુ સુખ ભોગવતા થયા છે પૈસાનો વ્યય બરોબર થાય છે કે નહિ, અને બાળકોની સભાળ બરોબર રખાય છે કે નહિ, તે જોવા સસ્થાન નિરીક્ષક નિમે છે આ બધુ છતા એમ કહેવાય છે કે અનાથાશ્રમો વગેરે સસ્થાઓથી પ્રજાના દ્રવ્યનો જેટલો વ્યય થાય છે તે કરતા આમા ઘણો જ ઓછો થાય છે સાર્વજનિક સસ્થાઓમા બાળકદીઠ જેટલુ ખર્ચ આવે છે ત્હેનો ત્રીજો ભાગ જ આ પદ્ધતિથી થાય છે।

આપણા દેશના સામાજિક વિચારકો તથા કાયદાઓ આપણા મ્યુનિસિપલ તથા રાજ્યવહીવટ કરનારાઓ, આ પ્રયોગનુ અવલોકન કરી દેશના નિરાધાર બાળકોનો ઓછો વ્યયે તથા વધારે સમર્થ રીતિએ ઉદ્ધાર કરવા ક્યારે પ્રયત્ન કરશે? હિન્દના પ્રાન્તે પ્રાન્તમા હવે 'સમાજ સેવા'ના મડળો સ્થપાયા છે તેઓ પ્રજા તથા રાજાના મન ઉપર, બાળકોના પોષણનો ધર્મ તથા સુવ્યવસ્થાની આવશ્યકતા, બરોબર ઠસાવશે કે?

આગ્રા,
તા ૧૮, નવેમ્બર, ૧૯૧૭

શ્રી ખડ્ગ ... ચિતોડની પુત પ્રામિ ૨ ૧-૧૨-• એન એમ ત્રિપાઠી એન્ડ કંપની,મુંબાઈ

# હિન્દુસ્તાનના પ્રાચીન ઈતિહાસનાં સાધનો.

લેખક —રા. હુમમનલાલ હુલ્લિાલ દુન.

( અનુસંધાન પૃષ્ઠ ૫૮૭ થી )

પ્રાચીન શિલાલેખ અને તામ્રપટ, આપણા પ્રાચીન ઈતિહાસને માટે ઘણા જ ઉપયોગી છે કેમ તેનાથી મૌર્ય શાતકર્ણી ( આન્ધ્રભૃત્ય ), શક, ક્ષત્રપ, કુશન (તુર્ક), આભીર, ગુપ્ત, પલ્લવ, હૂણ યૌધેય, વૈશ, ત્રિકૂટક મૌખરી, મૈત્રક ગોહિલ, સોલંકી, પડિહાર, પરમાર, ચોહાણ ગૌડ, કચ્છવાહ, તવર કલચુરિ ( હૈહયવંશી ) ચંદેલ યાદવ, ગુર્જર, પાલ, સેન ... મ, સિંદ, સૈંદ્ર, ... કતીય, નાગ, નિકુંભ, ગંગ, બાણ ચોલ આદિ કેટલાક રાજવંશોની વાસ્તવિક ખરી હકીકત તેમની વંશાવળીઓ તથા અનેક રાજાઓના રાજ્યાભિષેક તથા દેહાન્તની ઠીક સંવત મળે છે એટલુ જ નહિ પણ અનેક વિદ્વાન ધર્માચાર્ય ધનાઢ્ય, દાની, વીર વિગેરે પ્રસિદ્ધ પુરૂષોના નામ તથા તેમનો નક્કી સમય વિગેરેની પણ ખબર મળે છે અને અનેક પ્રાચીન નગરોના નામ તથા તેમના પ્રાચીન વિગેરેનો નિર્ણય થાય છે અને બીજી કેટલીક અગત્યની વાતો પણ જાણી શકાય છે

પથ્થર અને તાંબાના પતરા શિવાય લોઢાના સ્તંભો પર પણ કેટલાક લેખો કોતરેલા મળે છે જેમા મુખ્ય દિલ્હીના પ્રસિદ્ધ કુતુબમિનારની પાસે ઉભો કરેલો લોઢાના સ્તંભ ઉપર કોતરેલો ગુપ્તવંશના પ્રતાપી રાજા ચંદ્ર (ચંદ્રગુપ્ત બીજો) નો લેખ છે એમા એ રાજાના બંગાળથી બલુચિસ્તાન સુધીના વિજયનો ઉલ્લેખ છે

શિલાલેખ અને તામ્રપત્રો અનેક પુસ્તકોમા છપાયેલા છે, જેમાથી મુખ્ય નીચે લખેલા છે

એપિગ્રાફિકા ઈન્ડિકા પુસ્તક ૯, સાઉથ ઈન્ડિઅન ઈન્સ્ક્રિપ્શન્સ પુસ્તક ૩, એપિગ્રાફિકા કર્ણાટિકા પુસ્તક ૧૨, ઈંડિઅન ઍન્ટિક્વેરી, ડૉ બર્જેસ અને નટેશ શાસ્ત્રી સંપાદિત તામિલ એન્ડ સંસ્કૃત ઈન્સ્ક્રિપ્શન્સ ડૉ ફ્લીટ સંપાદિત ગુપ્ત ઈન્સ્ક્રિપ્શન્સ, જનરલ કનિંગહામ સંપાદિત અશોક ઈન્સ્ક્રિપ્શન્સ, એશિઆટિક સોસાઈટી ઑફ બેન્ગોલ અને રૉયલ ઍશિઆટિક સોસાઈટી ઑફ બેન્ગોલ અને મુંબાઈના જર્નલ, વિએના ઓરિઅન્ટલ જર્નલ, એશિઆટિક, અમેરિકન ઓરિઅન્ટલ સોસાઈટીનુ જર્નલ, એશિઆટિક રિસર્ચીઝ, ભાવનગર ઈન્સ્ક્રિપ્શન્સ ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ (૧ મ ભાગ, વિજયશંકર ગૌરીશંકર ઓઝા સંપાદિત), જનરલ કનિંગહામ સંપાદિત આર્કિઓલૉજીકલ સર્વેના રિપોર્ટનુ પુસ્તક ૨૩ મુ, ડૉ બર્જેસ સંપાદિત આર્કિઓલૉજીકલ સર્વેના રિપોર્ટનુ પુસ્તક ૫ મુ, આર્કિઓલૉજીકલ સર્વેના રિપોર્ટ (પુસ્તક ? સને ૧૯૦૨-૩ અને ૧૯૦૩-૪ ના), ડૉ બર્જેસ અને ફ્લીટ સંપાદિત પાલી સંસ્કૃત એન્ડ ઓલ્ડ કાનડી ઈન્સ્ક્રિપ્શન્સ, ડૉ ફ્લીટ અને હરિ

વામન નિમયે સપાદિત ટ્રાન્સ્લેશન્સ ઑફ ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ બેલગામ એન્ડ કલાદગી ડિસ્ટ્રિક્ટ્સ, પંડિત ભગવાનલાલ ઇંદ્રજી અને ડૉ બર્જેસ સપાદિત ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ ધી કેવ ટેમ્પલ્સ ઑફ વેસ્ટર્ન ઇન્ડિઆ અને આર્કિઓલોજીકલ સર્વેના પ્રોગ્રેસ રિપોર્ટો વિગેરે

## ( ઘ ) પ્રાચીન સિક્કા, મુદ્રા અને શિલ્પ

( અ ) પ્રાચીન સિક્કા—હિન્દુસ્તાનમા ચાલતા સોના, ચાંદી અને તાંબાના હજારો સિક્કાઓ મળી ચુક્યા છે અને વખત વખત પર હજી પણ મળ્યા જાય છે આ સિક્કા પણ આપણા ઇતિહાસમા ઘણી ઉપયોગી મદદ કરે છે ઇ સ પૂર્વેની ચોથી શતાબ્દીની પ્હેલા, આખા હિન્દુસ્તાનમા ચાલતા સિક્કાઓ ઉપર ( જે ચતુરસ્ર અને ગોળ બે પ્રકારના હોત, તેમા ) રાજાઓના નામ ન્હોતા રહેતા પણ સૂર્ય, ચન્દ્ર, ધનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ, સ્તૂપ, તારા વિગેરે અનેક જુદી જુદી જાતના ચિન્હોની છાપ મારવામા આવતી હતી એવા સિક્કા પ્રાચીન ઇતિહાસમા કંઈપણ મદદ નથી કરી શકતા સિકન્દરની ચઢાઈની પછી અને ખાસ કરીને બાકટ્રિયાના ગ્રીકોનુ રાજ્ય કાબુલ, પંજાબ, વિગેરે ઉપર થયા તે વખતથી આપણા સિક્કાઓમા ઘણા ઘણા સુધારા થયા હતા અને ગ્રીકોના સિક્કાઓના અનુકરણમા તેના ઉપર રાજાઓના નામ આદિ લખવા લાગ્યા હતા આ દેશમા સુન્દરતાની સાથે બનેલા સિક્કા પ્હેલવ્હેલા બાકટ્રિયાના ગ્રીક રાજાઓએ ચલાવ્યા હતા જેની એક બાજુ પ્રાચીન ગ્રીક લિપિમા, ગ્રીક ભાષાનો લેખ ( જેમા રાજાનુ નામ તથા ખિતાબ હોતા ) અને બીજી બાજુ ખરોષ્ટી ( ગાંધાર ) લિપિમા ( જે ફારસીની માફક જમણી બાજુથી વચાય છે તેમા ) બહુધા એ જ આશયનો, સંસ્કૃત મિશ્રિત પ્રાકૃત ભાષાનો લેખ મળે છે[1] ગ્રીક લોકો પછી શકોએ પણ આ દેશ ઉપર પોતાનુ આધિપત્ય જમાવ્યુ હતુ એમના સિક્કાઓ[2] પણ ગ્રીકોના સિક્કાઓની શૈલીના જ બનતા હતા આની જ જાતના કુશન વંશીઓના સિક્કાઓ પણ બન્યા હતા, પરતુ તેમની પછીના સિક્કાઓમા બન્ને બાજુએ ગ્રીક લિપિના જ લેખ છે પશ્ચિમના ક્ષત્રિયોના સિક્કાઓ[3] ઉપર એક બાજુ પ્રાચીન દેવનાગરી લિપિનો અને બીજી બાજુ ગ્રીક લિપિનો લેખ

૧ આ સિક્કા પરના લેખ બન્ને બાજુએ લગભગ કિનારીની પાસે હોય છે વચમા એક તરફ રાજાની ડોકા સુધીની છબી અથવા બીજુ કંઈ ચિહ્ન હોય છે અને બીજી બાજુ કોઈ દેવી દેવતા અથવા જનાવર વિગેરેની છબી હોય છે

૨ શકોના સિક્કાઓ ગ્રીકોના સિક્કાઓ જેવા સુંદર નથી તેમા ધીમે ધીમે બેડોળતા આવતી ચાલી.

૩ પશ્ચિમના ક્ષત્રિયોના સિક્કાઓ ઉપર એક બાજુ રાજાનુ માથુ તથા સંવતના અંક અને બીજી બાજુ વચ્ચે ચૈત્યનુ ચિહ્ન તથા કિનારી આગળ પ્રાચીન દેવનાગરી લિપિનો લેખ હોય છે જેમા રાજાનુ નામ તથા તેના પિતાનુ નામ અને તેના ખિતાબોનો ઉલ્લેખ મળે છે એટલે સિક્કાને આધારે ક્ષત્રપોનો સમય તથા રાજક્રમ નિશ્ચિત થાય છે

એટલા માટે, આ ન્હાના સરખા લેખમા, દમા તેહેની ઉપયોગિતા પ્રદર્શ કરવા સિવાય, તે વિષે કાંઈપણ વિશેષ લખવુ અનાવશ્યક છે આપણે ત્યાંના પ્રાચીન સિક્કાઓનો વૃત્તાન્ત અને તેમના ચિત્ર ઘણાએક પુસ્તકોમા છપાયેલા છે, જેમાં મુખ્ય નીચે લખેલા છે

એચ એચ વિલ્સન રચિત 'આરિયાના એન્ટિકા,' જેમ્સ પ્રિન્સેપ સાહેબનુ 'એસેઝ ઑન એન્ટિક્વિટીઝ (પુસ્તક-૨, ઍડવર્ડ ટૉમસ સંપાદિત) વી એ સ્મિથ સંપાદિત 'કૅટલાગ ઑફ ધી કૉઈન્સ ઑફ ઈન્ડિઅન મ્યુઝિઅમ-પુસ્તક, ૧ લુ 'કૅટલાગ ઑફ ધી કૉઈન્સ કલેક્ટેડ બાય સી જે રોજર્સ એન્ડ પરચેઝ્ડ બાય ધી ગવર્નમેન્ટ ઑફ પંજાબ-ભાગ ૩, જે (સી જે રોજર્સ સંપાદિત), જનરલ કનિંગહામનું 'કૉઈન્સ ઑફ એન્શ્યન્ટ ઇન્ડિઆ'-'કૉઈન્સ ઑફ મિડિવલ ઈન્ડિઆ' -'કૉઈન્સ ઑફ ધી ઇન્ડો સીથીઅન્સ' અને 'લેટર ઈન્ડોસીથિઅન્સ,' સર વૉલ્ટર ઈલિઅટનુ 'કૉઈન્સ ઑફ સધર્ન ઈન્ડિઆ,' 'કૅટલાગ ઑફ ઈન્ડિઅન કૉઈન્સ ઈન ધી બ્રિટિશ મ્યુઝીઅમ'-'ગ્રીક એન્ડ સીથિક કિંગ્સ ઑફ બાક્ટ્રિઆ એન્ડ ઈન્ડિઆ' (પર્સી ગાર્ડનર સંગૃહિત અને આર સ્ટુઅર્ટ પૂલ સંપાદિત) 'ન્યુમિસ્મેટિક ક્રોનિકલ' 'ઇંટરનેશનલ ન્યુમિસ્મેટા ઓરિએન્ટેલિયા' જનરલ કનિંગહામનુ 'આર્કિઑલૉજીકલ સર્વે રીપોર્ટસ,' 'ઈન્ડિઅન એન્ટિક્વેરી,' રૉયલ બંગાલ અને મુંબાઈની એશિયાટિક સોસાઈટીના જર્નલ વિગેરે

## (આ) પ્રાચીન મુદ્રા

હિન્દુસ્તાનમા મુદ્રા એટલે મહોર પાડવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે કેટલાએક તામ્રપત્ર ઉપર અને કેટલાએક તામ્રપત્રોની કડીઓના સાથે આગળ રાજમુદ્રાઓ છાપેલી મળી આવે છે કેટલાક માટીના ગોળા એવા મળ્યા છે જે ઉપર જુદા જુદા મનુષ્યોની મુદ્રાઓ પાડેલી છે વીંટીઓ તથા કિંમતી પથ્થરો ઉપર પણ કોતરેલી એટલીક મુદ્રાઓ મળી છે આ મુદ્રાઓ ઉપરથી પણ આપણા પ્રાચીન ઈતિહાસમા કાંઈક કાંઈક મદદ મળી શકે છે કનોજના પ્રતિહાર રાજા ભોજદેવના તામ્રપત્રની મુદ્રામા દેવશક્તિથી ભોજદેવ સુધીની પૂરી વંશાવળી તથા ચાર રાણીઓના નામ છે ત્યાંના રાજા વિનાયકપાલના તામ્રપત્રની મુદ્રામા દેવશક્તિથી વિનાયકપાલ સુધીની વંશાવળી અને ૮ રાણીઓના નામ છે ગુપ્તવંશના રાજા કુમારગુપ્ત રાજાની મુદ્રામા (જે લખનૌના મ્યુઝિયમમા રાખવામા આવેલી છે તેમા) મહારાજ ગુપ્તથી લઈને કુમારગુપ્ત ૨, સુધીની વંશાવળી અને ૭ રાજમાતાઓના નામ છે મૌખરી સર્વવર્માની મુદ્રામા, હરિવર્માથી સર્વવર્મા સુધીની વંશાવળી તથા ચાર રાણીઓના નામ મળે છે ગુપ્તવંશી રાજા ચંદ્રગુપ્ત ૨, જેના પુત્ર ગોવિન્દગુપ્તના નામનો પત્તો, એક માટીના ગોળા પર છાપેલી તેની (ગોવિન્દગુપ્તની) માતા ધ્રુવસ્વામિનીની મુદ્રા ઉપરથી લાગે છે એવી જ રીતે કેટલાએ રાજાઓ, ધર્માચાર્યો, ધનાઢ્યો વિગેરેના નામો તેમની મુદ્રાઓ ઉપરથી મળી આવે છે અત્યારસુધીમા ૨૦૦ ઉપરાંત મુદ્રાઓ મળી આવી છે તેમનો વૃત્તાન્ત એપિગ્રાફિઆ ઈન્ડિકા, રૉયલ બંગાલ અને મુંબાઈની એશિઆટિક સોસાઈટીના જર્નલ, જન ૧ કનિંગહામનો આર્કિ-

એપીગ્રાફીઆ ઇંડીકા, ઇન્ડિઅન એન્ટિક્વેરી તથા આર્કીઓલોજીકલ સર્વેનો એન્યુઅલ રિપોર્ટ ( સને ૧૯૦૩-૪ ઈ૦ નો ) વિગેરે પુસ્તકોમાં છપાયો છે.

( ઈ ) શિલ્પ

પ્રાચીન ચિત્ર, મંદિર ગુફા વિગેરે સ્થાનો તથા પ્રાચીન મૂર્તિઓ પણ ઈતિહાસમાં કંઈક મદદ કરે છે. ચિત્રો ઉપરથી પોશાક, અલંકાર વિગેરેની હકીકત માલમ પડવા ઉપરાંત તેમના બનાવનારા વખતની ચિત્રવિદ્યાની સ્થિતિની પણ ખબર પડે છે. પ્રસિદ્ધ અજંટાની ગુફાની દીવાલ ઉપરના મોગલી ગજ પુરાણી ૨ જાના દરબારના રંગીન ચિત્ર ઉપરથી, તેના સમયના રંગ ઉપરાંત તે સમયની ત્યાંની પોશાક વિગેરેની સ્થિતિ માલમ પડે છે. પ્રાચીન મંદિર ગુફા વિગેરે ઉપર પણ તેમના બંધાવનારના નામ વિગેરેના લેખો ઉપરથી પત્તો મેળવ્યા પછી ઇતિહાસ લેખકોને સહાયતા મળી આવે છે. અને તેમાં મૂર્તિઓ વિગેરે પણ એ જ મદદ કરે છે કે જે પ્રાચીન ચિત્રો કરે છે. પરંતુ એમ લખવું અનુચિત નહિ ગણાય કે, આપણે ત્યાંની પ્રાચીન મૂર્તિઓમાં વાસ્તવિકતા લાવવાનો યત્ન કરવામાં આવેલો હોય એવું જોવામાં નથી આવતું, કેમકે કેટલાક પુરૂષોની પ્રાચીન મૂર્તિઓ હજી સુધી વિદ્યમાન છે, તે બધાનો ચહેરો એકસરખો છે. પ્રાચીન ચિત્ર તથા મંદિર વિગેરેના ફોટો કેટલાક પુસ્તકોમાં છપાયા છે. જેમાં મુખ્ય "ધી પેઈન્ટિન્સ ઑફ અજન્ટા" ( એ પુસ્તક— જગોન ગ્રિફિથ સાહેબનું રચેલું ) આર્કીઓલૉજીકલ સર્વેના જુદા જુદા રિપોર્ટ વિગેરે છે.

ઉપર કહેલી એક સામગ્રી (ક, ખ, ગ અને ઘ) દ્વારા હિન્દુસ્તાનનો પ્રાચીન ઈતિહાસ લખવાનો યત્ન ક્યાં સુધી સફળ થઈ શકે તેમ છે તે જાણવાની આકાંક્ષા રાખનાર વાચકોને અમે, હિન્દી ભાષામાં લખાયેલી "ભારતીય ઐતિહાસિક ગ્રંથમાલા"નું ૧ લું પુસ્તક, જેમાં સોલંકીઓનો પ્રાચીન ઈતિહાસ છપાયેલો છે તે જોવાનું સૂચવીએ છીએ, કેમકે તે સઘળું ઉપલી જ સામગ્રીઓને આધારે તૈયાર કરવામાં આવ્યું છે*

આ સામગ્રીને આધારે ગુજરાતના ઈતિહાસના સાધનો પણ, વાંચી સહેલાઈથી મળી શકે તેમ છે પણ ખંતપૂર્વક સૂક્ષ્મદૃષ્ટિથી અભ્યાસ કરનાર ખંતીલા ઉદ્યોગી અને ઉત્સાહી ગુજરાતી પામેલાઓમાંથી અત્યાર સુધીમાં કેટલા છે? સ્વ૦ પંડિત ભગવાનલાલ ઈંદ્રજી, વજેશંકર ગૌરીશંકર ઓઝા, ડૉ૦ હરિલાલ ધ્રુવ, રતીરામ દુર્ગારામ દેસાઈ અને વલ્લભજી હરિદત્ત આચાર્ય એટલા જ વિદ્વાનોના નામ, એ દિશામાં પ્રયત્ન કરનારાઓમાં મોખરે નજરે પડે છે. પણ અત્યારે એ બધાએ, ગુજરાતને કમનસીબે, સ્વર્ગ સીધાવ્યા છે અને ત્યાર પછીથી અત્યાર સુધીમાં એ દીશામાં બીજા કોઈ ગુજરાતીએ, અગત્યના કંઈપણ પ્રયત્ન કર્યા હોય તેવું જાણવામાં નથી. પ્રાચીન ગુજરાતની એ ઉણપ ક્યારે ઉકલશે? નવયુગનું ચેતન તેમનામાંથી આળસ ઉડાડી મુકી આ દિશા તરફ ગુજરાતનું ભૂતગૌરવ વધારનારી પ્રવૃત્તિ નહિ પ્રેરે?

* પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાના મૂળ હિન્દી લેખને આધારે.

મી મોંટેગ્યુ પાસેથી હિન્દે પોતાના હક્કોની અને અધિકારની વણી ઘણી આશા રાખી છે, અને રાખે છે પરન્તુ હિન્દના સ્થિત્યાવલોકન સમન્વમાં આ જે બે ગંભીર ભૂલો અમુક વર્ગની આપમતિની બુદ્ધિના પરિણામે કરવામાં આવી છે તે માટે અમને અત્યન્ત ખેદ થાય છે હિન્દમાં હેમના આવાગમન પછી જે અનેક વિચારો અને ભાવનાઓ અને જીવંત આશાઓ હિન્દની વિશાળ પ્રજા તરફથી હેમની પાસે રજૂ કરવામાં આવી છે, તે ઉપરથી જ હેમણે હિન્દનું સાચું હૃદય પરખવું જોઈએ છીએ અને તે વિચારપોષણના ગ્રાહ્ય રૂપે પ્રજાજીવનના દરેક દરેક કાર્યને હેમણે પ્રત્યક્ષ જોવું જોઈએ છીએ ખરી વાત છે અને અમ્હને આનન્દ થાય છે કે પ્રજાના જે વિશાળ સમૂહે હેમની પાસે સ્વરાજ્યના વિવિધ જાતના જે અનેક ખરિતાઓ રજુ કર્યા છે ને તેમાં સૌને મ્હોટે ભાગે હેમણે જે સત્કાર આપ્યો છે તે તો યોગ્ય જ થયું છે, છતાં આ કેના પ્રયત્નો ના પડ્યા હોત તો વધારે આનન્દ અને અભિમાન લેવા યોગ્ય થાત મુસલમાનબન્ધુઓને ના સાંભળવા માટે જે ઉત્તર આપવામાં આવ્યો છે તેમાં અમ્હને અર્થ લાગતો નથી, એ એક નિ સત્ત્વ અને નિર્મૂલ બહાનું જ છે હિન્દની 'બ્યુરોક્રસી' એ સમજવાની જરૂર છે કે હિન્દની સ્વરાજ્યની માગણીઓ અને હિન્દુ આ પ્રજાજીવન બાલક અવસ્થા વટાવી પૌષ્ટિકતત્ત્વોથી દૃઢીભૂત અને એકત્રિત થયેલું નવું સાત્વિક જીવન છે સમાન અને સ્વાતંત્ર્ય અને સામાન્યનેતાના અનેક પ્રબલ વિચારો અને ભાવનાઓથી પોષાયેલું આ જીવન છે ને અમ્હે આશા રાખીએ છીએ કે ચાણપણની અને સમયોચિત રાજનીતિજ્ઞ દક્ષતાના ઉંચા લક્ષ્યબિન્દુઓનો યથાર્થ રીતે હિન્દમાં ઉપયોગ કરવામાં આવશે, અને ભૂલો ત્યાંથી ફરી ગણી હિન્દીપ્રજાજનોના હક્કનું સંપૂર્ણ રીતે રક્ષણ કરવામાં આવશે, અને તેમ થશે તો જ મી મોંટેગ્યુનું હિન્દમાં આવવું સાર્થક થશે

---

# ગુજરાતમાં પરિષદો

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ., એલએલ બી.

**સામાન્ય.**

પ્રાન્તના જીવનમાં પરિષદો જે અગત્યનો ભાગ ભજવે છે તેની સાચી સમજ જેમને નહીં હોય તેમને ઑક્ટોબરના છેલ્લા અને નવેમ્બરના પ્હેલા ભાગમાં ગુજરાતમાં ભરાયેલી પરિષદોથી આનન્દ થયા વિના ભાગ્યે રહ્યો હશે. તે પરિષદોના પ્રમુખોનાં વ્યાખ્યાનો તેમ જ પરિષદોમાં થયેલા કામકાજના વૃત્તાન્તો અખિલ વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલા છે, અને તે વાચનારને એટલું તો ઓછામાં ઓછું લાગ્યું જ હશે કે "ગુજરાત જાગ્યું છે અને કામે લાગ્યું છે." સતત સ્થાયી અને સગીન કાર્યના અનુરાગીઓને આ તાત્કાલિક ચેતનથી ઉભરાતી આવી પ્રવૃત્તિઓથી સંતોષ ન થાય એ સ્વાભાવિક છે. એવા ગૃહસ્થો પાસે ત્રણ બાબતો રજુ કરવા જેવી છે. પ્રથમ તો એ કે પરિષદોનું મુખ્ય કાર્ય તો મત જણાવવાનું અને એકત્રિત કરવાનું છે. જ્યાં સુધી પરિષદો લોકમત કેળવે છે અને એકત્રિત કરે છે ત્યાં સુધી પરિષદોને નિષ્ફળ ગણવી એ યોગ્ય નથી. સતત સ્થાયી અને સગીન કાર્ય કરવું એ પરિષદોનો હેતુ નથી. તે માટે તો જુદી સંસ્થાઓ જોઈએ. જે કાર્ય બીજી સંસ્થાઓએ કરવું જોઈએ તે કાર્ય ન થતું હોય તો તેનું કારણ તેવી સંસ્થાઓનો અભાવ છે. તે માટે પરિષદો દોષપાત્ર હોવી અને પરિષદો કાંઈ કરતી નથી એવી ફરિયાદ કરવી એ વ્યાજબી [illegible]થી પ્રાન્તના ભિન્ન ભિન્ન પ્રશ્નોના સમ્બન્ધમાં પ્રાન્તિક પરિષદો લોકમત કેળવે અને એકત્રિત કરે એટલે પરિષદોનું કાર્ય સમાપ્ત થયું. પ્રશ્નોના પરિષદોએ સૂચવેલા નિરાકરણોનો પ્રત્યક્ષ પ્રયોગ કરવો એ કર્તવ્ય કાર્યકારી સંસ્થાઓનું છે. આ સમ્બન્ધમાં વળી નિરાધાર ગેરસમજ પ્રવર્તે છે અને પરિણામે પરિષદો માટે કેટલેક સ્થાને વધારે પડતો સંતોષ જણાવવામાં આવે છે અને બીજા કેટલાક સ્થાનોમાં વધારે પડતો અસંતોષ પ્રકટ કરવામાં આવે છે. પરિષદોનું સાચું સ્વરૂપ અને પ્રયોજન સમજનાર સાધારણ રીતે ગેરસમજનો ભોગ થવાનો ઓછો સમ્ભવ છે. બીજી બાબત. પરિષદોની અકિંચિત્કરતા માટે નિરન્તર ફરિયાદ કરનાર પણ એટલું તો કબૂલ કરશે કે કાંઈ પણ પ્રવૃત્તિ ન હોય અને લોકો તદ્દન અનકામા રહે તેના કરતાં તો ક્ષણિક પ્રવૃત્તિ પણ સારી. अकरणान्मन्दकरणं वरम्। આજે તાત્કાલિક ઉત્સાહ ઉભરાઈ પાછો શમી જતો હશે તો તે ફરીને જરા વધારે ચિરંજીવ થશે અને એમ કરતે કરતે એવો સમય આવશે કે જ્યારે તાત્કાલિક પરિષદોથી જ સંતોષ ન પામતાં સતત સ્થાયી અને સગીન કાર્ય કરનાર સંસ્થાઓ ઉત્પન્ન થશે. તે સમયે પરિષદો એવી સંસ્થાઓને પોષશે અને તેવી સંસ્થાઓ પરિષદોને પોષશે. એવો પરસ્પરાશ્રયનો શુભ દિવસ આવતા સુધી ગુજરાતનું સાર્વજનિક જીવન રચનારાઓએ તાત્કાલિક ઉત્સાહથી

ઉભરાતી પરિષદોથી સંતોષ પામ્યા વિના અન્યા ગતિર્નાસ્તિ । બીજી બાબત પરિષદોની પ્રાન્તના જુદા જુદા વિભાગોમાં વારાફરતી પ્રાન્તિક પ્રશ્નો વિચારવાનો પ્રસંગ એટલું જ નહિ, પરન્તુ જે વિભાગમાં પરિષદ ભરાશે તે વિભાગના માણસોને પરિષદો જેવી લોકહિતની સંસ્થાઓનો ખરો ખ્યાલ કરવાના અભ્યાસપાઠ મળશે. જે જમાનામાં પ્રોત્સાહનના સિદ્ધાન્તો સર્વોત્તમ ગણવામાં આવે છે તે જમાનામાં લોકહિતાર્થનો પ્રસંગ આપનાર પરિષદોનું નૈતિક મૂલ્ય જેટલું અાંકીએ તેટલું ન્યૂન છે. દૃષ્ટાન્ત તરીકે, ભરૂચ અને ગોધરાના લોકોને રાજકીય લોક-સમેલનો યોજવાનો જે અનુભવ મળ્યો હશે તેથી તેમને ન્હાનો મોટો લાભ થયો નહિ હોય. ઉપર જણાવેલ બાબતનો ખ્યાલમાં રાખનાર પરિષદોની સપ્રયોજનતા સફલતાથી સમજી શકશે. પરિષદોના હેતુઓને અનુસરીને કાર્ય કરનાર સભાઓ ગુજરાતમાં જ્યાં ત્યાં સ્થપાય અને પરિષદોના ઉપરનો અક્રિયપણું કરવાનો આરોપ દૂર કરે ત્યાં સુધી કામચલાઉ કાર્યવાહક કમિટીઓ પરિષદોને પરિણામે નીમાઈ છે તે યોગ્ય છે. ખરૂં છે કે રાજકીય પરિષદ, શિક્ષણ પરિષદ, અને સમાજસુધારાપરિષદ એ ત્રણેને અંગે નીમાયેલી કમિટીઓ આખા વર્ષ દરમ્યાન જોઈએ તેટલા વેગથી અને જોઈએ તેટલી સતતતાથી કાર્ય કરવા સમર્થ થશે કે નહિ તે શંકાસ્પદ છે, પરન્તુ પૂરેપૂરી રીતે સાધનસંપન્ન સંસ્થાઓ સ્થપાતાં સુધી કમિટીઓનું કામ ચલાઉ ગોઠવણથી ચલાવી લેવું પડશે એ સ્પષ્ટ છે. ભાઈ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક જેવા ઉત્સાહથી ઉભરાતા અને કાર્યનિષ્ઠ સદ્‌ગૃહસ્થ કમિટીના એક સેક્રેટરી છે અને મહાત્મા ગાંધીજી જેવા સમર્થ પ્રમુખ છે એટલે કમિટીઓ તદ્દન નિરૂદ્યોગી રહે એવી ભીતિ તો નથી જ, છતાં તેઓને મદદરૂપ થવા ગુજરાતના લોકપ્રિય તેમજ સુશિક્ષિત ગૃહસ્થો આ બાબતમાં વિશેષ રસ અને ભાગ લેવા વિજ્ઞપ્તિ કરવી અસ્થાને નહિ ગણાય એવી આશા છે.

## રાજકીય પરિષદ.

ગુજરાતની પ્રથમ રાજકીય પરિષદ નવેમ્બર માસની તા. ૩, ૪ અને ૫ એ તારીખોએ પંચમહાલ જીલ્લાના મુખ્ય શહેર ગોધરામાં ભરાઈ હતી. ત્યાં થયેલું કામકાજ, હાજરી અને લોકોત્સાહ એ સર્વ દૃષ્ટિઓથી પરિષદ એકંદરે અતિશય સફલ હતી, અને તે માટે જે જે કાર્યકર્તાઓ જવાબદાર હોય તેઓને જેટલાં અભિનન્દન આપવામાં આવે તેટલાં થોડાં છે. ખાસ કરીને પંચમહાલ જેવા પછાત જીલ્લામાં આવું સરસ કાર્ય થઈ શક્યું તે પંચમહાલને માટે તેમ જ સમસ્ત ગુજરાતને માટે પ્રશંસાપાત્ર સ્થિતિ છે. પરિષદની સફલતાનો ઘણો આધાર તેના પ્રમુખ ઉપર રહે છે, અને દેશના હિતની તથા ગુજરાતના ગૌરવની સંપૂર્ણ જવાબદારીથી અમ્હે અમ્હારો નમ્ર અભિપ્રાય પ્રદર્શિત કરીએ છીએ કે ગાંધીજીની પસંદગી કરવા માટે ગોધરાને કેવળ અભિનન્દન જ ઘટે છે. ગાંધીજી જેવા ભાવનાશાળી અને આચારબલયુક્ત સત્પુરુષના ચારિત્ર્ય માટે માન વગર બીજી લાગણી ન જ હોઈ શકે, પરન્તુ કેટલાકને એવી શંકા હોય કે પ્રમુખપદને માટે ગુજરાતના રાજકીય પ્રશ્નોનું ગાઢ જ્ઞાન, તે પ્રશ્નોનો

અતુમા ય થાય એવો ઉદ્દેન ઉગાવાની નમ્નિ, વિવિધ અભિપ્રાયો ધરાવનાર નાજપુરુષોને સંતોષ આપી ત્હેમને એકત્ર રાખવાની કળા વગેરે જે ગુણો સામાન્ય રીતે આવશ્યક ગણાતા આવ્યા છે તે ધરાવવા ગાંધીજી સમર્થ થશે કે કેમ તો તે સમજી શકાય તેમ છે જેમને એવી શંકા પણ ... હોય ત્હેમણે ગાંધીજીનું પ્રમુખ તરીકેનું વર્તન ખાસ જોવા જેવું હતું પોતે સ્વમતના અડગ અને આચારમતની સાક્ષાત્ મૂર્તિ હોવા છતા પોતે ન્હાનીમ્હોટી સર્વ બાબતોનો વિચાર કરી અમુક નિર્ણયો ઉપર આવેલા હોવા છતા, અને પોતે પ્રતિજ્ઞાને પરમ પદને પ્રાપ્ત કરેલું હોવા છતા જે શાન્તિ ધ્યાન અને સમભાવથી તેઓ વિષયવિચારિણી સભામા સામાન્યમા સામાન્ય પુરુષનો અભિપ્રાય સમજવાનો પ્રયાસ કરતા હતા તે અમોને જનાબ ર લોકનેતા થવાનું ગાંધીજીનું ઉત્તમ લક્ષણ લાગ્યું હતું પરન્તુ જેટલી પ્રશંસા ગાંધીજીના પ્રમુખ તરીકેના વર્તન માટે અમ્હે કરી નાખીએ એમ છીએ તેટલી ત્હેમના ભાષણ માટે કરી નાખીએ તેમ નથી એશ, ગાંધીજીના લાક્ષણિક ગુણોથી તેમ જ લાક્ષણિક બોલીથી તે વ્યાપ્ત હતું એટલું જ નહિ પરન્તુ જે કેટલીક બાબતો તો ગાંધી જેવા નિસ્પૃહ આધ્યાત્મિક મહાત્મા જ કરી શકે એવું આપણે માનતા થયા છીએ તેવી અનેક બાબતો ત્હેમા હતી સરકાર ઉપર આધાર રાખીને બેસી ન રહેતા સ્વાશ્રયથી અને સ્વસુધારણાથી જ સાચું સ્વરાજ્ય મેળવી શકશો અને ભોગવી શકાશે એ બેધડક રીતે પ્રજાને કહેવામા ત્હેમણે જેટલું સાચું તેટલું જ હિમ્મતભર્યું કહ્યું છે એ અમ્હે સ્વીકારીએ છીએ છતા બીજી બાજુએવી જોતા અમને એમ લાગી ગયા વિના નથી રહેતું કે એકંદરે ત્હેમનું શિક્ષણપરિષદનું વ્યાખ્યાન જેટલું સંતોષકારક છે તેટલું ત્હેમનું રાજકીય પરિષદનું વ્યાખ્યાન નથી પરિષદમા પસાર થયેલા ઠરાવો અને તે ઉપરના ભાષણો એકંદરે સંતોષકારક હતા કેટલાક ઠરાવો રાષ્ટ્રીય, કેટલાક પ્રાન્તિક અને કેટલાક કેવળ સ્થાનિક અગત્યના હતા ઠરાવો ઉપર ભાષણો કરનાર કેટલાક ગુજરાતના પ્રસિદ્ધ વક્તાઓ હતા તો કેટલાક અમુક વિષયોના ખાસ જાણનારાઓ હતા એકંદરે વક્તાઓની પસંદગી સારી હતી, અને જનસમાજને સમજ પડે તેવા રૂપમા અને તેવી ભાષામા પ્રશ્નો રજુ કરવાની દૃષ્ટિથી જોઈએ તો ભાષણોની ભૂમિકા એકંદરે જોઈએ તેવી હતી નામદાર મહુમ અલી ઝીણા, લોકમાન્ય તિલક, તથા નામદાર પટેલ પણ બોલનારામા હતા આવી પરિષદો ગુજરાતી ભાષામા ઉંચા પ્રકારનું વક્તૃત્વ વિકસાવવાના પ્રસંગો આપે છે, અને તેથી ગુજરાતના જીવન ઉપરાંત ગુજરાતી ભાષાને પણ અનહદ લાભ થશે હાજરીની બાબતમા એક તત્ત્વનો અભાવ ખાસ નજરે ખેંચે એવો હતો અને તે જાણીતા ગુજરાતી રાજકીય નેતાઓની ગેરહાજરી હતી તે વિના ગુજરાતની સેવા કરવા મ્હાલતા અનેક યુવાન કાર્યકર્તાઓની તેમ જ લોકસમૂહની હાજરી ઘણી સંતોષ આપે તેવી હતી લોકોત્સાહની દૃષ્ટિથી તો પરિષદ્ અત્યંત સફળ હતી, જે દૃષ્ટિ અમને બીજી બધી દૃષ્ટિઓ કરતા લોકશાસનના યુગમા વિશેષ અગત્યની લાગે છે સ્ત્રીઓ તથા પુરુષો ગુજરાતના જુદા જુદા ગામોમાથી મ્હોટી સંખ્યામા આવ્યા હતા અને લોકજીવનની ગંગામા નાહી પવિત્ર થયા હતા સંક્ષેપમા, લોકોત્સાહ કેવળ આશાજનક હતો

## શિક્ષણ પરિષદ.

ગુજરાતની દ્વિતીય શિક્ષણ પરિષદ ઑક્ટોબરની તા ૨૦ મી તથા તા ૨૧ મીના દિવસોમે ભરૂચમા ભરવામા આવી હતી સ્ત્રીપુરુષોની હાજરી એકંદરે જોતે સારી હતી તેમ જ શિક્ષણના કાર્યમા જોડાયેલા ગુજરાતના અનેક પુત્રપુત્રીઓ પણ સારી સંખ્યામાં હાજર હતા ત્યા શિક્ષણના પ્રદેશના ખાસ અનુભવ અને જ્ઞાનવાળા સ્ત્રીપુરુષો દેશ રાજકીય સ્થિતિમા શિક્ષણના સુધારામા પણ ભાગ ન લઈ શકે તેવી દુર્દશાને લીધે આ વખતે લઈ નહિ તેવો ભાગ લેતા નથી એ ગુજરાતને જેવુ તેવુ નુકશાન નથી પરિષદનુ પ્રમુખપદ મહાત્મા ગાંધીજીએ આપ્યુ હતુ ખાનબહાદુર આદરજી મચેરજી દલાલનુ સ્વાગતમંડળના પ્રમુખ તરીકેનુ ભાષણ જાણવા યોગ્ય માહિતી આપનારૂ, વિચારપૂર્ણ, ફરેન અને આદી તથાપિ સરકારી ભાષામા લખાયેલુ હતુ, અને તે માટે હેમને અભિનન્દન ઘટે છે મહાત્મા ગાંધીજીનુ ભાષણ તેમની પાસેથી આશા રાખી શકાય તેવુ હતુ ચાલુ પદ્ધતિના અવિચારી દાસત્વમાંથી મુક્તિ અને દેશના પ્રશ્નોની કેવળ સ્વતંત્ર ચર્ચા એ ગાંધીજીના વ્યાખ્યાનોની ખાસ ખુબી છે તેઓ નવી દૃષ્ટિઓથી પ્રશ્નોને જુએ છે એટલુ જ નહિ, પરન્તુ હેમની ચર્ચા કાંઈ નવુ જ ભાન અને નવુ જ વલણ આપે છે આ દૃષ્ટિથી હેમનુ શિક્ષણપરિષદનુ વ્યાખ્યાન બહુ ઉચ્ચ પ્રકારનુ હતુ પ્રચલિત પદ્ધતિ વિના બીજી પદ્ધતિ હોઈ ન શકે એવી રૂઢિગ્રસ્તતાના ભોગ થયેલાઓને હેમના વિચારો ઉત્પાતકારક, અવ્યાવહારિક અને કદાચિત્ હાનિકારક પણ લાગશે, પરન્તુ વિશેષ નહિ તો ચાલુ પદ્ધતિથી જુદી પદ્ધતિથી પણ પ્રશ્નો જોઈ શકાય એટલુ ભાન તો ગાંધીજી ભલભલા રૂઢિરક્ષકોને પણ કરાવશે અમને પોતાને તો ગાંધીજી એથી ઘણુ વધારે કરવાને સમર્થ થશે એવી આશા સ્ફુરે છે પરિષદમા પસાર થયેલા ઠરાવો અને તે ઉપરના ભાષણો વિષય ઉપર નવો પ્રકાશ પાડતા કરતા પ્રચલિત અભિપ્રાયોને લોકગમ્ય કરવા તરફ વિશેષ વલણવાળા હતા, અને હાલમા ગુજરાતને તેવા કાર્યની જરૂર વિશેષ છે એવો અમ્હારો નમ્ર મત છે આવી પરિષદોમા વિદ્વાનો કરતા જનસમાજ પ્રતિ વિશેષ દૃષ્ટિ રાખવા જેવી છે

## સંસારસુધારા પરિષદ.

ડિસેમ્બરની તા ૩ જી અને તા ૪ થી એ બે દિવસોએ ગુજરાતની પ્રથમ સંસાર-સુધારા પરિષદ ગોધરામા મળી હતી આ પરિષદની યોજના કરનારાઓને જે મુશ્કેલીઓ પડી છે હેનુ સંપૂર્ણ ભાન હોવા છતા અને હેમણે કરેલા પ્રયાસો માટે હેમને અભિનન્દન આપવા છતા અમ્હારે કહેવુ પડશે કે સ્વાગતમંડળના પ્રમુખ તરીકે એક સુસ માન ગૃહસ્થને અને સ્થાનિક અધિકારીને પસંદ કરવામા તેઓએ એવા તત્ત્વો દાખલ કર્યાં છે કે જેને અમ્હે હાલની સ્થિતિમા ઉચિત ગણતા નથી પરિષદના પ્રમુખ તરીકે સૌ શારદા બ્હેનની પસંદગી કરવા માટે સ્વાગતમંડળને અભિનંદન ઘટે છે સૌ શારદાબ્હેનને પ્રમુખપદ લેવાની

નિષ્પક્ષ રીતે કરતે મહાત્મા ગાંધીજીએ અને હેમનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરતા
શ્રી લક્ષ્મીબાઈ જગમોહનદાસ હેમની જે પ્રશંસા કરી હતી તે વાસ્તવિક જ હતી સૌ
શારદાબ્હેન સંસારસુધારાને રાષ્ટ્રીય દૃષ્ટિથી જોનાર છે એટલું જ નહિ, પરન્તુ આપણા
જનસમાજ પ્રતિ ઊંડી મમતા ધરાવનાર છે તેથી સુધારક તરીકે તેઓ વધારે લોકપ્રિય અને
અસરકારક થાય એ સ્પષ્ટ જ છે ભૂતકાળમાં સંસારસુધારાને અંગે કામ કરનાર અગ્રેસરો
વગેરે નો શારદાબ્હેનની પેઠે ગીરવવામાં જૂના જમાનાના કાર્ય કરનારાઓનો અન્યાય
કરવાની જરૂર નથી પરન્તુ હાલની પ્રજાની જરૂરિયાતોને પ્હોંચી વળે એવા સ્ત્રીપુરુષોની પણ
કરવાની અભિલાષા છે રાષ્ટ્રીય શિક્ષણવિષયક સંસારસુધારાવિષયક આદિ સર્વ રાષ્ટ્રવ્યવહારોમાં
ભૂત પ્રતિ કૃતજ્ઞતા બતાવવાને બદલે વર્તમાન પ્રતિ કૃતજ્ઞતા દર્શાવવાનો સ્વાભાવિક ઉદ્દેશ વિશેષ
છે સૌ શારદાબ્હેનનો પ્રમુખપદનો નિર્વાહ સંતોષ આપે એવો હતો હેમનું ભાષણ હેમની
સીધી સાદી અને લાગણીભરી ભાષામાં જ લખાયું હોત અને વિદ્વત્તા આપવાનો વૃથા પ્રયાસ
ઓછો થયો હોત તો વ્યાખ્યાન વધારે અસરકારક થાત—હેમના પોતાના તથા ગાંધીજીના
અન્ય ભાષણોની માફક જૂના ભાષણમાં ઘણી અનેક વિષયોની સરળતાથી ચર્ચા કરનાર અને
રાષ્ટ્રીય દૃષ્ટિથી પ્રેરાયલું હોવાથી રસ ઉત્પન્ન થયા હતુ સૌ શારદાબ્હેન એ ગુજરાતનું એક
અમૂલ્ય રત્ન છે દરવો એ દરે ગુજરાતની સ્થિતિ ધ્યાનમાં રાખી ઘડવામાં આવેલા હતા
તેમ જ તે ઉપર બોલનાર સ્ત્રીપુરુષોના ભાષણો પણ એકંદરે સંતોષ આપે તેવા હતા સામાન્ય
રીતે સંસારસુધારા પરિષદ બહુ લોકપ્રિય લેખાતી નથી, છતાં હાજરી ઘણી મ્હોટી હતી,
આમ કરીને સ્ત્રીઓની ગુજરાતમાં સંસારસુધારા માટે સાચો ઉત્સાહ ઉત્પન્ન થાય અને ટકાય
એ બહુ ઈચ્છવા યોગ્ય છે

---

નવલમ પ્રાપ્તિ ભા ૪ થો રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆનું શોચનીય અવસાન.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.

નવા ગુજરાતના એક સ્રષ્ટા રા. રણજિતરામ વાવાભાઈ મહેતાના અકાળ અને આકસ્મિક અવસાનનો મર્મભેદી આઘાત હજી તો તાજો છે ત્યાં તો ગુજરાતના એક બીજા રત્નને હરી લેવાનું પ્રભુએ ઉચિત ધાર્યું છે. તે રત્ન તે ગુજરાતના જાણીતા અને લોકપ્રિય લેખક રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા. કેટલોક સમય થયાં તેઓનું શરીર ધીમે ધીમે નિસ્તેજ અને ક્ષીણ બનતું જતું હતું અને જાણે કાળની ક્રૂર છાયા ક્રમે ક્રમે હેમની કાયા ઉપર પથરાતી હોય એવો ભયંકર ભાસ અમને થયા કરતો હતો. જેની કલ્પના પણ અમને કમ્પ ઉપજાવનારી હતી તે અમંગળ વ્યતિકર આખરે મંગળવાર, તા. ૨૭ મી નવેમ્બર ૧૯૧૭ ને દિવસે પ્રભાતના પાંચ વાગતે બન્યો, અને ગુજરાતે પથ્ય વિચારોનો પ્રચાર કરનાર એક સતત સાહિત્યસેવક ગુમાવ્યો ! ગુજરાત અસંખ્ય સાહિત્યસેવકોથી સંપન્ન હોત તો પણ રા. ભોગીન્દ્રરાવ જેવા ઉત્સાહી અને ઉદ્યોગી લેખકનું અવસાન હ્હેને સાલત, પરન્તુ જ્યારે હેમના જેવી નિરન્તર સાહિત્યસેવા કરનારની સંખ્યા શોચનીય રીતે સ્વલ્પ છે ત્યારે તેઓનો દેહોત્સર્ગ દરિદ્ર ગુજરાતને દુઃસહ લાગે એમાં શું આશ્ચર્ય ? કૃતજ્ઞ ગુજરાતના શોકાશ્રુમાં અમ્હે પણ અમ્હારાં અશ્રુ ભેળવીએ છીએ.

રા. ભોગીન્દ્રરાવનું વ્યક્તિજીવન, કુટુમ્બજીવન, શિક્ષણજીવન અને લેખકજીવન વિષે વિસ્તારથી અમ્હે અનુકૂલ અવસરે લખીશું. અંગત તેમ જ સાર્વજનિક સ્વરૂપોનું આલેખન કરનાર જેવો લેખ રા. રણજિતરામના સમ્બન્ધમાં લખવામાં આવ્યો હતો તેવો જ લેખ રા. ભોગીન્દ્રરાવના સમ્બન્ધમાં લખવા અમ્હારી ઇચ્છા છે. અત્યારે તો "સમાલોચક" માટે રા. ભોગીન્દ્રરાવ જે તીવ્ર હિતચિન્તા દર્શાવતા હતા એટલું જ નહિ, પરન્તુ હેને પોતાના લેખોથી જે સક્રિય સહાય્ય આપતા હતા તે માટે અમ્હારી ઉપકારવૃત્તિ દર્શાવી, હેમના અવસાનથી હેમનાં વિદ્યાનુરાગી પત્ની અને જાણીતાં સ્ત્રીલેખક "બ્હેન પ્રમિના"ના અને હેમનાં પુત્રપુત્રીના ઉપર જે વિપત્તિ આવી પડી છે તે માટે સમભાવ દર્શાવી, સદ્ગતના કલ્યાણકારી આત્માને શાન્તિ ઇચ્છી વિરમીશું.